"સસ્તું સાહિત્ય" એટલે "સોંઘામાં સોંઘું સાહિત્ય"

# લઘુ યોગવાસિષ્ઠ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



અઢી રૂપિયા

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# લઘુ યોગવાસિષ્ઠ




અનુવાદક:

ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય, બી. એ., બી. ટી.,

કચ્છ-માંડવી





ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે: ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨




અઢી રૂપિયા

સંવત ૨૦૦૧. * પ્રત ૧૧૦૦





આ પુસ્તકના શરૂના ૧ થી ૧૦ ફરમા વડોદરા સરકારના હુકમ અંક ડી. ૮૬/૭૧, તા. ૬-૩-'૪૫ મુજબ મળેલ મંજૂરીથી વડોદરામાં 'અશોક પ્રિન્ટરી'માં છપાયા છે. તે પછીના ૧૧ થી ૩૩ ફરમા 'સસ્તું સાહિત્ય મુદ્રણાલય'-રાયખડ : અમદાવાદમાં છપાયા છે.

મુદ્રક અને પ્રકાશકઃ-ત્રિભુવનદાસ ક૦ ઠક્કર,
સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ

# નિવેદન

"યોગવાસિષ્ઠ મહારામાયણ"માં લગભગ ૩૨૦૦૦ શ્લોકો આવે છે. તેમાંથી કાશ્મીરના અભિનંદ નામના પંડિતે સારરૂપ એવા ૬૦૦૦ શ્લોકો તારવી લઈ, આ ગ્રંથની રચના કરેલી છે. અને વેદાંતના અભ્યાસીઓને આ ગ્રથ ઘણો માર્ગદર્શક થઈ પડે એવો છે.

બૃહદ્ યોગવાસિષ્ઠનાં છ યે પ્રકરણો સારરૂપે આમાં અપાયાં છે. તેમાંનાં:—[૧] 'વૈરાગ્ય પ્રકરણ'માં જગતના પદાર્થોની નશ્વરતા દર્શાવેલ છે. [૨] 'મુમુક્ષુ પ્રકરણ'માં વૈયક્તિક જીવનમાં વાસનારૂપી નદીના પ્રવાહને સંસારથી પરાવૃત્ત કરી આત્મા તરફ વાળવાનો તથા મલિન વાસનાઓનો ત્યાગ કરી શુદ્ધ વાસના-ઓને ગ્રહણ કરવાનો–એટલે કે પ્રબલ પુરુષાર્થ આચરીને મોક્ષની પ્રાપ્તિ કરવાનો–બોધ અપાયેલ છે. [૩] 'ઉત્પત્તિ પ્રકરણ'-માં દૃશ્ય જગત માત્ર મનનો જ વિલાસ હોઈ, વાસ્તવમાં એવું કાંઈ નથી. મનને કાબૂમાં રાખવાનું સૂચન કરતાં જણાવાયું છે, જો કે મન શાંત થઈ જાય તો પછી જગત કાંઈ પણ બાધ કરી શકશે નહીં; કેમકે જે વસ્તુ સંકલ્પસિદ્ધ છે, તે સંકલ્પથી જ નષ્ટ થઈ શકે છે; એટલે આ જગત પણ સંકલ્પની વૃદ્ધિથી વૃદ્ધિને પામે છે અને તેની ક્ષીણતાથી ક્ષયને પ્રાપ્ત થાય છે. એ રીતે, આ પ્રકરણમાં દૃષ્ટિ-સૃષ્ટિવાદ ઉત્તમ પ્રકારે નિર્દિષ્ટ કરવામાં આવેલ છે. [૪] 'સ્થિતિ પ્રકરણ'માં એવું નિરૂપણ કરવામાં આવ્યું છે, કે જગતની સ્થિતિ પણ તેની ઉત્પત્તિ પેઠે ભાવનામય હોઈ, આ સંકલ્પમય જગતનો ત્યાગ કરી સ્વ–સ્વરૂપમાં વિચરવું. સર્વ પદાર્થોમાં સમદૃષ્ટિ એ જ ચિત્તની પરમ સ્થિતિનું કારણ હોવાથી, તેમાં સ્થિતિ થવાથી મનુષ્ય પુનઃ જન્મ–મરણનો ભાગી

થતો નથી. દેહાદિમાં થતા લૌકિક અહંકાર વગેરેનો ત્યાગ કરવાથી પરમપદમાં સ્થિતિ થાય છે, એમ વિસ્તૃતપણે એમાં સમજાવવામાં આવેલ છે. [૫] 'ઉપશમ પ્રકરણ'માં કલ્પનાના ભેદને નિવૃત્ત કરવાનો ઉપાય મનોનિગ્રહ હોવાનું જણાવીને મનના નાશથી જ પરમપદની પ્રાપ્તિ થાય છે એમ સાબિત કરવામાં આવેલું છે. વાસનાનો ત્યાગ કરવાથી બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, એટલે પછી મનનો મનોભાવ રહેતો નથી; એમ બે પ્રકારના મનના નાશ (૧) સરૂપ અને (૨) અરૂપ—કરવાનું જણાવીને, જીવન્મુક્તિ પ્રાપ્ત કરવાનું સૂચવાયું છે. મનોનાશથી વાસનાક્ષય થાય છે; વાસનાક્ષય થતાં તત્ત્વસાક્ષાત્કાર થાય છે; અને તત્ત્વસાક્ષાત્કારથી પરમપદની પ્રાપ્તિ થાય છે. સદ્‌વિચારથી ચિત્તને જીતી લેનારને આધિ, વ્યાધિ અને વિષયો જરા પણ દુઃખદાયક થતા નથી; એમ વિશદતાથી સમજાવવામાં આવેલ છે. [૬] 'નિર્વાણ પ્રકરણ'માં જીવ સર્વ વાસનાનો ક્ષય કરી આત્મપરાયણ બને છે, ત્યારે જગત ચેતનથી એટલે કે બ્રહ્મથી ભિન્ન નથી એમ તેને ભાન થાય છે. પરમપદની પ્રાપ્તિ કેવળ શાસ્ત્રાભ્યાસથી કે ગુરુથી જ થઈ શકતી નથી; પણ માત્ર અંતરશુદ્ધિથી અને શુદ્ધબુદ્ધિથી જ થાય છે, એવું ઉદ્‌બોધન રજૂ કરવામાં આવેલ છે.

આ બધા ઉપરથી આ પુસ્તકનું વેદાંતના સર્વ ગ્રંથોમાં શિરોમણિ સ્થાન શા માટે છે, તે સમજી શકાય છે; એટલે જ કોઈ પણ મુમુક્ષુ એની ઉપેક્ષા નથી કરી શકતો.

દૃષ્ટિ (વૃત્તિ)થી જ સૃષ્ટિ છે, એમ આ પુસ્તક પ્રતિપાદન કરે છે. આવો દૃષ્ટિ–સૃષ્ટિવાદ પં. નીલકંઠે "મહાભારત"થી સિદ્ધ કર્યો છે; વિદ્વાન કેન્ટ અને તેમના અનુયાયી ગણનો પણ એ જ સિદ્ધાંત છે. વળી, "યોગવાસિષ્ઠ" પ્રાચીન ઋષિઓ

ઉપરાંત આધુનિક વિદ્વાનોના સિદ્ધાંતને–અભિપ્રાયને પણ સર્વથા અનુકૂળ છે; એટલે તો શ્રી. બિહારીલાલ મિત્રે તેનો અંગ્રેજી અનુવાદ પ્રકટ કરેલો છે. શ્રી રામચંદ્રજીએ શ્રી. વસિષ્ઠજીના ઉપદેશ દ્વારા સંસારનાં સર્વ કાર્ય કરતા રહેવા છતાં જીવન્મુક્તિના સુખનો અનુભવ કરીને તેમ જ વૈદેહકૈવલ્યને પ્રાપ્ત કરીને જેવો લાભ મેળવ્યો હતો, તેવો લાભ આ ગ્રંથના પઠનથી જિજ્ઞાસુ અધિકારી જનને થશે એવી આશા છે.

આ ગ્રંથનો અનુવાદ રા. રા. ભોગીંદ્રરાય નાનાલાલ વૈદ્યે નિષ્કામભાવે કરી આપીને સંસ્થાને પ્રકટ કરવા માટે સોંપ્યો છે; અને એ અનુવાદ તથા તેનાં પ્રૂફ સ્વામીશ્રી સ્વયંજ્યોતિતીર્થે જોઈ આપ્યાં છે; તે બદલ સંસ્થાનું ટ્રસ્ટીમંડળ તે બંનેનું ઋણી છે.

આ પછી અનુવાદકના બે બોલ આપ્યા છે; અને તે પછી પૃષ્ઠ ૧૮ ઉપર શુદ્ધિપત્ર આપ્યું છે, તે મુજબ ગ્રંથ સુધારી લઈને વાંચવો ઘટે.

મુંબઈ,
તા. ૭–૮–'૪૫

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

---

× "શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણ": ૪ ભાગોમાં : આવૃત્તિ ૪ થી : કુલ પાન ૧૯૦૮ : કિં. રૂ. ૧૨–૦ : ટ. ખ. રૂ. ૨–૦

# બે બોલ

યોગવાસિષ્ઠ મહારામાયણ અને શ્રીમદ્ ભગવદ્ગીતા એ વેદાન્ત તત્ત્વજ્ઞાનના અજોડ મહાન ગ્રંથ છે. આ બન્ને ગ્રંથોનું ઉદ્ગમસ્થાન ઉપનિષદો છે. આ બન્ને ગ્રંથના કર્તા દિવ્યજ્ઞાનસંપન્ન સર્વદર્શી મહાત્મા વાલ્મીકિ અને ભગવાન વેદવ્યાસ છે; વક્તા મહર્ષિ વસિષ્ઠ અને યોગેશ્વર શ્રીકૃષ્ણ છે; શ્રોતા શ્રીરામ અને અર્જુન બન્ને ધનુર્ધર ક્ષત્રિય વીર પુરુષો છે. શ્રેયોજિજ્ઞાસા અને શોકરહિત પરમાનન્દની પ્રાપ્તિની ઇચ્છા આ સંવાદના મૂળ ઉદ્ભાવક પ્રશ્નો છે. અર્જુનનો પ્રશ્ન વિષાદમૂલક છે. શ્રીરામનો પ્રશ્ન વિવેક–વિરાગજન્ય છે. આ સંવાદના શ્રોતા શ્રીરામ અને અર્જુન આ ઉપદેશ સાંભળ્યા પછી સંસાર-વ્યવહારનો ત્યાગ કરી ભગવાં પહેરી નિષ્ક્રિય થઈ બેસી રહ્યા નથી; પણ પોતાનાં વર્ણ, આશ્રમ, જાતિ, કુલ અને દેશકાળને ઉચિત પ્રકૃત વ્યવહારપરાયણ બની ચિરઃસ્મરણીય બન્યા છે; એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

વેદાન્ત તત્ત્વજ્ઞાન ઉપર યોગવાસિષ્ઠ મહારામાયણ જેવું મોટું અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તોને સમજાવવા માટે પુષ્કળ આખ્યાનો, ઉપાખ્યાનો, દાખલા–દૃષ્ટાન્તો અને તર્કોથી ભરેલું કોઈપણ પુસ્તક સંસ્કૃત વાંગ્મયમાં પ્રસિદ્ધ થયું નથી; એવો વિદ્વાનોનો મત છે. પ્રચારની દૃષ્ટિએ યોગવાસિષ્ઠનાં પઠન, પાઠન, શ્રવણ અને અભ્યાસ શ્રીમદ્ ભગવદ્ગીતા જેટલાં નથી. તેનું કારણ એમ સમજાય છે, કે એક તો ૩૨૦૦૦ શ્લોકનો ભારે દળદાર એ ગ્રંથ છે. વળી એ ગ્રંથ કેવળ વૃદ્ધ, વિરક્ત, ત્યાગી સાધુ સંન્યાસીઓ, વિધવાઓ વગેરે માટે જ હોવાની માન્યતા કેટલેક સ્થળે પ્રવર્તતી જોવામાં આવે છે. તદુપરાંત આ ગ્રંથમાં અદ્વૈત વેદાન્તના અંતિમ કોટિના સિદ્ધાન્ત અજાતિવાદ અને વિવર્તવાદ સમજાવવામાં આવ્યા છે. આરંભના અભ્યાસીઓને

તે સમજવા અઘરા પડે છે. પરન્તુ ગીતાજી સાતસો શ્લોકોમાં સરળ ભાષામાં છે. તેમાં જીવન સાથે નિત્ય સંબંધ ધરાવનાર પ્રસંગો અને વ્યવહારને ઉપયોગી થાય તેવા જ્ઞાન, ભક્તિ અને કર્મના વિચારોનો સુંદર સમન્વય કરવામાં આવ્યો છે; અને સર્વદેશમાં, સર્વ કાળમાં, સર્વ પ્રકારના મનુષ્યોને ઉપયોગી થાય તેવાં સનાતન સત્યો સાદી અને સરળ શૈલીમાં સમજાવવામાં આવ્યાં છે. આ કારણે યોગવાસિષ્ઠ કરતાં ગીતાજીનો પ્રચાર અને પ્રસાર આપણામાં વિશેષ પ્રમાણમાં થયેલ જોવામાં આવે છે. યોગવાસિષ્ઠ માટે આદરભાવથી અભ્યાસ, પઠન, પાઠન પ્રમાણમાં બહુ ઓછાં હોવાનું મુખ્ય કારણ ગ્રંથનું દળ, વિચારોની ગહનતા અને સિદ્ધાન્તોની દુરૂહતા છે. સામાન્ય ઉપદેશ તો બન્ને ગ્રંથોમાં લગભગ સમાન જ છે.

આવો ૩૨૦૦૦ શ્લોકોમાં ગૂંથાયેલો યોગવાસિષ્ઠનો મહાગ્રંથ સામાન્ય બુદ્ધિનાં મનુષ્યો સમજી શકે તેમ ન હોવાથી, તેમાંનાં છ યે છ પ્રકરણ જેમનાં તેમ કાયમ રાખી, કાશ્મીરના અભિનંદ નામના પંડિતે એમાંથી સારભૂત લગભગ છ હજાર શ્લોકો ખેંચી લઈ, સંક્ષેપમાં જ્ઞાનસાર સમજાવ્યો છે. એ મહારામાયણ રૂપી ક્ષીરસમુદ્રમાંથી મથી કાઢેલ જ્ઞાનસારામૃત 'લઘુ યોગવાસિષ્ઠ' નામે પ્રસિદ્ધ છે. આ ગ્રંથનું ભાષાંતર અંગ્રેજી ભાષામાં ઘણાં વર્ષો પૂર્વે થયું હતું, જે હાલ અપ્રાપ્ય છે. બીજી ભાષાઓમાં તેનું ભાષાન્તર બહાર પડેલું જાણવામાં નથી. સર્વાંતર્યામી શ્રીરામની અગમ્ય ઇચ્છા અને અદૃષ્ટ સંકેતવશાત્ પૂ. સ્વા. શ્રી સ્વયંજ્યોતિતીર્થજીની ઈશ્વરપ્રેરિત પ્રેરણા અને પ્રોત્સાહનથી આ ભાષાંતર આ રૂપમાં બહાર પડે છે. વિષયની ગહનતા અને ભાષાની પ્રૌઢતાની નજરે ભાષાંતરકર્તાની યોગ્યતા નજીવી છે; તો પણ "स्वान्तःसुखाय रघुनाथगाथा" આઈ જીવન પવિત્ર કરવા માટે અભ્યાસ અને અધિકાર વધારવાની વૃત્તિ ઉદ્ભવી. આ વૃત્તિનું ઉદ્ભવન અમારા કૈલાસવાસી તીર્થસ્વરૂપ પૂજ્ય

પિતામહ ઓઘડભાઈના આ યોગવાસિષ્ઠના હિન્દી ભાષાંતરના નિત્ય સ્વાધ્યાયને આભારી છે. તેઓશ્રી ઉપનિષદ્, ગીતા અને યોગવાસિષ્ઠનું નિત્ય વાચન રાખતા. આ રીતે બાળપણમાં તેનાં પડેલાં સંસ્કાર–બીજકોને પૂ૦ સ્વા૦ શ્રી. સ્વયંજ્યોતિતીર્થજીના પ્રોત્સાહક પત્રોએ પોષણ આપ્યું અને પરમ ગુરુદેવ પરમાત્માની કૃપાથી એ સંસ્કાર–બીજકો આ પુસ્તકાકારે પરિણામ પામ્યાં છે. તે માટે મૂળ સંસ્કારનાં બીજાંકુરોને ઉત્તેજિત કરનાર કૈ૦ પૂજ્ય પિતામહ ઓઘડભાઈના પવિત્રાત્માનો આભાર માનતું હૃદય, જેમનાં આદેશ, માર્ગદર્શન, પ્રેરણા અને પ્રોત્સાહનથી એ સંસ્કાર–બીજકો આ ભાષાંતરરૂપે બહાર પડે છે તે પરમ પૂજ્ય સ્વા૦ શ્રી. સ્વયંજ્યોતિ તીર્થજીનાં પવિત્ર ચરણકમળે સર્વભાવે નારાયણ સ્મરણ કરતું નમે છે. અસ્તુ !

યોગવાસિષ્ઠ તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતાનો પુનઃ પુનઃ અભ્યાસ કરવાનો ઉપદેશ પૂજ્ય સ્વામીશ્રી રામતીર્થજી વારંવાર કરતા રહ્યા છે. **આ લઘુ યોગવાસિષ્ઠ ગ્રંથમાં જે જ્ઞાનસાર આપવામાં આવ્યો છે, તેનો અતિ સંક્ષેપ કરતાં એમ કહેવાય, કે–આ ગ્રંથ કેવળ સાધુસંન્યાસી માટે જ નથી. ગૃહસ્થોએ પણ તેનો ઉપદેશ વાંચવા–સમજવા જેવો છે. પુનઃપુનઃ તેનું શ્રવણ-મનન કરી તે ઉપદેશ જીવનમાં ઉતારવા જેવો છે.** એમ થતાં બુદ્ધિ નિર્મળ થઈ પરમ બોધ પામે છે. શ્રેષ્ઠ સંસ્કારોથી મન સ્વસ્થ અને શાંત બને છે, જીવનવ્યવહાર સરળ બને છે અને પરમ પુરુષાર્થ–મોક્ષ માટે મન યોગ્ય બનતું જાય છે. શ્રી ગીતાજીની પેઠે આ ગ્રંથ પણ **નામર્દાઈ, દીનતા, આલસ્ય, પ્રમાદ, શંકા, ચિંતા, ભય, વિષાદ, શોક જેવી વિનાશક વૃત્તિઓને દૂર કરી, આશા, ઉત્સાહ, આનંદ, શ્રદ્ધા, ધૈર્ય, વીરતા અને નિર્ભયતા જેવી ઉચ્ચગામી વૃત્તિઓને પોષી મનુષ્યને શાસ્ત્રીય પુરુષાર્થપરાયણ બનાવે છે;** ખોટા વહેમો દૂર કરે છે.

પુરુષાર્થનો મહિમા અને આલસ્ય–નિંદા ગાઈ મનુષ્યને પ્રારબ્ધવાદી અને દુર્બળ થતાં બચાવે છે. સંસારના વ્યવહારમાં સર્વત્ર સર્વ કંઈ યથાર્થ પ્રકારે પ્રયોજાયલા સત્પુરુષાર્થથી જ મળી શકે છે. દૈવને આધારે બેસી રહેવાથી કંઈ પણ મળી શકતું નથી. માટે દૈવ–નસીબ–પ્રારબ્ધ ઉપર આધાર રાખી ન બેસતાં ધીરજથી અને શાન્તિથી પ્રભુ પર શ્રદ્ધા રાખી મનુષ્યે સ્વાશ્રયી બની પુરુષાર્થપરાયણ બનવાને વારંવાર ભારપૂર્વક તે ઉપદેશ આપે છે.

વગર અધિકારે કામકાજ માંડી વાળી, પોતાનાં પ્રાપ્ત કર્તવ્યો ન બજાવતાં નિષ્ક્રિય થઈ પડી રહેવાનો ઉપદેશ તેમાં નથી અપાયો. ચૂડાલાના આખ્યાનથી ખરા ત્યાગનું રહસ્ય અને સ્વરૂપ તથા ફળ સમજાવવામાં આવ્યાં છે. કુલીન સ્ત્રીઓ પુરુષને આધ્યાત્મિક પ્રગતિમાં અવરોધક નહિ પણ સહાયક થઈ પડે છે, એવું બતાવી કુળની સ્ત્રીઓની મહત્તા પણ તેમાં બતાવવામાં આવી છે. ધન, સ્ત્રી, વિષયભોગ, સંપત્તિ વગેરેની નિંદા–સંયમ અને સદાચાર વધારવાની દૃષ્ટિ એ વિરાગભાવના કેળવવા માટે કરવામાં આવી છે. સંયમ અને સદાચાર વિના વ્યવહાર તેમ જ પરમાર્થમાં આગળ વધાતું જ નથી. સંયમી, વ્યવસ્થિત અને શાંત સ્થિર ઉચ્ચગામી સંસ્કારો અને વિચારોથી જીવન સુખી અને સાર્થક બને છે. વિલાસી, સ્વચ્છંદી, નિરંકુશ, આશાતૃષ્ણાઓથી અહીંતહીં ભટકતું જીવન એ ખરું જીવન નથી. જીવવું–પ્રાણ ધારણ કરવા એ તો વૃક્ષો, અને પશુપક્ષીઓને પણ સુલભ છે. લુહારની ધમણ પણ વાયુ લે છે અને બહાર કાઢે છે. આવા પ્રકારનું જીવન એ પ્રાકૃત જીવન છે, ખરું જીવન નથી; એમ ઉપદેશી ખરા જીવનનું રહસ્ય તેમાં સમજાવવામાં આવ્યું છે. સ્થૂલ વૈભવોથી ઝળહળતું દેખાતું જીવન બાહ્ય દૃષ્ટિને ઘડીભર આંજી નાખે છે; પરંતુ એ ઇન્દ્રિયારામ પાપમય જીવનથી મનુષ્યની અધોગતિ થાય છે. ખરું જીવન તો શુભ સંસ્કારોથી સમૃદ્ધ મન, સબળ પ્રાણ, નિર્મળ બુદ્ધિ

અને સંયત શરીર–ઇન્દ્રિયની એકત્ર અસરથી સંગઠિત હોય છે તે જ છે. આવું જીવન જીવનારને મૃત્યુ હણી શકતું નથી. એવું જીવન અનામય અને દીર્ઘ હોઈ મનુજાત્માને ઉચ્ચ ગતિએ લઈ જાય છે એવો ઉપદેશ તેમાં અપાયલો છે. પોતાના જ સંકલ્પોથી સંસાર વધે છે. જેટલો સંકલ્પોનો વિસ્તાર તેટલો સંસારનો વિસ્તાર, અને જેટલો સંકલ્પોનો સંકોચ તેટલો સંસારનો સંકોચ: એમ જણાવી નિઃસંકલ્પ થવાનો ઉપદેશ પણ તેમાં આપવામાં આવ્યો છે. સંકલ્પ-જાળથી જ અનર્થ થાય છે. સાધકના નિત્ય અનુભવમાં આવતું એ સનાતન સત્ય છે.

સિદ્ધ અવસ્થાનાં જે લક્ષણો છે, તે સાધક માટે સાધનરૂપ હોવાથી દરેક સાધકને આ ગ્રંથમાંથી ઉત્તમ પ્રકારનો સાધનક્રમ મળી રહે છે. લોકવ્યવહારમાં કેવી મનોદશા રાખી વિહરવાથી ખરી ઉન્નતિ થાય તે બતાવવા માટે શ્રીરામને મહર્ષિ વસિષ્ઠ ગુરુએ જુદી જુદી રીતે જણાવ્યું છે, કે અહંકારથી રહિત થઈ આશા, તૃષ્ણા અને વાસનાઓ દૂર કરી મનમાં અત્યંત શાન્તિ રાખી, દોષોથી નિર્લિપ્ત રહી, પૂર્ણ દૃષ્ટિનો આધાર લઈ સ્વસ્થપણે લોકવ્યવહારમાં વિચરો. અંદરથી સર્વત્યાગી પણ બહારથી સર્વસંગી જેવા દેખાઈ ઉદાર વૃત્તિથી વ્યવહારમાં રહો. બધી ભૂમિકા અને જીવનના બનાવો ક્ષણિક જાણો. સર્વસંગ પરિત્યાગી બની બ્રહ્મમાં નિષ્ઠા રાખી લોક-વ્યવહારમાં વિચરો. અનેક આશાપાશથી મુક્ત થઈ બધી વૃત્તિઓમાં સમ રહી બહારના વ્યવહારમાં લાગ્યા રહી અસંભાવે આત્મભાવથી તેજસ્વી થઈ સંસારમાં રહો. મનોનાશ, વાસનાક્ષય અને વિજ્ઞાનનો સાથેસાથે નિત્ય નિરંતર આદરપૂર્વક અભ્યાસ કરતા રહો. અધિષ્ઠાન સત્તા—એક સત્તા સર્વત્ર સર્વદા છે. દેખવામાં આવતું વિશ્વ એ સત્તાને આધારે છે, સ્વતંત્ર અને સ્વતઃસિદ્ધ નથી. તેની સત્તા કલ્પિત છે. આ કલ્પિત દૃશ્યને મનમાંથી સંપૂર્ણપણે કાઢી નાખવા

માટે દૃષ્ટિ સ્વચ્છ—પવિત્ર બનાવવાની જરૂર છે. અધિષ્ઠાનસત્તામાં દૃષ્ટિ રાખી કલ્પિત દૃશ્યનો બાધ કરતા રહી નિજ કર્તવ્યપરાયણ બનો. આવો સુંદર અને સર્વોપયોગી ઉપદેશ આ ગ્રંથમાં આપવામાં આવ્યો છે. અનેક દાખલા—દષ્ટાંતો અને ઉપમાઓથી એ સિદ્ધાંતનું સમર્થન કરવામાં આવ્યું છે.

આ ગ્રંથમાં પુનરુક્તિદોષ બહુ હોવાનું કેટલાક માને છે; પરન્તુ એ દૂષણ નથી, પણ ભૂષણ છે; કારણ કે વિષયની ગહનતા અને કઠિનતાના કારણે વારંવાર જુદા જુદા પ્રસંગ ઉપસ્થિત કરી શબ્દાંતરે અને પ્રકારાંતરે એકની એક વાત જુદેજુદેરૂપે કહેવાથી તેના સંસ્કાર ઊંડા પડે છે, અને વિજાતીય સંસ્કારોનું બળ ઘટે છે. મનમાં અનેક જન્મોના મૂઢ સંસ્કારો પડયા છે. તે સંસ્કારોને નબળા પાડી કાઢી નાખવા અને સત્સંસ્કારોનું બળ જમાવવા માટે એકની એક વાતનો ઉપદેશ વારંવાર અપાય છે. ' आवृत्तिरसकृदुपदेशात् ' એ સૂત્ર એ જ વાત સમજાવે છે; અને શ્વેતકેતુની આખ્યાયિકાથી એ વાત સમજાવાઈ છે. વિપરીત ભાવના, સંશય વગેરે અશુભ સંસ્કારોને નિર્મૂળ કરી શુભ સંસ્કારોને દૃઢ કરવા માટે વારંવાર એકની એક વાત શબ્દાંતરે અને પ્રકારાંતરે કહેવાની જરૂર રહે છે.

આ ઉપદેશ કેવળ વ્યાખ્યાન કે વાતો કરવા માટે નથી, પણ જીવનમાં ઉતારવા માટે છે. યોગવાસિષ્ઠમાં જ્ઞાનબંધુની વ્યાખ્યા કરતાં સમજાવવામાં આવ્યું છે, કે જે શિલ્પી પેઠે ભોગ ભોગવવા માટે કેવળ શાસ્ત્રનું વ્યાખ્યાન કરે છે અને પઠન કરે છે, પરંતુ તે પ્રમાણે પોતે વર્તતો નથી, તે ' જ્ઞાનબંધુ ' કહેવાય છે. ઉપનિષદમાં અભણ બ્રાહ્મણ માટે ' બ્રહ્મબંધુ ' શબ્દ વાપરવામાં આવ્યો છે. એટલે લોકોમાં કેવળ મોટા કહેવડાવવા માટે આ શાસ્ત્રનું પઠન કરવાનું નથી; પણ તેના ઉપદેશને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવાનો છે.

આપણા ગુજરાતમાં આવા ગ્રંથો માટે વિશેષ અભિરુચિ પેદા થઈ આપણો સમાજ અનર્થપરંપરાથી બચે, પરમાનંદને પામવાના માર્ગે તે સત્વર વળે, મારાં-તારાંની કૃપણ ભાવનાનો ત્યાગ કરી ઉદારતાથી વિશ્વબંધુત્વભાવ કેળવે, અને સર્વાત્મભાવનો અનુભવ કરી તેને પરિણામે આનંદ ભોગવે, એવી પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરતી વૃત્તિ વિરમે છે.

આ પ્રથમ પ્રયાસ હોઈ ભાષાંતરમાં ખામીઓ હશે જ, મૂળ વિચારોનો અનુવાદ પણ બરાબર થયો નહિ હોય, મૂળની ખૂબીઓ સંપૂર્ણ રીતે સમજાવાઈ નહિ હોય; તોપણ સત્પુરુષો સ્વભાવથી જ હંસ-ક્ષીર-નીર ન્યાયે ગુણગ્રાહી-સારગ્રાહી હોય છે, એ વિચારે આ સાહસ કર્યું છે. ભાષાંતરમાં સુધારા-વધારા કરવાની સૂચનાનો આભાર સહિત સ્વીકાર કરવામાં આવશે; અને બીજી આવૃત્તિ બહાર પાડવાનો સુયોગ પ્રભુકૃપાએ મળશે, તો તે સૂચનાઓનો અમલ પણ જરૂર થશે.

જન્માષ્ટમી,<br>શ્રાવણ-૨૦૦૧;<br>કચ્છ-માંડવી

ભોગીન્દ્રરાય નાનાલાલ વૈદ્ય

# શ્રીમદ્ ભાગવત–પુરાણ ઇત્યાદિ

**શ્રીમદ્ ભાગવત :** (ભાષાંતર : બે ગ્રંથોમાં, ૨૭ ચિત્રો) : ૮–૦

જે મહાન ગ્રંથ વિષે **મહાત્મા ગાંધીજી** કહે છે, કે "શ્રીમદ્ ભાગવત એવો ગ્રંથ છે, કે જે વાંચીને ધર્મરસ ઉત્પન્ન કરી શકાય. × × મારા એકવીસ દિવસના ઉપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયજીને શુભ મુખેથી કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે એમ થયું, કે બચપણમાં તેમના જેવા ભાગવતભક્તને મુખેથી સાંભળત તો તેની ઉપર પણ મારી પ્રીતિ બચપણમાં જ સારી જામત."

પાન ૧૨૪૦ ★ ટપાલખર્ચ ૧–૬

**ભગવતી (દેવી) ભાગવત :** (ભાષાંતર) ૬–૦

ભક્તો અને જિજ્ઞાસુઓને વેદ અને ઉપનિષદના ગૂઢ આધ્યાત્મિક ઉપદેશો અને જગતની આદ્યશક્તિનાં ગૂઢ રહસ્યો સમજાવતો ગ્રંથ, જેમાં સુબોધક કથાઓ અને સતીઓનાં આખ્યાનો તેમજ પ્રાચીન ઇતિહાસ પણ આવે છે.

પાન ૩૨૮ ★ ટપાલખર્ચ ૦–૧૪–૦

**એકાદશ સ્કંધ :** (મૂળ શ્લોકો સરળ ભાષાંતર સાથે) ૧–૪

શ્રીમદ્ ભાગવતના સારરૂપ આ ગ્રંથ શ્રીમદ્ ભગવદ્ ગીતાની જેમ નિત્ય પાઠ કરવા સારુ હજારો ભાવિક જનો પાસે જ રાખે છે.

પાન ૪૭૨ ★ ટપાલખર્ચ ૦–૫–૦

# યોગ અને વેદાંત

**પાતંજલ યોગસૂત્ર :** મૂળ શ્લોકો અર્થ સાથે 1–0

ભગવાન પતંજલિનાં યોગસૂત્રો સ્વામી વિવેકાનંદજીની સરળ ને ભાવવાહી ટીકા સાથે

પાન ૧૯૨ ★ ટપાલખર્ચ ૦–૩–૦

**જ્ઞાનયોગ :** સ્વામી વિવેકાનંદજીનાં વ્યાખ્યાનો ૦–૧૨

જેમાં આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેય વગેરે વિષયોનો સમાવેશ થયેલ છે.

પાન ૨૩૬ ★ ટપાલખર્ચ ૦–૨–૦

**રાજયોગ :** સ્વામી વિવેકાનંદજીની ટીકા સાથે ૦–૧૨

સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિકરૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ

પાન ૧૩૬ ★ ટપાલખર્ચ ૦–૨–૦

**આત્મવિલાસ :** (સ્વામીશ્રી આત્માનંદજી પ્રણીત) : ૨–૦

દેહભાવ–જીવભાવમાંથી આત્મભાવ–બ્રહ્મભાવમાં, વ્યાવહારિક જીવનમાંથી પારમાર્થિક જીવનમાં અને તમસ તથા રજસમાંથી સત્ત્વમાં કેમ જવાય, શા માટે જવું જોઈએ વગેરે ગૂઢ અને જરૂરી પ્રશ્નોનો ઉકેલ આપતું તત્ત્વજ્ઞાનનું ઉપયોગી પુસ્તક

પાન ૩૬૪ ★ ટપાલખર્ચ ૦–૩–૦

**જીવન્મુક્તિવિવેક :** લે૦ વિદ્યારણ્ય સ્વામી : ૧–૪

જીવન્મુક્તનાં લક્ષણ, વાસનાઓનો ક્ષય, મનોનાશ, જીવનમુક્તિનાં પ્રમાણ, વિદ્વત્સંન્યાસ વગેરે ઉપર પ્રકાશ પાડનાર મુમુક્ષુને વાંચવા યોગ્ય પુસ્તક મૂળ શ્લોકો સરળ ભાષાંતર સાથે

પાન ૨૨૦ ★ ટપાલખર્ચ ૦–૨–૦

**આત્મરામાયણ :** ૦-૧૨

રામાયણનાં પાત્રોના લાક્ષણિક અર્થોદ્વારા વેદાંતની સરળ સમજૂતી આ નાનકડું પુસ્તક પૂરી પાડે છે. સ્ત્રી બાળકોને પણ સમજાય તેવું છે.

પાન ૧૪૦ ★ ટપાલખર્ચ ૦-૨-૦

**યોગવાસિષ્ઠ મહારામાયણ :** સંપૂર્ણ (ચાર ગ્રંથોમાં) ૧૨-૦

આ મહાન અને વેદાંતવિષયક અદ્વિતીય ગણાતા ગ્રંથમાં વેદાંતના અધ્યાત્મ તથા ગૂઢ સિદ્ધાંતોને સચોટ, સરળ તથા ભાવવાહી રીતે સમજાવવામાં આવ્યા છે. વેદાંતના જિજ્ઞાસુઓને આ પુસ્તક વાંચવાની સ્વામી રામતીર્થ ભાર દઈ ભલામણ કરતા.

પાન ૧૬૦૮ ★ (૪થી આવૃત્તિ) ★ ટપાલખર્ચ ૨-૦

**લઘુ યોગવાસિષ્ઠ :** ૨-૮

બૃહદ્ યોગવાશિષ્ઠના ૩૨૦૦૦ શ્લોકોનો સારરૂપે ઉપદેશ આપતો ગ્રંથ

ટૂંકામાં એમ કહેવાય, કે આ ગ્રંથ કેવળ સાધુ-સંન્યાસી માટે જ નથી. ગૃહસ્થોએ પણ તેનો ઉપદેશ વાંચવા-સમજવા જેવો છે. ફરી ફરીથી તેનું શ્રવણ-મનન કરી, તે ઉપદેશ જીવનમાં ઉતારવા જેવો છે. શ્રી ગીતાજીની પેઠે આ ગ્રંથ પણ દીનતા, નામર્દાઇ, આળસ, પ્રમાદ, શંકા, ચિંતા, ભય, વિષાદ અને શોક જેવી વિનાશક વૃત્તિઓને દૂર કરી, આશા, ઉત્સાહ, આનંદ, શ્રદ્ધા, ધીરજ, વીરતા અને નિર્ભયતા જેવી ઉચ્ચગામી વૃત્તિઓને પોષી, મનુષ્યને શાસ્ત્રીય પુરુષાર્થ-પરાયણ બનાવે છે.

પાન ૫૪૪ ★ ટપાલખર્ચ ૦-૪

# અનુક્રમણિકા

## વૈરાગ્ય-પ્રકરણ

## નિર્વાણ–પ્રકરણ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૪ | વર્ત્તમાન | વર્તમાન |
| ૬ | ૨૪ | રાજશાર્દુલ | રાજશાર્દૂલ |
| ૭ | ૧૭ | (૬૦) | ૬૧ |
| ૯ | ૩ | વૃત્તો | વ્રતો |
| ૯ | ૨૨ | (૮૫) | (૮૪,૮૫) |
| ૧૩ | ૨૩ | ધન અને નિન્દા | ધન–નિન્દા |
| ૧૪ | ૧૦ | મૂઠ્ઠી | મુઠ્ઠી કે મૂઠી |
| ૧૫ | ૧૯ | થથી | નથી |
| ૧૬ | ૧ | મજુર | મજૂર |
| ૧૬ | ૨૪ | વર્ત્તન | વર્તન |
| ૧૯ | ૨૩ | પ્રફુલિત | પ્રફુલ્લિત |
| ૨૦ | ૧૬ | આંગણાંમા | આંગણાંમાં |
| ૨૧ | ૨૦ | શમાંથી | માંથી |
| ૨૨ | ૨ | શંશવાવસ્થા | શૈશવાવસ્થા |
| ૨૨ | ૧૧ | મલીન | મલિન |
| ૨૩ | ૧ | છૂટા | છૂટાં |
| ૨૩ | ૩ | હારેની | હારોની |
| ૨૩ | ૧૦ | અદ્દભૂત | અદ્દભુત |
| ૨૩ | ૧૬ | હંમેશા | હમેશાં |
| ૨૩ | ૨૨ | (૧૦૦) | (૯૯,૧૦૦) |
| ૨૬ | ૧૧ | ખેલ્યાં | ખેલ્યા |
| ૨૬ | ૧૫ | દૂધ દહીના | દૂધ દહીંના |

| | | | |
|---|---|---|---|
| ૨૬ | ૧૭ | ફર્યાં | ફર્યા |
| ૨૭ | ૪ | બચ્ચુ | બચ્ચું |
| ૨૭ | ૭,૮ | કર્યા કરે કરે | કર્યા કરે |
| ૨૭ | ૧૧ | નુપૂર | નૂપુર |
| ૨૭ | ૧૭ | ઉડ્યાં | ઉડ્યા |
| ૨૮ | ૧૧ | (૬૪૦) | (૧૪૦) |
| ૨૮ | ૧૭ | યાવન | યૌવન |
| ૨૮ | ૨૩ | થયાં | થયા |
| ૨૯ | ૯ | (૧૪૭) | (૧૪૮) |
| ૨૯ | ૧૮ | દુર્દાર્શ | દુર્દર્શ |
| ૩૦ | ૧૭ | સખ્યાની | સંખ્યાની |
| ૩૧ | ૩ | જળને | જળનો |
| ૩૨ | ૧ | નામવંત | નાશવંત |
| ,, | ૧૯ | ન હોય, છતાં | ન હોય, અથવા હોવા છતાં |
| ૩૩ | ૧ | નહિ. (૧૭૯) | સંપત્તિ તેમજ વિપત્તિની ક્રિયાઓમાં હું ભાગ લઈશ નહિ; દેહત્યાગ કરવા સિવાય હું બીજી કોઈ પણ ઇચ્છા કરીશ નહિ. |
| ૩૪ | ૧ | (૧૦૨) | (૧,૨) |
| ૩૭ | ૮ | યોવનોન્મત્ત | યૌવનોન્મત્ત |
| ૩૭ | ૧૯ | સરંભ | સંરંભ |
| ૩૮ | ૨૩ | શંશયો | સંશયો |
| ૩૯ | ૫ | આત્માસ્વરૂપમાં | આત્મસ્વરૂપમાં |
| ૪૬ | ૧ | (૪૬) | (૪૪) |

| | | | |
|---|---|---|---|
| ,, | ૨ | વિસિષ્ઠ | વસિષ્ઠ |
| ૪૭ | ૨૪ | તષ્ણા | તૃષ્ણા |
| ૪૮ | ૯ | પ્રસગે | પ્રસંગે |
| ૫૧ | ૨૦ | પ્રસંશા | પ્રશંસા |
| ૫૪ | ૧૫ | દ્વતપ્રપંચમાં | દ્વૈતપ્રપંચમાં |
| ૫૫ | ૮ | તેમમન | તે મન |
| ૫૮ | ૧૩ | પદાર્થોનું | પદાર્થોનો |
| ૬૨ | ૮ | હોવાં | હોવા |
| ૬૩ | ૨૨ | સંબધી | સંબંધી |
| ૬૬ | ૧,૨ | પણ પણ | પણ |
| ૬૬ | ૧૪ | વસિષ્ઠઃ– | વસિષ્ઠ બોલ્યા |
| ૬૭ | ૧૯ | મનુંષ્ય | મનુષ્ય |
| ૬૮ | ૧ | ભયથી | વિયોગના ભયથી |
| ૬૯ | ૧૨ | અંતધ્યાન | અંતર્ધાન |
| ૭૦ | ૧૧ | આનદ | આનંદ |
| ૭૩ | ૧૩ | (૬૫–૬૬) | (૬૫–૬૭) |
| ૭૪ | ૨૦ | સિંહો | સિંહો |
| ૭૫ | ૧૪ | અઠ | આઠ |
| ૭૬ | ૧૩ | વીટીંના | વીંટીના |
| ૭૬ | ૨૧ | કરતલકમલવત્ | કરતલામલકવત્ |
| ૭૭ | ૧૨ | ચંદ્રમાં | ચંદ્રમા |
| ૮૦ | ૨૩,૨૪ | બાંધવો | બાંધવો અને |
| ૮૧ | ૯ | ગથા | ગયાં. |
| ,, | ૧૧ | સબંધી | સંબંધી |
| ,, | ૧૮ | સંબધી | સંબંધી |

| | | | |
|---|---|---|---|
| ૮૩ | ૧૭ | સસારમાં | સંસારમાં |
| ૮૪ | ૧ | અદ્દભૂત | અદ્દભુત |
| ૮૪ | ૨૦ | યોદ્ધ | યોદ્ધો |
| ૮૫ | ૧૨ | મંદમદ | મંદમંદ |
| ૮૭ | ૩ | પુર્વજન્મ | પૂર્વજન્મ |
| ૮૭ | ૮ | પુર્વવૃત્તાન્ત | પૂર્વવૃત્તાન્ત |
| ૯૨ | ૧૨ | હે સ્ત્રી | હે સ્ત્રી ! |
| ૯૩ | ૧૪ | ધનુપટકાર | ધનુષટંકાર |
| ૯૫ | ૬ | સશ્કર | લશ્કર |
| ,, | ૧૭ | મુશ્લીથી | મુશ્કેલીથી |
| ૯૬ | ૧૨ | શક્તિાશાળી | શક્તિશાળી |
| ,, | ૨૦ | નામે | ન પામે |
| ,, | ૨૩ | ન હતાં | ન હતાં. |
| ૯૭ | ૧૬ | બંન્નેએ | બન્નેએ |
| ૧૦૦ | ૧૬ | અનાત્મપદાર્થમાં રુચિ રાખનારને જે આનંદ આપે છે | અનાત્મપદાર્થોમાં રુચિ રાખનારને જે ભયંકર સ્વરૂપે ભાસે છે, તે મોક્ષની ઇચ્છા રાખનારને આનંદ આપે છે. |
| ૧૦૧ | ૯ | સકલ્પવિકલ્પાત્મક | સંકલ્પવિકલ્પાત્મક |
| ૧૦૧ | ૨૦ | ત્યાપ્ત | વ્યાપ્ત |
| ૧૦૧ | ૨૧ | રાક્ષીસીએ | રાક્ષસીએ |
| ૧૦૨ | ૨ | વૈદુયરત્નરૂપી | વૈદુર્યરત્નરૂપી |
| ૧૦૨ | ૨ | હતો | હતા |

| | | | |
|---|---|---|---|
| ૧૦૨ | ૭ | સતોષાય | સંતોષાય |
| ૧૦૨ | ૧૯ | નિશ્ચલ | નિશ્ચલ |
| ૧૦૫ | ૧૭ | નિઃસકલ્પ | નિઃસંકલ્પ |
| ૧૦૭ | ૧૪ | પુજ્ય | પૂજ્ય |
| ૧૦૮ | ૧૦ | ચદ્ર | ચંદ્ર |
| ૧૧૨ | ૯ | ચૈત્યન્યસ્વરૂપ | ચૈતન્યસ્વરૂપ |
| ૧૧૩ | ૮ | વિર્વત | વિવર્ત |
| ,, | ૧૫ | વર્ણદિમાં | વર્ણાદિમાં |
| ૧૧૪ | ૧૭ | ધારણુપૂર્વક | ધારણાપૂર્વક |
| ૧૧૫ | ૧૪ | સુખપુર્વક | સુખપૂર્વક |
| ,, | ૧૭ | નિન્દ્રા | નિદ્રા |
| ૧૧૭ | ૭ | વિર્વત | વિવર્ત |
| ૧૧૭ | ૮ | પડછાયાન | પડછાયાને |
| ૧૧૭ | ૧૮ | સધ્યાવંદન | સંધ્યાવંદન |
| ૧૧૭ | ૨૪ | થયુ | થયું |
| ૧૧૯ | ૮ | દપતી | દંપતી |
| ૧૨૮ | ૨૩ | કર્યા | કર્યો |
| ૧૩૦ | ૧ | વિર્વત્ | વિવર્ત |
| ૧૩૨ | ૧૨ | બ્રહ્માત્મૈક | બ્રહ્માત્મૈક્ય |
| ૧૩૪ | ૨૦ | ક્ષણ | મુહૂર્ત |
| ૧૩૫ | ૮ | તન | મન |
| ૧૩૯ | ૨૨ | પ્રેવેશ | પ્રવેશ |
| ૧૪૧ | ૨૦ | પશ્ચાતાપ | પશ્ચાત્તાપ |
| ૧૪૫ | ૧૪ | સાધરણ | સાધારણ |
| ૧૪૮ | ૧૪ | અવયયોવાળા | અવયવોવાળા |

| | | | |
|---|---|---|---|
| ૧૫૧ | ૧ | હે રામ | હે રામ ! |
| ૧૫૩ | ૭ | સ્થિત | સ્થિતિ |
| ૧૫૫ | ૧૯ | સંસક્તિ | સંસક્ત |
| ૧૫૬ | ૮ | જીવન્મુત્ત | જીવન્મુક્ત |
| ૧૫૮ | ૬ | તયાર | તૈયાર |
| ૧૯૫ | ૨૪ | શરલોમ | શરલોમા |
| ૨૦૪ | ૨ | યાય | થાય |
| ૨૦૭ | ૧૬ | મનુષ્યોમાં | મનુષ્યને વિષયોમાં |
| ૨૨૫ | ૯ | જ્ઞાનની સ્થિતિ | જ્ઞાનીની સ્થિતિ |
| ૨૨૬ | ૨૩ | આત્મ– | આત્મા |
| ૨૩૩ | ૧૬ | રાજ્ય | રાજકાર્ય |
| ૨૩૬ | ૧૮ | શ્લોક ૫૧–૫૬ પછી શ્લોક ૫૭ નો અર્થ રહી ગયો છે. | વસિષ્ઠ બોલ્યાઃ–ભગવાન ભાર્ગવ એટલું કહી આકાશ-માર્ગે ગયા; અને બલિએ પણ આ જગત ચિદાત્મક છે એવો નિશ્ચય કર્યો. |
| ૨૩૭ | ૨૦ | નિરોધ | નિરોધ કરો |
| ૨૪૭ | ૮ | તથી | નથી |
| ૨૪૭ | ૨૪ | મત્સ્યન્યાયે | માત્સ્યન્યાયે |
| ૨૮૩ | ૨ | નિદ્રંદ્વ | નિર્દ્વંદ્વ |
| ૨૮૩ | ૨૨ | છો ! | છો ? |
| ૨૮૪ | ૧૫ | રહિત છે. | રહિત છે, |
| ૨૯૦ | ૧૨ | પ્રસંશા | પ્રશંસા |
| ૩૨૭ | ૧૫ | રહિત | સહિત |
| ૩૩૪ | ૧,૧૪ | શાન્તાતપ | શાતાતપ |
| ૩૫૯ | ૬ | પુજન | પૂજન |
| ૩૬૬ | ૧૧ | પમોદનો | પ્રમોદનો |
| ૩૯૪ | ૨ | રામ | રામ ! |
| ૩૯૬ | ૪ | શવ | શય |

| | | | |
|---|---|---|---|
| ૩૯૯ | ૬ | અવ્યપ્રદેશ્ય | અવ્યપદેશ્ય |
| ૪૧૦ | ૧ | સાથે મૌનકની | સાથે સાગરમાં મૈનાકની |
| ૪૧૨ | ૧૦ | આપી | આવી |
| ૪૩૪ | ૪ | તમારા" | તમારા |
| ૪૩૫ | ૧૨ | ચદ્રનો | ચંદ્રનો |
| ૪૩૯ | ૫ | સમત્વને | સમત્વનો |
| ૪૪૭ | ૫ | પધારો, પધારો | પધારો, પધારો; |
| ૪૪૯ | ૨૩,૨૪ | કમળનયન | કમળનયની |
| ૪૫૦ | ૨૦ | શુષ્ક્ર | શુષ્ક |
| ૪૫૫ | ૧ | ગયાં | ગયા |
| ૪૫૬ | ૮ | યથાર્ય | યથાર્થ |
| ૪૫૮ | ૨૧ | મારા | મારાં |
| ૪૬૪ | ૨૨ | પ્રસંગે | પ્રસંગો |
| ૪૭૩ | ૧૧ | સામ્ય | સૌમ્ય |
| ૪૮૦ | ૨૫ | દષ્ટત્ત્ર | દષ્ટ્રત્વ |
| ૪૮૩ | ૮ | બાજુ | બાજુ |
| ૪૯૫ | ૮ | અનુસંધાનરૂપી | અનનુસંધાનરૂપી |
| ૪૯૫ | ૨૧ | વિષયોનો | વિષયોનાં |
| ૫૦૧ | ૪ | રામના | શમના |
| ૫૧૧ | ૩ | લિંગશરીની | લિંગશરીરની |
| ૫૧૨ | ૧૬ | આભ્યાસમાં | અભ્યાસમાં |

આ ઉપરાંત પૃષ્ઠ ૧૭ અને ૧૯ને મથાળે સર્ગ પહેલાને બદલે સર્ગ બીજો; પૃષ્ઠ ૧૦૦, ૧૦૨, ૧૦૪, ૧૦૬, ૧૦૮, ૧૧૦ અને ૧૧૨ને મથાળે સુચિ–ઉપાખ્યાનને બદલે ઉત્પત્તિ–પ્રકરણ; પૃષ્ઠ ૧૧૯માં સર્ગ બીજાને બદલે સર્ગ ચોથો; પૃષ્ઠ ૧૨૧માં સર્ગ ત્રીજાને બદલે સર્ગ પાંચમો અને પૃષ્ઠ ૧૩૫માં સર્ગ સાતમાને બદલે આઠમો એમ સુધારી લેવાનું છે.

ૐ

# લઘુ યોગવાસિષ્ઠ

## વૈરાગ્ય પ્રકરણ

### સર્ગ પહેલો

### વૈરાગ્ય ઉત્પત્તિ

卐

ભૂમિ, સ્વર્ગ અને આકાશમાં (સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરના સાક્ષીરૂપે) અંદર બહાર સકળદેશવ્યાપી જે જ્ઞાનરૂપ આત્મા મને ભાસે છે, તે અખંડ પ્રકાશવાળા પરમાર્થસ્વરૂપને હું નમસ્કાર કરૂં છું. (૧) "હું બંધનમાં છું અને તે બંધનમાંથી હું મુક્ત થાઉં" એવો જેણે નિશ્ચય કર્યો છે, તથા જે અત્યંત અજ્ઞાની નથી તેમ જ જે બ્રહ્મવિદ્ નથી તેને આ શાસ્ત્ર શ્રવણ કરવાનો અધિકાર છે. (૨)

(બ્રહ્માનંદનો આસ્વાદ લેવા માટે) એકાન્તમાં બેઠેલા સર્વદર્શી ગુરુ વાલ્મીકિને ભરદ્વાજે પ્રણામ કરી મધુર વાણીથી

પૂછ્યું. (૩) " શ્રી રામે ( જીવન્મુક્ત દશા પામીને ) આ સંસારસંકટમાં કેવી રીતે વ્યવહાર કર્યો તે જાણવાની મને ઇચ્છા છે. તે મને દયા કરીને કહો." (૪)

વાલ્મીકિ બોલ્યાઃ—"હે વત્સ ભરદ્વાજ ! તમારો પ્રશ્ન ઉત્તમ છે. તમે શ્રવણના અધિકારી છો, એટલે જે સાંભળવાથી તમારો અજ્ઞાનરૂપી મળ દૂર થશે તે હું તમને કહું છું." (૫)

ભ્રમનાશનો ઉપાય

આકાશની શ્યામતા જેવા જગત સંબંધી ભ્રમનું ફરીથી સ્મરણ ન થવું એજ તેનું વિસ્મરણ છે, અને ભ્રમ નાશ કરવાનો એ જ ઉત્તમ ઉપાય છે એમ મારૂં માનવું છે. (૬) હે સાધો ! નામરૂપે જે દેખાય છે તે મિથ્યા છે એવા બોધ વડે જો મનમાંથી દશ્ય વસ્તુ ભુંસાઇ જાય તો પરમાનંદ આપનાર મોક્ષ મળે છે. (૭) નહિતર ( બહિર્મુખતાને કારણે ) શાસ્ત્રોની ખાઈમાં ગોથાં ખાનાર આપ જેવા બ્રહ્મ ન જાણનારને સેંકડો કલ્પો સુધી પણ તે આનંદનો લાભ મળી શકતો નથી. (૮) વાસનાઓના સંપૂર્ણ ઉત્તમ ત્યાગને સાધુ પુરુષો મોક્ષ કહે છે, અને તે જ મોક્ષનો નિર્મળ ઉપાય છે. (૯) શુદ્ધ વાસના અને મલિન વાસના એમ વાસના બે પ્રકારની છે. મલિન વાસના જન્મનો હેતુ છે અને શુદ્ધ વાસના જન્મનો નાશ કરે છે. (૧૦) જે વાસના અજ્ઞાનથી સુદૃઢ થએલી છે, જે ભારે અહંકારવાળી છે તથા પુનર્જન્મરૂપી ફળ આપનાર છે તે વાસના મલિન છે એમ વિદ્વાનો કહે છે. (૧૧) ભૂંજેલાં બીજની પેઠે જેમાંથી પુનર્જન્મનાં અંકુર ફૂટતાં નથી, જે વાસના વર્તમાન દેહ પૂરતી જ હોય છે અને

જેથી પરબ્રહ્મ જાણવામાં આવે છે તે વાસના શુદ્ધ કહેવાય છે. (૧૨) જેઓ મહાબુદ્ધિમાન્ છે, જેઓની વાસના શુદ્ધ છે અને જેઓએ આત્માનો અપરોક્ષ અનુભવ કીધો છે એવા પુરુષો જન્મરૂપી અનર્થથી મુક્ત થાય છે અને તેઓ જીવન્મુક્ત કહેવાય છે. (૧૩)

હવે જે પ્રકારે મહાબુદ્ધિશાળી રામચંદ્રે જીવન્મુક્તિ પદ મેળવ્યું તે તમારા જરા-મરણની શાન્તિ અર્થે કહું છું, તે સાંભળો. (૧૪) ગુરુને ઘેર વિદ્યાધ્યયન કરી કમળનયન રામ પોતાને ઘેર આવ્યા અને ત્યાં નિર્ભયપણે અનેક લીલાઓમાં દિવસો પસાર કરવા લાગ્યા. (૧૫) થોડો સમય વીત્યા બાદ એક વખતે તીર્થો, અને પુણ્યાશ્રમો જોવાની રામને અત્યંત ઉત્કંઠા થઈ. (૧૬) એવો વિચાર કરી રામ પોતાના પિતા પાસે આવ્યા, અને હંસ જેમ કેસરવાળાં બે નવીન કમળો ગ્રહણ કરે, તેમ રામ પિતાના નખરૂપી કેસરવાળાં બે ચરણોનો સ્પર્શ કરી બોલ્યા." (૧૭)

શ્રી રામની યાત્રા

શ્રી રામ બોલ્યા–"હે તાત ! હે નાથ ! તીર્થો, દેવાલયો, વનો અને ક્ષેત્રો જોવાની મને ઉત્કંઠા થઇ છે, માટે આપ મારી આ પ્રથમ માગણીને માન્ય રાખો.(૧૮) હે રાજા ! આ જગતમાં એવો કોઈ યાચક નથી કે જેને આપે ન સત્કાર્યો હોય." (૧૯) આ પ્રમાણે રામે દશરથને પ્રાર્થના કરી એટલે રાજાએ તે વખતે વસિષ્ઠની સાથે વિચાર કરી રામની પ્રથમ માગણી હોવાને કારણે તેને યાત્રાએ જવાની રજા આપી. (૨૦)

શુભ નક્ષત્રમાં એક દિવસ બન્ને ભાઇઓ સહિત રામ

તીર્થયાત્રા માટે તૈયાર થઇને ઘેરથી નીકળ્યા. (૨૧) પોતાના કોશલ દેશમાંથી નીકળીને માર્ગમાં સ્નાન, દાન, જપ અને ધ્યાન કરતા, અને જુદા જુદા આશ્રમો, સીમાડાનાં અરણ્યો અને સમુદ્ર પાસેના દેશો જોયા. (૨૨-૨૩) દેવતાઓ, કિન્નરો અને મનુષ્યોમાં સન્માન પામેલા શ્રી રામે આખી પૃથ્વી જોઈ અને દિશાઓમાં પરિભ્રમણ કરીને મહાદેવ જેમ પોતાના લોકમાં જાય, તેમ રઘુનંદન પણ દિશાઓમાં વિહાર કરી પાછા અયોધ્યામાં પધાર્યા. (૨૪) નગરજનોએ રામને પુષ્પથી વધાવ્યા અને શ્રીમાન જયંત જેમ સ્વર્ગમાં દાખલ થાય તેવી રીતે તેઓએ પોતાના ઘરમાં પ્રવેશ કર્યો. (૨૫)

ત્યાર પછી જુદા જુદા દેશોના રીતરિવાજ સંબંધી વર્ણન કરતાં રામ સુખેથી ઘેર રહ્યા. (૨૬)

શ્રીરામનો દૈનિક ક્રમ

રામ પ્રાતઃકાળમાં ઊઠતા અને શાસ્ત્રોક્ત વિધિપુરઃસર સંધ્યાવંદન કર્યા બાદ ઇન્દ્ર સમાન પોતાના પિતાને સભામાં મળવા જતા. (૨૭)ત્યાં વસિષ્ઠાદિ મુનિઓ સાથે નાના પ્રકારની જ્ઞાનપૂર્ણ કથા વાર્તાઓમાં રામ દિવસનો ચોથો ભાગ ગાળતા, અને પછી પિતાની આજ્ઞા લઇ મૃગયા કરવા મોટી સેના સાથે વરાહ અને પાડાઓથી ભરપૂર વનમાં જતા હતા; ( ૨૮-૨૯ ) ત્યાંથી પાછા આવી સ્નાનાદિક વિધિથી પરવારીને મિત્રો તથા બંધુઓ સાથે ભોજન કરતા અને તેમની સાથે રાત્રિ પસાર કરતા. (૩૦) આ પ્રમાણે તીર્થયાત્રામાંથી પાછા ફર્યા બાદ પોતાના બંધુઓ સાથે રામ પિતાને ઘેર બહુધા આવી રીતે રહ્યા. (૩૧) નૃપતિઓને યોગ્ય વ્યવહાર કરવાથી મનોહર, સજ્જન

પુરુષોના મનમાં ચાંદનીની પેઠે આનંદ ઉત્પન્ન કરનાર અને ઝરતા અમૃતરસ સમાન મનોહર આચરણ કરીને નિષ્પાપ રામ દિવસો નિર્ગમન કરતા હતા. (૩૨)

રામનો વૈરાગ્ય

શ્રી રામચંદ્રજી લગભગ સોળ વર્ષના થયા ત્યારે શરદ ઋતુમાં જેમ નિર્મળ સરોવર સૂકાવા લાગે તેમ સૂકાવા લાગ્યા. (૩૩) જેમાં ભ્રમરોની પંક્તિ બેઠી હોય અને જેની પાંખડીઓ પાકીને ઉઘડી ગઇ હોય, એવું ધોળું કમળ જેમ ફીકું પડી જાય, તેમ વિશાળાક્ષ શ્રી રામનું મુખારવિન્દ પણ દિવસે દિવસે ફીકું પડતું ગયું (૩૪) ગાલે હાથ દઇ પદ્માસન વાળીને શ્રી રામ બેઠા રહેતા અને ચિન્તાતુર થઇને કંઇ પણ વ્યવહાર કર્યા વિના ચુપ બેઠા રહેતા.(૩૫) અત્યંત ખેદ અને ચિંતા વડે તેમનાં અંગો કૃશ થયાં અને ચિત્રનાં પૂતળાં પેઠે કોઇ સાથે પણ વાતચિત ન કરતા. (૩૬) મ્લાન મુખારવિન્દવાળા રામને વારંવાર સેવકજનો વિનંતિ કરતા ત્યારે ખેદથી દૈનિક વ્યવહાર કરતા. (૩૭) રામને ખોળે બેસાડી વારંવાર દશરથ રાજા પ્રેમથી પૂછતા કે, "હે પુત્ર ! તને કઇ ગાઢ ચિંતા અકળાવે છે ?" ત્યારે રાજીવલોચન રામ જવાબ આપતા કે, "મને કંઇ દુઃખ નથી." અને પછી શાન્ત થઇ જતા. (૩૮–૩૯)

વિશ્વામિત્રનું આગમન

આજ વખતે પ્રખ્યાત મહર્ષિ વિશ્વામિત્ર અયોધ્યાપતિ દશરથને મળવા ત્યાં આવ્યા. (૪૦) તેજસ્વી વિશ્વામિત્રને જોઇ રાજા દશરથે પ્રસન્ન મુખે તેમને સુવર્ણાસને બેસાડીને તેમની પૂજા કરી. (૪૧) અને પછી ધીમાન્ વિશ્વામિત્રને અર્ઘ્ય, પાદ્ય, ગાયો

વગેરે અર્પણ કર્યાં. (૪૨) વિશ્વામિત્રની આ પ્રમાણે વિધિવત્ પૂજા કરીને પ્રીતાત્મા નૃપતિએ હાથ જોડીને આ પ્રમાણે કહ્યું: (૪૩) "હે સાધો ! જેમ કમળો સૂર્યનાં આગમનથી આનંદ પામેછે, તેમ આપના અણચિંતવ્યા આગમનથી હું અનુગ્રહીત થયો છું. (૪૪) હે મુનિ ! આપનાં દર્શનથી મને અનાદિ, અખંડ અને અવિનાશી બ્રહ્મસુખનો અનુભવ થયો છે. (૪૫) જેવી રીતે અમૃતની પ્રાપ્તિથી મનુષ્યને આનંદ થાય છે, દુષ્કાળમાં વર્ષાદિના આગમનથી આનંદ થાય છે અને આંધળાને ચક્ષુ મળવાથી આનંદ થાય છે તેમ આપના આગમનથી મને આનંદ થાય છે. (૪૬) જેમ મરી ગયેલ મનુષ્ય આકાશમાર્ગે પાછો આવે અને સંબંધીઓને હર્ષ થાય તેમ આપનું આગમન મને આનંદ આપે છે. આપ ભલે પધાર્યા. (૪૭) આપની પરમ ઇચ્છા શું છે ? હું આપનું શું કાર્ય કરૂં ? હે વિપ્ર ! આપ પરમ ધાર્મિક તીર્થરૂપે મારે ત્યાં પધાર્યા છો. (૪૮) જેવી રીતે ગંગાસ્નાનથી પ્રીતિ થાય તેમ આપનાં દર્શનથી થએલ પ્રીતિ મારા અંતઃકરણને શીતળ કરે છે. (૪૯) હે બ્રહ્મન્ ! આપ ઇચ્છા, ભય અને ક્રોધથી રહિત છો, આપ રાગ વિનાના છો, નિરામય છો; આપ મારે ત્યાં પધાર્યા એથી મને આશ્ચર્ય થાય છે. (૫૦) જે કાર્ય અને જે પ્રયોજન માટે આપ પધાર્યા છો તે થયું જ છે એમ સમજો, કારણ કે આપને માટે મને બહુ માન છે." (૫૧)

રાજશ્રેષ્ઠ દશરથનાં આ અદ્ભુત અને વિસ્તારવાળાં વચન સાંભળી રોમાંચિત થઈ તેજસ્વી વિશ્વામિત્ર આ પ્રમાણે બોલ્યા: (૫૨) "હે રાજશાર્દૂલ ! મહાન વંશમાં ઉત્પન્ન થએલ અને

વસિષ્ઠને વશ રહેનાર તમારૂં આ વચન તમને યોગ્ય છે. (૫૩) હે પુરુષર્ષભ ! જ્ઞાન-નિષ્ઠાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે હું હમણાં નિયમ પાળું છું, તેમાં ભયંકર રાક્ષસો મને વિઘ્ન કરે છે. (૫૪) રક્ષણ માટે આવેલા અને દુઃખિત થએલ મારૂં રક્ષણ કરવાને તમે યોગ્ય છો; તમારે વ્યાઘ્રસમાન ગર્વિષ્ઠ શ્રીમાન્ પુત્ર છે. (૫૫) પરાક્રમમાં મહેન્દ્ર જેવા તે રામ રાક્ષસોનો નાશ કરનાર છે, સત્ય પરાક્રમવાળા છે, એવા શિખાધારી જ્યેષ્ઠ પુત્ર રામ તમે મને આપો. મારા દિવ્ય તેજ વડે રક્ષાએલા રામ લડાઈમાં દુષ્ટ રાક્ષસોનો નાશ કરવા શક્ત થશે. તમારે પુત્ર ઉપર અતિ સ્નેહ રાખવો યોગ્ય નથી. (૫૬–૫૮) આ જગતમાં મહાત્માઓને ન દેવા જેવું કંઇ નથી. હું પ્રતિજ્ઞા કરૂં છું કે રાક્ષસોને હણાયલાજ જાણો. સંદેહવાળાં કાર્યોમાં અમારી પ્રવૃત્તિ હોયજ નહિ. (૫૯) મહાતેજસ્વી વસિષ્ઠ, હું અને બીજા દીર્ઘદર્શીઓ મહાત્મા રામને પરમાત્મરૂપે જ જાણીએ છીએ. (૬૦) ધર્મ, યશ અને મહત્તા તમારા મનમાં હોય તો તમારો પ્રિય પુત્ર મને આપો." (૬૦) આવું ધર્મ અને અર્થવાળું વચન કહીને મહા તેજસ્વી મુનીશ્વર ધર્માત્મા વિશ્વામિત્ર ચુપ થઇ ગયા. (૬૨)

રાજશ્રેષ્ઠ દશરથે વિશ્વામિત્રનું આ ભાષણ સાંભળ્યું, અને એક ક્ષણ નિશ્ચેષ્ઠ બેસી રહ્યા, અને પછી બોલ્યાઃ (૬૩) "હે મુનિ ! કમળનયન રામને પૂરાં સોળ વર્ષ પણ નથી થયાં, અને રાક્ષસો સાથે લડવાને તે લાયક નથી એમ હું માનું છું. (૬૪) માંસાહારી રાક્ષસો સાથે લડવાને મારી અક્ષૌહિણી સેના સાથે હું તૈયાર છું. (૬૫) રામ બાળક છે, યુદ્ધમાં

બળાબળની તેને ખબર નથી, અને અંતઃપુર સિવાય બીજી કોઇ રણભૂમિ તેણે જોઇ નથી. (૬૬) હે કૌશિક ! મારા જન્મથી નવ હજાર વર્ષ પછી ઘણાં દુઃખને અન્તે મને ચાર પુત્રો થયા છે (૬૭) બધા ભાઈઓમાં રાજીવલોચન રામ મુખ્ય છે, અને તેના વિના બીજા ત્રણ ભાઇઓ જીવી નહિ શકે. (૬૮) આપ રામને રાક્ષસો સાથે યુદ્ધ કરવા લઇ જશો તો પુત્રના વિયોગે હું જરૂર તરત મરી જઇશ એમ આપ સમજજો. (૬૯) તદુપરાંત, જો રાવણ કંઇ વિઘ્ન કરે તો હું પણ તે દુરાત્માની સામે થવા અશક્ત છું. (૭૦) કોઇ વખતે કાળની ગતિથી પ્રાણીઓમાં મહાપરાક્રમ તથા વિભૂતિઓનો ઉદય થાય છે અને કોઇ વેળા તે અસ્ત પામે છે. (૭૧) આ વખતે રાવણાદિ શત્રુઓની સામે થવા અમે અસમર્થ છીએ એવો વિધિનો નિશ્ચય છે. (૭૨) આ વખત જુદો છે, કારણ કે તેણે સજ્જનોને પણ નિર્બળ કરી નાંખ્યા છે. રામ પણ અત્યારે દુઃખી થઇ ગયા છે અને વૃદ્ધાવસ્થાની પેઠે જર્જરિત થઇ ગયા છે." (૭૩)

રાજાનાં આવાં પર્યાકુળ વચનો સાંભળી વિશ્વામિત્રે ક્રોધથી તેને કહ્યું: "હું કાર્ય કરીશ એવા પ્રકારનું વચન આપીને હવે પ્રતિજ્ઞા તોડવા ઇચ્છો છો, તેથી તમે સિંહ થઇને મૃગ થવાની ઇચ્છા રાખો છો. (૭૪–૭૫) હે કાકુત્સ્થ ! જો તમે મારૂં કાર્ય કરવા અશક્ત હો તો હું જેમ આવ્યો તેમ પાછો જઇશ. પ્રતિજ્ઞા ભંગ કરીને સગાંઓ સહિત તમે સુખી થાઓ." (૭૬)

આમ મહાત્મા વિશ્વામિત્ર ગુસ્સે થયા તેથી આખી

પૃથ્વી કંપી ઉઠી અને દેવતાઓ પણ ભય પામ્યા. (૭૭) જગતના મિત્ર મહામુનિ વિશ્વામિત્રને ગુસ્સે થએલ જોઇને ધૃતિમાન, સારાં વૃત્તો આચરનાર તથા બુદ્ધિશાળી વસિષ્ઠ બોલ્યા: (૭૮) "ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થએલ તમે દશરથ પણ જો પ્રતિજ્ઞાપાલન નહિ કરો તો બીજા કોણ પાલન કરશે? (૭૯) તમારા જેવાઓના વ્યવહાર અનુસાર બીજાં મનુષ્યો પણ મર્યાદાનો ભંગ કરતાં નથી. માટે તમારે તે મર્યાદાનો ત્યાગ ન કરવો જોઇએ. (૮૦) રામ અસ્ત્રવિદ્યા જાણતા હોય કે ન જાણતા હોય, તો પણ જેમ ગરુડે રક્ષણ કરેલ અમૃત બીજા લઇ શકયા ન હતા, તેમ આ પુરુષોમાં સિંહ જેવા વિશ્વામિત્રના રક્ષણ હેઠળ રામને રાક્ષસો હરાવી શકશે નહિ." (૮૧)

વાલ્મીકિ બોલ્યા:–"વસિષ્ઠે આમ કહ્યું એટલે રાજાએ 'રામ કયાં છે, કેમ છે?' વગેરે પ્રશ્નો રામના પરિજનોને પૂછયા. (૮૨) ત્યારે રામના પરિજનોએ કહ્યું :—"વિપ્રો સાથે તીર્થયાત્રા કરી આવ્યા ત્યારથી જ કમળનયન રામ ખિન્ન રહ્યા કરે છે. (૮૩) પોતાના નિત્યના વ્યવહાર કરવા વિનવીએ તો પણ કરમાયલે મુખે તેઓ કોઇ વખત કરે છે અથવા કોઇક વખત નથી કરતા. 'સંપત્તિનું શું પ્રયોજન? વિપત્તિનું શુ પ્રયોજન? ઘરનું શું કામ? મનોરથો શા કામના છે? એ બધુ મિથ્યા છે;' આમ કહી તે શાન્ત એકલા બેસી રહે છે. (૮૫) હે રાજન્! વસ્ત્ર, જળપાન, ભોજન, દાન વગેરે તજી દઇને સંન્યાસધર્મ પાળનાર તપસ્વીઓને તે અનુસરે છે. (૮૬) તેઓ અભિમાન કરતા

નથી, રાજ્યની અભિલાષા પણ સેવતા નથી, તથા સુખ-દુઃખાદિ વૃત્તિઓમાં પણ હર્ષ કે વિષાદ પામતા નથી. (૮૭) ' જે નિર્વાણ પદ અનાયાસે મળે તે ન મેળવતાં બાહ્ય પ્રવૃત્તિમાં આટલાં વર્ષો ગુમાવ્યાં; ' એમ વારંવાર મધુર રીતે તેઓ ગાયા કરે છે. (૮૮) જ્યારે કોઇ અર્થી ધન માગવા આવે ત્યારે દુઃખનાં મુખ્ય કારણ ધનની તું શા માટે ઇચ્છા કરે છે એવો ઉપદેશ આપી તેને સર્વસ્વ આપી દે છે. (૮૯) એવા વિચાર તથા વર્તનવાળા રામ માટે અમારે શું કરવું તે અમે જાણી શકતા નથી. આપ જ અમારો આધાર છો. (૯૦) આ પૃથ્વી ઉપર એવો બળવાન પુરુષ કોણ છે જે રામને પ્રાકૃત વ્યવહારમાં યોજવા સમર્થ હોય ? " (૯૧)

વિશ્વામિત્ર બોલ્યાઃ–"જો એમ છે તો જેમ હરણનું ટોળું પોતાના નાયકને તરત લાવે તેમ મહાબુદ્ધિશાળી રામને તમે અહિં લાવો. (૯૨) રઘુપતિ રામનો આ મોહ આપત્તિ કે રાગમાંથી ઉદ્ભવ્યો નથી, પણ વિવેક અને વૈરાગ્યમાંથી એનો ઉદ્ભવ થયો છે. તે મોહ નથી, પણ પરમાનંદ આપનાર જ્ઞાન છે. (૯૩) એ મોહ યુકિતથી દૂર થશે એટલે અમારી માફક રઘુનંદન રામ પરમ વિશ્રાન્તિ પામશે. (૯૪) મનમાં પરિપૂર્ણ થઈ પોતાને યોગ્ય વ્યવહારની અખંડિત પરંપરાનું પાલન કરશે. " (૯૫)

આમ મુનિ કહેતા હતા ત્યારે રાજીવલોચન રામચંદ્રજી પિતાને વંદન કરવા ત્યાં પધાર્યા. (૯૬) પ્રથમ પિતાને પગે લાગ્યા, પછી વસિષ્ઠ અને વિશ્વામિત્રને તેમણે વંદન કર્યું, અને ત્યારબાદ વિપ્ર, બંધુ, વડીલ વગેરેને અનુક્રમે રામ પગે લાગ્યા.

(૯૭) પછી રાજાઓએ કરેલા પ્રણામોને સ્નેહદૃષ્ટિથી, જરા નમાવેલ મસ્તકથી કે ક્યાંક મધુર વાણીથી સ્વીકારવા લાગ્યા. (૯૮) રાજાએ ખોળામાં બેસવાનું રામને કહ્યું, પણ તેમ ન કરતાં ભૂમિ ઉપર પરિજનોએ પાથરેલ આસન પર રામ બિરાજ્યા. (૯૯)

દશરથ બોલ્યા–" હે પુત્ર ! તમે વિવેક પ્રાપ્ત કર્યો છે, કલ્યાણનું તમે પાત્ર છો, તો જડની માફક જીર્ણ બુદ્ધિથી તમારા આત્માને ખેદ પમાડો નહિ. (૧૦૦) વૃદ્ધો, વિપ્રો અને ગુરુઓનાં વચનોનું પાલન કરીને તમારા જેવાઓ પુણ્ય-પદ પામે છે, નહિ કે મોહ પાછળ દોડીને. (૧૦૧) હે પુત્ર ! જ્યાં સુધી મોહનો પ્રચાર થતો નથી ત્યાં સુધી આપત્તિઓ દૂર રહે છે. " (૧૦૨)

વસિષ્ઠ બોલ્યાઃ–"હે મહાબાહો ! તમે શૂર છો, તથા આ વિષયોરૂપી શત્રુઓ જે અનેક કષ્ટોથી નાશ પામે છે અને જે દુઃખની પરંપરાને ઉત્પન્ન કરે છે તેના ઉપર તમે વિજય મેળવ્યો છે. (૧૦૩) છતાં પણ અજ્ઞાનીઓને યોગ્ય જડતા-વાળા અને ઘણાં મોજાંથી ભરપૂર મોહરૂપી સમુદ્રમાં અબ્રહ્મ-વિદ્ પુરૂષની પેઠે તમે શા માટે ડૂબી ગયા છો ? " (૧૦૪)

વિશ્વામિત્ર બોલ્યા–" ઉંદરો જેમ ઘરનો નાશ કરી નાંખે છે, તેમ મનને પીડા આપનાર ચિંતાઓ તમારા મનનો નાશ કરી નાંખશે. તે ચિંતાઓ શા કારણથી થએલ છે, કઇ છે અને કેટલી છે ? (૧૦૫) હે નિષ્પાપ રામ ! તમારા મનમાં જે હોય તે કહો. તમને જે ઇચ્છિત વસ્તુ હશે તે મળશે, અને તેથી ફરીથી ચિંતાઓ તમારા મનને ખલેલ પહોંચા-

ડશે નહિ." (૧૦૬)

વાલ્મીકિ કહે છેઃ-"આ રીતે જેના તાત્પર્યમાં યોગ્ય વિષયોનો ખુલાસો કરવામાં આવ્યો હતો એવું સુમતિ વિશ્વામિત્રનું વચન સાંભળી રામે પોતાનું ઇષ્ટ થશે એવું અનુમાન કર્યું અને મેઘગર્જના સાંભળી મોર ખેદનો ત્યાગ કરે તેમ રામે ખેદનો ત્યાગ કર્યો." (૧૦૭)

ૐ

## સર્ગ બીજો



### જગતના દોષોનું કારણ



વાલ્મીકિ બોલ્યાઃ-"મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે એમ પૂછ્યું એટલે શાન્તચિત્ત રામે આ પ્રમાણે ગંભીર અને પરિપૂર્ણ વચનો કહ્યાં." (૧)

શ્રી રામ બોલ્યાઃ-"હે ભગવન્! આપે મને પૂછ્યું તે હવે હું અજ્ઞ છતાં કહું છું; સાધુ પુરુષોનાં વચનોની કોણ અવગણના કરે! (૨) મારા પિતાને ઘેર હું જન્મ્યો, મોટો થયો

વિદ્યા મેળવી અને રહ્યો. (૩) હે મુનિનાયક ! સદાચારવાળું વર્તન રાખીને તીર્થયાત્રા માટે સમુદ્ર પર્યંત આખી પૃથ્વી ફર્યો (૪) આ કાળ દરમ્યાન મારા મનમાં આવો વિચાર ઉત્પન્ન થયો અને તેણે સંસાર ઉપરથી મારી આસ્થા ઉઠાડી દીધી. (૫) આ સંસારસંસ્થિતિમાં શું સુખ છે ? મૃત્યુ માટે મનુષ્યો જન્મે છે, અને જન્મવા માટે તેઓ મરણ પામે છે. (૬) સ્થાવર જંગમ વસ્તુઓથી થતા ઐશ્વર્યના કારણરૂપ સર્વે પદાર્થો અસ્થિર છે, બધી આપત્તિનું સ્થાન છે અને પાપના કારણરૂપ છે. (૭) તે ભોગ્ય પદાર્થો લોઢાના સળીઆ માફક એક બીજાથી જૂદા છે, છતાં કેવળ પોતાના મનની કલ્પના વડે જ પરસ્પર સંબંધ રાખનારા છે. (૮) રાજ્યનું મારે શું કામ છે ? વૈભવો શું કામના છે ? હું કોણ ? શા માટે હું આવ્યો ? જે વસ્તુ મિથ્યા છે તે મિથ્યા જ રહેશે. તે મિથ્યા વસ્તુથી કોને શું મળ્યું છે ? (૯) હે બ્રહ્મન્ ! આમ વિચાર કરતાં જેમ મુસાફરને નિર્જળ ભૂમિમાં અરુચિ ઉત્પન્ન થાય તેમ મને સર્વે વસ્તુઓ ઉપર અરુચિ ઉત્પન્ન થઈ છે. (૧૦) જૂનું ઝાડ જેમ પોતાના કોટરમાં રહેલા તીક્ષ્ણ અગ્નિ વડે બળ્યા કરે છે તેમ હું પણ આ દુઃખ કેમ શાન્ત પામે એ ચિંતામાં તપ્યા કરૂં છું (૧૧) મારૂં હૃદય સંસારના દુઃખ રૂપી પત્થરોથી ભરાઇ ગયું છે, તો પણ કુટુંબીજનોની બીકથી હું રડતો નથી. (૧૨)

ધન અને નિન્દા

પુષ્કળ છોકરાંવાળી સ્ત્રીઓનાં ઘર જેમ મનુષ્યને દુઃખદાયી થઇ પડે છે તેમ ચિંતાના ઢગરૂપી ચક્રોવાળું ધન મને આનંદ આપતું

નથી. (૧૩) હે મુનિ ! લક્ષ્મી આ સંસારમાં મોહ ઉપજાવનાર છે, અને સુખ આપનાર નથી. (૧૪) રાજાના સ્વભાવ જેવી અવિવેકી લક્ષ્મી દુઃસાધ્ય છે અને ગુણ અવગુણના વિચાર કર્યા વિના સજ્જન કે દુર્જનનો તે આસરો લે છે. (૧૫) જેમ દૂધ સર્પના વિષને વધારે છે તેમ તે તે કર્મોના વેગને લક્ષ્મીના દોષ વધારે છે. (૧૬) જ્યાં સુધી ઠંડીને પવને તીક્ષ્ણ નથી કરી ત્યાં સુધી તે ઠંડીનો સ્પર્શ શીતળ અને મૃદુ લાગે છે, તેમ લક્ષ્મીએ જ્યાં સુધી મનુષ્યને કર્કશ નથી બનાવ્યો, ત્યાં સુધી તેનો સંપર્ક પોતાનાં અને પારકાંને સુખકર લાગે છે. (૧૭) ધૂળની મૂઠીથી જેમ રત્નો મલિન થઈ જાય છે, તેમ લક્ષ્મી વડે પંડિત, શૂરવીર, કૃતજ્ઞ, ડાહ્યા અને કોમળ પુરુષો પણ મલિન થઇ જાય છે. (૧૮) ધનવાન છતાં જગતમાં ન નિંદાએલા, શૂર છતાં પણ બડાઇ ન કરનાર અને સામર્થ્ય હોવા છતાં પણ સમાન દૃષ્ટિવાળા –આ ત્રણ પ્રકારના મનુષ્યો દુર્લભ છે. (૧૯) કૂવા કે વાવમાં ઉત્પન્ન થએલી અને ઘણા સર્પોથી વીંટળાએલ પુષ્પની સુંદર લતા જેમ મનની ચિત્તવૃત્તિને આકર્ષે છે, સાહસ કરવાથી મળે છે અને ક્ષણિક છે, તેમ લક્ષ્મી પણ મનોહર હોવાથી ચિત્તવૃત્તિને આકર્ષે છે, ખળ તથા દુષ્ટ પુરુષોથી વીંટળાએલ હોય છે, નીચતાથી મળે છે અને ક્ષણભંગુર છે. (૨૦)

આયુનિન્દા

મનુષ્યનું આયુષ્ય પાંદડાંના ખૂણાની ટોચ પર વળગેલ જળ-બિન્દુની માફક ક્ષણિક ટકે તેવું છે. તે ઉન્મત્તની પેઠે ઓચિંતું શરીરનોત્યાગ કરી ચાલ્યું જાયછે. (૨૧) જેઓનાં મન વિષયસર્પોના સંગથી શિ-

થિલ થઇ ગયાં છે અને જેઓને આત્મસ્વરૂપનો વિવેક થયો નથી તેવા પુરુષોનું જીવન કેવળ પરિશ્રમનું કારણ થઈ પડે છે.(૨૨) હે મુનિ ! આ પરિચ્છિન્ન દેહજ આત્મા છે એવો અમે સ્થિર નિશ્ચય કરી બેઠા છીએ, તેથી જગતરૂપી વાદળાંની વિજળીના સમૂહ જેવું જીવન અમને સુખ આપતું નથી. (૨૩) પવનને વીંટી શકાય, આકાશને ખંડિત કરી શકાય, મોજાંઓને એક સાથે બાંધી શકાય, પણ આયુષ્યમાં આસ્થા રાખી ન શકાય. (૨૪) શરદ્ ઋતુનાં વાદળાં પેઠે આયુષ્ય અલ્પ છે, તેલ વિનાના દીપક માફક નાશવંત છે અને જળતરંગની પેઠે ચંચળ છે. તે ગયુંજ એવું જોવામાં આવે છે. (૨૫) જેનું મન બ્રહ્મમાં વિશ્રામ પામ્યું નથી, અને જે વ્યર્થ આયુષ્ય લંબાવવા માગે છે, તે મૂઢ મનુષ્ય, ખચ્ચરી જેમ ગર્ભ ધારણ કરવાથી દુઃખ પામે છે તેમ દુઃખી જ થાય છે. (૨૬) જે જીવનથી પ્રાપ્ત કરવા યોગ્ય બ્રહ્મની પ્રાપ્તિ થાય અને જેનાથી ફરી શોક કરવો ન પડે, તથા જે પરમ નિવૃત્તિનું સ્થાન છે, તેજ ખરૂં જીવન કહેવાય છે. (૨૭) વૃક્ષો પણ જીવે છે, પશુ પક્ષીઓ પણ જીવન ગુજારે છે, પરંતુ જેનું મન બ્રહ્મજ્ઞાન વડે બાધ પામી ગયું છે, તેજ ખરેખર જીવે છે. (૨૮) આ જગતમાં જેઓ ફરીથી જન્મ લેતા નથી, એવા સાધુ જીવન ગાળનાર પુરુષોનો જ જન્મ સાર્થક ગણાય. બાકીના પુરુષોને ઘરડા ગધેડા જેવા વ્યર્થ જીવન ગાળનાર સમજવા. (૨૯) અવિવેકી પુરુષને શાસ્ત્ર બોજારૂપ થઇ પડે છે, સંસારમાં રાગ રાખનારાઓને જ્ઞાન ભારરૂપ થઇ પડે છે, વ્યગ્ર પુરૂષને મન ભારરૂપ થઇ પડે છે અને આત્માના સ્વરૂપને ન જાણનારને શરીર

બોજારૂપ થઇ પડે છે. (૩૦) ભાર ઉપાડનાર મજુરને જેમ બોજો દુઃખ આપનાર થઈ પડે છે, તેમ દુષ્ટ બુદ્ધિવાળાને રૂપ, આયુષ્ય, મન, બુદ્ધિ, અહંકાર અને સ્થિર ચેષ્ટા, એ બધું દુઃખ આપનાર નીવડે છે. (૩૧) સજ્જન પુરુષ જેમ થોડા દહાડામાંજ દુર્જનને ઓળખી કાઢી અનાદર સાથે તેને કાઢી મૂકે છે, તેમજ યૌવન પણ થોડાદિવસમાં શરીરને ઓળખી કાઢી અનાદરપૂર્વક તેનો ત્યાગ કરે છે. (૩૨) નિત્ય જીવન્મુક્તિરૂપી સ્થિર સુખથી રહિત, ગુણ વિનાનું અને મરણના પાત્રરૂપ આ આયુષ્ય જેવું અસાર છે, તેવી બીજી કોઇ વસ્તુ જગતમાં ગુણરહિત નથી. (૩૩)

અહંકારનિન્દા

અહંકારરૂપી દુષ્ટ શત્રુથી હું ભય પામું છું. તે અજ્ઞાનતાથી વ્યર્થ જ ઉત્પન્ન થયો છે, વ્યર્થ વધે છે અને તેનું સ્વરૂપ પણ વૃથા છે. (૩૪) અહંકારથી જ આપત્તિઓ આવે છે, અહંકારથી જ દુષ્ટ મનની પીડાઓ આવે છે અને વાંછનાઓનું કારણ પણ અહંકાર જ છે; અહંકારથી વધારે બળવાન દુશ્મન બીજો કોઇ નથી. (૩૫) ચિરકાળના પરમ દુશ્મન અહંકારને લીધે હું કંઇ ખાતો નથી, પીતો નથી, તો પછી ભોગો તો કેમ જ ભોગવું ? (૩૬) અહંકારને વશ થઇ મેં જે જે ભોગવ્યું, લીધું કે કર્યું તે સર્વ મિથ્યા છે, અવસ્તુ છે. અહંકારરહિતપણુ એજ પરમાર્થ વસ્તુ છે. (૩૭) હે બ્રહ્મન્ ! જ્યાં સુધી અહંકારરૂપી વાદળું પોતાનો વિસ્તાર કરે છે ત્યાં સુધી તૃષ્ણારૂપી ઇન્દ્રજવના વૃક્ષની મંજરી પણ પ્રફુલ્લિત રહ્યા કરે છે. (૩૮) મારૂં વર્ત્તન અહંકારરહિત છે, છતાં પણ મૂઢતાથી શોક વડે

દુઃખી થાઉં છું, તો હે બ્રહ્મન્ ! મારે એ બાબતમાં શું કરવું ઉચિત છે તે આપ મને કહેવા યોગ્ય છો. (૩૯) હે મહાનુભાવ ! સર્વે આપત્તિનાં સ્થાનરૂપ, ચંચળ, ઉત્તમ ગુણોથી રહિત ચોતરફથી મહાદુઃખદાયી હૃદયમાં રહેલું અહંકારરૂપી લાંછન હું યત્નપૂર્વક ધારણ કરતો નથી, માટે હવે જે કર્તવ્ય હોય તેનો આપ ઉપદેશ આપો. (૪૦)

મન નિન્દા

રાગાદિ દોષો વડે શિથિલ થએલું ચંચળ મન, મહાત્માઓ જે કાર્ય કરે છે તે છોડી દે છે અને મોરપીંછાનો કટકો જેમ વાયુની અંદર ઉડયા કરે છે તેમ, તે વિષયોમાં ભટકયા કરે છે. (૪૧) જેમ ગામનો કૂતરો અહિંતહિં દૂરને દૂર વ્યર્થ ભમે છે તેમ ચિત્ત અહિંતહિં ફોકટ દોડયા કરે છે. (૪૨) જેમ કરંડીઓ પાણીથી સંપૂર્ણ ભરાય નહિં તેમ મહાવનો ફરી આવ્યા છતાં કયાંય પણ તેને કાંઇ મળતું નથી, તે અંત પામતો નથી અને સંપૂર્ણ રીતે સફળ પણ થતો નથી. (૪૩) હે બ્રહ્મન્ ! જેની પાછળ કૂતરી ભમે છે એવો ક્રૂર કૂતરો જેમ જીવ વિનાના જડ શબને ખાય છે તેમ જેની પાછળ તૃષ્ણારૂપી સ્ત્રી ફર્યા કરે છે એવું ક્રૂર ચિત્ત મને અજ્ઞાનીને ખાય છે. (૪૪) ભયંકર વંટોળીઓ જેમ મધ્ય ભાગમાં પાડવા અથવા આકાશમાં ફેરવવા માટે તૃણને દૂર ખેંચી જાય છે તેમ ચિત્ત પણ મને એકાએક નરકમાં પાડવા અથવા તિર્યંગાદિમાં અવતાર આપવા દૂર લઇ જાય છે. (૪૫) કૂવાની નીચેના ભાગમાંથી બહાર આવતી અને બહારથી અંદર જતી ખરાબ દોરી જેમ લાકડાંને વળગી રહે છે તેમ નીચેથી ઉપર ચડતાં અને ઉપ-

રથી નીચે જતાં દુષ્ટ મન વડે હું પણ બંધાઇ ગયો છું (૪૬) જેમ બાળક ખોટી કલ્પનાથી ભયંકર લાગનાર અને પૂર્ણ વિચાર કરતાં મિથ્યા થઈ જનાર પોતાના જ પડછાયાને વેતાળ માની તેનાથી પકડાય છે તેમ જ મિથ્યા કલ્પના કરવાથી ઉગ્ર રૂપ ધરનાર, પરંતુ ખરો વિચાર કરવાથી મિથ્યા થઇ જનાર ચિત્તે મને પકડયો છે. (૪૭) હે બ્રહ્મન ! કષ્ટથી તાબે થઇ શકે તેવો મનરૂપી પિશાચ અગ્નિથી પણ વધારે સંતાપ આપનાર છે, પર્વત ઉપર ચાલવા કરતાં વધારે તકલીફ આપે છે અને વજ્રથી પણ વધારે કઠણ છે. (૪૮) હે સાધો ! ચિત્તનો નિગ્રહ એ સમુદ્રપાન કરતાં, સુમેરૂ પર્વતને ઉખેડી નાખવા કરતાં અને અગ્નિનું ભક્ષણ કરવા કરતાં પણ વધારે વિષમ છે. (૪૯) આકાશાદિ મૂળ પદાર્થોનું મૂળ કારણ ચિત્ત છે, તેમાં જ ત્રણે જગત્ સમાએલાં છે; એ ચિત્તનો નાશ થતાં જ જગત રહેતું નથી. માટે પ્રયત્ન કરીને ચિત્તનો નિગ્રહ કરવો. (૫૦) પર્વતો ઉપર જેમ વન ઉગે છે તેમ ચિત્તમાંથી જ સેંકડો સુખદુઃખો ઉત્પન્ન થાય છે. વિવેકને લીધે જો ચિત્ત ક્ષીણ થાય તો સુખદુઃખનો અત્યંત નાશ જ થાય એવો મારો અભિપ્રાય છે. (૫૧)

તૃષ્ણા નિન્દા

હૃદયમાંથી ઉત્પન્ન થનારા વિવેકને ઢાંકી દેવામાં અંધારી રાત જેવી છેડા વિનાની તૃષ્ણાને લીધે જીવરૂપી આકાશમાં ક્રોધાદિ દોષોરૂપી ઘુવડની પંક્તિઓ નજરે પડે છે. (૫૨) હું જે જે ગુણોની સંપત્તિ મેળવવા ઇચ્છું છું, તે તે ઇચ્છાને, નાની ઉંદરડી જેમ વીણાના તાર કાપી નાંખે તેમ, મારા તે તે ગુણને તૃષ્ણા તોડી નાંખે છે.

(૫૩) સ્વસ્વરૂપને પામવાને અમારી બુદ્ધિ અસમર્થ છે, કારણ કે જેમ શકુની પક્ષી જાળમાં ફસાય છે તેમ અમે તૃષ્ણા રૂપી જાળમાં મોહ પામીએ છીએ. (૫૪) હે તાત ! તૃષ્ણારૂપી અગ્નિની જાળથી હું એવો તો બળી રહ્યો છું કે, હવે અમૃતથી પણ મારા દાહની શાન્તિ થશે કે કેમ એમાં મને શંકા છે. (૫૫) કાળી રાતની પેઠે ધીર ચેષ્ટાવાળાને પણ તૃષ્ણા બીવરાવે છે, આંખોવાળાને આંધળા કરે છે અને શાન્ત પ્રકૃતિવાળાને પણ દુઃખી કરે છે. (૫૬) વૃદ્ધ સ્રીની માફક કોઇનાં ચિત્ત વશ કરવામાં અસમર્થ હોવા છતાં પણ તૃષ્ણા સજ્જન દુર્જન સર્વે મનુષ્યો પાછળ દોડયા કરે છે, પણ તેનો પ્રયત્ન સફળ થતો નથી. (૫૭) તૃષ્ણા વૃદ્ધ નર્તકી જેવી છે. તે નાચવામાં અસમર્થ છે, છતાં પણ ઉત્સાહ રહિત નાચે છે. (૫૮) ચપળ વાંદરીની પેઠે તૃષ્ણા જઇ ન શકાય તેવાં સ્થાનો પર કૂદે છે, તૃપ્ત થયા છતાં પણ ફળની ઇચ્છા રાખે છે અને એક ઠેકાણે લાંબો વખત ટકતી નથી. (૫૯) તૃષ્ણારૂપી હૃદયકમળમાં રહેલ ભમરી ક્ષણમાં પાતાળમાં જાય છે અને જરા વારમાં આકાશમાં ઉડે છે, ક્ષણમાં દિશાઓરૂપી કુંજમાં વિહાર કરે છે. (૬૦) સંસારના બધા દોષોમાં એક તૃષ્ણા જ ચિરકાળ દુઃખ દેનાર છે. અંતઃપુરમાં રહેનારને પણ મુશ્કેલીમાં મૂકી દે છે. (૬૧) ચિન્તાઓનો ત્યાગ કરવાથી મનુષ્ય બધા દુઃખોને ત્યજી શકે છે. ચિન્તાત્યાગ એ તૃષ્ણારૂપી વિષૂચિકા મટાડવાનો પ્રખ્યાત મંત્ર છે. (૬૨) સૂર્યનાં કિરણો જેમ કમળને તરત પ્રફુલિત કરે છે તેમ રોગનું દુઃખ, સ્રી અને તૃષ્ણા ગંભીર પુરુષને પણ તત્કાળ

અધીર બનાવી દે છે. (૬૩) હે બ્રહ્મન્ ! હૃદયમાં દૃઢ રીતે રહેલ તૃષ્ણા જેવી તીક્ષ્ણ છે તેવી તલવારની ધાર પણ તીક્ષ્ણ નથી. વજ્રરૂપી અગ્નિ પણ એટલો તીક્ષ્ણ નથી; તેમજ તપેલા લોઢાના તણખાની જ્વાળા પણ તેટલી તીક્ષ્ણ નથી. (૬૪) મેરૂ પર્વત સમાન, શૂરવીર, ડાહ્યા અને સ્થિર પુરુષોમાં ઉત્તમ મનુષ્યને પણ આ તૃષ્ણા જરા વારમાં તૃણવત્ કરી નાંખે છે. (૬૫)

દેહનિન્દા

આ સંસારમાં ભીનાં આંતરડાંથી તથા નાડીઓથી ભરપૂર વિકારવાળો સંતાપ આપનાર આ દેહ અંતે કેવળ દુઃખ આપનાર જ છે (૬૬). તે અલ્પ વસ્તુથી આનંદ માને છે અને અલ્પ વસ્તુથી તેને ખેદ થાય છે. તેના સમાન શોક કરવા લાયક, નીચ, ગુણહીન બીજું કંઇ નથી. (૬૭) અહંકારરૂપી ગૃહસ્થનું આ દેહ મોટું ઘર છે. તે દેહ પડી જાય કે રહે તેમાં મને શું ? (૬૮) હે મુનિ ! જે ઘરમાં દશ ઇન્દ્રિયોરૂપી પશુની હાર બાંધેલ છે, જેના આંગાણુંમા તૃષ્ણારૂપી કામિની ફર્યા કરે છે અને જેમાં ચિત્તરૂપી નોકરો આનંદ ઉત્પન્ન કરે છે તે દેહરૂપી ઘર મને ગમતું નથી. (૬૯) જેમાં જીહ્વારૂપી વાંદરી રહે છે, મુખરૂપી બારણાંથી ભયંકર લાગે છે અને જેમાં દાંતરૂપી હાડકાંના આ કકડા દેખાય છે તે દેહરૂપી ઘર મને ગમતું નથી. (૭૦) ધનથી, રાજ્યથી, કાયાથી કે ચેષ્ટાથી શું થઇ શકે તેમ છે ? કારણ કે થોડા વખતમાં કાળ બધી વસ્તુનો નાશ કરી નાંખે છે. (૭૧)હે મુનિ! બહાર તથા અંદર માંસઅને લોહીથી બનેલ નાશ થાય તેવું આ શરીર સુંદર કેમ હોય ?

(૭૨) ઘડપણ વખતે ઘડપણ આવે છે અને મૃત્યુ વખતે મૃત્યુ આવે છે, એટલે ભોગ ભોગવનાર તેમ જ ગરીબ માણસનું જડ શરીર સમાન જ છે. (૭૩) જેઓ વીજળી, શરદ્ ઋતુનાં વાદળાં કે ગંધર્વ નગરીને સ્થિર માને છે તેવા પુરુષો જ આ શરીર ઉપર વિશ્વાસ રાખે છે. (૭૪)

બાલ્યનિન્દા

અત્યંત ચંચળ અને અનેક જાતના કાર્યોના આવેશરૂપી તરંગોવાળા સંસારસાગરમાં મનુષ્ય જન્મે છે, છતાં પણ બાલ્યાવસ્થા કેવળ દુઃખ આપનાર છે. (૭૫) અશક્તિ, આપત્તિઓ, તૃષ્ણા, મૂંગાપણું, મૂઢતા, લાલચ, ચપળતા અને દીનતા એ બધું બાળક અવસ્થામાં હોય છે. (૭૬) મન સ્વભાવે ચંચળ છે, અને બાલ્યાવસ્થા ચંચળ પદાર્થોમાં ચઢી જાય છે. આ બન્ને એકઠાં મળે તો કુત્સિત ચંચળતાનો અંત ક્યાંથી આવે? (૭૭) હે બ્રહ્મન્! સ્ત્રીઓનાં લોચન, વીજળી, અગ્નિની જ્વાળાઓ અને પાણીના તરંગો બાળકનાં ચિત્ત પાસેથી ચંચળતા શીખ્યાં છે. (૭૮) કુતરાની પેઠે બાળક અલ્પ વસ્તુથી રાજી થાય છે, અલ્પ વસ્તુથી ગુસ્સે થાય છે અને અપવિત્ર વસ્તુઓમાં રમ્યા કરે છે. (૭૯) જે બાલ્યાવસ્થાની મૂર્ખતાને લીધે મનુષ્ય જે દેખે તે ભોગવવાની ઇચ્છા કરે અને આકાશમાંથી ચંદ્રમા લેવાની ઇચ્છા કરે છે તેવી બાળક અવસ્થા સુખ કેમ આપે? (૮૦) બાળકને મોટાનો, માનો, બાપનો, બીજા મનુષ્યોનો તથા જ્યેષ્ઠ બાળકોનો ભય રહે છે. ખરેખર! શૈશવાવસ્થા એ ભયનું મંદિર છે. (૮૧) સર્વ પ્રકારના દોષોની દશાથી બાલ્યાવસ્થામાં અંતઃકરણને ઉપદ્રવ

નડે છે અને વિવેકહીન નિરંકુશ રીતે વિહાર કરનાર ગૃહસ્થના ઘરરૂપ શૈશવાવસ્થા સંસારમાં કોઇને પણ પરિપૂર્ણ સુખ આપનાર છેજ નહિ. (૮૨)

યૌવન નિન્દા

મનુષ્ય બાલ્યાવસ્થાનો ત્યાગ કરી કામાદિ દોષથી પીડાએલા અંતઃકરણ વડે નરકમાં પડવા માટે સંભ્રમથી યૌવનમાં પ્રવેશ કરે છે. (૮૩) પોતાના ચિત્તરૂપી દરમાં રહેનાર અને વિવિધ પ્રકારના ભ્રમમાં નાંખનાર કામદેવરૂપી પિશાચ બળાત્કારથી તેનો પરાજય કરે છે. (૮૪) નદી મોટી અને નિર્મળ હોય છતાં વરસાદમાં જેમ મલિન થઇ જાય તેમ જ વિશાળ, સ્વચ્છ અને પવિત્ર બુદ્ધિ પણ યૌવનાવસ્થામાં મલીન થઇ જાય છે. (૮૫) શરીરરૂપ મરુભૂમિમાં કામનારૂપ તાપને લીધે જણાતાં યૌવનરૂપી મૃગજળ પાછળ મનરૂપી હરણો દોડયાં જાય છે અને વિષયના ખાડામાં જઈ પડે છે. (૮૬) જેમ જેમ યૌવન વધતું જાય છે તેમ તેમ ઇચ્છાઓ અને કામનાજ્વર કેવળ નાશ માટે જ વધતાં જાય છે. (૮૭) હે સાધો ! જેઓ યૌવનનું સંકટ સુખેથી તરી ગયા છે તે મહાત્મા પુરુષો જ વંદન કરવા યોગ્ય છે. (૮૮) આકાશમાં ઉપવનની પેઠે આ મનુષ્ય-જન્મમાં વિનયથી શોભતું મહાત્માઓના પ્રસંગવાળું, દયાથી દીપી નીકળેલું, અને સારા ગુણોથી શોભતું મંગળકારક યૌવન ઘણું જ દુર્લભ છે. (૮૯)

સ્ત્રી નિન્દા

નસો અને હાડકાંથી રચાએલી માંસની પુતળીરૂપ યંત્ર જેવાં ચંચળ સ્ત્રીનાં શરીરરૂપી પાંજરામાં કઇ વસ્તુ સુંદર છે ? (૯૦) ત્વચા, માંસ,

રક્ત, અને આંસુને છૂટા પાડી જરા જુઓ કે શું સુંદર છે? શા માટે વ્યર્થ મોહ પામો છો? (૯૧) સ્ત્રીઓનાં જે સ્તનો ઉપર મોતીના હારોની હલક, મેરૂ પર્વતના શિખર ઉપરથી નીચે પડતા ગંગાના વેગ જેવી દેખાય છે તેજ સ્તનોને કોઇક વખતે સ્મશાનના કૂતરાઓ ચોખાના નાના નાના પિંડની માફક ખાય છે. (૯૨-૯૩) કેશરૂપી કાજળવાળી, દુઃખથી અડી શકાય તેવી, આંખોને પ્રિય લાગતી પાપોરૂપી અગ્નિની જ્વાળાથી માણસોને સ્ત્રીઓ તણખલાંની પેઠે બાળે છે. (૯૪) ઉપરથી રસિક લાગતી છતાં નીરસ સ્ત્રીઓ અતિ દૂર બળતા નરકરૂપી અગ્નિનાં અદ્ભૂત અને ભયંકર ઇન્ધન સમાન છે (૯૫). સ્ત્રીઓ મૂઢ ચિત્ત થએલ નરપક્ષીઓને બંધનમાં નાંખનાર કામ નામના પારધી વડે પથરાએલ જાળ છે. (૯૬) જન્મરૂપી ખાબોચીઆંમાં ચિત્તરૂપી કાદવમાં રગદોળાતાં મનુષ્યોરૂપી માછલાંને દુષ્ટ વાસનારૂપી દોરડાંમાં નારીરૂપી લોટની ગોળી છે. (૯૭) સ્ત્રી સર્વ દોષરૂપી રત્નોના ડાબલા જેવી છે, અને તે હંમેશા દુઃખની સાંકળ છે. મારે તેઓનું કંઇ કામ નથી. (૯૮) હે મુનિ! તેઓના શરીરમાં હાડકાં છે, લોહી છે. અને માંસ છે; કેટલાક દિવસો પછી એ નાશ પામે છે. જેને સ્ત્રી હોય છે તેને ભોગો ભોગવવાની ઈચ્છા રહ્યા કરે છે, પણ જેને સ્ત્રી નથી તેને ભોગેચ્છા કયાંથી જ હોય? સ્ત્રીનો ત્યાગ કરવાથી જગતનો ત્યાગ થઈ જાય છે અને જગતનો ત્યાગ થવાથી સુખી થવાય છે. (૧૦૦) હે બ્રહ્મન્! ભોગો ઉપર ઉપરથી રમણીય ભાસે છે; એવા ઘણા દુસ્તર અને ભ્રમરની પાંખોના મૂળની પેઠે ઘણા ચંચળ વિષયભોગોમાં

રોગ, ઘડપણ, મરણ વગેરેના ભયથી મારૂં મન આસકત થતું નથી; પરંતુ હું શાન્તિથી રહું છું અને પ્રયત્નથી પરમપદ મેળવવાની ઉત્કંઠા રાખું છું. (૧૦૧)

જરાવસ્થા નિન્દા

બાલ્યાવસ્થાની અભિલાષાઓ પૂરી થયા પહેલાં જ યૌવન તેને ગળી જાય છે અને યુવાવસ્થાની અભિલાષા પૂરી થયા પહેલાં જ વૃદ્ધાવસ્થા તેને ગળી જાય છે. એક બીજા પ્રત્યે આ અવસ્થા કેટલી ક્રૂર છે તે તો જુઓ. (૧૦૨) વિના પરિશ્રમે કષ્ટ આપનાર વૃદ્ધાવસ્થા, જ્યારે મનુષ્યને પકડે છે ત્યારે શોકયથી પરાભવ પામેલી સ્ત્રીની પેઠે બુદ્ધિ તે માણસનો ત્યાગ કરી ચાલી જાય છે. (૧૦૩) સેવકો, પુત્રો, સ્ત્રીઓ, સગાંઓ અને મિત્રો જેમ ગાંડાની મશ્કરી કરે તેમ જરાવસ્થાથી કંપતા મનુષ્યનો ઉપહાસ કરે છે. (૧૦૪) જેમ ગીધપક્ષી નીચાં ઝાડ પર બેસે છે ત્યારે જોવાં ન ગમે તેમ હીન, ગુણ અને પરાક્રમ વિનાના ઘરડા પુરુષ ઉપર વિષયેચ્છા પોતાનો પ્રભાવ જમાવે છે. (૧૦૫) દીનતારૂપી દોષથી ભરેલી, હૃદયને બાળનાર અને બધાં સંકટોની સખી જેવી મહાન તૃષ્ણા ઘડપણમાં વધે છે. (૧૦૬) અરેરે! પરલોકમાં મારે શું કરવું ? આવી ચિંતાથી અત્યંત દારુણ અને જેનો ઉપાય ન થઇ શકે તેવો ભય ઘડપણમાં વધે છે. (૧૦૭) જરાવસ્થામાં ભોગો ભોગવવાની ઇચ્છા થાય છે, પણ શકિતમંદતાને લીધે તે ભોગવાતા નથી અને હૃદયમાં સંતાપ થાય છે. (૧૦૮) માણસોનાં માથાંરૂપી કોળાંને પકવ થએલ જોઈ તથા જરારૂપી ભસ્મથી જરા પીળું પડેલું જોતાં જ મનુષ્યનો ઇશ્વર કાળ તે

ખાઈ જાય છે. (૧૦૯) હે મુનિ! જ્યારે મરણરૂપી રાજા બહાર નીકળે છે ત્યારે જરાવસ્થા રૂપી શ્વેત ચામરવાળી રોગો તથા ઉદ્વેગોની સેના તેઓની આગળ ચાલે છે. (૧૧૦) અશક્તિ, પીડા અને આપત્તિ નામની ત્રણ સ્ત્રીઓ જરારૂપી ધોળા ચૂનાથી ધોળેલ શરીરરૂપી અંતઃપુરમાં આનંદથી રહે છે. (૧૧૧) હે તાત! વૃદ્ધાવસ્થા આવ્યા છતાં પણ જે જીવન જીવવામાં આવે છે તે દુઃખમય જીવનમાં દુરાગ્રહ રાખવાથી શું ફાયદો? પૃથ્વી ઉપર આ જરાવસ્થા ને કોઇ હરાવી શકતું નથી. આવી જરાવસ્થા મનુષ્યના સર્વ મનોરથોનો નાશ કરે છે. (૧૧૨)

કાળ વર્ણન

ધારો કે ક્યાંક કોઇને સંસારમાં સુખની ભાવના હોય તો પણ ઉંદર જેમ વસ્ત્રના તાંતણાને સંપૂર્ણ રીતે કાતરી નાંખે છે તેમ કાળ પણ તેઓનાં ક્ષુદ્ર સુખની આશાને કોતરી નાંખે છે. (૧૧૩) વડવાનળ જેમ સમુદ્રનું ભક્ષણ કરે છે તેમ જગતમાં એવી કોઇ વસ્તુ જન્મી નથી કે જેનું સર્વભક્ષી કાળ ભક્ષણ ન કરે (૧૧૪). અનંત જગતનો કોળીઓ કરી જનાર સર્વ જગતરૂપી ભગવાન કાળ મહાન્ પુરુષોને મારવાને એક ક્ષણ પણ અટકતો નથી. (૧૧૫) ગરૂડ જેમ સર્પોને ગળી જાય તેમ જેઓ રૂપવાન હતા અને જેઓએ ઉત્તમ કાર્યોનો આરંભ કર્યો હતો એવા મેરૂ પર્વત જેવા મહાન પુરુષોને કાળ ભક્ષી ગયો છે. (૧૧૬) પોતાના પેટ ભરવાના સ્વભાવને લીધે ખડ, ધૂળ, ઇન્દ્ર, મેરૂ, પાંદડાં અને સમુદ્ર, વગેરે સર્વ પદાર્થોને ગળી જવા કાળ તૈયાર હોય છે. (૧૧૭) જેમાં પ્રાણીઓરૂપી

મચ્છરો ગણગણાટ કરે છે અને વારંવાર નીચે પડે છે એવાં બ્રહ્માંડરૂપી ઉંબરાનાં ફળોનું આ કાળ એક મહાન વૃક્ષ છે. (૧૧૮) દિવસરૂપી મટકાંવાળા સૂર્યરૂપી નેત્રો વડે જોઈને જગતરૂપી જીર્ણ જંગલમાંથી લોકપાલરૂપી બહુ જ પાકેલાં ફળો કાળ ખાધા કરે છે. (૧૧૯) તે કાળ જગતરૂપી જીર્ણ ઝુંપડીમાં વિખરાએલા ગુણવાન લોકોરૂપી મણિઓને ક્રમશઃ ઘણા જ ઉંડા મૃત્યુરૂપી ડાબલામાં ભરતો જાય છે. (૧૨૦) જે લોકો રૂપી માળા ઉત્તમ ગુણોથી ઘણીજ દીપી નીકળે છે તેને કાળ શણગારવા માટે ધારણ કરે છે અને પાછો તે તોડી નાંખે છે. (૧૨૧) એ કાળ જગતરૂપી જીર્ણ મૃગયા યોગ્ય વનોમાં રાંક તથા મૂઢ પ્રાણીઓ રૂપી મૃગોનો શિકાર ખેલ્યાં કરે છે. (૧૨૨) જેના એક ભાગમાં વડવાનળરૂપી સુંદર કમળ શોભે છે એવો પ્રલય સમયનો મહાસાગર કાળ-કુમારને રમવાને એક નદી છે. (૧૨૩) કડવા, તીખા અને ખાટા રસવાળા તથા દૂધદહીના સાગરવાળાં વાસી જગત એ કાળનું ભોજન છે. (૧૨૪) એ ચંડી (જરાવસ્થા) સર્વ દેવ દેવીઓ સાથે ચતુરાઈથી ફર્યાં કરે છે. અને સંસારરૂપી વનમાં વિહાર કરવાને જોડાયલી છે. તે વાઘણની પેઠે પ્રાણીઓના સમૂહનો ઘાત કરનાર છે. (૧૨૫) કમળ, ઉત્પલ અને કલ્હારના હાલતા જથાવાળી પૃથ્વીરૂપી રસથી ભરેલી પ્યાલી કાળ પોતાના હાથમાં રાખે છે. (૧૨૬) ગર્જના કરતા, ભયંકર રીતે પંજા પછાડતા અને કેશવાળીથી ભયંકર તથા પુષ્ટ ખભાવાળા, નૃસિંહ ભગવાન કાળના હાથમાં રહેલા પાંજરાંમાના એક શિકારી પક્ષી જેવા છે. (૧૨૭) બ્રહ્માંડ-

રૂપી માળા પહેરવાથી ઘણાં તુંબડાંવાળી વીણાના જેવો મધુર અને શરદ્ઋતુના આકાશ જેવી કાળી કાન્તિવાળો મહાકાળ નામનો દેવ કાળને રમવાનું કોયલનું એક બચ્ચું છે (૧૨૮) નિત્ય ઝળહળાટવાળું અને દુઃખો-રૂપી બાણોની પંકિત ફેંકયા કરતું અભાવ નામનું ધનુષ ચોરતફ ફર્યા કરે છે. (૧૨૯) આ કાળ ભગવાન પોતે જ કાળ-રાત્રિનું સ્વરૂપ ધારણ કરી પોતાની ઇચ્છાએ નાચ કર્યા કરે કરે છે. દેવો સહિત બધા મનુષ્યો તેના અંગનાં આભૂષણ જેવા લાગે છે. (૧૩૦) પાપરૂપી દોરીમાં પરોવેલી અને મોટો અવાજ કરતી નરકની પંકિત તેના પાતાળરૂપી ચરણમાં નુપૂર સમાન લાગે છે. (૧૩૧) એક કાનમાં પાંડુવર્ણી હાડ-કાંનું કુંડળ પહેર્યું છે અને બીજા કાનમાં મેરૂપર્વતરૂપી સુંદર સોનાનું કુંડળ પહેર્યું છે (૧૩૨) એજ કાનમાં સૂર્ય ચંદ્રરૂપી બે હાલતાં કુંડળ છે તથા લોકાલોક નામના પર્વ-તની હાર તેની કટિનો ચોતરફ આવેલી કટિ મેખલા છે.(૧૩૩) તે કાળરાત્રિના અંબોડામાં કાર્તિક સ્વામીના મરી ગએલા મયૂરોનાં પીછાં ઉડયાં કરે છે અને ત્રણ નેત્રોના મોટા ખા-ડામાં વાયુના પ્રવેશથી સણસણાટ શબ્દો થાય છે. (૧૩૪) હરના મસ્તકો ઉપર લાંબી જટાઓ અને તેમાં રહેલ ચંદ્ર આમ તેમ ચાલતા હતા અને ગૌરીના કેશપાશરૂપી સુંદર ચામરો મંદારનાં પુષ્પોથી શોભતી હતી. (૧૩૫) તાંડવમાં ઉન્મત્ત અને અચળાકાર ભૈરવોનાં ઉદરરૂપી તુંબડાં છે, અને સો છિદ્રોમાંથી શબ્દ કરતાં ઇન્દ્રના શરીરનાં હાડકાં તેમનું ભિક્ષાપાત્ર છે.(૧૩૬)મનુષ્યનાં સૂકાઇ ગએલાં શરીરનાં હાડકાં

તેના ખટ્વાંગો (ઈસ, ઉપળીઆ વગેરે) હોય છે. આવા અનેક પદાર્થો વડે આકાશને પૂરી દેતી અને સર્વનો નાશ કરનાર કાળકામિની પોતાને પોતાથી ભય પમાડે છે. (૧૩૭) મહા પ્રલયને અન્તે એ વિરાટસ્વરૂપ કાળકામિની જ્યારે તાંડવ નૃત્ય કરે છે ત્યારે પોતાના કંઠમાં પહેરેલ અનેક મુંડમાળાઓથી તે શોભે છે (૧૩૮)

સંસાર દોષો

હે મુનિ! કાળ વગેરેનું આ પ્રમાણે ચરિત્ર છે તો મારા સરખાને આ સંસારમાં આસ્થા કેમ થાય? (૧૩૯) ઇન્દ્રિયો એ જ શત્રુ છે, પરમાર્થ વસ્તુ અસત્યરૂપે દેખાય છે; અને પોતે જ પોતાનો શત્રુ છે, એટલે મનનો શત્રુ મન જ છે. (૧૪૦) કાર્યકારણ-સંઘાત સાક્ષીલક્ષણ આત્માને (વસ્તુને) દેહ અને ઇન્દ્રિયના સમૂહરૂપે ગ્રહણ કરવામાં આવે છે, ચિત્ત અહંકારમાં લાગ્યું છે, પદાર્થો અનિત્ય છે અને તેથી આત્મસ્વરૂપ ઉપલબ્ધ થતું નથી. (૧૪૧) હે સાધો! વ્યાકુળ થએલ બુદ્ધિ કેવળ સંતાપ પામ્યા કરે છે, આસક્તિરૂપી રોગ વધ્યા કરે છે અને વિરાગી પુરુષ વિરલ છે. (૧૪૨) પ્રયત્ન કર્યા છતાં પણ યૌવન જતું રહે છે, સજ્જનોનો સમાગમ દુર્લભ થાય છે, કોઇ પણ માર્ગ નજરે પડતો નથી અને કયાંય પણ સત્ય સ્વરૂપનું દર્શન થતું નથી. (૧૪૩) મન અંદરને અંદર મૂંઝાયાં કરે છે, આનંદ દૂર જતો રહે છે, ઉજ્જવળ દયાનો ઉદય થતો નથી અને નીચતા દૂરથી નજીક આવતી જાય છે. (૧૪૪) ધીરપણું અસ્થિર થતું જાય છે, મનુષ્યની ચડતીપડતી થયાં કરે છે, દુષ્ટ પુરુષોનો સમાગમ સુલભ બને છે, પણ સત્પુરુ-

પોનો સંગ દુર્લભ થઇ પડે છે. (૧૪૫) સર્વ પદાર્થો ઉત્પત્તિ અને વિનાશવાળા છે, દેહાદિ વિષયોની ભાવના સંસારમાં બંધન કરાવે છે અને વિધિ પ્રાણીઓની પરંપરાને નિત્ય કોઇ સ્થળે ખેંચી જાય છે. (૧૪૬) રાક્ષસો પણ નાશ પામે છે, ધ્રુવનું પણ જીવતર અનિશ્ચિત બને છે અને દેવતાઓ પણ માર્યા જાય છે; ત્યારે મારા જેવા મનુષ્યનો વિશ્વાસ શું ? (૧૪૭) દિશાઓ પણ દેખાતી બંધ પડે છે, દેશોનો પણ નાશ થાય છે, પર્વતો પણ ઘસાઇ જાય છે; તો મારા જેવાનો વિશ્વાસ શું ? (૧૪૭) આકાશ, ભુવન અને પૃથ્વી પણ સત્તા વિનાનાં થઇ નાશ પામે છે; તો મારા જેવાનું શું ગજું ? (૧૪૯) સમુદ્રો પણ સૂકાઇ જાય છે; તારકાઓ પણ નષ્ટ થાય છે તથા સિદ્ધ પુરુષો પણ મરણ પામે છે; તો મારા જેવાનું શું ગજું ? (૧૫૦) જ્યારે બ્રહ્માનો પણ છેડો આવે, અજન્મા વિષ્ણુ પણ હરાઇ જાય અને રૂદ્ર પણ અભાવને પામે; ત્યારે મારા જેવાનો શું વિશ્વાસ ? (૧૫૧) પરમાત્મા કાળનો પણ ક્ષય કરે છે, નિયતિ પણ કયાંક તણાઇ જાય છે, અનંત આકાશ પણ ક્ષય પામે છે; ત્યારે મારા જેવાનું શું ગજું ? (૧૫૨) જેનું સ્વરૂપ ઇન્દ્રિયગમ્ય નથી અને જે દુર્દ્દર્શ જ્ઞાન-સ્વરૂપ છે એવો કોઇ માયાવી પોતાના સ્વરૂપમાં કલ્પિત રીતે બ્રહ્માંડ દેખાડે છે. (૧૫૩) આજે આ ઉત્સવ છે, હમણાં આ ઋતુ છે, આજે અહિં યાત્રા છે, તેઓ આપણા બંધુ છે, આ સુખ વિશેષ આનંદ આપે છે; આ રીતે અનેક વિકલ્પો વડે ખોટી જ કલ્પના કરતા, ચપળ અને કોમળ બુદ્ધિવાળા મનુષ્યો આ જગતમાં એવાને એવા વ્યર્થ વિચાર કરતાં કરતાં

નાશ પામે છે. (૧૫૪) અહિંતહિં ફરફર ફરીને સાંજે ઘેર પાછો આવે અને બ્રહ્મવેત્તા પાસેથી કંઇ પણ શ્રવણ કર્યા વિના દિવસ ચાલ્યો જાય તો મુમુક્ષુને નિદ્રા કેમ આવે? (૧૫૫) હે તાત! પુત્રો, સ્ત્રી અને લક્ષ્મીને ભ્રમથી રસાયનરૂપ માનવામાં આવે છે, પણ ખરી રીતે તો તેમાંનો કોઇપણ પદાર્થ મરણ વખતે ઉપયોગી થતો નથી. અંતકાળે તો અત્યંત રમ્ય વિષયો પણ ઝેર જેવા દુઃખદાયક નીવડે છે. (૧૫૬) સમગ્ર શત્રુઓનો પરાજય થયો હોય, તથા બધી બાજુએથી ધન પ્રાપ્ત થયું હોય અને જેવાં સંસારનાં સુખો ભોગવીએ કે તરત જ અચાનક આપણે મૃત્યુગ્રસ્ત થઇએ છીએ. (૧૫૭) જેમ દેવોના ઉત્સવાદિની યાત્રામાં એક જ સ્થળે જવાનો ઇરાદો રાખતાં અહિંતહિં ભેગાં મળેલાં માણસોનો મેળો ક્ષણિક છે તેમ જ ( વિવાહ વગેરે કાળે ) એક જ ઇરાદાથી સહજ ભેગાં થએલાં સ્ત્રી, મિત્ર વગેરે વ્યવહારવાળી માયા એક મેળા જેવી ક્ષણિક છે. (૧૫૮) અનાદિ સંસારમાં અનેક કલ્પોની ગણતરી કરી જોતાં એક એક કલ્પ જીવનાર બ્રહ્મા પણ સર્વ સંખ્યાની એક ક્ષણ માત્ર જ જીવનાર છે. માટે ( સ્વપ્નમાં એક મિનિટમાં અનેક વર્ષોની ભ્રાન્તિ થાય છે તેમ જાગ્રતમાં પણ ) અનેક વિભાગવાળા કાળના જથ્થામાં લાંબાં તથા ટૂંકાં જીવનની બુદ્ધિ કરવી એ પણ એક ભ્રાન્તિ છે. (૧૫૯) મનુષ્ય વિષયોમાં આસક્ત રહે છેઃ આવા વખતમાં સજ્જન પુરુષો સ્વપ્ને પણ દુર્લભ છે. સર્વ ક્રિયાઓ પુરુષાર્થ રહિત હોવાથી પરિણામે ઘણું જ કષ્ટ આપે છે; માટે મારે આ જીવન કેમ ગાળવું એ હું જાણતો નથી.

(૧૬૦) જેમ ગએલા દિવસો, મહાન પુરુષો, સંપત્તિ અને ક્રિયાઓ આપણાં સ્મરણ માત્ર જ છે તેમ આપણે પણ સ્મરણશેષ થઈ જઈશું. (૧૬૧) સમુદ્રનાં જળને વડવાગ્નિ નાશ કરે છે તેમ બ્રહ્મા, વિષ્ણુ, સદાશિવ, રૂદ્ર તથા સર્વ પ્રાણીઓ નાશ જ પામે છે. (૧૬૨) એક ક્ષણમાં મનુષ્ય દુઃખી થઈ જાય છે, એક ક્ષણમાં તે ઐશ્વર્ય પ્રાપ્ત કરે છે, એક ક્ષણમાં તે જન્મે છે. કિન્તુ મરણ તો ચોકકસ છે. (૧૬૩) કાયર લોકો શૂરવીરને હણે છે, એક જ પુરૂષ ઘણાનો નાશ કરે છે અને સાધારણ મનુષ્યો ઐશ્વર્યસંપન્ન થાય છે; આમ સર્વ જગત પરિવર્તનશીલ છે. (૧૬૪)

શ્રી રામ બોલ્યા—જેમ ઝાંઝવાનાં જળ સરોવરમાં ન સ્ફૂરે તેમ દોષરૂપી દાવાગ્નિથી બળી ગએલ મારા હૃદયમાં ભોગેચ્છાઓનું સ્ફુરણ થતું નથી. (૧૬૫) મરણ તેમજ જન્મની હું ઈચ્છા રાખતો નથી. જેમ રહું છું તેમજ સંતાપરહિત રહું છું. (૧૬૬) હે મુનીન્દ્ર ! નિર્મળ બુદ્ધિથી આ બાલ્યાવસ્થામાં જ ચિત્તને શાન્ત કરવાના ઉપાયોનો વિચાર કરવામાં ન આવે તો પછી એનો વિચાર કરવાનો અવસર કયારે આવશે ? (૧૬૭) વિષયોની વિષમતા એજ ખરૂં ઝેર છે, ઝેર એ ઝેર નથી; કારણ કે ઝેર એકજ દેહનો નાશ કરે છે, પણ વિષયો તો બીજા જન્મોમાં પણ નુકસાન કરે છે. (૧૬૮) બ્રહ્મવેત્તાના ચિત્તને સુખ, દુઃખ, મિત્ર, સગાંસબંધી, જીવન કે મરણ બંધન કરનાર નથી. (૧૬૯) વાયુએ વિખેરી નાખેલી વાદળાંની પંકિતમાં રહેલાં જળ-બિન્દુની માફક આયુષ્ય

રામનો વૈભવ

નામવંત છે; વૈભવો વાદળાંના જથ્થામાં ચમકતી વીજળી જેવા અને યૌવનના વિનોદો પાણીના વેગની પેઠે ચંચળ છે. આમ વિચાર કરી ચિર શાંતિ માટે મેં ચિત્ત ઉપર ( વિવેક-રૂપી લુહારે ઘડેલી ) વૈરાગ્ય–મુદ્રાની છાપ મારી છે. (૧૭૦) પતિને આધીન રહેનાર સ્ત્રી જેમ ઘરમાં રહેવા છતાં નિરાંતે બેસી શકતી નથી, તેમ જીવરૂપી ઇશ્વરને આધીન મારી બુદ્ધિ પણ દુઃખ રહિત પદમાં સ્થિર રહી શકતી નથી; તેમ જ તે મનગમતે સ્થાને પણ જઇ શકતી નથી. (૧૭૧) જે પદ પરમાર્થ સદ્રુપ, દુઃખ વિનાનું તથા મન વગેરે ઉપાધી રહિત હોતાં ભ્રાંતિ વિનાનું છે અને જે સ્થિતિએ પહોંચતાં ફરીથી દુઃખનો સંભવ નથી તે કયું પદ છે ? (૧૭૨) હે ધીરવર્ય ! પારો જેમ અગ્નિમાં પડતાં છતાં બળતો નથી તેમ સંસારરૂપી અગ્નિમાં પડતાં છતાં વાસનારૂપી રસથી શોભતો પુરુષ કયા ઉપાય વડે ન બળે ? (૧૭૩) હે મહાબાહો ! સમુદ્રની વચમાં જળ–સ્પર્શ વિના ન રહી શકાય તેમ આ દગ્ધ સંસારમાં પણ માણસો વ્યવહારમાં ન રહી શકે. (૧૭૪) હે ભગવન્! સાધુ પુરુષોએ જે ઉપરથી દુઃખ વિનાની પરમ સુખદ અવસ્થા પ્રાપ્ત કરીછે તે મારો મોહ દૂર કરવા માટે આપ જાણતા હો તે કહો. (૧૭૫) અથવા હે બ્રહ્મન ! એવી યુક્તિ ન હોય, છતાં મને કોઇ સ્પષ્ટ રીતે ન કહે અને મને પણ વિચાર કર્યા છતાં એ સર્વોત્તમ શાન્તિ નહિ મળે તો મારો સંદેહ છોડી દઇશ અને અહંકારનો ત્યાગ કરીશ. (૧૭૬–૧૭૭). અન્નજળનો હું ત્યાગ કરીશ, વસ્ત્રો પહેરીશ નહિં અને સ્નાન, દાન, ભોજન વગેરે કોઈ પણ પ્રકારનો વ્યવહાર હું કરીશ નહિ. (૧૭૮)

નહિ. (૧૭૯) શંકા, મમતા, અને મત્સરનો ત્યાગ કરી કેવળ ચિત્રમાં આલેખેલા પુરુષની માફક મૌનનું સેવન કરીશ (૧૮૦).

શ્રી વાલ્મીકિ બોલ્યા—સ્વચ્છ ચંદ્રના જેવા સુંદર અને ઉત્તમ વિચારોએ જેનું ચિત્ત પ્રસન્ન કર્યું છે તેવા રામચંદ્રજીએ આમ કહ્યું અને પછી મયૂર જેમ મોટા મેઘોની આગળ ટહુકા કરી બંધ પડે તેમ થાકી ગએલાની પેઠે ચૂપ થઈ ગયા (૧૮૧).



## સર્ગ ત્રીજો



### વૈરાગ્ય વર્ણન



વાલ્મીકિ બોલ્યા—એ પ્રમાણે કમલનયન રાજકુમાર રામ મહામોહનો નાશ કરનાર વચનો બોલ્યા. તે સાંભળી સભામાં હાજર રહેલા સર્વ લોકોનાં નેત્રો આશ્ચર્યથી પ્રફુલ્લિત થયાં અને શરીરનાં રોમાંચ પણ તે સાંભળવા ઉત્કંઠિત હોય તેમ ઉભાં થઇને વસ્ત્રમાંથી બહાર નીકળવાનો પ્રયત્ન કરવા

લાગ્યાં. (૧૦૨) રાજીવલોચન રામ એમ શાન્ત થયા કે તરતજ અભિનંદનની વાણી સાથે સિદ્ધ લોકોએ કરેલી ચંદરવા જેવી પુષ્પવૃષ્ટિ આકાશમાંથી થઇ. થોડા વખત સુધી એ પુષ્પવર્ષા થઇ અને ત્યાં એકઠા થએલાઓએ સિદ્ધગણોને આ પ્રમાણે કહેતા સાંભળ્યા. (૩–૪) " આ પ્રમાણે સ્વર્ગલોકમાં સષ્ટિના આરંભ કાળથી સિદ્ધ પુરુષો વચ્ચે ફરીએ છીએ, તેમાં કાનના રસાયન જેવું આ અપૂર્વ વચન આજેજ સાંભળ્યું. (૫) રઘુનન્દને ઉપશમરૂપી અમૃતથી શોભતાં અને જે વડે પરમપુરુષાર્થરૂપી પવિત્ર પદ મેળવાય તેવાં ઉચિત વચનો કહ્યાં છે; આથી આપણને પણ બોધ થયો છે " (૬).

ભરદ્વાજ બોલ્યા—રઘુનન્દનનાં આ પવિત્ર વચનો વિષે મહાત્માઓનો જે નિર્ણય હોય તે સાંભળવા હું ઇચ્છું છું.

વાલ્મીકિ બોલ્યા—સિદ્ધ લોકોએ આ પ્રમાણે કહ્યું એટલે આકાશમાં નિવાસ કરતા તે બધા પવિત્ર મુનિઓ દશરથ રાજાની સભામાં આવ્યા. (૮) જ્યારે એ રીતે સિદ્ધ મુનિઓનો સમુદાય આકાશમાંથી પૃથ્વી પર આવ્યો ત્યારે તેને માન આપવા ઋષિમુનિ સહિત દશરથ રાજા તેમને માન આપવા ઉભા થયા. (૯) તરત વિશ્વામિત્રે અને વસિષ્ઠે તેઓની માનથી પૂજા કરી અને તે ઋષિમુનિઓએ વસિષ્ઠ તથા વિશ્વામિત્રની પૂજા કરી. (૧૦) દશરથ રાજાએ બધા સિદ્ધોની આદરથી પૂજા કરી, અને સિદ્ધોએ રાજાને કુશળ પ્રશ્નો પૂછ્યા. (૧૧) જ્યારે રામચંદ્રજી તેઓને પ્રણામ કરી આગળ ઉભા રહ્યા ત્યારે તેઓએ પુષ્પોથી અને શુભ

વચનોથી રામની પૂજા કરી (૧૨).

મુનિઓ બોલ્યા—ઘણા જ હર્ષની વાત છે કે કુમારે ઉત્તમ ગુણોથી શોભતાં, પરમ ઉદાર અને વૈરાગ્ય-રસ યુક્ત વચનો કહ્યાં છે. (૧૩) હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! હવે આ સંસાર ઘણી જ દુષ્ટતાવાળો બનાવ્યો છે, તેમાં સાર ( વિવેક વડે આત્માને જાણવો ) અત્યંત દુર્લભ વસ્તુ છે. (૧૪) હે મુનિઓ ! બધા લોકોને આશ્ચર્ય પમાડે તેવી રામની ઇચ્છા ફળીભૂત ન થાય તો પછી આપણે ખરેખર મૂર્ખ છીએ (૧૫).

એ પ્રમાણે સભામાં બેઠેલા લોકોએ મોટે સ્વરે વચનો કહ્યાં, ત્યાર પછી વિશ્વામિત્રે પાસે બેઠેલા રામને પ્રેમથી કહ્યું:

વિશ્વામિત્ર બોલ્યા—હે જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ રાઘવ ! તમારે હવે બીજું કંઇ જાણવા જેવું રહ્યું નથી. તમે પોતે જ સૂક્ષ્મ બુદ્ધિથી સર્વ જાણી લીધું છે. (૧૭) તમારી બુદ્ધિ ભગવાન વેદવ્યાસના પુત્ર શુકની માફક સઘળું જાણી ચૂકી છે; છતાં પણ તે અંદરથી કેવળ શાન્તિની અપેક્ષા રાખે છે (૧૮).

શ્રી રામ બોલ્યા—હે ભગવન્ ! મહાત્મા વેદવ્યાસના પુત્ર શુકદેવ જ્ઞેય તત્ત્વમાં શાન્તિ કેમ ન પામ્યા ? અને પછી તેના હૃદયને કેમ શાન્તિ મળી ? (૧૯).

વિશ્વામિત્ર બોલ્યા-હે રામ ! શુકદેવજીનું વૃત્તાંત મારા જેવુ છે, અને જન્મનો નાશ કરનાર છે. હું તે કહું છુ. ધ્યાનથી સાંભળો (૨૦).

શુકદેવજીનું વૃત્તાંત

આ લોકયાત્રા ( સંસાર )નો હૃદયમાં શુકદેવજી વિચાર કરતા હતા, ત્યારે તમારી પેઠે તે સદ્બુદ્ધિવાળા શુકદેવને આવો વિવેક ઉત્પન્ન થયો (૨૧). પછી ઉદાર મનવાળા શુકદેવે

પોતે જ પોતાના વિવેક વડે ખૂબ વિચાર કરીને જે સત્ય તથા ઉત્તમ વસ્તુ છે તે પ્રાપ્ત કરી (૨૨). આવી ઉત્તમ વસ્તુ મળવા છતાં પણ તેમના મનને શાન્તિનો અનુભવ ન થયો અને ‘ આ સત્ય વસ્તુ છે ’ એમ પોતાને વિશ્વાસ ન આવ્યો (૨૩). જેમ ચાતક વરસાદ વરસવાથી સંતુષ્ટ થાય છે તેમ ચપળતા રહિત તેમનું મન ક્ષણભંગુર વિષયોમાંથી ઉપશમ પામ્યું (૨૪). એક વખત મેરૂ પર્વત ઉપર એકાન્તમાં તેના પિતા કૃષ્ણ દ્વૈપાયન મુનિ બેઠા હતા, તેને સ્વચ્છ બુદ્ધિવાળા શુકદેવે પ્રેમથી પૂછયું (૨૫). હે મુનિ ! આ સંસારનો આડંબર કેમ થયો ? અને તે શાન્ત કેમ થાય ? તે કોને થયો છે અને કેવડો છે ! કયારે થયો છે ? (૨૬) શુકદેવજીએ આ પ્રમાણે પૂછયું એટલે આત્મસ્વરૂપ જાણનાર વેદવ્યાસે જે જે કહેવાનું હતું તે તે સંપૂર્ણ રીતે કહી બતાવ્યું (૨૭). ‘ આ તો પ્રથમથી જ હું જાણતો હતો ’ એમ શુકદેવજીએ મનમાં વિચાર કર્યો અને પોતાના પિતાનાં વાકયને તેમણે શુભ બુદ્ધિ વડે બહુ ઉત્તમ ન માન્યાં (૨૮) આ પ્રમાણે પુત્રનો અભિપ્રાય જાણીને ભગવાન્ વેદવ્યાસે ફરીથી કહ્યું કે, “ હે પુત્ર ! જે કંઇ મારે જાણવું જોઇએ તે હું કંઇ યથાર્થ જાણતો નથી (૨૯). પૃથ્વી પર જનક નામે એક રાજા છે, તે જ્ઞેય તત્ત્વને યથાવત્ જાણે છે. તેની પાસેથી તમને યથાર્થ બોધ મળશે ” (૩૦). પિતાએ આમ કહ્યું ત્યારે શુકદેવજી મેરૂ પર્વત ઉપરથી નીચે આવ્યા અને જનકરાજાની રક્ષા નીચે રહેલ વિદેહ નગરીમાં આવ્યા (૩૧). દ્વારપાળોએ જનકને જાણ કરી કે, “ બહાર વ્યાસપુત્ર શુક ઊભા છે ” (૩૨).

શુકદેવની જીજ્ઞાસા જાણવા માટે રાજા જનકે અવજ્ઞાપૂર્વક કહ્યું કે, " ભલે ઊભા રહે. " એ પ્રમાણે કહી જનક સાત દિવસ સુધી ચૂપ રહ્યા (૩૩). ત્યાર પછી જનકે શુકદેવને આંગણામાં પ્રવેશ કરાવ્યો. ત્યાં પણ જનકને મળવાની ઉત્કંઠાવાળા શુકદેવજી સાત દિવસ રહ્યા (૩૪). ત્યાર પછી જનકે શુકદેવને અંતઃપુરમાં ઉતારો આપ્યો પણ સાત દિવસ સુધી રાજા ત્યાં પણ ન દેખાયા (૩૫). ચંદ્રસમાન મુખવાળા શુકદેવને રાજા જનકે યૌવનોન્મત્ત સ્ત્રીઓ, ભોજન અને વિવિધ ભોગોથી લલચાવ્યા (૩૬). પરંતુ, મંદ મંદ પવન જેમ દૃઢ મૂળવાળા પર્વતને ચલાયમાન કરી શકતો નથી તેમ તે વૈભવો અને તે દુઃખો શુકદેવજીના મનને ડગાવી ન શકયાં (૩૭). શુભ મનવાળા, સ્વચ્છ, મૌની અને પ્રસન્ન ચિત્તવાળા ચંદ્રની પેઠે શીતળ સ્વભાવવાળા શુકદેવજી ત્યાં રહ્યા (૩૮). જનકરાજાએ શુકદેવનો સ્વભાવ જાણ્યો, તેમને તેડાવી તેમનાં દર્શન કર્યાં અને તેને પ્રણામ કર્યા (૩૯). તે પછી તેમનું સ્વાગત કર્યું અને પૂછયું, " શ્રેયને માટે આપનાં કંઇ પણ કાર્ય બાકી નથી રહ્યાં અને આપના અખિલ મનોરથો સંપૂર્ણ થયા છે, એવા આપની શું ઇચ્છા છે ? " (૪૦)

શુક બોલ્યા–" હે ગુરુ ! આ સંસાર સરંભ કેમ થયો અને તે કેવી રીતે શાન્ત થાય તે યથાર્થ રીતે મને તરત કહો " (૪૧).

વિશ્વામિત્ર બોલ્યા–જે મહાત્મા વ્યાસે તેને પૂર્વે કહ્યું હતું તેનું તે જનકે તેમને કહ્યું (૪૨).

શુક બોલ્યા–" પૂર્વે મેં સ્વપ્રયત્નથી વિવેકપૂર્વક એ જ

જાણ્યું હતું, મારા પિતાને પૂછતાં પણ તેમણે એ પ્રમાણે જ કહ્યું હતું; આપનો કહેવાનો ભાવાર્થ પણ એવો જ થાય છેઃ અને હે વક્તાઓમાં શ્રેષ્ઠ, શાસ્ત્રોમાં પણ એવો જ વાક્યોનો અર્થ નીકળે છે (૪૩–૪૪). આ સંસાર દુષ્ટ છે, અસાર છે, સંકલ્પથી જ ઉત્પન્ન થયો છે અને સંકલ્પોનો નાશ થતાં તે પણ નાશ પામે છે એવો નિશ્ચય છે (૪૫). હે મહાબાહો ! તો એમ કેમ ? એ અચળ સત્ય મને કહો. જગતમાં ભ્રમિત થએલું મારૂં મન આપથી જ શાન્તિ પામશે (૪૬).''

જનક બોલ્યા–'' આનાથી વધારે પર બીજો કોઇ નિશ્ચય નથી. તમે પોતે જ જાણ્યું છે અને ફરીથી ગુરુ પાસેથી શ્રવણ કર્યું છે (૪૭) અવિનાશી કૂટસ્થ ચૈતન્ય એક જ છે, બીજું કંઇ નથી. પોતાના સંકલ્પો જ બંધનનું કારણ છે અને નિઃસંકલ્પ દશા થતાં મુક્ત થવાય છે (૪૮). જે જાણવાનું છે તે તમે બરાબર જાણ્યું છે અને તે કારણે મહાત્મા એવા તમને ભોગો ભોગવ્યા પહેલાંજ આ દશામાં સર્વ દૃશ્ય પદાર્થો ઉપર વૈરાગ્ય થયો છે (૪૯). હે બ્રહ્મન્ ! આપે પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ પ્રાપ્ત કરી છે, આપનું મન પૂર્ણ કામનાવાળું છે; દૃશ્ય વિષયોમાં આપ પડયા જ નથી; આપ મુક્ત જ છોઃ માટે ભ્રાન્તિનો ત્યાગ કરો (૫૦).''

આ પ્રમાણે મહાત્મા જનકે ઉપદેશ આપ્યો એટલે શુકદેવજી સ્વસ્થ થયા અને પરમ પરમાત્મતત્ત્વમાં વિશ્રાન્તિ પામ્યા (૫૧). શોક, ભય, શ્રમ અને તૃષ્ણાનો ત્યાગ કરી જેના સર્વ શંશયો નાશ પામ્યા છે એવા શુકદેવજી સમાધિ માટે મેરૂ પર્વત પર ગયા (૫૨). ત્યાં દશ હજાર વર્ષ સુધી

નિર્વિકલ્પ સમાધિમાં તેલ વિનાના દીવાની પેઠે તેઓ પોતાના સ્વરૂપમાંજ શાન્ત થઇ ગયા (૫૩). જેનું સંકલ્પોનું કલંક ભૂંસાઇ ગયું છે અને જેઓ શુધ્ધ છે એવા મહાત્મા શુકદેવજી, પાણીનું બિંદુ જળમાં ભળી જાય તેમ, વાસના રહિત થઇને પવિત્ર સ્થાનરૂપ નિર્મળ આત્માસ્વરૂપમાં એકાકાર થઇ ગયા (૫૪).

વિશ્વામિત્ર બોલ્યા— કેવળ મળને દૂર કરવાનું જે વ્યાસ-પુત્રને યોગ્ય હતું તેજ હે રામ ! આપને યોગ્ય છે (૫૫). સમગ્ર ભોગોમાં ફરીથી રુચિ ઉત્પન્ન ન થાય એજ જાણવા લાયક જાણેલા મનનું લક્ષણ છે, એ વાત ચોકકસ છે (૫૬). મિથ્યા વસ્તુમાંથી જન્મેલ બન્ધન ભોગો ભોગવવાથી દૃઢ થાય છે, પણ તે ભોગોને શાન્ત કરવાથી બન્ધન શિથિલ થાય છે (૫૭). કામનાઓ ઓછી થઇ જાય એજ મોક્ષ છે એમ વિદ્વાનોનું માનવું છે; અને કોઇ પણ વસ્તુમાં વાસના દૃઢ થાય એને બન્ધન કહે છે (૫૮). કીર્તિ વગેરે મેળવવા હેતુ વિનાના ભોગોમાં જેને રુચિ ન થાય એને જીવન્મુકત કહેવામાં આવે છે (૫૯). હે મુનીશ્વરો ! રામ પોતાના મનમાં જે વસ્તુ જાણે છે તે પરમ સત્ય છે; અને મહાત્માઓના મુખથી તે સાંભળશે ત્યારે તેનું ચિત્ત અવશ્ય શાન્ત થશે (૬૦). માટે આ ભગવાન્ શ્રીમાન્ વસિષ્ઠ મહાત્મા રાઘવના ચિત્તની વિશ્રાન્તિ અર્થે યુકિત કહે (૬૧). સર્વે રઘુવંશી રાજાઓના એ પ્રભુ છે, હંમેશના કુલગુરુ છે, સર્વજ્ઞ છે, સર્વના સાક્ષી છે (૬૨). હે ભગવાન્ વસિષ્ઠ ! આપણા બન્ને વચ્ચેના વૈરને શાન્ત કરવા માટે મહા બુદ્ધિશાળી ભગવાન બ્રહ્માએ વારંવાર

ઉપદેશ આપ્યો હતો તે આપને સાંભરે છે ? (૬૩). તેજ જ્ઞાનનો આપ રામને હમણાં ઉપદેશ કરો (૬૪). હે સાધો ! વિરકત સારા શિષ્યને જે ઉપદેશ અપાય તે જ સાચું જ્ઞાન છે, તેજ શાસ્ત્રાર્થ છે અને તેજ અખંડિત પંડિતાઇ કહેવાય (૬૫). વૈરાગ્યભાવના વિનાના અ-શિષ્યને જે કંઇ ઉપદેશ અપાય તે ગાયનું દૂધ જેમ કૂતરાના ચામડાંની કોથળીમાં અપવિત્ર થઇ જાય તેમ અપવિત્ર થઇ જાય છે (૬૬).

ગાધિપુત્ર વિશ્વામિત્રે જ્યારે આમ કહ્યું ત્યારે વ્યાસ-નારદાદિ મુનિઓએ "સાધુ, સાધુ" કહી તેમનું પૂજન કર્યું (૬૭). રાજા પાસે બેઠેલા મહાતેજસ્વી બ્રહ્મા જેવા બ્રહ્માના પુત્ર વસિષ્ઠ બોલ્યા કે, "હે મુનિ ! જેનો તમે આદેશ કરો છો તે હું નિર્વિઘ્ને પાર પાડીશ. સમર્થ હોવા છતાં સાધુ પુરુષોનાં વચનોનું ઉલ્લંઘન કોણ કરી શકે ? (૬૮-૬૯) જે જ્ઞાન નિષધ પર્વત ઉપર પદ્મયોનિ બ્રહ્માએ સંસારના ભ્રમની સંપૂર્ણ શાન્તિ માટે મને કહ્યું હતું તે પૂરેપૂરૂં મને યાદ આવે છે (૭૦).

વાલ્મીકિ બોલ્યા— આ રીતે કહીને જેમણે ઉપદેશ દેવામાં ઉપયોગી એવાં અનેક વ્યાખ્યાનો તથા તર્ક વિતર્ક વગેરે સાધનો ગ્રહણ કરીને વ્યાખ્યાતા તરીકે શોભા વધારી છે, એવા મહાત્મા વસિષ્ઠે અજ્ઞાન દૂર કરવા માટે પરમપદ સંબંધી એકજ વિષય જેમાં સમાએલો છે, એવું શાસ્ત્ર કહ્યું (૭૧).

( વૈરાગ્ય પ્રકરણ સમાપ્ત )

# મુમુક્ષુ વ્યવહાર પ્રકરણ

## સર્ગ પહેલો



### પુરુષાર્થ વડે વાસનાનો નાશ



વસિષ્ઠ બોલ્યા–હે રઘુનન્દન ! સર્વે લોકો સારી રીતે આચરેલા ઉદ્યોગ વડે જ આ સંસારમાં હમેશ બધી વસ્તુઓ પ્રાપ્ત કરી શકે છે (૧). શાસ્ત્ર વિરૂદ્ધ અને શાસ્ત્ર અનુસાર પુરુષાર્થ–એમ બે પ્રકારના પુરુષાર્થ જાણવામાં છે. શાસ્ત્ર વિરૂદ્ધ પુરૂષાર્થથી અનર્થો થાય છે, અને શાસ્ત્રાનુસાર પુરુષાર્થથી પરમાર્થ સિદ્ધ થાય છે (૨). જેઓએ બાળપણથી જ બરાબર અભ્યાસ કર્યો છે અને શાસ્ત્રોનુ શ્રવણ તથા સંત સમાગમ જેઓએ કર્યા છે એવા ગુણવાન પુરુષો પ્રયત્ન કરવાથી પોતાનું હિત સાધે છે (૩).

શ્રીરામ બોલ્યા–હે મુનિ! પૂર્વજન્મની વાસનાઓ મને જે રીતે રાખે છે તે રીતે હું વર્તું છું. દીન એવા મારે શું કરવું ? (૪)

વસિષ્ઠ બોલ્યા :–હે રામ ! એ જ કારણથી પોતાના

પ્રયત્નથી પુરૂષાર્થ કરીને તમે શાશ્વત કલ્યાણ પ્રાપ્ત કરી શકશો, બીજી કોઇ રીતે નહિ કરી શકો (૫). શુભ અને અશુભ એમ બે પ્રકારનો તમારી વાસનાનો સમૂહ છે. બન્નેમાંથી એક અથવા બન્ને પૂર્વજન્મની હોય છે (૬). તેમાંથી શુભ વાસનાનો પ્રવાહ તમને ખેંચી જશે તો તમે ક્રમે કરીને અવિનાશી પદ મેળવશો (૭) અને જો અશુભ વાસનાનો પ્રવાહ તમને સંકટમાં નાંખે તો સ્વપ્રયત્નથી તે પૂર્વજન્મની વાસનાને તમારે પોતે જીતવી જોઇએ (૮). વાસનારૂપી નદી શુભ અને અશુભ માર્ગે વહે છે. મનુષ્યે પુરુષાર્થ કરીને તે પ્રવાહને શુભ રસ્તે વાળવો જોઇએ (૯). હે બળવાનમાં શ્રેષ્ઠ! જો પોતાનું મન અશુભ વાસનામાં ફસાયું હોય તો પુરુષાર્થના બળથી તે મનને શુભ વાસનામાં યોજવું જોઇએ (૧૦). મનુષ્યનું મન બાળકના જેવું છે. તેને જો અશુભ માર્ગે જતું અટકાવવામાં આવે તો તે શુભ માર્ગે દોડે છે અને શુભ માર્ગે જતું અટકાવવામાં આવે તો અશુભ માર્ગે દોડે છે. માટે તેને બળપૂર્વક અશુભ માર્ગે જતાં અટકાવવું (૧૧) ( હે ચિત્તબાળક! વિષ કરતાં પણ વધારે નુકસાનકારક વિષયો તરફ દોડ નહિં. પ્રિય અને અપ્રિયમાં સમતા રાખ. ) એવાં સમતારૂપી સાન્ત્વન વડે તરત ઉતાવળ ન કરતાં ધીમેધીમે પુરુષાર્થથી ચિત્તરૂપી બાળકનું લાલનપાલન કરવું (૧૨). હે અરિમર્દન! પૂર્વજન્મના અભ્યાસથી જ્યારે શુભ વાસનાનો ઉદય થાય ત્યારે તમારે સમજવું કે તમારો અભ્યાસ સફળ થયો છે (૧૩) તમને વાસનાના ફળમાં સંદેહ હોય તો પણ શુભ વાસનાનો સંચય

કરો; કારણ કે, હે તાત ! શુભ વાસનાની વૃદ્ધિ થવાથી કંઇ દોષો નડતા નથી (૧૪). જ્યાં સુધી તમારૂં મન સંસ્કારી થાય નહીં અને તમે બ્રહ્મનો સાક્ષાત્કાર ન કરો ત્યાં સુધી ગુરુ તથા શાસ્ત્રોનાં વચનોને પ્રમાણ માની તે નિર્ણય પ્રમાણે આચરણ કરો (૧૫) જ્યારે તમારાં રાગદ્વેષ બળી જાય (વિવેક ઉત્પન્ન થાય) અને આત્મજ્ઞાન થાય, ત્યારે શુભ વાસનાઓનો પણ ત્યાગ કરવો (૧૬). હે રામ ! અત્યંત સુભગ અને આર્યપુરુષો વડે સેવાયલી શુભ વાસનાઓનો અભ્યાસ કરીને મનોહર બુદ્ધિથી નિરંતર શોક રહિત એવા ઉત્તમપદને સંપાદન કરો અને પછી એ પદનો પણ ત્યાગ કરી સ્વસ્વરૂપમાં જ રહો (૧૭).

વસિષ્ઠ બોલ્યા :–હે રામ ! ફરીથી ગ્રહણ કરવાની ઇચ્છા ન થાય તેમ સંસારવાસનાનો ત્યાગ કરીને, ઉત્તમ બુદ્ધિથી શમ અને સંતોષ ગ્રહણ કરીને, તથા પૂર્વાપર વાક્યોના અર્થમાં પહોંચી શકે તેવા વિષયોથી પરાજય ન પામે તેવું, આત્માના અનુસંધાન વાળું, મનને સમરસ બનાવે તેવું, પૂર્વે ભગવાન બ્રહ્માએ કહેલું સર્વ દુઃખોનો નાશ કરનાર અને બુદ્ધિને પરમ આશ્વાસન આપે તેવું વચન તમે સાંભળો (૧૮-૨૦).

શ્રીરામ બોલ્યા :–હે બ્રહ્મન્ ! હે પ્રભો ! પૂર્વે સ્વયંભૂ બ્રહ્માએ શા કારણથી આ કહ્યું અને આપને એ જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થયું તે કહો (૨૧).

વસિષ્ઠ બોલ્યા :–અનંત કાર્યોના સ્વરૂપભૂત સર્વાન્તર્યામી સર્વના આધારભૂત ચૈતન્યસ્વરૂપ, અવિનાશી આત્મ-પ્રદીપ સર્વ વસ્તુઓમાં પ્રકાશે છે (૨૨). જગતરૂપે થવું અને તેનો

લય થવે। એ બંને વખતના સમસ્વરૂપમાંથી વિષ્ણુ જન્મ્યા અને તેના હૃદય કમળમાંથી પરમેષ્ઠી બ્રહ્મા જન્મ્યા (૨૩). જેમ મન અનેક મનોરથોને પેદા કરે છે તેમ તે બ્રહ્માએ આ ભારતદેશમાં નાના પ્રકારનાં દુઃખો ભોગવતું જગત્ પેદા કર્યું (૨૪). જેમ પુત્રનું દુઃખ જોઇને પિતાને કરુણા થાય તેમ સકળ લોકોના સર્જનહાર બ્રહ્માને મનુષ્યોનાં દુઃખો જોઇ અત્યંત દયા આવી (૨૫). જેનાં આયુષ્ય નાશ પામ્યાં છે એવા નિરાશ થએલા લોકોનાં દુઃખનો અંત કેમ આવે એમ વિચાર કરીને એકાગ્રચિન્તન કરીને તેણે તપ આદર્યું (૨૬). અત્યંત દુખની શાંતિ અર્થે તપ, દાન, જપ, તીર્થ નકામાં છે એમ વિચાર કરી દુઃખમાંથી મુકિત આપવાના હેતુથી ' હું જ્ઞાન કહું ' એવો વિચાર કરી કમળમાં બેઠેલ બ્રહ્માએ મનથી સંકલ્પ કરી મને પેદા કર્યો (૨૭–૨૮) તેમના હાથમાં કમંડળ હતું અને રૂદ્રાક્ષમાળા સહિત કમળમાં બેઠા હતા; મારા હાથમાં પણ કમંડળ હતુંઃ મેં તેમને નમ્રતાપૂર્વક નમસ્કાર કર્યા (૨૯). " હે પુત્ર ! આવ " એમ કહી ભગવાન બ્રહ્માએ કમળપત્રના ઉત્તર દળ ઉપર મને બેસાડયો અને કહ્યુંઃ (૩૦). " થોડા વખત માટે તારૂં ચિત્ત વાંદરા જેવું ચપળ થાઓ અને જેવી રીતે મુખમાંથી નીકળતા ગરમ વાયુ વડે દર્પણ અસ્વચ્છ થાય તેમ તારામાં અજ્ઞાનનો પ્રવેશ થાઓ ( ૩૧ ). તેઓના આ શાપથી મારા સારા વિચારવાળું અને સમાન ભાવનાવાળું મારૂં નિર્મળ સ્વરૂપ હું ભૂલી ગયો (૩૨). આથી હું દીન થઇ ગયો, અને મૂઢ બુદ્ધિ વડે દુઃખ અને શોકથી તપતા એક અધમ પુરુષ જેવો થઇ ગયો (૩૩).

ભગવાને મને પૂછયું કે "હે પુત્ર ! તું કેમ દુઃખી છો ? દુઃખના નાશનું કારણ તું મને પૂછ, જેથી તું હંમેશ માટે સુખી થઇશ." (૩૪) પછી મેં ભગવાનને પૂછયું કે, "સંસારનું ઓસડ શું ? આ મહાન સંસાર ઉત્પન્ન કેમ થયો ? (૩૫). હે નાથ ! તેનો ક્ષય કેમ થાય ?" ત્યાર પછી તે મહાત્માએ મને તે જ્ઞાન સારી રીતે કહ્યું: અને તે જાણીને હું સુખી થયો. (૩૬) પછી જાણવા યોગ્ય બ્રહ્મને જાણી લીધેલ અને સ્વ-પ્રકૃતિમાં સ્થિત થએલા મને જગત્કર્તાએ સકળ કારણરૂપ વાકય કહ્યું. (૩૭) "હે પુત્ર ! બધા મનુષ્યના અર્થે મેં તને જ્ઞાનહીન બનાવ્યો અને આ જ્ઞાન-સાર સમજાવવા માટે મેં તને પૃચ્છક બનાવ્યો. (૩૮) હવે તારો શાપ શાન્ત થયો છે; પરમ બોધ પણ તે મેળવ્યો છે: માટે હે વત્સ ! જંબુદ્વીપમાં આવેલ મહીપીઠમાં જા. (૩૯) હે સાધો ! ત્યાં ભારતવર્ષમાં લોકોનું કલ્યાણ કરવાના હેતુથી, જેઓ મહા બુદ્ધિશાળી છે અને કર્મકાંડમાં જેઓ તત્પર હોય તેઓને, શમથી શોભતા કર્મકાંડનો ક્રમે ક્રમે ઉપદેશ કર, તથા જેઓના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો હોય, જેઓ મહાન પંડિત હોય અને વિચારશીલ હોય,તેઓને આનંદ આપનાર જ્ઞાનનો ઉપદેશ આપ." (૪૦-૪૨) કમળયોનિપિતા બ્રહ્માએ મને અહિં નિયુકત કરેલો છે, એટલે જ્યાં સુધી પ્રાણીઓની પરંપરા ચાલુ રહેશે ત્યાં સુધી હું અહિં રહીશ (૪૩). આ સંસારમાં મારે કંઇ કરવાપણું નથી, મે મનને જીત્યું છે; છતાં પણ મારે અહિં રહેવું જ જોઇએ એમ ધારી સંસારમાં હર્ષ કે વિષાદ રહિત શાન્ત વૃત્તિથી રહ્યો છું: કાર્ય કરૂં છું,

છતાં મન રહિત હોતાં હું કંઇ કરતો નથી (૪૬).

વિસિષ્ઠ બોલ્યાઃ– જે પુરુષ પહેલાં વકતાનાં કર્મો ઉપરથી તેના જ્ઞાનનો નિર્ણય કરે છે અને પછી પ્રશ્નો પૂછે છે તેને મહાબુદ્ધિશાળી પૃચ્છક જાણવો (૪૫). પૂર્વાપર વાકયોનું સમાધાન કરવા સમર્થ બુદ્ધિવાળા અને જેનું ચારિત્ર્ય નિન્દાથી પર છે એવાઓને ડાહ્યા માણસોએ પૂછાયલા પ્રશ્નોના જવાબ આપવાઃ પશુ જેવી અધમ વૃત્તિવાળા શિષ્યોને નહિ (૪૬). શમ, વિચાર, સંતોષ અને સંત સમાગમ–આ ચાર મોક્ષ–મંદિરના દ્વારપાળ કહેવાય છે (૪૭). આ ચારેનું, ત્રણનું અથવા બેનું પ્રયત્ન પૂર્વક સેવન કરવું. જેવી રીતે રાજમહેલનાં દ્વાર દરવાન ઉઘાડે છે તેમ આ રક્ષકો મોક્ષ-મંદિરનાં દ્વાર ઉઘાડે છે (૪૮). અથવા બધી વસ્તુઓનો ત્યાગ કરી સઘળા પ્રયત્નોપૂર્વક આ ચારમાંથી એકનો આશરો લેવો; કારણ કે એકને વશ કરતાં ચારે વશ થાય છે (૪૯). સંસારમાંથી મુકિત મેળવવા માટે પહેલાં તો શાસ્ત્રોના અવલોકનથી, સજ્જનોના સમાગમથી, તપથી અને દમથી પ્રજ્ઞાને વધારવી (૫૦). હે રામ ! સંસાર-રૂપી વિષમાંથી ઉત્પન્ન થએલ વિષૂચિકા બહુજ કષ્ટદાયક છે; અને તે રોગને પવિત્ર આત્મજ્ઞાનરૂપી ગારૂડીમંત્ર જ શાન્ત કરે છે (૫૧). વિષયોરૂપી વિષમાંથી જન્મેલા સંસાર-રૂપી કોલેરાનો દુઃખથી અંત આવે છે; તેની બરાબર ચિકિત્સા ન થાય તો તે મનુષ્યને નરકોરૂપી નગરમાં જવુ પડે છે; અને ત્યાં પથ્થરો તેમજ સેંકડો તેજસ્વી તલવારોના પ્રહારો શરીર ઉપર થાય છે. ત્યાં તેમને અગ્નિમાં બાળવામાં આવે

છે, બરફથી નવરાવવામાં આવે છે, તેમનાં અંગને કાપી નાંખવામાં આવે છે, અનંતકાળ સુધી નરકમાં રહેવું પડે છે, શિઆળામાં ફુવારાવાળાં ગૃહોમાં શીતળ જળથી સ્નાન કરવું પડે છે, સુખે નિદ્રા આવતી નથી, મોઢે ડૂંચા ઘાલી મૂક બનાવવામાં આવે છે અને આવી રીતે આ રોગથી ઘણાં દુઃખો થાય છે (પર–પ૩). માટે હે રામ ! આસક્તિ વિના શાસ્રોક્ત વ્યવહાર કરવો, શાસ્રનો વિચાર અવશ્ય કરવો અને બોધ મેળવવો; કારણ કે શાસ્રના વિચારથી બોધ મળે છે (પ૪). જે પુરૂષ સતત અભ્યાસથી શાસ્ર, ગુરૂ અને સ્વાનુભવની એકવાકયતા કરે છે તે જ પુરૂષ આત્મસાક્ષાત્કાર કરે છે. (પપ) આ શાસ્ર સાંભળવાથી થોડી સંસ્કારી બુદ્ધિવાળા પુરૂષોની મૂર્ખતા જે રીતે નાશ પામે છે તે રીતે બીજા કોઇ પણ શાસ્ર શ્રવણથી મૂર્ખતા દૂર થતી નથી. (પ૬) હે રામ ! મૂર્ખતાથી હણાએલા જીવન કરતાં હાથમાં ભિક્ષાપાત્ર લઇ ચંડાળોના ફળીઆમાં ઘેર ઘેર ભિક્ષાર્થે રખડવું એ વધારે ઉત્તમ છે (પ૭) પરમ પદ મેળવવા માટે ધન, મિત્ર, સગાંસંબંધી, હાથપગ ચલાવવા, પરદેશ જવું, શરીરને કષ્ટ આપવું, તીર્થ કે જીવન ઉપયોગમાં આવતાં નથી ફકત મન ઉપર વિજય મેળવવાથી કૈવલ્યપદ મેળવી શકાય છે (પ૮–પ૯).

શમ

મોક્ષમંદિરના આ દરવાનો વિષે હવે ક્રમશઃ કહું છું તે સાંભળ. એમાંથી એક પ્રત્યે પણ આસક્તિ દાખવવાથી એ મંદિરમાં પ્રવેશ થાય છે (૬૦). જેવી રીતે સૂર્યમાં અંધારૂં વિલીન થઇ જાય છે તેમ, શાન્ત ચિત્તવાળા પુરુષોનાં દુઃખો, તષ્ણા અને કષ્ટથી સહન

થઇ શકે તેવી દુષ્ટ ચિંતાઓ નાશ પામે છે (૬૧). ક્રુર તેમજ કોમળ પુરુષો, જેમ બધા પોતાની માનો વિશ્વાસ કરે છે તેમજ શમથી શોભતા પુરુષોનો પણ વિશ્વાસ કરે છે (૬૨). મનુષ્યને શમ જેટલું અંતઃકરણમાં સુખ આપે છે તેટલું સુખ રસાયનપાન કે લક્ષ્મીનું આલિંગન પણ આપતું નથી (૬૩). શુભ કે અશુભને સાંભળતાં, સ્પર્શતાં, જોતાં, ભોગવતાં અને સૂંઘતાં જે પુરુષ હર્ષ પામતો નથી કે ખિન્ન થતો નથી તે મનુષ્ય શાન્ત કહેવાય છે (૬૪). મરણ પ્રસંગે, ઉત્સવ પ્રસંગે કે યુદ્ધ પ્રસંગે જેનું ચન્દ્ર સમાન સ્વચ્છ મન આકુળવ્યાકુળ થતું નથી તે મનુષ્ય શાન્ત કહેવાય છે (૬૫). તપસ્વીઓમાં, બહુ જાણનારાઓમાં, યાજકોમાં, રાજાઓમાં, બળવાનોમાં અને ગુણવાનોમાં શમવાન પુરુષ શોભે છે (૬૬). હે રઘુનનય! કોઇથી ચોરી ન શકાય તેવા અને મહાત્માઓએ રક્ષણ કરેલ શમરૂપી અમૃતનો આશ્રય કરીને જે ક્રમથી મહાન પુરૂષોએ મહત્પદ પ્રાપ્ત કર્યું છે તે જ ક્રમનું તમે પણ, પરમપદ મેળવવા માટે, પાલન કરો (૬૭).

**વિચાર**

કાર્ય કારણ જાણનારે શાસ્ત્રબોધથી નિર્મળ થએલ પરમ પવિત્ર બુદ્ધિથી નિત્ય નિરંતર આત્માનો વિચાર કરવો જોઇએ (૬૮). વિચાર વડે સૂક્ષ્મ થએલ બુદ્ધિ પરમ પદને જોઇ શકે છે, માટે સંસાર રૂપી લાંબા રોગનુ વિચાર એ ઉત્તમ ઔષધ છે (૬૯). બુદ્ધિમાન પુરુષે આપત્તિમાં પણ ‘ હું કોણ ? ’ અને ‘આ સંસાર કોનો થયો છે ? ’ એ પ્રશ્નોનો વિચાર, પ્રયત્નપૂર્વક વિઘ્નોનો પ્રતિકાર કરીને પણ બુદ્ધિવડે કરવો (૭૦). વિચારરૂપી સુંદર

આંખ અંધારામાં પણ જોઇ શકે છે અને ઘણા ઉજાસવાળા ભાગોમાં પણ પાછી હઠતી નથી, અને વ્યવધાનવાળું હોય તેને પણ જોઈ શકે છે (૭૧). 'હું કોણ છું ?' અને 'સંસાર નામનો દોષ કેમ થયો ?' એ પ્રશ્નોનો ન્યાયપુરઃસર પરામર્શ કરવો એ વિચાર કહેવાય છે (૭૨).

સંતોષ

વસિષ્ઠ બોલ્યાઃ–હે અરિમર્દન ! સંતોષ એ જ પરમ શ્રેય છે, સંતોષ એ જ ખરૂં સુખ છે અને સંતુષ્ટ પુરુષ પરમ વિશ્રાન્તિ પામે છે (૭૩). સંતોષરૂપી અમૃતનું પાન કરીને જે શાન્ત પુરૂષો તૃપ્ત થયા છે તેઓને અતુલ ભોગ અને લક્ષ્મી પણ ઝેર જેવી અસર કરતી નથી (૭૪). જે પુરુષ અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી અને ઇષ્ટ વસ્તુ મળવા છતાં પણ જે વિકારરહિત રહે છે, અને અદૃષ્ટ વિષયમાં જેને હર્ષ કે ખેદ થતો નથી એવો પુરુષ સંતોષી કહેવાય છે (૭૫). મલિન અરિસામાં જેમ મુખનું પ્રતિબિંબ ન પડે, તેમ જે પુરુષનું ચિત્ત આશાઓથી અસ્વસ્થ થયું છે, અને જે સંતોષ રહિત છે એવા પરાધીન ચિત્તમાં જ્ઞાનનું પ્રતિબિંબ પડતું નથી (૭૬). જે પુરુષ અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા કરતો નથી, અને વસ્તુ મળતાં તેનો મર્યાદામાં રહીને ઉપભોગ કરે છે અને જેનું વર્તન સૌમ્ય છે એને સંતોષી કહેવાય છે (૭૭). હે રઘુનન્દન ! ગુણવાન પુરુષોની સમત્વબુદ્ધિથી જે પુરુષ શોભે છે તે નિર્મળ પુરુષને નરશ્રેષ્ઠ મહામુનિઓ પણ નમસ્કાર કરે છે (૭૮).

હે મહાબાહો ! આ જગતમાં મનુષ્યોને, સંસારથી પાર

સત્સંગ

ઉતરવામાં, વિશેષ કરીને સજ્જન પુરુષોનો સમાગમ, સર્વત્ર સર્વને સારી પેઠે ઉપકાર કરે છે (૭૯). વિદ્વાનોના સમાગમથી શૂન્ય સ્થળો વસ્તીવાળાં થાય છે, મૃત્યુ પણ ઉત્સવ સમાન થઇ પડે છે, અને આપત્તિઓ પણ સંપત્તિ જેવી ભાસે છે (૮૦). સત્સંગરૂપી શીતળ અને શુદ્ધ ગંગામાં જે સ્નાન કરેછે, તેને દાન, તપ, તીર્થ અને યજ્ઞોનું શું પ્રયોજન ? (૮૧) જેની અહંકારની ગાંઠ છૂટી ગઇ છે, જે તત્ત્વને જાણનાર છે, અને જે સાધુપુરુષો સર્વમાન્ય છે, તેઓનું બધા ઉપાય વડે સારી રીતે સેવન કરવું જોઇએ. તેઓ જ આ ભવાર્ણવ તરવાનો ઉપાય છે (૮૨).

સંસારનો નાશ કરવા માટે આ ચારે ( શમ, વિચાર, સંતોષ અને સત્સંગ ) વિમલ ઉપાય છે. જેઓએ આ ચારનો અભ્યાસ કર્યો છે, તેઓ મોહજળથી ભરેલ ભવાર્ણવથી પાર ઉતર્યા છે (૮૩). આ અખંડિત ગુણરૂપી લક્ષ્મીનો આશરો લઇને મનના મોહને દૂર કરનાર મારું આ વચન સાંભળ (૮૪). હે અરિમર્દન ! અનિચ્છાએ પણ મોક્ષના ઉપાયની આ કથા સંભળાય તો પણ પરમ બોધ પમાય છે (૮૫). તેમની બુદ્ધિના લોભમોહાદિ દોષો ઘસાઇ જાય છે અને શરદ્ ઋતુના નિર્મળ જળવાળા સરોવરની પેઠે તેઓનું મન પ્રસન્ન થાય છે (૮૬). જેમ સારાં કવચ પહેરનારને બાણો વીંધી ન શકે, તેમ દીનતા અને દારિદ્રયથી દૂષિત થએલ દૃષ્ટિ મર્મસ્થાનો ભેદી ન શકે (૮૭). સંસારની ભયંકર બીક હૃદયને છેદી શકતી નથી, અને મંદરાચળ વિનાના સમુદ્રની પેઠે હૃદય પરમ સમતા અનુભવે છે (૮૮). વિચાર-

વાન્ પુરુષ સમુદ્ર જેવો ગંભીર બને છે, મેરૂ પર્વત સમાન સ્થિરતા પ્રાપ્ત કરે છે અને અંતઃકરણમાં ચંદ્રના જેવી શીતળતા અનુભવે છે (૮૯). સાધ્વી સ્ત્રી જેમ અંતઃપુરના આંગણાંમાં વિહાર કરે છે, તેમ સચ્છાસ્ત્રોના પ્રસંગથી જેની વૃત્તિઓ સારી થઇ છે એવા પુરુષોની બુદ્ધિ યોગ્ય રીતે પ્રાપ્ત થએલ અનુકૂળ કાર્યોમાં પ્રવૃત્ત થાય છે (૯૦). જેની સર્વ વૃત્તિઓ શાન્ત થઇ ગઇ છે, એવા પુરુષોની જીવન્મુક્ત દશા ધીરે ધીરે પરિપકવ થાય છે, અને તેનું વાણીથી વર્ણન થઈ શકતું નથી (૯૧). ઇષ્ટ અથવા અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય ત્યારે મનથી ન હારતાં, તે પુરુષ યથાપ્રાપ્ત વ્યવહારને અનુસરે છે, અને તે પુરુષ સાધારણ મનુષ્ય જેવો દેખાય છે (૯૨). જે પુરુષ સુખ આપે તેવું આસન કરી બેસે છે, સમયાનુસાર પ્રાપ્ત ભોગો ભોગવે છે, સદાચાર વિરૂદ્ધ વર્તન કરતો નથી, દેશ-કાળને અનુસરી સહજ પ્રાપ્ત થએલ સત્સંગ સેવે છે,અને આ મોક્ષકથાનો સુખેથી વિચાર કરે છે, તેને સંસારની શાન્તિ આપનાર મહાન્ બોધ થાય છે; અને ફરીથી તેને ગર્ભયાતના ભોગવવી પડતી નથી (૯૩-૯૫). પરન્તુ આટલાથી પણ ભય પામીને જે પાપી પુરુષો ભોગોના રસમાં લુબ્ધ રહેછે,તે અધમ પુરુષોને પોતાની માતાની વિષ્ટાના કીડા જેવા જાણવા, અને તેઓની પ્રસંશા ન કરવી (૯૬). તુરીય અવસ્થાની શાન્તિરૂપ વિશ્રાન્તિ જ્યાં સુધી મનમાં વાસ ન કરે, ત્યાં સુધી મધ્યે મધ્યે ધર્મ અને અર્થ ઉપાર્જન કરતાં જ્ઞાની પુરુષે શાસ્ત્રોના ઉપદેશથી, સુજનતાથી અને તત્ત્વવેત્તાઓના સમાગમથી વિચાર કર્યા કરવો (૯૭-૯૮).

જેણે તુરીય તત્ત્વમાં વિશ્રામ મેળવ્યો છે, અને જે સંસાર-સાગરથી પાર ઉતરી ગયો છે, તે ગૃહસ્થ કે સંન્યાસી કર્મ કરે તો એ શું અને ન કરે તો પણ શું ? શ્રુતિસ્મૃતિનું પણ તેમને પ્રયોજન નથી. તે પુરુષ મંદરાચળ પર્વત વિનાના સમુદ્ર જેવો વિક્ષેપ રહિત થઇને યથાસ્થિત વર્તન કરે છે (૯૯-૧૦૦). હે રાઘવ! બુદ્ધિના સારરૂપ જ્ઞાનનો જે વિસ્તાર હું કહું છું તે સાંભળો (૧૦૧). વચનો યુકિતયુકત હોય તો બાળક પાસેથી પણ તેનો સાર લેવો. બાકીનાં વચનોનો તણખલાંની પેઠે, બ્રહ્માનાં વચનો હોય તો પણ, ત્યાગ કરવો (૧૦૧). હે કાકુ-ત્સ્થ ! જે જે દૃષ્ટાન્તો વડે હું તમને બોધ આપું તે બધાં ઉત્પત્તિવાળાં મિથ્યા જાણવાં, તે દૃષ્ટાંતોની મદદથી અકારણ સદ્વસ્તુ બ્રહ્મને તમારે જાણવું (૧૦૩). બ્રહ્મનો ઉપદેશ આપવા માટે તમને જે જે દૃષ્ટાન્તો આ કથાગાં કહેવામાં આવે, તે અમુક અંશે સમાન સમજવાં, અને તેનો ઉદ્દેશ બરાબર સમજવો (૧૦૪). બ્રહ્મ નિરાકાર હોવાથી સાકાર દૃષ્ટાન્તો કેમ સંભવે, એવું મૂર્ખ કુતાર્કિકો કહે છે (૧૦૫). કુતાર્કિક બનીને જેથી અનુભૂતિ પણ ખોટી ઠરે એવા અપ-વિત્ર વિકલ્પો કરીને, જ્ઞાનનો નાશ કરવો નહિ (૧૦૬). જેમ કમળથી તળાવની શોભા વધે છે અને તળાવથી કમળની શોભા વધે છે, તેમ જ્ઞાનથી શમાદિ ગુણો વધે છે અને શમાદિ ગુણોથી જ્ઞાન વધેછે. (૧૦૭). જ્ઞાન અને શમાદિ સહિત આત્મવિચાર, એ બન્નેનો સારી રીતે અભ્યાસ કર-વામાં આવે નહિ ત્યાં સુધી, બન્નેમાંથી એકે ગુણ મનુષ્યને સિદ્ધિ આપતો નથી (૧૦૮). યશ અને આયુષ્ય વધારનાર

અને મોક્ષરૂપી પુરુષાર્થ આપનાર આ શાસ્ત્રના શ્રવણથી તમારી બુદ્ધિ નિર્મળ થશે અને પોતાની મેળે જ તમે પરમ પદ પામશો (૧૦૯). મન જ્ઞેય વસ્તુ જાણી લે તો અવશ-પણે તે પરમપદને પામે છે, અને અપરિચ્છિન્ન પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થતાં તે જ્ઞાનદશા મન ત્યજી દેતી નથી (૧૧૦).



# ઉત્પત્તિ પ્રકરણ

## સર્ગ ૧ લો



### ઉત્પત્તિ પ્રકરણાર્થદર્શન



જગતની ઉત્પત્તિ

વસિષ્ઠ બોલ્યા :–મેં તમને મુમુક્ષુવ્યવહાર નામનું પ્રક-રણ કહી સંભળાવ્યું. હવે જગત સંબંધી માયામયી ઉત્પત્તિ વિષે કહું છું (૨). અપરોક્ષ ચૈતન્ય કે જે અનુભવ–જ્ઞાન અને પ્રતિપત્તિથી પ્રત્યક્ષ છે, તેને અહિં જીવ કહેવામાં આવે છે (૨). તે જ પરમાત્મા સંવિત્ છે, તે જ પુરુષ છે અને તે જ અહંકાર છે. તે જ ઘટપટાદિ આકારે વિવર્ત પામે છે, ત્યારે તે જ સંવિત્

ઘટપટાદિરૂપ પદાર્થ કહેવાય છે (૩). જેમ જળ તરંગરૂપે સ્ફુરે છે તેમ પરિપૂર્ણ સંવિદ્રૂપ પરમાત્મા જુદીજુદી અવસ્થાના ક્રમે સંકલ્પ–વિકલ્પ વગેરેના ભ્રમને લીધે જગતરૂપે સ્ફુરે છે (૪). સૃષ્ટિની પૂર્વે અકારણ સત્ સર્ગની શરૂઆતમાં લીલા વડે સ્ફુરી પોતે પોતાના આત્મામાં જ કારણરૂપે પ્રત્યક્ષ થયા (૫) જેમ વાયુમાં સ્પંદન રહેલું છે, તેમ રૂપ,પ્રકાશ, મનોવિસ્તાર અને અન્ય પદાર્થોવાળું જગત જ્ઞાનસ્વરૂપ પરમાત્માની અંદર રહેલ છે (૬). બાહ્યાન્તર દિશા અને કાળથી મુકત જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ જે જે રૂપે વિવર્ત પામે છે, તે તે સ્વરૂપે ભાસે છે (૭). એ સર્વાત્મા જે દેશમાં જે કાર્યરૂપે સ્ફુરે છે, તે દેશમાં તે રૂપે પ્રકાશે છે (૮). વાસ્તવ કારણ રહિત આ જગત્, સૃષ્ટિ થઇ તે પહેલાં નામરૂપ અભિવ્યકત થયાં ન હોવાને કારણે બ્રહ્મરૂપે જ રહેલું હતું. પ્રત્યક્ષ પ્રમાણાત્મક બ્રહ્મ નિર્માતા છે, તેથી અનુમાન વગેરે અપરોક્ષ ચૈતન્યાત્મક બ્રહ્મના અંશો છે (૯). દ્વૈતપ્રપંચમાં સત્ય બુદ્ધિ કરવી એનું જ નામ બંધ છે, અને દૃશ્યના અભાવમાં કર્તાભોકતાપણા રૂપ બંધ રહેતો નથી. આ દૃશ્યનો સંભવ જે રીતે નથી તે રીત કહેવામાં આવે છે, તે સાંભળો (૧૦). જોવામાં આવતું આ સ્થાવર જંગમ જગત્ સુષુપ્તિમાં સ્વપ્ન જેવું અસત્ છે, કેમકે કલ્પાન્તે તેનો નાશ થાય છે (૧૧) તે સમયે નિશ્ચલ, ગંભીર એટલે મન વડે જાણી ન શકાય તેવું, તેજ નહિ તેમ તમસ્થી પણ વિચક્ષણ, વ્યાપ્ત, વાણીનો અવિષય, તથા ઇન્દ્રિયો વડે ગ્રહણ ન થઇ શકે તેવું અનિર્વચનીય સત્ અવશેષ રહે છે (૧૨). તે પરમાત્માની ઋત, આત્મા, પરમ,

બ્રહ્મ, સત્ય વગેરે સંજ્ઞાઓ વ્યવહારને માટે કલ્પવામાં આવી છે (૧૩) એવા પ્રકારના તે પરમાત્મા પોતે, જાણે કે બીજું કંઈ હોય તેમ, ભાવિ જીવ વગેરે નામથી દુઃખી થએલા જીવપણાને જાણે કે પામે છે (૧૪). ત્યાર પછી જીવપણાને પામેલો તે સંકલ્પથી ક્ષુબ્ધ પામી મનરૂપે થાય છે, અને સંકલ્પોથી સ્થૂલ બને છે (૧૫) જેમ સમુદ્રનું સ્થિર જળ અસ્થિર તરંગ નામે થાય છે તેમ મહાન્ નિર્વિકાર પરમાત્મા અસ્થિર મન-પણાને પામે છે (૧૬). તેમ મન પોતે તરત સ્વચ્છંદપણે નિત્ય સંકલ્પો કરે છે, અને તેથી જગત્ સંબંધી ઇન્દ્રજાળ-માયા વિસ્તાર પામે છે (૧૭). જેમ સોનાનો અલંકાર સુવર્ણથી ભિન્ન નથી, અને સુવર્ણ અલંકારથી ભિન્ન નથી તેમ પરબ્રહ્મ જગત્‌થી ભિન્ન નથી અને જગત પરબ્રહ્મથી ભિન્ન નથી (૧૮). જેમ અસત્ મૃગજળની નદીમાં લહરીઓ વિસ્તરે છે તેમ, અસત્ મન વડે જગત્ સંબંધી ઈન્દ્રજાળ-માયા વિસ્તરે છે (૧૯); સર્વજ્ઞોએ તે ઇન્દ્રજાળ શ્રીનાં અવિદ્યા, સંસૃતિ, મોહ બંધ, માયા, મળ અને તમસ્ વગેરે નામો કલ્પેલાં છે (૨૦). હે ચંદ્રવદન રામ ! આ બંધનું સ્વરૂપ કહું છું તે સાંભળો. તે પછી મોક્ષનું સ્વરૂપ જાણી શકશો (૨૧). દ્દષ્ટા દૃશ્યરૂપે ભાસે તે બંધ કહેવાય છે, દ્દષ્ટા દૃશ્યને વશ થતાં બંધાય છે, અને દ્વૈત-પ્રપંચના અભાવે મુકત થવાય છે (૨૨). જગત્ , તમે, હું ઇત્યાદિ જગત્ દૃશ્ય કહેવાય છે, જ્યાં સુધી દ્વૈત-પ્રપંચ સંભવે છે ત્યાં સુધી મોક્ષ નથી (૨૩). જેમ કમળકાકડીના ગર્ભમાં કમળનાં બીજરૂપ સૂક્ષ્મ તંતુ રહે છે, તેમ દ્દષ્ટામાં દૃશ્યની બુદ્ધિ રહેલી છે (૨૪). બીજમાં રહેલ

અંકુર દેશ કાળથી મોટાં વૃક્ષરૂપે વિસ્તરે છે તેમ દૃશ્યબુદ્ધિ પણ નિયત દેશ કાળથી સ્થૂળરૂપ વિસ્તરે છે (૨૫). જેમ બીજ વગેરે પદાર્થના સૂક્ષ્મ ગર્ભમાં અંકુરાદિ વિચિત્ર કાર્યો રચવાની અવિનાશી શકિત હંમેશ રહેલી છે, તેમ ચૈતન્ય સ્વરૂપ પરમાત્માના ઉદરમાં પણ તેના સ્વરૂપથી અભિન્ન એવી જગતની સ્થિતિ સદા રહેલી છે(૨૬).

આકાશજ આખ્યાન

વસિષ્ઠ બોલ્યા :–હે રાઘવ ! શ્રવણના ભૂષણરૂપ આ આકાશજનું આખ્યાન સાંભળો. એ સાંભળવાથી ઉત્પત્તિ પ્રકરણ બરાબર સમજાશે (૨૭). આકાશજ નામનો એક પરમ ધાર્મિક બ્રાહ્મણ હતો. તે ધ્યાનમાં એકનિષ્ઠ રહેતો અને મનુષ્યોનું કલ્યાણ કરવામાં હંમેશ તત્પર રહેતો (૨૮). તે વિપ્ર લાંબા કાળ સુધી જીવ્યો, એ જોઇ મૃત્યુને વિચાર થયો કે, “હું અવિનાશી છું, ક્રમે ક્રમે સર્વ પ્રાણીઓનું હું ભક્ષણ કરૂં છું (૨૯). પણ આ વિપ્રને હું કેમ મારી શકતો નથી ? જેવી રીતે પત્થર પર તરવાર ટોંચાઇ જાય તેમ આને મારવામાં મારી શક્તિ કુંઠિત થઇ જાય છે” (૩૦). એમ વિચાર કરીને એ વિપ્રને મારી નાંખવાની ઇચ્છાથી તે તેના નગરમાં ગયો, કારણ કે પોતાના કામમાં લાગેલો કોઈ પણ મનુષ્ય પોતાનો ઉદ્યમ છોડતો નથી (૩૧). મૃત્યુએ જેવો તેના ઘરમાં પ્રવેશ કર્યો કે તરતજ પ્રલયકાળના અગ્નિની માફક તે મૃત્યુને અગ્નિ બાળવા લાગ્યો (૩૨). અગ્નિની પ્રચંડ શિખાઓને ભેદીને તે અંદર ગયો અને બ્રાહ્મણને જોઈ તેને હાથેથી પકડવાનો તેણે નિશ્ચય કર્યો (૩૩). પરંતુ બળવાન માણસ

મનોરથનિર્મિત પુરુષાભાસને સેંકડો હાથે પણ ન પકડી શકે તેમ મૃત્યુએ બ્રાહ્મણને જોયો છતાં તેને પકડી શકયો નહિ (૩૪). આથી પોતાની શંકાનું સમાધાન કરવા તે યમરાજ પાસે આવ્યો અને પૂછયું કે, "હે પ્રભો! આકાશજ બ્રાહ્મણને હું કેમ ખાઈ શકું ?" (૩૫).

યમરાજ બોલ્યા :–" હે મૃત્યુ ! તું એકલો બળાત્કારથી કોઇને મારી શકવા સમર્થ નથી. પ્રાણીમાત્રના મરણનું કારણ તેનાં કર્મો છે, બીજું કંઇ નથી (૩૬). માટે એ વિપ્રને મારવો હોય તો તેનાં કર્મો શોધવાનો પ્રયત્ન કર, એ કર્મોની મદદ વડે તું એનું ભક્ષણ કરી શકીશ " (૩૭) આ ઉપરથી તેનાં કર્મોની તપાસ કરવા માટે મૃત્યુ દેશ, પરદેશ, તળાવો, નદીઓ અને દિશાઓમાં રખડયો (૩૮). એમ ભૂમંડળમાં રખડવા છતાં આકાશજનાં કોઇપણ કર્મો કયાંય પણ ન જડયાં, એટલે તે ગુસ્સે થયો(૩૯). અને સર્વ નિયમો જાણનાર યમરાજ પાસે જઇ તેને પૂછયું, કારણ કે સંદેહ થાય એવા વિષયોમાં સેવકો સ્વામી ઉપર આધાર રાખે છે(૪૦). તેણે પૂછયું, ' હે પ્રભો ! આકાશજ (બ્રહ્મા)નાં કર્મો કયાં રહેલાં છે ? ' આ પ્રશ્ન સાંભળી ધર્મરાજાએ ખૂબ વિચાર કર્યો અને કહ્યું(૪૧). "હે મૃત્યુ ! આકાશજ વિપ્ર કેવળ પરમાત્મામાંથી જ, બિંબમાંથી જેમ પ્રતિબિંબ જન્મે તેમ જન્મ્યો છે, એટલે એનાં કોઇ પણ કર્મો નથી. (૪૨) જે આકાશમાંથી જ (બ્રહ્મમાંથી) જન્મ્યો છે તે આકાશની પેઠે નિર્મળ છે; કારણ કે તેનાં સહકારી કારણો કયાંય પણ નથી (૪૩). સહકારી કારણોના અભાવે જે જન્મે છે, તે પોતાનાં કારણ પરબ્રહ્મથી જુદો નથી.

(૪૪). માટે હે મૃત્યુ ! એને મારવાનો પ્રયત્ન છોડી દે." આ સાંભળી મૃત્યુને આશ્ચર્ય થયું અને તે પોતાને ઘેર ગયો (૪૫).

શ્રીરામ બોલ્યા :–આ તો તમે સ્વયંભૂ, અજ, એકાત્મા અને વિજ્ઞાનાત્મા એવા મારા પ્રપિતામહ બ્રહ્માની વાત મને કહી (૪૬).

વસિષ્ઠ બોલ્યા :–એમ જ છે, તમને મેં બ્રહ્મા વિષે જ વાત કહી. હે મહાબાહો ! મૃત્યુ અને યમે પણ પૂર્વે એના માટે જ વિવાદ કર્યો હતો (૪૭). સર્વનું ભક્ષણ કરનાર મૃત્યુએ મન્વન્તરમાં સર્વે પ્રાણી માત્રનો નાશ કર્યો, ત્યારે બ્રહ્માજી ઉપર પણ બળાત્કારે આક્રમણ કરવાનો આરંભ કર્યો (૪૮). ત્યારે ધર્મરાજ યમે ઉપદેશ આપ્યો કે, પરમાત્મસ્વરૂપ બ્રહ્માને તું કેવી રીતે વશ કરી શકીશ ? (૪૯) જેવી રીતે સંકલ્પનિર્મિત પુરુષ પૃથ્વી આદિ પંચ મહાભૂત પદાર્થોનું ન બનેલ હોવાને કારણે આકાશમાં ફક્ત સ્ફુરણ રૂપે દેખાય છે તેમ સ્વયંભૂ બ્રહ્મા પણ પરબ્રહ્મમાં પ્રકાશ્યા કરે છે (૫૦). આદિ, મધ્ય અને અંત રહિત પરમાત્મા કેવળ ચિદાકાશરૂપ છે, એ જ પરમાત્મા અજ્ઞાનને લીધે આકારવાળા પુરુષની પેઠે ભાસે છે; પણ તત્ત્વદૃષ્ટિએ જોતાં વાંઝણીના પુત્રને જેમ દેહ ન હોય તેમ પરમાત્મા દેહ વિનાના છે. હે રામ ! અજન્મા અને સ્વયંભૂ બ્રહ્માનો દેહ સૂક્ષ્મદેહ છે, પચભૂતમય સ્થૂલ દેહ *નથી (૫૧–૫૨).*

શ્રીરામ બોલ્યા :–સર્વે પ્રાણીઓમાં સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે શરીર છે; તો બ્રહ્માને એક શરીર કેમ ? (૫૩)

વસિષ્ઠ બોલ્યા:–સર્વે પ્રાણીઓનાં શરીર પંચમહાભૂતનાં

બનેલાં છે, એટલે તેમના બે દેહ છે; અને સ્થૂલ શરીરનાં આરંભક કારણ ન હોવાથી બ્રહ્માને એક સૂક્ષ્મ દેહજ છે (૫૪). હિરણ્યગર્ભ બ્રહ્મના સંકલ્પથી થએલ આ જગત્ બધાં પ્રાણીઓનું કારણ છે; પણ બ્રહ્માનું કારણ ફક્ત બ્રહ્મજ છે, એટલે એ એક દેહવાળા છે (૫૫). સંકલ્પથી બનેલા પુરુષની પેઠે બ્રહ્મા પૃથ્વી વગેરે પંચ મહાભૂત પદાર્થોથી રહિત છે, તે કેવળ ચિત્તરૂપ છે, અને ત્રણે જગત્‌ની સ્થિતિનાં કારણરૂપે છે (૫૭). પરબ્રહ્મ બ્રહ્મા મનપણાને પામી વિશ્વને રચે છે અને જે દેખાય છે તે સઘળું વિશ્વ મનોમય છે (૫૭).

શ્રી રામ બોલ્યાઃ—હે ભગવન્ ! મનનું રૂપ કેવું છે તે મને

મનનું સ્વરૂપ

વિસ્તારથી કહો, કારણ કે આ જગત્‌રૂપી દોષની લતાઓનો વિસ્તાર કરનાર આ મન છે (૫૮).

વસિષ્ઠ બોલ્યાઃ—હે રામ ! નામ સિવાય આ મનનું બીજું કંઇ રૂપ નથી. જેમ આકાશ શૂન્ય અને જડાકાર છે તેમ મન પણ તેવું જ છે (૫૯). હે રામ ! બહાર કે હૃદયમાં મન સદ્રૂપ નથી, પણ જેમ આકાશ સર્વત્ર વ્યાપી રહ્યું છે, તેમ મન સર્વત્ર વ્યાપી રહ્યું છે એમ જાણવું (૬૦). આ સત્ કે અસત્‌નું જ્ઞાન જેવી રીતે પ્રસિદ્ધિ પામેલું છે, તે મન છે; બીજું કંઇ નથી (૬૧). જે ઘટપટાદિ વિષયોનું પ્રતિભાન (જ્ઞાન) છે એજ મન છે, અને અન્યત્ર કંઇ પણ હોય તે પણ મન કહેવાય છે (૬૨). સંકલ્પને જ મન જાણવું, તે સંકલ્પથી જુદું નથી. જ્યાં જ્યાં સંકલ્પ હોય ત્યાં ત્યાં મન છે એમ જાણવું (૬૩). સંકલ્પ અને મનમાં કોઇ પણ વખતે કંઇ પણ

ભેદ નથી; અવિદ્યાનો વિસ્તાર ચિત્ત એ જ મન છે, મન એ જ બંધનું મૂળ છે અને એ જ અજ્ઞાનરૂપ છે (૬૪). હે રાઘવ! સંકલ્પસમૂહનાં આ બધાં નામો છે, અને આ સંકલ્પસમૂહનો નાશ થતાં આત્મસ્વરૂપ જ બાકી રહે છે (૬૫). દિશા, ભૂમિ, અને આકાશ એ પ્રકાશ્ય વસ્તુઓનો અસંભવ થતાં પ્રકાશનું જેવું શુદ્ધ સ્વરૂપ થાય છે, તેવી જ રીતે ત્રણે જગત, તું અને હું એ દૃશ્ય પદાર્થોના અસત્ત્વનું જ્ઞાન થતાં કેવળ દ્રષ્ટા વિમલ સ્વરૂપે રહે છે (૬૬–૬૭). દર્પણમાં શિલા વગેરેનાં પ્રતિબિંબ ન પડતાં દર્પણ જેવી રીતે કેવળ દર્પણરૂપે રહે છે, તેવી જ રીતે હું, તું અને જગત્ આદિ દૃશ્યનો ભ્રમ સારી પેઠે શાન્ત થતાં દ્રષ્ટા કેવળ સાક્ષીરૂપે રહે છે (૬૮–૬૯). જેવી રીતે સ્વપ્ન બીજાં સ્વપ્નને વિસ્તારે છે, તેવી રીતે મન ખોટું હોવા છતાં સાચા રૂપે આ ક્ષયરૂપ દૃશ્યમય દોષને વિસ્તારે છે (૭૦). પોતાની ચંચળ શક્તિ વડે મન સ્ફુરે છે, બોલે છે, જાય છે, માગે છે, રખડે છે, મનોરથોમાં ડૂબે છે, કોઇનો નાશ કરે છે અને દેહાદિ અનાત્મારૂપી અધમતાને પામે છે તથા ઉત્કૃષ્ટતાને પણ પામે છે (૭૧).

વસિષ્ઠ બોલ્યાઃ—મહા પ્રલય વખતે સૃષ્ટિના આરંભમાં

પરમાત્માનું સ્વરૂપ

અસત્તાવાન્ સઘળા દ્વૈત પ્રપંચનો અભાવ હોવાને કારણે ફક્ત નિર્વિકાર બ્રહ્મ જ બાકી રહે છે (૭૨). પ્રકાશમય, આદિ અંત રહિત, નિરામય, સર્વત્ર વસનાર, બધું કરનાર, પરમાત્મા પરમેશ્વર બ્રહ્મ જ રહે છે (૭૩). એમના સ્વરૂપને શબ્દાદિ ઇન્દ્રિયો પહોંચી ન શકતાં પાછી ફરે છે, એ તત્ત્વને મુક્ત પુરુષો જ ઓળખે છે

અને એનાં આત્મા વગેરે નામો કલ્પિત છે, સ્વાભાવિક નથી (૭૪). સાંખ્યશાસ્ત્રવેત્તાઓની દૃષ્ટિમાં તે પુરુષ છે, પરબ્રહ્મ અને વેદાન્તશાસ્ત્રનો વિચાર કરનારાઓની દૃષ્ટિમાં તે કેવળ બ્રહ્મ જ છે અને વિજ્ઞાનવાદીઓ તેને એકાન્ત નિર્મળ વિજ્ઞાનરૂપે ઓળખે છે (૭૫). શૂન્યવાદીઓ એને શૂન્ય કહે છે; એની સત્તાથી સૂર્ય પ્રકાશે છે, તે સદૈવ વક્તા છે, મનન કરનાર છે, કર્મફળના ભોક્તા છે, દ્રષ્ટા છે અને સ્મરણ કરનાર છે (૭૬). એ પરમાત્મા જગતમાં વિદ્યમાન હોવા છતાં અજ્ઞાનીઓને જોવામાં આવતા નથી, અને એ દેહમાં હોવા છતાં પણ અજ્ઞાનીઓને દૂર ભાસે છે. સૂર્યની પેઠે એમાંથી જ્ઞાનનો પ્રકાશ થાય છે (૭૭). આકાશમાં પ્રકૃતિરૂપી લતા છે, તેને બ્રહ્માંડરૂપી એક શોભીતું ફળ છે, ચિત્ત તેનું મૂળ છે, ઇન્દ્રિયો તેનાં પાદડાં છે અને પરમાત્મારૂપી વાયુ તેને નચાવે છે (૭૮). એ ચૈતન્ય ભગવાન્ દેહરૂપી ડાબલામાં મણિરૂપે પ્રકાશે છે, અને પોતપોતાના કામમાં ગુંથાએલી આઠ પુરીઓને ચલાવે છે (૭૯). એ પરમાત્મા શુદ્ધ જ્ઞાનસ્વરૂપ અને અધિષ્ઠાનરૂપ હોવાથી આપણે આકાશનુ ચિંતન કરીએ તો તે આકાશરૂપ થાય છે અને અનાત્મ પદાર્થોનું ચિંતન કરીએ તો તે તેવા થઇ જાય છે (૮૦). મરૂભૂમિમાં જેમ પ્રકાશ પડતાં ઝાંઝવાંનાં જળ ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં નથી દેખાતાં, તેમ જ અતિશય વ્યાપ્ત પરમાત્મામાં ત્રણ ભુવનરૂપી ઉર્મિઓ ક્ષણમાં દેખાય છે અને ક્ષણમાં અદૃશ્ય થઇ જાય છે (૮૧). તે પરમાત્મા માયાથી સઘળું જગત્ ઉત્પન્ન કરે છે, છતાં પરમાર્થદૃષ્ટિએ કંઇ કરતા નથી. તે અખંડ જ્ઞાનરૂપ,

નિર્વિકલ્પ, અસ્ત અને ઉદયથી રહિત પોતાના કૈવલ્યસ્વરૂપમાં સ્થિત રહે છે (૮૨). આ સર્વાત્મસ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થતાં જ હૃદયની અહંકારરૂપી ગાંઠ છૂટી જાય છે, સર્વ સંશયોનું સમાધાન થઇ જાય છે અને તેનાં કર્મોનો પણ નાશ થઈ જાય છે (૮૩).

શ્રી રામ બોલ્યાઃ—હે મુનિ ! આવડું મોટુ બ્રહ્માંડરૂપી જે દૃશ્ય જગત્ સ્થિત છે તેમાં તેની પોતાની સત્તા ન હોવાં છતાં બ્રહ્મની સત્તા કેમ છે ? રાઇના ઉદરમાં મેરૂ પર્વત કેમ સમાય ? (૮૪)

દ્વૈત-દૃષ્ટિ કેમ ટળે?

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામ ! સંત પુરૂષોનો સમાગમ અને ઉત્તમ શાસ્ત્રોનું અધ્યયન કરશો તો મહિનાઓમાં શું પણ થોડા દિવસોમાં જ તમને પરમ બુદ્ધિ પ્રાપ્ત થશે (૮૫). મહાભારતાદિ સર્વ ઇતિહાસનો સાર આ નિર્મળ શાસ્ત્રમાં ઉતારવામાં આવ્યો છે. એ સાંભળવાથી મનુષ્યોને અવિનાશી જીવન્મુકતપણું પોતાની મેળે જ મળે છે. હૃદયમાં સ્થિત આ દૃશ્ય જગત્ બ્રહ્મરૂપે છે એમ વિચાર કરવામાં આવે તો તે દ્વૈતપ્રપંચ લય પામે છે, એમ તમે ચોક્કસ માનો (૮૬–૮૭). લૌકિક અને વૈદિક કર્મોના ત્યાગપૂર્વક કેવળ જ્ઞાનનિષ્ઠાવાળા અને આત્મવિચારપરાયણ પુરુષો જીવન્મુકત દશા પ્રાપ્ત કરે છે, જે વિદેહમુકત દશા સરખી છે (૮૮).

શ્રી રામ બોલ્યાઃ–હે બ્રહ્મન્ ! વિદેહમુકત તથા જીવન્મુકતનાં લક્ષણ કહો; એનું શ્રવણ કરી શાસ્ત્રથી પ્રાપ્ત જ્ઞાન વડે તે પદ મેળવવા હું પ્રયત્ન કરૂં (૮૯).

વસિષ્ઠ બોલ્યાઃ—દેહ અને ઇન્દ્રિયો વડે પ્રાપ્ત વ્યવહાર

જીવન્મુક્તનાં લક્ષણ

કરવા છતાં જે પુરુષને આ નામરૂપાત્મક જગત્ જેમનું તેમ છતાં પણ તે નાશ પામી ગયું હોય તેમ કેવળ ચિદાકાશ જ ભાસે છે, અને તેને જગત્‌ની પ્રતીતિ થતી નથી તે પુરુષ જીવન્મુકત કહેવાય છે (૯૦). સુખદુઃખ વડે જેના મુખ પર હર્ષ કે વિષાદનું ચિન્હ દેખાતું નથી, તથા જે યથાપ્રાપ્ત વ્યવહારમાં સ્થિત છે તેને જીવન્મુકત કહેવાય છે (૯૧). જે જાગ્રત અવસ્થામાં હોવા છતાં સુષુપ્તિમાં સ્થિત છે, જેને જાગ્રત અવસ્થા નથી તથા જેણે વાસનારહિત જ્ઞાન મેળવ્યું છે તે જીવન્મુકત પુરુષ કહેવાય છે (૯૨). રાગ, દ્વેષ, ભય વગેરેને અનુકૂળ વર્તતાં છતાં પણ જે અંતરમાં આકાશ સરખો અત્યંત નિર્મળ છે તે જીવન્મુકત કહેવાય છે (૯૩). વિહિત અથવા પ્રતિષિદ્ધ કર્મો કરતાં છતાં પણ જેનો આત્મા અહંકાર વડે તાદાત્મ્યાધ્યાસથી આચ્છાદિત નથી, તથા જેની બુદ્ધિ હર્ષવિષાદ આદિ લેપથી રહિત છે, તે જીવન્મુકત કહેવાય છે (૯૪). જેનાથી લોકો ત્રાસ પામતા નથી અને જે કોઇથી ત્રાસ પામતો નથી, તથા જે હર્ષ, ક્રોધ, ભય વગેરેથી મુકત છે, તે જીવન્મુકત કહેવાય છે (૯૫). જેના ચિત્તમાંથી સંસારના શત્રુમિત્ર, માનાપમાન વગેરે વિકલ્પો શાન્ત થઇ ગયા છે, અવિદ્યાની દૃષ્ટિએ સાવયવ હોવા છતાં તત્ત્વદૃષ્ટિએ જે નિરવયવ છે, તેમજ ચિન્તાનો આભાસ થવા છતાં વસ્તુતઃ જે નિશ્ચિન્ત છે તે જીવન્મુકત કહેવાય છે (૯૬). સર્વ પદાર્થ સંબંધી વ્યવહાર કરતાં છતાં, અન્યને માટે વ્યવહાર કરતા હોય તેમ વ્યવહાર કરવાથી જેનું ચિત્ત શીતળ છે, તથા જે પૂર્ણ આત્માનું નિરં-

તર અનુસંધાન કરતા હોય છે, તે જીવન્મુકત કહેવાય છે (૯૭).

વિદેહમુકતનાં લક્ષણ

પોતાનું શરીર કાળને અધીન થયા પછી મુકત પુરુષો જેમ વાતો પવન થોડી વાર પછી નિષ્પંદ (સ્થિર) અવસ્થાને પામે છે, તેમ જીવન્મુકત પદને ત્યજી વિદેહમુકિત મેળવે છે (૯૮). વિદેહમુકત પુરુષ હર્ષવિષાદરૂપ ઉદય કે અસ્તને પામતો નથી, તેમ તેનો પરિત્યાગ પણ કરતો નથી, કારણ કે તેનો લિંગ દેહ સ્થૂળ શરીર સાથે જ લય પામ્યો છે. તે સત્ રૂપ નથી, અર્થાત્ જગત્ કારણ અવિદ્યા તથા માયાઉપાધિવિશિષ્ટ પ્રાજ્ઞ તથા ઇશ્વરરૂપ નથી, તેમ અસત્ એટલે ભૂતો તથા તેમના કાર્યરૂપ નથી, માયાથી અતીત નથી, તથા સમષ્ટિ તેમ જ વ્યષ્ટિ શરીરના વ્યવહારને યોગ્ય કોઇ પણ વિકલ્પ તેમાં નથી (૯૯). તે સમયે નિશ્ચલ, ગંભીર એટલે મન વડે જાણી ન શકાય તેવું, તેજ નહિ તેમ તમસ્થી પણ વિચક્ષણ, વ્યાપ્ત, વાણીનો અવિષય, તથા ઇન્દ્રિયો વડે ગ્રહણ ન થઇ શકે તેવું અનિર્વચનીય સત્ અવશેષ રહે છે (૧૦૦). તે નિરાકાર નથી કે સાકાર પણ નથી, દશ્ય નથી કે દર્શન પણ નથી, ભૂત પદાર્થોનો સમૂહ પણ નથી. પણ તે તો અનંત છે અને સત્રૂપે સ્થિત છે. (૧૦૧) તેના સ્વરૂપનું કોઇ રીતે વર્ણન થઇ શકે તેમ નથી, તે પૂર્ણ કરતાં એ પૂર્ણ છે, તેને સત્ પણ ન કહેવાય અને અસત્ પણ ન કહેવાય, અચિન્તા કે ચિન્તાએ ન કહેવાય (૧૦૨). તે ચિન્માત્ર છે, દશ્ય રહિત છે, અનન્ત છે; અજર છે, શિવરૂપ છે, આદિ, મધ્ય કે અન્ત વિનાનું છે, મન અને શરીરની પીડારહિત છે; જે આવું

છે તે જ વિદેહમુક્તનું સ્વરૂપ કહેવાય છે (૧૦૩). જ્ઞાતૃ, જ્ઞાન અને જ્ઞેયનો પણ જે પ્રત્યક્ ચૈતન્ય સાક્ષી છે તે પરમાર્થ-સ્વરૂપ એકાગ્રતાથી તમે સમજી શકશો (૧૦૪).

શ્રી રામ બોલ્યા :—આનંદ ચિત્સ્વરૂપ પરમાર્થતત્ત્વનું રૂપ કેવું છે તે મને ફરીથી કહો, એથી મને બરાબર બોધ થશે (૧૦૫).

પરમાર્થતત્ત્વ-નિરૂપણ

વસિષ્ઠ બોલ્યા :—મહાપ્રલય વખતે સર્વે કારણોના કારણ-રૂપ પરબ્રહ્મ જ બાકી રહે છે, તેનું વર્ણન કરૂં છું તે સાંભળો (૧૦૬). સમાધિમાં મનની વૃત્તિઓનો ક્ષય થતાં મનના રૂપનો પણ નાશ થઈ જાય છે, અને વર્ણન ન થઈ શકે તેવું સદ્રૂપ બાકી રહે છે, એ જ પરબ્રહ્મનું સ્વરૂપ છે. (૧૦૭) જે ચૈતન્ય જીવસ્વરૂપ થાય છે, અને જે દૃશ્ય તરફ પરાઙ્મુખ છે તે તત્ત્વ ચૈતન્ય માત્ર છે, વિમલ છે, શાન્ત છે અને એ જ પરમાત્માનું સ્વરૂપ છે (૧૦૮) જીવતાં છતાં શરીરની ઇંદ્રિ-યોને વાયુ આદિના સ્પર્શરૂપાદિનો સંબંધ થવા છતાં પણ, જે ચૈતન્યસ્વરૂપને એનો અનુભવ થતો નથી, તે જ સંસારા-તીત પરમાત્માનું સ્વરૂપ છે. (૧૦૯) હે મહાબુદ્ધિશાળી ! સ્વપ્ન અને જાગ્રત અવસ્થા રહિત, અનંત અને સુષુપ્તિ રહિત જે ચિર નિદ્રાનું સ્વરૂપ છે, તે જ પરમાત્માનું સ્વરૂપ છે (૧૧૦) અંતઃકરણની વૃત્તિઓનું, પ્રકાશનું, દૃશ્ય પ્રપં-ચનું તથા અજ્ઞાનનું જે સાક્ષી રૂપ છે તે જ પરમાત્મસ્વરૂપ છે (૧૧૧). જ્ઞાની પુરુષ વ્યવહારમાં રહેવા છતાં વસ્તુતઃ પા-ષાણની પેઠે નિશ્ચલ અવસ્થામાં રહે છે, તથા અવકાશરૂપ ન

છતાં અવકાશ આપે છે. ( મિથ્યા દૃષ્ટિએ સપ્રપંચ છે, પણ પણ પરમાર્થદૃષ્ટિએ નિષ્પ્રપંચ છે) આવું પરમાત્માનું સ્વરૂપ છે (૧૧૨). વેદ્ય, વેદન અને વેતૃત્વ એ ત્રણે જેમાંથી ઉત્પન્ન થાય છે અને જેમાં લય પામે છે તે પરમાત્માનું સ્વરૂપ છે (૧૧૩). અચળ વસ્તુઓનું રૂપ જો જ્ઞાનમય હોય, અને તે મનબુદ્ધિથી મુકત હોય તો તેને પરમાત્માના રૂપની ઉપમા આપી શકાય (૧૧૪) બ્રહ્મા, સૂર્ય, વિષ્ણુ, હર, ઇન્દ્ર અને શંકરનો નાશ થઈ ગયા પછી પ્રલય વખતે સુખરૂપ સર્વે ઉપાધિઓનો નાશ થઇ જવાથી અદ્વૈતરૂપે રહેલા, ચૈતન્યરૂપ અને જગતના સંગનો ત્યાગ કરનાર આનંદસ્વરૂપ એક પરબ્રહ્મ જ બાકી રહે છે (૧૧૫).



## સર્ગ બીજો



### લીલાનું આખ્યાન



વસિષ્ઠ :–હવે કાનના આભૂષણરૂપ મંડપાખ્યાન તમે સાંભળો, તેથી આ વિષય સંશય રહિત થશે અને તમારૂં ચિત્ત શાન્ત થશે (૧). પૃથ્વી ઉપર કુળના અલંકારરૂપ કીર્તિમાન, ધનવાન, ઘણા પુત્રોવાળો અને વિવેકી પદ્મ નામે રાજા હતો (૨). જેમ સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન

કરતો નથી તેમ આ રાજા પણ પોતાની મર્યાદાનું પાલન કરતો, સૂર્યની પેઠે શત્રુરૂપી અંધારાનો નાશ કરતો, તે સારા ગુણોરૂપી હંસોનું સરોવર હતો તથા દોષોરૂપી તણખલાંને તે બાળનાર અગ્નિ સમાન હતો. (૩) તેને લીલા નામે એક રૂપવતી, સર્વસૌભાગ્યવતી અને વિલાસિની સ્ત્રી હતી. પૃથ્વી ઉપર સાક્ષાત્ લક્ષ્મીજી અવતર્યાં હોય તેવી તે લાગતી હતી (૪). રાજાનું મન જ્યારે ઉદ્વેગ પામે ત્યારે તે પણ ઉદ્વેગ પામતી, રાજા મુંઝાઇ ગયો હોય ત્યારે તે પણ આકુળ વ્યાકુળ થતી અને રાજા આનંદમાં હોય ત્યારે તે પણ આનંદ પામતી. આમ તે રાજાના પડછાયાની જેમ રહેતી. રાજા જયારે ગુસ્સે થતો ત્યારે તે કેવળ તેનાથી ભય પામતી (૫). સારા સંકલ્પ કરનાર લીલાએ એક દિવસ વિચાર કર્યો કે, "જગત્પતિ મારા સ્વામી મને પ્રાણથી પણ અધિક પ્રિય છે (૬). યૌવનના ઉલ્લાસથી ભરપૂર મારા પતિ અજર અને અમર કેમ થાય ? એના સંગે સેંકડો યુગો સુધી હું કેમ વિલાસ કરૂં ? (૭) મનુષ્યોનું મરણ કયા ઉપાયો વડે અટકે ? આ પ્રશ્નો હું જ્ઞાનવૃદ્ધ, તપોવૃદ્ધ અને વિચારવૃદ્ધ બ્રાહ્મણોને પૂછું (૮). રાણીએ બ્રાહ્મણોને બોલાવ્યા, પૂજા કરી સત્કાર કર્યો અને નમસ્કાર કરી તેઓને વારંવાર પૂછ્યું કે મનુષ્ય અમર કેમ થાય ? (૯).

વિપ્રો બોલ્યા :–"હે દેવી ! તપ, જપ અને અહિંસાદિ યમ વડે મનુષ્યો અણિમાદિ સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકે છે, પરંતુ કોઇ પણ સંજોગોમાં માણસ અમર ન થઇ શકે" (૧૦).

બ્રાહ્મણોનાં આવાં વચનો સાંભળી પોતાના પ્રિય પતિના

ભયથી તેણીએ તરત પોતાની બુદ્ધિથી વિચાર કર્યો (૧૧). 'દૈવયોગે મારૂં મૃત્યુ મારા પતિ પહેલાં થશે તો સર્વ દુઃખથી મુક્ત થઇને હું સુખેથી અદ્વિતીય આનંદસ્વરૂપમાં રહીશ (૧૨). પરંતુ હજાર વર્ષ પછી પણ મારા પતિ મારા પહેલાં મરણ પામશે તો એનો જીવ ઘરમાંથી બહાર ન જાય તેવી વ્યવસ્થા હું કરીશ (૧૩). નિજ અંતઃપુરમાં એમનો જીવ ફરતો હશે, ત્યારે તેમની પવિત્ર નજર નીચે હું સુખેથી રહીશ (૧૪). જપ, ઉપવાસ અને નિયમોનાં પાલનથી દેવી જ્ઞપ્તિ સરસ્વતી સંતુષ્ટ થશે, ત્યાં સુધી હું તેમનું પૂજન કરીશ (૧૫).

આવો નિશ્ચય કરી પોતાના પતિને કહ્યા વિના રાણી નિયમમાં સ્થિત થઇ અને શાસ્ત્રોક્ત પદ્ધતિએ તેણે ઉગ્ર તપ આદર્યું (૧૬) દેવ, બ્રાહ્મણ, ગુરુ, પંડિત અને વિદ્વાનોની પૂજામાં પરાયણ રહીને ત્રણ ત્રણ રાત્રિને અંતે રાણી પારણાં કરતી (૧૭). સ્નાન, દાન, તપ અને ધ્યાનમાં તે નિત્ય ઉદ્યોગી રહેવા લાગી, સંપૂર્ણ આસ્તિકતાથી તે સદાચારનુ પાલન કરતી, અને પારકાં દુઃખો ટાળવા લાગી (૧૮). આ પ્રમાણે નિયમો પાળતી લીલાએ મુશ્કેલીઓ વેઠીને ત્રણસો દિવસ સુધી અવિચ્છિન્ન તપ કર્યું (૧૯). ત્રણસો દિવસ પૂરા થતાં પૂજાથી પ્રસન્ન થએલાં ભગવતી સરસ્વતીએ કહ્યું ૨૦).

" હે પુત્રિ ! પતિભક્તિથી અત્યંત શોભતા તારા અવિચ્છિન્ન તપ વડે હું તારા પર પ્રસન્ન થઇ છું માટે તું ઇચ્છિત વરદાન માગી લે " (૨૧).

રાણીએ કહ્યું: " હે દેવિ ! જન્મ તથા વૃદ્ધાવસ્થારૂપી

અગ્નિથી થતા દાહરૂપી દોષને દૂર કરનાર ચંદ્ર સમાન આપ કાન્તિવાળાં છો, તથા હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરવામાં આપ સૂર્ય સમાન છો; આપનો જય થાઓ (૨૨). હે અંબ ! હે મા ! હે જગદંબ ! હું કૃપણ છું, મારી રક્ષા કરો. હુ જે વરદાનની માગણી કરૂં તે બે વરદાન મને આપો(૨૩). મારો પતિ મારા પહેલાં મૃત્યુ પામે તો પણ તેનો જીવ મારા અંતઃપુરમાંથી બહાર ન જાય,એ એક વરદાન તથા જ્યારે જ્યારે આપનાં દર્શન માટે હું પ્રાર્થના કરૂં ત્યારે ત્યારે તમારાં દર્શન મને થાય, એ બીજું વરદાન" (૨૪–૨૫). જગદંબાએ આ વચનો સાંભળી "તથાસ્તુ"કહ્યું, અને પછી જેમ તરંગ ઉત્પન્ન થઇને સમુદ્રમાં ફરીથી અદૃશ્ય થઇ જાય તેમ ભગવતી સરસ્વતી અંતર્ધ્યાન થઇ ગયાં (૨૬).

ઇષ્ટ દેવતાને પ્રસન્ન કરીને અમૃતના વરસાદથી જેમ પૂર્ણતા પ્રાપ્ત થાય તેમ રાણી ખૂબ આનંદ પામી (૨૭). પક્ષ, માસ અને ઋતુઓરૂપી કુંડળીવાળું, દિવસોરૂપી આરાવાળું, વર્ષરૂપી ધરીવાળું અને ક્ષણો રૂપી નાભિવાળું કાળચક્ર ફર્યા કરતું હતું, એટલામાં રાણીના પતિનો આત્મા દેહ છોડી ગયો (૨૮). જળ વિના જેમ કમળ કરમાઇ જાય તેમ પતિના વિયોગના દુઃખે સંતાપ પામેલી તે લીલા પણ સૂકાવા લાગી (૨૯). ચક્રવાકીની માફક ક્ષણમાં તે વિયોગિની રડતી, ક્ષણમાં તે ચુપ થઇ જતી અને મરવા જેવી થઇ જતી (૩૦). પાણીનો ધરો સૂકાઈ જવાથી અત્યંત વિહ્વળ થયેલી માછલી ઉપર જેમ પહેલો વરસાદ દયા કરે, તેમ વિયોગથી પરવશ બનેલી લીલા ઉપર ચૈતન્યમાં પ્રકટ થયેલાં કૃપાળુ સરસ્વતીએ

દયા કરી (૩૧).

સરસ્વતી રાણી પાસે આવ્યાં અને ધીરજ આપીને તેને કહ્યું, " હે પુત્રી ! મને તેં કેમ યાદ કરી ? તું શા માટે દુઃખી થાય છે ? (૩૨). તારા પતિનું શબ ઢાંકીને પુષ્પના ઢગલા વચ્ચે રાખ. તને તારો પતિ ફરીથી મળશે (૩૩). પુષ્પો કરમાશે નહિ, તેમ તારા સ્વામીનું શરીર સડશે પણ નહિ. થોડાજ દિવસમાં તે ફરીથી તારો પતિ થશે (૩૪). આકાશના જેવો નિર્મળ જીવ તારા અંતઃપુરમાંથી જરાવાર પણ બહાર જશે નહિ " (૩૫). આ પ્રકારે ભારતી દેવીનાં વચનો સાંભળી તેના કહેવા પ્રમાણે પતિના દેહને રાણીએ સાચવ્યો અને આનંદ પામી તેને ચરણે જઇ લીલા બોલી (૩૬). " મારા પતિ કયાં છે ? તે શુ કરે છે અને કેવી સ્થિતિમાં છે? મને તેની પાસે લઇ જાઓ, કારણ કે તેના વિના હું જીવી શકીશ નહિ " (૩૭).

જ્ઞપ્તિ દેવી બોલ્યાં:—"હે સુંદરમુખી ! એક વાસનામય આકાશ છે, બીજું શુદ્ધાકાશ છે અને ત્રીજું વ્યાવહારિક આકાશ છે (૩૮). સંવિત્ એક વિષયમાંથી બીજા વિષયમાં જતાં તે જ્ઞાનનું બન્ને વિષયોથી રહિત જે મધ્ય પ્રતીત થાય છે તે ચિદાકાશ છે એમ જાણવું (૩૯). તેમાં અનાત્મા સંબંધી સંકલ્પોનો તમે ત્યાગ કરશો તો સર્વાત્મક અને શાન્તપદ તમને પ્રાપ્ત થશે (૪૦). જગત્ મિથ્યા છે એવો દૃઢ નિશ્ચય થાય તો જ આ પદ મેળવી શકાય છે; બીજી રીતે તે મળી શકતું નથી. તો પણ મારા વરદાનના પ્રતાપે તને આ પદ તરત મળશે " (૪૧).

વસિષ્ઠ બોલ્યાઃ—આમ કહી દેવી પોતાનાં દિવ્ય સ્થાને ગયાં, અને લીલારાણી રમત માત્રમાં જ નિર્વિકલ્પ સમાધિમાં લીન થઇ (૪૨). એક ક્ષણમાં જેમ પક્ષી પોતાના માળાને તજીને આકાશમાં ઉડી જાય તેમ અંતઃકરણરૂપી પાંજરાંમાંથી તે નીકળી ગઇ (૪૩). તેજ ગૃહાકાશમાં ઘણા રાજાઓ સાથે તે સ્થાને સ્વસ્થતાથી બેઠેલા પોતાના સ્વામી મહીપતિને તેણે જોયો (૪૪). રાજા સિંહાસન પર બેઠો હતો, અને લોકો "જય–જય" "ઘણું જીવો" એમ કહી સ્તુતિ કરતા હતા. તે મહેલના પૂર્વદ્વારે ઘણા ઋષિઓ અને બ્રાહ્મણો બેઠા હતા (૪૫). પશ્ચિમ દ્વારે બધા રાજાધિરાજો બેઠા હતા, ઉત્તર દ્વારે અસંખ્ય રથ, હાથીઓ અને ઘોડાઓ હતા, અને દક્ષિણ દ્વારે અસંખ્ય સ્ત્રીઓ બેઠી હતી. જેણે મહાન્ શરૂઆત કરી હતી એવી રાણી લીલા તે સભામાં ગઇ (૪૬–૪૭). ત્યાં તે રાણીએ તેજ દેશો, તેવા જ આચારવાળા પુરુષો અને તેજ બંદીજનો જોયા; તેમ જ બીજા આગળ ન જોએલા હોય તેવા પંડિતો, સુહૃદો, મહાનદીઓ, પર્વતો અને નગરો જોયાં. પૂર્વની વૃદ્ધાવસ્થાનો ત્યાગ કરી સોળ વર્ષની ઉમરના રાજાને પણ લીલાએ જોયો. આ બધું જોતાં રાણીને ખૂબ નવાઇ લાગી; અને ત્યાંથી ઊઠી પોતાના અંતઃપુરમાં તે ગઇ (૪૮-૫૦). ભગવતી દેવીનું સ્મરણ કરતાંજ સિંહાસને બેઠેલાં સરસ્વતી તેની આગળ ઉપસ્થિત થયાં, એટલે તેના પગ પાસે જમીન પર બેઠેલી લીલાએ દેવીને પૂછ્યું; " ભ્રમરૂપી અને પદાર્થરહિત મારા પતિની એક સૃષ્ટિમાંથી બીજી સૃષ્ટિ કેમ થઇ, તે મને કહો. એથી મારો જગત્ સંબંધી ભ્રમ

ટળી જશે ” (૫૧–૫૨).

શ્રી દેવી કહે છે:–“સ્વપ્નની પેઠે ભ્રાન્તિસ્વરૂપ આ સૃષ્ટિ, જે રીતે પૂર્વના સંસ્કારથી થઇ છે, તેવી જ રીતે તારા પતિની બીજી સૃષ્ટિ થએલી જાણ. તે સૃષ્ટિ જેવી રીતે ઉત્પન્ન થઇ તે હું કહું છું (૫૩). ચિદાકાશમાં કાચના કટકા જેવી શ્યામતાવાળા આકાશથી આચ્છાદિત થએલો સંસારરૂપી કોઇ એક મંડપ છે (૫૪). એમાં મેરૂ પર્વતરૂપી સ્તંભ છે, તે સ્તંભમાં લોકપાળરૂપી પુતળીઓ છે, અને એના ખૂણાઓમાં પંચમહાભૂતરૂપી ઉધઇઓએ કરેલા ઉકરડા આવેલા છે (૫૫). અનેક પુત્રોવાળો વૃદ્ધ પ્રજેશ(બ્રહ્મા)નામનો બ્રાહ્મણ રહે છે અને વાયુમાર્ગમાં મોટા વાંસ ઉપર દેવતાઓરૂપી કીડાઓ છે (૫૬). આકાશમાં રહેનાર સિદ્ધોરૂપી મચ્છરો ત્યાં ઘોંઘાટ કરે છે, અને દેવદાનવોરૂપી બાળકો કોલાહલ કરે છે (૫૭). એ મંડપના પત્થર અને માટીથી ભરપૂર એક ખૂણામાં એક ખાડાવાળું પહાડી ગામ છે (૫૮). નદી, પર્વતો અને વનોથી ઢંકાયેલા તે ગામમાં એક ધર્મપરાયણ, શ્રુતવાન, અગ્નિહોત્રી બ્રાહ્મણ સ્રીપુત્રોસહિત રહેતો હતો. તેની પાસે ઘણી ગાયો હતી, તેને રાજાનો ભય ન હતો અને તે સર્વ અતિથિનું પૂજન કરતો (૫૯). તે બ્રાહ્મણ ધન, વેષ, વય, કર્મ, વિદ્યા અને વૈભવમાં પ્રખ્યાત વસિષ્ઠ જેવો હતો, પણ તે ઋષિ જેવો જીવન્મુક્ત ન હતો (૬૦). તે બ્રાહ્મણનું નામ વસિષ્ઠ હતું, અને તેને ચંદ્ર સમાન રૂપવાળી અરૂંધતી નામે સ્રી હતી. પૃથ્વીરૂપી આકાશમાં બીજી અરૂંધતી હોય તેવી તે લાગતી

રાજાના પૂર્વજન્મની કથા

હતી (૬૧). તેનાં ધન, વેષ, વય, કર્મ, વિદ્યા અને વૈભવ વસિષ્ઠ ઋષિનાં પત્ની અરૂંધતીની સમાન હતાં, પણ તે અરૂંધતીના જેવી આ સ્ત્રી જીવન્મુક્તા ન હતી (૬૨). એક વખત આ વિપ્ર કોઇ પર્વતનાં હરિઆળાં શિખર ઉપર બેઠો હતો, ત્યાં તળેટીમાં એક રાજાને તેણે જોયો (૬૩). તે રાજા પરિવાર સહિત મૃગયાની ઇચ્છાથી ત્યાં આવેલો હતો. આને જોઈ વિપ્રને વિચાર આવ્યો (૬૪). "ખરેખર સર્વ સૌભાગ્યથી શોભતું રાજાપણું તો ઘણું જ સારૂં છે. પાયદળ, રથ, હાથી, ઘોડા, પતાકા અને ચામરોથી ભરપૂર દશે દિશાઓનો ભૂપતિ હું કયારે થઇશ? ડોલરના પુષ્પની સુગન્ધિથી મિશ્રિત થએલો પવન મારી સ્ત્રીઓના સુરતશ્રમથી થએલ પરસેવાનાં બિંદુઓ કયારે સૂકવી દેશે?" આમ વિચાર કરતા તે વિપ્રે તે વખતે રાજા થવાનો સંકલ્પ કર્યો (૬૫–૬૬).

જીવનપર્યંત તે સ્વધર્મપરાયણ રહ્યો. જેમ બરફરૂપી વજ્ર કમળને ચીમળાવી નાંખે, તેમ કાળાન્તરે ચિન્તાથી કૃશ થએલા બ્રાહ્મણે વૃદ્ધાવસ્થામાં પ્રવેશ કર્યો. એનું મરણ પાસે આવતું જાણીને તેની સ્ત્રી ઉદાસ રહેવા લાગી (૬૮–૬૯). હે લીલા! તેં જેમ મારી આરાધના કરી તેમ તે સ્ત્રીએ પણ મારી આરાધના કરી, અને અમરત્વ મેળવવું અશકય છે એમ જાણી તેણે મારી પાસે વરદાન માગ્યું કે, 'હે દેવિ! મારો પતિ મરણ પામે ત્યારે તેનો જીવ ગૃહમંડપમાંથી બહાર ન જાય એવું વરદાન આપો.' મેં એ પ્રમાણે વરદાન આપ્યું (૭૦–૭૧). વખત જતાં એ વિપ્ર મરણ પામ્યો, અને સૂક્ષ્મ જીવ સ્વરૂપે ગૃહાકાશમાં રહ્યો (૭૨). આકાશ શરીર-

ધારી તે બ્રાહ્મણ પૂર્વના ઘણા સંકલ્પોને લીધે પરમ શક્તિમાન્ પૃથ્વીપતિ થયો (૭૩). તે બ્રાહ્મણ શવ રૂપ થઇ ગયો ત્યારે તેની સ્ત્રી શોકથી અત્યંત પીડા પામી, અને તેનું હૃદય દુઃખથી ચીરાઇ ગયું (૭૪). ધણી સાથે તે મરણ પામી અને પોતાના સ્થૂલ શરીરનો ત્યાગ કરી આતિવાહિક દેહે ( મનોમય સૂક્ષ્મ દેહે ) તે ધણી પાસે ગઇ (૭૫). એ બ્રાહ્મણનાં ગૃહો, જમીન, ધન, માલ વગેરે તે પહાડી ગામડામાં જ રહ્યાં. તેના મરણને આજે આઠ દિવસ થયા છે, અને તેનો જીવ પણ ત્યાં જ છે (૭૬) તે વિપ્ર રાજા થયો અને તારો પતિ થયો, તથા જે અરૂંધતી હતી તે તુંજ છે (૭૭). જાણે કે શિવ–પાર્વતી જ જન્મ્યાં ન હોય, તેમ નવાં ચક્રવાકનાં યુગલની પેઠે પૃથ્વી ઉપર તમે બન્ને રાજ્ય કરતાં હતાં (૭૮). આ રીતે સૃષ્ટિની ભ્રાન્તિ કરાવનાર તારો પૂર્વજન્મ મેં કહ્યો. જે સૃષ્ટિ ભાસે છે તે અર્થશૂન્ય ભ્રાન્તિમાત્ર જ છે (૭૯)."

લીલા બોલી :–" હે દેવિ ! તમારૂં કહેવું મિથ્યા લાગે છે. આમ કેમ બને ? પોતાના ગૃહાકાશમાં રહેલો જીવ કયાં ? અને અહિં રહેલાં અમે કયાં ? (૮૦). જ્યાં અમે રહીએ છીએ તે ગૃહમાં બીજા લોકો, તે પૃથ્વી, તે પર્વતો અને દશે દિશાઓ કેમ સંભવે ? (૮૧). રાઇના ખૂણામાં મત્ત ઐરાવત હાથી બંધાયો, મચ્છરે રણમાં સિંહો સાથે યુદ્ધ કર્યું, કમળપત્રમાં મેરૂ સ્થપાયો, અને નાનો ભમરો મેરૂને ગળી ગયો, વગેરે વાતો જેમ અસંભવિત છે તેમ તમે જે વાત કહી તે પણ સંભવતી નથી (૮૨–૮૩). "

દેવી બોલ્યાં:–" હે સુંદરી ! મારૂં કહેવું ખોટું નથી !

યથાવત્ સાંભળ. જગતની મર્યાદાનું અમે ઉલ્લંઘન કરતાં નથી (૮૪). તે ગામના વિપ્રનો નિરાકાર જીવાત્મા પોતાના ઘરમાં હૃદયાકાશની અંદર પોતે પૃથ્વીનું રાજ્ય કરે છે એમ સ્વપ્ન જોનારની પેઠે જુએ છે (૮૫). જેમ સ્વપ્નામાં જાગ્રત અવસ્થામાં અનુભવેલા વિષયોની સ્મૃતિ રહેતી નથી, તેમ તમારી પૂર્વજન્મની સ્મૃતિનો લોપ થયો છે, અને અન્ય સ્મૃતિઓ જન્મી છે. આને જ મરણ કહેવાય (૮૬). જેમ સંકલ્પથી પોતાના મનોરાજ્યમાં મનુષ્ય અનેક પ્રદેશો જુએ છે, અને જેમ દર્પણમાં આખી નગરી નજરે પડે છે, તેમ સત્યસ્વરૂપ પરમાત્મામાં જીવની ઉપાધિથી સ્ફુરેલા અંતઃ-કરણની અંદર આ બધા પર્વતો, વનો અને નગરો રહેલાં છે (૮૭). હે વત્સે ! ચિદાકાશના એક એક પરમાણુમાં આવાં અનેક બ્રહ્માંડોનો ભાસ થાય છે" (૮૮).

લીલાએ પૂછ્યું:–"હે પરમેશ્વરી ! હે મા ! આઠ દિવ-વસ પહેલાં જ આ વિપ્ર મરણ પામ્યો, અને અમને તો અહિં ઘણાં વર્ષો થયાં. આ કેમ બને ?" (૮૯).

દેવીએ જવાબ આપ્યો:–"હૃદયાકાશમાં જેમ દેશ પર-દેશનું અંતર નથી, તેમ કાળનું પણ સમજવું. કેવળ ચૈતન્ય વિવર્તરૂપે ભાસે છે, બીજું કાંઇ નથી (૯૦). જે ક્રમથી એ ભાસે છે તે સાંભળ. જીવ એક ક્ષણ મરણરૂપી મૂર્છાનો મિથ્યા અનુભવ કરે છે. હે સુવ્રતે ! ત્યાર પછી પૂર્વજન્મના ભાવો તે ભૂલી જાય છે અને બીજા અનુભવે છે. આ મરણરૂપી મોહ થયા પછી 'હું દેહમાં આધેયરૂપે રહ્યો છું, એના આધારે સ્થિત છું, હાથપગવાળો આ મારો દેહ છે, આ પિતાનો હું

પુત્ર છું, મને આટલાં વર્ષ થયાં, આ મારાં ઉત્તમ સગાં-વહાલાં છે'–એવા પ્રકારે આ જગતમાં ભ્રાન્તિ થાય છે" (૯૧-૯૪).

લીલા બોલી:–"હે મા! આપે મને ખરેખર પરમ દૃષ્ટિનું દર્શન કરાવ્યું છે. પણ અભ્યાસ વિના મારી આ દૃષ્ટિ પકવ થઈ શકતી નથી, તેથી મને એક કુતૂહલ થાય છે, તેનો નાશ કરો. મને તે બ્રાહ્મણ દંપતિનો સંસારપ્રપંચ જોવાની ઇચ્છા છે, તો મને ત્યાં લઈ જાઓ" (૯૫–૯૬).

દેવી બોલ્યાં:–"શબ્દાદિ વિષયો જેમાં નથી એવી ચિદ્રૂપ પ્રધાન પરમ પવિત્ર દૃષ્ટિનો આશ્રય લઈને સ્થૂલ દેહનો ત્યાગ કર, અને સ્વચ્છ થા (૯૭). એમ થતાં કંઈ પણ પ્રતિબંધ વગર આપણે તે જોશું; તારો આ સ્થૂલ દેહ સર્ગનાં દર્શન કરવામાં મહાન્ અડચણરૂપ છે (૯૮). જેમ સુવર્ણમાં વીંટીના આકારની વિપરીત બુદ્ધિ કરવામાં આવે છે, તેમ તમે પણ મિથ્યા આગ્રહથી નિરાકાર જગતમાં ભ્રાન્તિથી સાકારતાનું વિપરીત દર્શન કરો છો (૯૯). હે બાલે! જ્ઞાનનો અભ્યાસ ન હોવાના કારણે, અધિષ્ઠાન બ્રહ્મ સિવાય આ દેહ અસત્ છે, એવો તેં નિશ્ચય કર્યો નથી. આ કલ્પનાના સ્વરૂપમાં જ તું સ્થિત છે, એટલે બ્રહ્મનો અનુભવ કરી શકતી નથી (૧૦૦). અમારા જેવાઓએ બ્રહ્મજ્ઞાનનો દૃઢ અભ્યાસ કર્યો છે, તેથી અમે તે બ્રહ્માત્મતત્ત્વનો કરતલકમલવત્ અનુભવ કરીએ છીએ (૧૦૧). લાંબા વખતની વિપરીત ભાવનાના અભ્યાસને પરિણામે આ આતિવાહિક સૂક્ષ્મચિત્તદેહ આધિભૌતિક છે, એવી આકારબુદ્ધિ તારા જેવા અજ્ઞ મનુષ્યો તેમાં

કરે છે (૧૦૨). જ્યારે તત્ત્વજ્ઞાનના અભ્યાસથી દ્વૈત સંબંધી વાસનાઓ અલ્પ થઇ જશે, ત્યારે ફરીથી ચિત્તદેહમાં તમને સૂક્ષ્મભાવ ચોકકસ થશે (૧૦૩). સ્વપ્નની પેઠે જાગ્રત અવસ્થામાં પણ શરીરાદિ પ્રપંચરૂપે રહેલું મન જ્ઞાનના અભ્યાસથી વાસનાઓ ઓછી થતાં શુદ્ધ સત્ત્વગુણવાળું બને છે, અને જેમ બરફ તાપથી પાણી થઇ જાય, તેમ ચિત્ત દેહાદિ પ્રપંચભાવનાનો ત્યાગ કરે છે અને સૂક્ષ્મરૂપે રહે છે (૧૦૪). માટે હે અનિન્દિતે! વાસનાઓ ઓછી કરવા માટે જ્ઞાન મેળવવા પ્રયત્ન કર. આથી ચિત્ત પોતાનો સ્થૂળ ભાવ મૂકી દેશે, એટલું જ નહિ પણ અનુભવરૂપી જ્ઞાનનો ઉદય થતાં બંધન પણ રહેશે નહિ. આમ તું જીવન્મુક્ત બનીશ (૧૦૫). જ્યાં સુધી જ્ઞાનરૂપી શીતળ ચંદ્રમાં પૂરેપૂરો ખીલ્યો નથી, ત્યાં સુધી આ સ્થૂળ દેહને તું અહિં રાખ અને બીજો સંસારપ્રપંચ જો" (૧૦૬).

લીલા બોલી :–" બોધ મેળવવા માટે જે અભ્યાસ કરવો પડે છે તે કયો છે, અથવા કેવો છે? તે કેમ વધે? અને તે જ્યારે બરાબર દૃઢ થાય ત્યારે શું થાય? આ પ્રશ્નોના યથાર્થ જવાબ મને આપો." ૧૦૭.

જ્ઞાનનો અભ્યાસ

દેવી બોલ્યાં :–" તે પરબ્રહ્મનું યુક્તિપુરઃસર ચિંતન કરવું, બીજા યોગ્ય અધિકારી પુરુષને તેનો ઉપદેશ કરવો, પરસ્પર તેના સંબંધી વાર્તાલાપ કરવો અને એક બ્રહ્મમાં જ પરાયણ રહેવું, તેને વિદ્વાન પુરુષો અભ્યાસ કહે છે (૧૦૮). જે મહાત્માઓની બુધ્ધિ ઉદાર અને સુંદર વૈરાગ્યરસમાં તરબોળ થએલી છે, અને

આનંદ વરસાવનાર છે, તેઓને પરમાત્મા સંબંધી અભ્યાસ કરનાર જાણવા (૧૦૯). જ્ઞાતા અને દૃશ્ય પદાર્થોના ભેદનો અત્યંત અભાવ થઇ જતાં, જેઓ યુક્તિ અને શાસ્ત્ર વડે યત્ન કરે છે, તેવા સ્થિર પુરુષોને જ્ઞાન મેળવનાર અભ્યાસી જાણવા (૧૧૦). સૃષ્ટિના પ્રારંભમાં દૃશ્યની ઉત્પત્તિ થઇ જ નથી, અને દ્વૈતપ્રપંચ સર્વદા મિથ્યા છે એમ માનવું, તેને પરમાત્મ-વિષયક જ્ઞાનનો અભ્યાસ કહેવાય છે (૧૧૧). દૃશ્યનો સંભવ નથી, એવા બોધથી જ્યારે રાગદ્વેષાદિ દોષો કૃશ થઇ જાય, ત્યારે એ અભ્યાસના બળથી જે બ્રહ્માનંદનો અનુભવ થાય તેને બ્રહ્માભ્યાસ જાણવો (૧૧૨). " દૃશ્ય પદાર્થો મિથ્યા છે " એવો બોધ જ જાણવા યોગ્ય જ્ઞાન કહેવાય, અને એવા અપરોક્ષ જ્ઞાનથી જ મનુષ્ય કૈવલ્યપદ પ્રાપ્ત કરે છે. બ્રહ્માનંદરૂપી ઐશ્વર્ય મેળવવું એ જ આ અભ્યાસનું મહાન ફળ છે'(૧૧૩).

આકાશ વર્ણન

વસિષ્ઠ બોલ્યા :—એ રીતે તે રાત્રે વાર્તાલાપ કરી દેવી અને લીલા સમાધિના સ્થાનકમા ગયાં અને ત્યાં સ્થિર થઇને બેઠાં (૧૧૪). નિર્વિકલ્પ સમાધિ વડે સમાધિ પૂર્વેનું જે જ્ઞાન હતું તેનો બંનેએ ત્યાગ કર્યો, અને પોતાના જ્ઞાનદેહે જ દેવી આકાશમંડળમાં ફરવા લાગ્યાં. લીલા મનુષ્યશરીરનો ત્યાગ કરીને ત્યાં ફરવા લાગી. તેઓનાં શરીર ચિદાકાશરૂપ હતાં, છતાં પણ કલ્પના-વડે તેની આકૃતિ આકાશમાં ફરનાર જેવી થઇ ગઇ ( ૧૧૫-૧૭). વિનોદ વડે ચંચળ, લલિત લોચનવાળી, વિષયોના જ્ઞાનનો વિષયોને અનુકૂળ કલ્પના કરવાનો સ્વભાવ હોવાથી, તે બન્ને ત્યાંથી દૂર આકાશમાં ગયાં (૧૧૮). તે બન્ને ઘણાંજ

દૂર આકાશમાં નીકળી ગયાં અને પ્રલય સમયના મહાસાગરની પેઠે છેડા વિનાનું, ગંભીર અને નિર્મળ અંતરવાળું આકાશ જોયું (૧૧૯). તે આકાશ કોમળ, સુકુમાર અને પવનના સંયોગથી સુખ આપનારૂં દેખાતું હતું. એ મહાકાશમાં મોટા સિધ્ધો મનના જેવા વેગથી જતા આવતા હતા, તેથી વાયુના વેગને પણ અટકાવી દેતા હતા (૧૨૦). ભૂતો, રાક્ષસો અને પિશાચોનાં મંડળો આજુબાજુના ભાગમાં ઊભાં હતાં, અને કોઇક સ્થળે મોજાંની પેઠે ડાકણો નૃત્ય કરતી હતી (૧૨૧). શ્વાન, કાગડા, ઊંટ અને ગધેડાં જેવાં મોઢાંવાળી અનેક યોગિનીઓ સેંકડો યોજનો સુધી કંઇ પણ પ્રયોજન વિના જઇને પાછી ફરતી હતી (૧૨૨). વાયુના સ્કંધોરૂપી ખાડામાં બહાર અને અંદર આકાશગંગા વહેતી હતી; અને કોઇક સ્થળે ભીંત વિનાનાં ઘરો નજરે પડતાં હતાં; કયાંક નારદ અને તુંબરૂ ગાયન કરતા હતા (૧૨૩). કોઇ સ્થળે પ્રલય કાળના મેઘો પણ મોન રહેવાથી ચિત્રામણ જેવા દેખાતા હતા; અને કયાંક માતૃકા દેવીઓનું મંડળ નિરંતર ઉન્મત્તની પેઠે નાચતું હતું (૧૨૪). કોઇક ઠેકાણે લાખો યોજનોમાં મનુષ્યો મળવાં દુર્લભ થઇ પડયાં હતાં, કયાંક નાશ ન પામે તેવું અંધારૂં હતું, અને કોઇક સ્થળ પત્થરના અંતરભાગ જેવું કઠિન હતું (૧૨૫). કેટલેક સ્થળે નાશ ન પામે તેવો સૂર્ય અને અગ્નિના સમાન મહાન્ પ્રકાશ હતો (૧૨૬). આ રીતે ઉમરાના ફળમાં જેમ મચ્છરો ભમ્યા કરે છે, તેમ તે આકાશમાં ત્રણે લોકનાં પ્રાણીઓ ભટકતાં હતાં ત્યાં વિહાર કરી લીલા તથા સરસ્વતી બન્ને પાછાં પૃથ્વી પર આવવા

તૈયાર થયાં.(૧૨૭).

વસિષ્ઠ બોલ્યા :–ત્યાર પછી તે બ્રહ્માંડમંડળમાંથી બન્ને ઉત્તમ સ્ત્રીઓ બહાર આવી અને જ્યાં બ્રાહ્મણનું રહેવાનું સ્થાન હતું તે મંડળમાં પહોંચી (૧૨૮). તે બન્નેએ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, એટલે પોતાને કોઇ ન દેખે તેમ અદૃશ્ય રહીને સર્ગમાં બ્રાહ્મણનું નિવાસસ્થાન જોયું (૧૨૯). તે ઘરમાં ઇચ્છિત વસ્તુ ખોવાઇ જતાં ચિંતાતુર ચહેરે દાસીઓ બેઠી હતી, સ્ત્રીઓનાં મુખો આંસુથી ભીંજાયલાં હતાં. જેમ વીજળીથી ઝાડનો નાશ થઇ જાય, તેમ તેનાં પૂર્વસ્થાનનો નાશ થઇ ગયો હતો (૧૩૦). પછી નિર્મળજ્ઞાનનો દીર્ઘકાળ સુધી અભ્યાસ કરવાથી તે સુંદરી લીલા દેવની પેઠે સત્ય સંકલ્પવાળી અને સત્ય કામનાવાળી થઇ (૧૩૧). " મારા બંધુઓ મને તથા સરસ્વતીને સામાન્ય સ્ત્રીના રૂપમાં ભલે જુએ, " એવો વિચાર તેણે કર્યો (૧૩૨). આમ લીલાએ વિચાર કર્યો એટલે તે ઘરનાં માણસોએ લક્ષ્મી અને ગૌરીનાં જોડાં જેવી બે સ્ત્રીઓ દીઠી. તેમનાં સૌન્દર્યથી ઘર દીપી નીકળ્યું (૧૩૩). " અમે વનદેવીઓને નમસ્કાર કરીએ છીએ " એમ કહી જ્યેષ્ઠ શર્માએ તથા ઘરનાં બીજાં માણસોએ તેમને પુષ્પાંજલી અર્પણ કરી (૧૩૪). તેના પુત્રે કહ્યું :–" હે દેવીઓ ! અહિં જગતમાં સૌથી શ્રેષ્ઠ બ્રાહ્મણ પતિ–પત્ની રહેતાં હતાં. તેઓ સૌનું આતિથ્ય કરતાં, કુળની વૃદ્ધિ કરતાં, અને તેઓ બ્રાહ્મણોની મર્યાદાના આધારસ્તંભ હતાં (૧૩૫). પુત્ર, પશુ, બાંધવો ગૃહનો ત્યાગ કરી હાલ તરતમાં જ તેઓએ સ્વર્ગવાસ કર્યો

વિપ્રના ઘરનું વર્ણન

છે. આથી અમને ત્રણે જગત્ શૂન્ય ભાસે છે (૧૩૬). અમારા શોકનો નાશ થાય એવો ઉપાય આપ કરો, કારણ કે મહત્પુરુષોનું દર્શન કોઇ દિવસ નિષ્ફળ જતું નથી " (૧૩૭). આમ કહેતાં પુત્રના મસ્તક ઉપર લીલાએ હાથ મૂકયો, અને જેમ વરસાદનાં વાદળાંના સંબંધથી પર્વત ગ્રીષ્મ ઋતુના તાપનો નાશ કરે, તેમ એના સ્પર્શથી તેનાં દુઃખોરૂપી દુર્ભાગ્યસંકટનો પણ નાશ થયો. બીજા લોકોએ પણ સુદુષ્કર શોકનો ત્યાગ કર્યો (૧૩૮-૧૩૯). આ બધું જોયા પછી તે પહાડી ગામમાં આવેલ તે મંડળમાં જ તેઓ અંતર્ધાન થઇ ગયા (૧૪૦).

દેવી બોલ્યાં :-" જે જાણવા યોગ્ય હતું તે બધું તેં સંપૂર્ણ રીતે જાણ્યું, પ્રપંચનાં મિથ્યાત્વ સબંધી દૃષ્ટાન્તો પણ તને મળ્યાં. નિષ્પ્રપંચ બ્રહ્મની આવી સત્તા છે. બીજું શું પૂછવું છે ? તે કહે " (૧૪૧).

લીલા બોલી :-" જે સ્થળે મારા મૃત્યુ પામેલા પતિનો જીવ રાજ્ય કરે છે, ત્યાં મને કોઇએ કેમ ન દીઠી ? અને અહિંઆં મારા પુત્રે કેમ દીઠી ? " (૧૪૨)

દેવી બોલ્યાં :-" હે સુંદરી ! તે વખતે તને જ્ઞાનનો અભ્યાસ ન હતો, તેથી પ્રપંચની સત્યતા સંબધી તારો નિશ્ચય સંપૂર્ણ રીતે નાશ પામ્યો ન હતો (૧૪૩). તે વખતે તારામાં સત્યસંકલ્પપણું ન હતું, કારણ કે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ન હોવાને લીધે "હું લીલા છું" એવો દૃઢ સંસ્કાર તારામાંથી નાશ પામ્યો ન હતો (૧૪૪). હવે તું સત્યસંકલ્પ થઇછે, 'મને મારો પુત્ર ભલે જુએ' એવી તારી ઇચ્છા પરિપૂર્ણ થઇ (૧૪૫). હવે જો તું તારા પતિ પાસે જઇશ, તો પ્રથ-

મની પેઠે તારો વ્યવહાર ચાલુ થશે ” (૧૪૬).

લીલા બોલી :–“ હે જગજ્જનની ! હવે મને યાદ આવ્યું. અરેરે ! મારો વર્તમાન જન્મ રજોગુણી છે, સત્ત્વગુણી કે તમોગુણી નથી (૧૪૭). બ્રહ્માજીએ જ્યારથી મને ઉત્પન્ન કરી, ત્યારથી મારા આઠસો જન્મો થઇ ગયા. હવે ફરીથી મને પૂર્વના મારા વિવિધ અવતારો દેખાતા હોય એમ મને લાગે છે (૧૪૮). હે દેવી ! પૂર્વે હું એક સંસારમંડળમાં વિદ્યાધરની એક ઉત્તમ સ્ત્રી હતી, અને વિદ્યાધરલોકરૂપી કમળમાં ભમરીની પેઠે ફરતી હતી (૧૪૯). દુષ્ટ વાસના વડે મારૂં મન મલિન થયા પછી હું મનુષ્ય થઇને રહી, અને ત્યાર પછી બીજા સંસારમંડળમાં એક નાગરાજની સ્ત્રી તરીકે મેં જન્મ લીધો (૧૫૦). તે પછી પાંદડાંનાં વસ્ત્રો પહેરનાર કાળા શરીરવાળી ભીલડી તરીકે કરંજ, કુંજ, લીંબુ અને કદંબનાં ઝાડોવાળાં વનમાં મેં વાસ કર્યો હતો (૧૫૧). તે પછી મારે પક્ષીનો અવતાર લેવો પડયો, અને જેમ દ્વૈતની અધમ વાસનાને જ્ઞાનીઓ તોડી નાંખે, તેમ કંઇ પણ કારણ વિના વેરબુદ્ધિ રાખનાર શિકારીએ જંગલમાં પાથરેલી જાળમાં ફસાતાં મેં તે ઘણી મુશ્કેલીથી તોડી નાંખી (૧૫૨). પછી મને ભમરીનો અવતાર મળ્યો, તે અવતારમાં પુષ્પની કળીના મધ્યભાગરૂપી શય્યામાં ભમરા સાથે હું આરામ લેતી; અને કમળની કળીની અંદર એકાન્તમાં બેસીને તેનાં કેસરાં ખાતી (૧૫૩). પુરુષનો અવતાર અપાવનાર કર્મોનો પરિપાક થતાં મેં સોરાષ્ટ્રમાં એક શ્રીમાન્ રાજાનો અવતાર

લીલાને થએલી સ્મૃતિ

લીધો, અને સો વર્ષ સુધી રાજ્ય કીધું (૧૫૪). ત્યાર પછી ઘાસવાળી જમીન ઉપર તૃણો આમતેમ હાલતાં હોવાથી દીન બનેલા મચ્છર સાથે હું તેની સ્ત્રી તરીકે રહી (૧૫૫). આમ સંસારરૂપી લાંબી નદીમાં વિષયતૃષ્ણારૂપી લહરીઓ ઉઠતી હતી, તેમાં વિહાર કરવાથી મારૂં મન વ્યાકુળ થઇ ગયું હતું. તેથી કોઇથી અટકાવી ન શકાય તેવા પવનના પ્રવાહને અનુસરવાનો પોતાનો સ્વભાવ હોવાથી હોડી જેમ ચોતરફ ભટકયા કરે છે, તેમ મારે પણ અનેક જાતનાં સેંકડો દુઃખો ભોગવતાં અનેક અવતારો લેવા પડયા " (૧૫૬).

યુદ્ધવર્ણન

વસિષ્ઠ બોલ્યા :-સુંદર આકૃતિવાળી તે બન્ને સ્ત્રીઓ એમ વાતો કરતી બ્રાહ્મણના મંડળથી ઉંચે આકાશમાં યોગયુક્ત ક્રમ વડે અહિંતહિં ફરવા લાગી (૧૫૭). તે સર્ગમાંથી બહાર નીકળી પદ્મરાજાના સંસારમંડળમાં ગઇ, અને અંતઃપુરમાં પુષ્પોથી ઢંકાયલું મહારાજનું શબ પડયું હતું. ત્યાંથી પાછા વળી યોગમાં સ્થિત થએલી લીલાએ ફરીથી સરસ્વતી સાથે પોતાના સ્વામીના સંસારમાં પ્રવેશ કર્યો. એટલામાં બીજા આકાશની પેઠે ભયંકર લાગતા એક વિસ્તૃત અરણ્યમાં બીજા સામન્તોની મદદથી અભિવૃદ્ધ થએલા કોઇ એક રાજાએ સૈન્યસહિત પૃથ્વીમાં શોભારૂપ એ દેશમાં આક્રમણ કર્યું (૧૫૮-૧૬૧). તે બન્ને સેનાઓ સુંદર સમુદ્ર જેવી લાગતી હતી, મહાયુદ્ધનો આરંભ થવાનો હતો તેથી ઘાટી લાગતી હતી, અને તે બન્નેની મધ્યમાં બે પક્ષના રાજાઓ હતા (૧૬૨). નભોમંડળમાં રહેલાં લીલા અને સરસ્વતીએ પ્રદીપ્ત થએલા

અગ્નિના જેવી અને યુદ્ધને માટે સજ્જ થએલી અદ્ભૂત સેના જોઇ (૧૬૩). આમ પ્રવૃત્ત થએલી બન્ને સેનાઓએ પ્રલય-કાળના સમુદ્ર જેવા વેગથી શસ્ત્રોનો મારો શરૂ કર્યો, તેથી એ શસ્ત્રોના અથડાવાથી અગ્નિ અને વીજળી વરસવા લાગ્યાં (૧૬૪) મદ ઝરતા હાથીઓ પૃથ્વી ઉપર પડી જતાં પૃથ્વી ધ્રૂજી જતી હતી, અને તે કંપને લીધે પાણી પણ ખળભળવા લાગ્યાં. યંત્ર વડે ફેંકાયેલા પત્થરો અને ચક્રોથી આકાશમાં વસતા દેવતાઓ વગેરે દૂર નાસવા લાગ્યા (૧૬૫). ઘણે ઉંચે ઉડતા શસ્ત્રના કટકાઓ જાણે કે આકાશમાં તારાઓ ઉગ્યા હોય તેવા દેખાવા લાગ્યા, અને વજ્રના જેવી મુઠ્ઠીના મારથી મોટા મોટા યોદ્ધાઓનાં કવચોનો ભૂકો થઇ જતો હતો (૧૬૬). આ રણસંભ્રમ પ્રલયકાળના જેવો થઇ પડ્યો. તેમાં લોઢાનાં બાણોરૂપી વરસાદ વરસાવનાર વીર પુરુષોરૂપી વાદ-ળાંઓ હતાં, તેમના વિલાસથી યોદ્ધાઓના ધડરૂપી મયૂરો નાચવા લાગ્યા, અને હાથીઓરૂપી પર્વતો આમતેમ વેગથી દોડવા લાગ્યા (૧૬૭).

એ પ્રમાણે વિજય પામેલાઓના હર્ષનાદથી અને હારે-લાઓનાં હાહાકારથી યુદ્ધ ચાલવા લાગ્યું. પોતાનો આઠમો ભાગ અવશેષ રહેવાથી તડકો મધુર લાગતો હતો, અને શસ્ત્ર વાગવાથી જેમ વીર યોદ્ધા ક્ષીણ થઇ જાય, તેમ સૂર્યનારાયણ પણ ક્ષીણ થઇ ગયા, અર્થાત્ સાંજ પડી (૧૬૮). આ વખતે બન્ને સેનાપતિઓએ મંત્રીઓ સાથે વિચારણા ચલાવી, અને યુદ્ધ બંધ રાખવા માટે પરસ્પર દૂતો મોકલ્યા (૧૬૯). જેના પડઘાઓથી દિશાઓ વ્યાપ્ત થઇ ગઈ હતી એવા દુંદુભિનાદ

શાન્ત પડયા, અને બન્ને લશ્કર રણમેદાનરૂપી અરણ્યમાંથી પાછા ફરવાની તૈયારી કરવા લાગ્યાં (૧૭૦). લોહીથી ખરડાએલા વીર યોદ્ધા જેવો રાતોચોળ થએલ સૂર્ય વખત જતાં અસ્ત પામ્યો, અને અંધકારરૂપી સેનાસહિત રાત્રિએ પોતાનો અમલ ફેલાવ્યો (૧૭૧). લીલાનો ઉદાર ચિત્તવાળો પતિ જરા ખિન્ન થયો અને રાજનીતિમાં કુશળતા ધરાવનાર મંત્રીઓ સાથે બીજા દિવસનાં કાર્યોનો વિચાર ચલાવ્યો (૧૭૨). ત્યાર પછી થોડો વખત નિદ્રા લેવા સૂતા; ત્યાં તો તે બન્ને યોગિનીઓ રાજાના ઘરમાં દાખલ થઇ, અને તે ઘર ચંદ્ર જેવું સ્વચ્છ થઇ ગયું (૧૭૩).

વિદૂરથની કથા

તેમના પ્રભાવથી રાજાના ઘરમાં કોમળ તથા નિર્મળ સુગંધવાળો કલ્પવૃક્ષનાં પુષ્પોનો મંદમદ પવન વાવા લાગ્યો, અને રાજા સિવાય બીજાં બધાંને નિદ્રા આવી ગઇ (૧૭૪). ચંદ્રનાં કિરણોમાંથી નીકળતા અમૃતના ઝરા જેવા શીતળ તે બંને દેવીઓના દેહની પ્રભાથી, રાજા ઉપર અમૃતનો જાણે છંટકાવ થવાથી તે આનંદમાં આવી ગયો, અને જાગી ગયો (૧૭૫). બન્ને સ્ત્રીઓને આસન ઉપર વિશ્રાન્તિ લેતી જોઇને તે રાજાને ખૂબ આશ્ચર્ય થયું, અને જરા વિચાર કરીને જેમ ચક્રગદાધારી વિષ્ણુ શેષનાગ ઉપરથી ઉઠીને ઉભા થાય, તેમ તે પથારીમાંથી ઉઠીને ઉભો થયો, અને જેના ગળામાં પુષ્પનો હાર છે એવા તેણે વિકસેલાં કુસુમો અંજલીમાં લીધાં (૧૭૬–૧૭૭). વસ્ત્ર વિનાની શુદ્ધ ભૂમિ પર તે પદ્માસનવાળી બેઠો અને કહ્યું કે, "હે દેવીઓ ! તમે માણસોનાં દુષ્ટ ચિત્તને બાળનાર, દોષોરૂપી

અગ્નિને શાંત કરનાર, ચંદ્ર સમાન કાન્તિવાળાં છે, તથા બહાર અને અંદર રહેલા અજ્ઞાનરૂપી અન્ધકારને દૂર કરનાર સૂર્ય સમાન છો. આપનો જય થાઓ.'' એમ કહી તે બન્નેના પગ આગળ પુષ્પો ધર્યાં (૧૭૮–૧૭૯). તે પછી સરસ્વતીએ લીલાને તે રાજાનો પૂર્વજન્મ સંભળાવવા માટે પાસે સૂતેલા મંત્રીને સંકલ્પથી જગાડયો (૧૮૦). તે દેવીઓને જોઈ મંત્રીએ પ્રણામ કર્યા, પુષ્પાંજલી આપી અને નમ્રતાથી તેની પાસે બેઠો (૧૮૧).

દેવી બોલ્યાં :–હે રાજા ! તું કોણ છે ? કોનો પુત્ર છે ? ક્યારે અહિં જન્મ્યો છે ?" દેવીના પ્રશ્નો સાંભળીને મંત્રી બોલ્યો :–" હે દેવીઓ ! તમારા પ્રસાદથી તમારી પાસે જેવી રીતે કહેવા સમર્થ છું, તેવી રીતે મારા રાજાની જન્મકથા સાંભળો (૧૮૨-૧૮૩). ઈક્ષ્વાકુવંશમાં શ્રીમાન્ રાજીવલોચન કુન્દરથ નામનો રાજા થઇ ગયો છે. તે પૃથ્વીનું સારી પેઠે પાલન કરતો હતો (૧૮૪). ચંદ્રબિંબ સમાન રૂપાળો ભદ્રરથ નામનો તેને પુત્ર થયો. તેનો વિશ્વરથ, વિશ્વરથનો મનોરથ, મનોરથનો વિષ્ણુરથ, વિષ્ણુરથનો બૃહદ્રથ, બૃહદ્રથનો સિંધુરથ, સિંધુરથનો શૈલરથ, શૈલરથનો કામરથ અને કામરથનો મહારથ એમ અનુક્રમે રાજાઓ થયા. પરિપૂર્ણ આકૃતિવાળા અમારા આ રાજા મહારથના પુત્ર થાય (૧૮૫–૧૮૭). જેમ પાર્વતીએ કાર્તિક સ્વામીને જન્મ આપ્યો, તેમ ઘણા પુણ્યના યોગથી વિદૂરથ નામથી પ્રસિદ્ધ આ રાજાને સુમિત્રાએ જન્મ આપ્યો છે (૧૮૮). આ રાજા દસ વર્ષના થયા ત્યારે તેમના પિતાએ તેમને રાજ્ય સોંપ્યું અને તેઓ વનમાં ગયા. ત્યારથી

તેમણે ધર્મપૂર્વક રાજ્ય કર્યું." એમ કહી મંત્રી ચુપ થઇ ગયો, રાજા પણ મસ્તક નમાવી હાથ જોડી પદ્માસન વાળી બેઠો. ત્યારે "હે રાજન્! વિવેક વડે તું તારા પુર્વજન્મને પોતે જ સંભાર" એમ કહી સરસ્વતીએ પોતાનો હાથ તેના મસ્તક પર મૂકયો (૧૯૦-૧૯૧). તેથી તે રાજાના હૃદયમાં રહેલો માયારૂપી અંધકાર નાશ પામ્યો, અને જાણે કંઇ સ્ફુરતું હોય તેમ પોતે બીજા દેહમાં હતો, લીલા સાથે અનેક વિલાસો કર્યા હતા વગેરે બધું પુર્વવૃત્તાન્ત તેને સાંભર્યું; અને બોલ્યો કે "ખરેખર! આત્મામાં જ સંસાર રહેલો છે. બધે સ્થળે માયાનો વિસ્તાર છે. આ બધું મેં આપ દેવીઓના પ્રસાદથી હમણાં જાણ્યું. મારા મરણને હજી એકજ દિવસ થયો છે, અને અહિં તો મને આ જન્મે સીત્તેર વર્ષ થઇ ગયાં. આવું બને કેમ? અનેક કર્મો, મિત્રો, બાંધવો વગેરે મને યાદ આવે છે (૧૯૨-૧૯૫).

દેવીનો ઉપદેશ

સરસ્વતી બોલ્યાં– "હે રાજન્! તને પૂર્વજન્મમાં મરણનામની મહામોહરૂપી મૂર્છા પ્રાપ્ત થઈ, ત્યાર પછી તેજ ઘડીએ તેજ લોકમાં તેજ ગૃહના તારા નિર્મળ ચિદાકાશમાં ઘણા વિભ્રમવાળો આ સંસાર ઉત્પન્ન થયો (૧૯૬-૧૯૭). 'મારા સો વર્ષના આયુષ્યમાંથી સીત્તેર વર્ષો પસાર થઇ ગયાં' એવું વ્યવહારિક ભ્રમથી વ્યાપ્ત થએલું જ્ઞાન તને થયું (૧૯૮). જેવી રીતે સ્વપ્નમાં એક ક્ષણમાં સો વર્ષ પસાર થઇ ગયાં, એવો ભાસ થાય છે, તેમ જગત્માં પણ માયાના વિલાસથી તને આવા પ્રકારનો ભ્રમ થાય છે (૧૯૯). પરમાર્થદૃષ્ટિએ તું કોઇ દિવસ

જન્મ્યો નથી, તેમ મૃત્યુ પામ્યો નથી. તું શુદ્ધ વિજ્ઞાનસ્વરૂપ છે, શાન્ત છે અને આત્મમાંજ તું સ્થિત છે (૨૦૦). આ બધું તું જુએ છે, છતાં વસ્તુતઃ કંઇ જોતો નથી. સર્વાત્મભાવે તું જ આત્મા વડે આત્મામાં નિત્ય સ્ફુરે છે (૨૦૧). અશુદ્ધ બુદ્ધિવાળો જે મૂઢ પુરુષ વ્યાપ્ત વસ્તુમાં રૂઢ થયો નથી, તેને આ જગત્ અસત્ છતાં સત્ ભાસે છે, અને વજ્ર જેવું સ્થિર લાગે છે (૨૦૨). પોતાના પડછાયામાં ભાસતો વેતાળ બાળકને મરણ સુધી દુઃખ આપે છે, તેમ જ મૂઢ બુદ્ધિના પુરુષને જગત મિથ્યા છતાં મરણ પર્યંત તેમાં સત્યની પ્રતીતિ થાય છે (૨૦૩). જેમ મરૂભૂમિનો તડકો હરણને જળરૂપે ભાસે છે, અને તેથી ભ્રાન્તિમાં પડે છે, તેમ અજ્ઞાની માણસને જગત્ મિથ્યા છતાં પણ સાચા જેવું ભાસે છે (૨૦૪). જેમ સુવર્ણને ન ઓળખનાર પુરુષ સોનાનાં કડાંને ' આ કડું જ છે એવી વિપરીત દૃષ્ટિથી જુએ છે, અને તેને સુવર્ણબુદ્ધિથી જરા પણ જોતો નથી, તેમ અધિષ્ઠાનબ્રહ્મને ન જાણનાર મનુષ્ય ભગવાનમાં પુરો, ઘરો, પર્વતો હાથીઓ વગેરે દૃશ્ય વિપરીત દૃષ્ટિએ જુએ છે; પરંતુ 'આ બધું બ્રહ્મજ છે, ભગવાન જ છે' એવી બુદ્ધિથી તે જોતો નથી (૨૦૫–૨૦૬). ચિત્ત, અહંકાર વગેરેથી ભરેલું આ જગત્ એક લાંબા કાળ પર્યંત ચાલતા સ્વપ્ન જેવું છે; સ્વપ્ન જોનારને સ્વપ્નમાં જણાતાં બીજા મનુષ્યો જેમ મિથ્યા છે, તેમ જાગ્રત અવસ્થામાં પણ દેખાતા પુરુષો મિથ્યા છે (૨૦૭). સર્વવ્યાપક, શાન્ત, પરમાર્થસ્વરૂપ, આનંદઘન, શુદ્ધ, દૃશ્યરહિત, ચૈતન્યસ્વરૂપ પરમ વિસ્તારવાળા જે પરબ્રહ્મ અધિષ્ઠાન ગણાય છે, તે માયાને લીધે સર્વ

વ્યાપક, સર્વશક્તિમાન, સર્વસ્વરૂપ અને સર્વાત્મકરૂપ થઇને, જે જે સ્થળમાં જે જે રૂપે આવિર્ભાવ પામે છે, તે તે સ્થળમાં તે તે રૂપે જ રહે છે (૨૦૮–૨૦૯). હે રાજન્ ! લીલાને પ્રપંચનાં મિથ્યાત્વની ખાત્રી થાય તે માટે આ બધું તારૂં વર્ણન થયું છે, તારૂં કલ્યાણ થાઓ. હવે અમે જઇશું; જે કંઇ દૃષ્ટાન્ત રૂપે જોવાનું હતું તે લીલાએ જોયું અને આ દૃશ્યપ્રપંચ મિથ્યા છે એવો તેને નિશ્ચય થયો છે (૨૧૦).

વિદૂરથ બોલ્યો— " હે દેવી ! મારા જેવાનું દર્શન પણ યાચકોને વ્યર્થ નીવડતું નથી, તો પછી મહાન્ ફળ આપનાર આપનું દર્શન નિષ્ફળ કેમ નીવડે ? (૨૧૧). હે વરદે ! આ દેહનો ત્યાગ કરીને પદ્મરાજના દેહમાં ફરીથી કયારે જઇશ તે યથાર્થ રીતે કહો " (૨૧૨).

દેવી બોલ્યાં:— " હે રાજન્ ! આ રણસંગ્રામમાં તું હમણાં માર્યો જઇશ, અને પછી તને પૂર્વનું રાજ્ય પ્રાપ્ત થશે, તે તું પ્રત્યક્ષ જોઇશ " (૨૧૩).

વસિષ્ઠ બોલ્યા:—જ્યારે આ પ્રમાણે મધુર વચનો બોલનારાંઓ વચ્ચે વાર્તાલાપ થતો હતો. ત્યારે ઉંચા પ્રદેશમાં ઉભા રહીને લડાઇની ચર્ચા જોનારે આવીને ગભરાટથી રાજાને કહ્યું (૨૧૪); " હે દેવ ! બન્ને બાજુએ ધારવાળાં શસ્ત્રો, ચક્રો, તલવારો, ગદા અને પરિઘ વગેરેનો વરસાદ વરસાવતું શત્રુનું મહાન્ લશ્કર પ્રલયકાળમાં ઉંચે ઉછળતા સાગરની પેઠે આપણા તરફ ધસી આવે છે (૨૧૫). પર્વત જેવા આ નગરમાં ચારે તરફની દિશાઓમાં અગ્નિ લાગી ગયો છે; અને

વિદૂરથનું મૃત્યુ

ચટચટ અવાજ કરતો તે અગ્નિ ઉત્તમ ઘરોને સળગાવીને પાડી નાંખે છે (૨૧૬). કલ્પને અંતે થતાં વાદળાંઓની ઘટા જેવા ધૂમાડારૂપી મહાન પર્વતો ગરુડોની પેઠે આકાશમાં ઉડી રહ્યા છે" (૨૧૭). એ રીતે એ પુરુષ ગભરાટથી વાતો કરતો હતો એટલામાં તો કઠોર શબ્દો વાળો અને દિશાઓને પૂરી દેનારો મોટો કોલાહલ બહાર થવા લાગ્યો (૨૧૮). બળથી કાન સુધી ખેંચેલાં અને બાણોનો વરસાદ વરસાવતાં ધનુષોનો મહાન્ ટંકારવ સંભળાવા લાગ્યો, અને મોટા વેગવાન્ અને મદમત્ત હાથીઓ ગર્જવા લાગ્યા (૨૧૯). નગરમાં ઘર વગેરેને બાળી નાંખતા અગ્નિના મોટા કડાકા સંભળાવા લાગ્યા અને જે લોકોની સ્ત્રીઓ બળી મરી હતી તે લોકોનો મહાન્ હાહાકાર સંભળાવા લાગ્યો (૨૨૦). લીલા, સરસ્વતી, મંત્રી અને વિદૂરથ રાજાએ ગોખમાંથી જોયું તો મધ્યરાત્રિનો સમય હતો, અને તે મહાન્ નગરમાં હાહાકાર વ્યાપી રહ્યો હતો (૨૨૧). પ્રલયકાળના પવનથી સંક્ષુબ્ધ થએલા સાત સાગર જેવા વેગવાળું, તથા કલ્પ સમયનાં વાદળાં જેવા અને તરંગ જેવા ભયંકર શસ્ત્રોવાળું, સૈન્ય ચારે બાજુ ફરી વળ્યું હતું (૨૨૨). પ્રલયકાળના અગ્નિથી પીગળી જતા મેરૂ પર્વતની પેઠે પ્રકાશ કરતી અને આકાશને પૂરી દેતી મોટી અગ્નિ-શિખાઓ નગરને બાળતી હતી (૨૨૩). શત્રુઓ ઘાટા મેઘની ગર્જના સરખા તિરસ્કારનાં વચનો સાથે ભયંકર કોલાહલ કરતા હતા (૨૨૪). આકાશમાં ઉડતા અલાતચક્રના કટકા-ઓથી આકાશમાં ઉગ્ર નક્ષત્રોનો ઉદય થયો હોય એમ જણાતું હતું; તથા અગ્નિના ઢગલામાં પડી જવાથી પુરુષો અને

સ્ત્રીઓ મોટેથી રૂદન કરતાં હતાં (૨૨૫). એટલામાં સખીઓ સાથે ગભરાઇ ગએલી વિદૂરથ રાજાની યુવાન રાણી ત્યાં આવી. (૨૨૬). પછી રાણીની એક સખીએ રાજાને વિનંતિ કરી કે, " હે દેવ ! અંતઃપુરમાંથી નાસી આવીને આપની રાણી આપને શરણે આવી છે. આપનું સર્વસ્વ આયુધો વડે હરાઇ ગયું, અને ઉદ્ધત શત્રુઓએ અંતઃપુરના રક્ષકોને ભીંસી નાખ્યા છે (૨૨૮). દૂરથી નિઃશંક પગલે કૂચ કરતા દુશ્મનોએ આપણા નગરનો કબજો લઇ લીધો છે. " આ સાંભળતાં જ તેણે દેવીઓ તરફ જોયું અને કહ્યું, " હે દેવીઓ! હું યુદ્ધમાં લડવા જાઉં છું, મારી સ્ત્રીનુ રક્ષણ કરજો. તે તમારા ચરણ-કમળની ભમરી જેવી છે. " પછી જેમ મત્ત હાથીઓનો સંહાર કરવા કેસરીસિંહ ગુફામાંથી બહાર નીકળે, તેમ ક્રોધથી રાતી ચોળ આંખે રાજા વિદૂરથ લડવાને બહાર નીકળી પડયો. તે પછી સરસ્વતી સાથે રહેલી જ્ઞાની લીલાએ અરીસામાં દેખાતા પ્રતિબિંબની પેઠે પોતાના જેવી આકૃતિ-વાળી તથા સુંદર બીજી લીલાને જોઇ (૨૨૯-૨૩૨).

પ્રબુદ્ધ લીલા બોલી:— "હે દેવી ! આ શું છે તે મને કહો. હું જે છું તે આ કેમ છે ? પૂર્વે હું જેવી તરુણ હતી તેવીજ આ મારા જેવી તરુણ હજી કેમ છે ? " (૨૩૩).

દેવી બોલ્યાં— " તે વખતે તારા તે નગરમાં તારા પતિ પદ્મરાજની મરવા વખતે જેવી વાસનાઓ હતી, તે વાસના જેવાજ પદાર્થો તેને સાંપડયા. તે પ્રમાણેજ આ દેખે છે(૨૩૪). પૂર્વે વ્યવહારદશામાં અડચણ વિના જે કાંઈ અનુભવ્યું હોય, તે પદાર્થનું સ્વરૂપ તારા પતિના મનમાં સ્ફુર્યું, અને તેજ

સ્વરૂપનું તેના ચિત્તરૂપી દર્પણમાં કાળાન્તરે પ્રતિબિંબ પડે છે (૨૩૫). જાગ્રત્ અવસ્થામાં સ્વપ્નનું દૃશ્ય અસત્ છે, અને સ્વપ્નાવસ્થામાં જાગ્રત્ અવસ્થાનું શરીર અસત્ છે; તેમ જન્મ સમયે મરણ અસત્ છે, અને મરણ સમયે જન્મ અસત્ છે (૨૩૬ . આ રીતે જગત સત કે અસત્ ન હોવાથી અનિર્વચનીય ભ્રાન્તિરૂપે જ એની પ્રતીતિ થાય છે; તેમાંની કેટલીક ભ્રાન્તિ પૂર્વે અનુભવેલા સંસ્કારદ્વારા જન્મે છે (૨૩૭). કેટલીકનો પૂર્વે અનુભવ થયો હોતો નથી, કેટલીક તેના સમાન છે અને કેટલીક અસમાન છે. આ લીલા તારા પતિના ચિત્તની વાસનામાંથી જન્મેલી છે, તેથી તે તારા સમાન શીલવાળી, તારા જેવા આચારવાળી, તારા જેવા કુળવાળી અને તારા જેવા શરીરવાળી ભાસે છે. હે સ્રી તારો પતિ વિદૂરથ દેહનો ત્યાગ કરશે અને તે જ અંતઃ પુરમાં જઇને પદ્મરાજ થઇ જશે (૨૩૮–૨૪૦).”

વસિષ્ઠ બોલ્યા :–દેવીનાં આ વચન સાંભળીને વિદૂરથની નગરીમાં રહેનારી બીજી લીલા ભકિતનમ્ર હૃદયે હાથ જોડીને બોલી, ‘ હે દેવી ! હે અંબ ! પૂર્વે મેં જેવાં ભગવતી સરસ્વતીનું પૂજન કર્યું હતું તેવાં જ આપ છો (૨૪૧–૨૪૨). હે વરાનને ! હું કૃપણ છું, મારા તરફ કરુણા બતાવીને મને વરદાન આપો કે રણમાં પોતાના દેહનો ત્યાગ કરીને જ્યાં મારા પતિ વિદૂરથ છે, ત્યાં હું આ જ શરીરે તેની સ્રી તરીકે રહું.’ દેવીએ એ પ્રમાણે વરદાન આપ્યું ત્યારે પૂર્વ લીલા બોલી (૨૪૩–૨૪૪); હે ઇશ્વરી ! તે પહાડી ગામમાં મને આગળના જ શરીરે બીજા લોકમાં તમે કેમ ન લઇ ગયાં? (૨૪૫)

દેવી બોલ્યાં :–હું કોઈનું કંઈપણ કરતી નથી; પ્રાણીઓનો સંકલ્પ પોતે જ બધી વસ્તુ મેળવી આપે છે (૨૪૬). મારી આરાધના કરતાં તને એવો સંકલ્પ થયો કે, હું મુક્ત થાઉં; તેથી તને તેવો બોધ મેં આપ્યો (૨૪૭). આ સ્ત્રીએ આવી માગણી કરી, અને મેં તે આપી. આવી રીતે અમારી કૃપાથી મનુષ્યોનો સંકલ્પ સિદ્ધ થાય છે (૨૪૮).

વસિષ્ઠ બોલ્યા :–મૂલ્યવાન્ રત્નોથી શોભતો વિદૂરથ રાજા સૈન્ય સાથે લડવાને ઘરથી બહાર નીકળ્યો, અને વીર યોદ્ધાઓ તરફ દૃષ્ટિ કરતો તે મોતી તથા માણેકથી શણગારેલા પર્વત સમાન ઉંચા રથમાં બેઠો. (૨૪૯–૨૫૦).

આ વખતે મેઘની ઉંડી ગર્જનાથી ભરપૂર અને પર્વતો અથડાવાથી જેનો ઘોર પડઘો પડતો હતો, એવા દુંદુભિના અવાજ થવા લાગ્યા (૨૫૧). શસ્ત્રો પરસ્પર અથડાવાથી ઘુઘરીઓના ઘાટા શબ્દો થવા લાગ્યા, ધનુષટંકાર થવા લાગ્યો અને બાણોના સૂસવાટ અવાજ થવા લાગ્યા (૨૫૨). યોદ્ધાઓ એક બીજાને બોલાવતા હતા અને બંદીજનો બીકણ પુરુષને રડાવતા હતા. આથી બ્રહ્માંડનાં છિદ્રોને તથા દશે દિશાઓ રૂપી કુંજોને પૂરી દેનાર ભયંકર શબ્દ જાણે હાથથી લઇ શકાય તેવો પુષ્ટ થઇ ગયો. જેમ યૌવન આવતાં મૂર્ખ પુરુષની મૂર્ખતા વધારે ગાઢ બને છે, તેમ આકાશને રોકી દેતાં ધૂળના વાદળાંથી અંધારૂં વધારે ગાઢ બન્યું. મંદરાચળ પર્વત જેમ સમુદ્રમાં પ્રવેશ કરે તેમ રાજા વિદૂરથે દુશ્મનના લશ્કરમાં પ્રવેશ કર્યો (૨૫૩–૨૫૫). શસ્ત્રોના અથડાવાથી ઝરતા અગ્નિઓ અલાતચક્રની પેઠે પ્રકાશવા લાગ્યા, અને અનેક

બાણોને વરસાવતાં વીર યોદ્ધાઓરૂપી વાદળાંઓ ગર્જના કરવા લાગ્યાં (૨૫૬). કંકપક્ષીની પેઠે ભયંકર શસ્ત્રો વીર લડવૈયાના શરીરમાં પેસી જવા લાગ્યાં, અને શસ્ત્રો પરસ્પર અથડાઇને ખણખણાટ શબ્દો કરતાં આકાશમાં ઉંચે ઉડવા લાગ્યાં (૨૫૭). આ પ્રમાણે યમની યાત્રાના મહોત્સવમાં કબંધરૂપી નરની મંડળીઓ નૃત્ય કરવા લાગી; લોહીના વરસાદથી ધૂળ ઉડતી બંધ થઇ, અને આયુધોના અગ્નિથી અંધારૂં નષ્ટ થઇ ગયું (૨૫૮). સર્વે યોદ્ધાઓનું ધ્યાન યુદ્ધમાં લાગી ગયું હતું, તેથી બીજો કોલાહલ શાન્ત થઇ ગયો, મરણનો નિશ્ચય કર્યો હોવાથી તેમની બીક નષ્ટ થઇ ગઇ અને ફકત યુદ્ધ જ ચાલુ રહ્યું (૨૫૯). ત્યાં સમસમ અવાજ કરતાં બાણોની વૃષ્ટિ થતી હતી, ભુશુંડિ નામનાં શસ્ત્રોનો ટકટક અવાજ તથા મહાશસ્ત્રોનો ખણખણાટ સંભળાતો હતો. આમ તે રણમેદાન સમુદ્રની પેઠે મુશ્કેલીથી તરી શકાય એવું લાગતું હતું (૨૬૦).

વસિષ્ઠ બોલ્યા :—ભયંકર લડાઇ ચાલતી હતી ત્યારે લીલાએ ભગવતી સરસ્વતીને આ પ્રમાણે કહ્યું (૨૬૧). “હે દેવી! આપ અમારા પર અકસ્માત્ પ્રસન્ન થયાં છો, છતાં જેના હાથીઓ યુદ્ધમાં અહિંતહિં દોડાદોડ કરે છે એવા અમારા પતિનો વિજય કેમ થતો નથી? આનો ઉત્તર અમને આપો” (૨૬૨).

દેવી બોલ્યાં :—“હે પુત્રીઓ! વિદૂરથ રાજાના શત્રુઓએ વિજય મેળવવા માટે લાંબા કાળ સુધી મારી આરાધના કરી હતી, પણ તમારા પતિએ તેવું પૂજન કર્યું

ન હતું (૨૬૩). આ કારણે તે જીતે છે અને વિદૂરથની જીત થતી નથી. ' હું મુક્ત થાઉં ' એવી ભાવનાથી વિદૂરથે મારી આરાધના કરી હતી (૨૬૪). હે બાળાઓ ! તેથી તેની ભાવના અનુસાર તેને મનોમયી મુકિત મળશે, અને વિજય પામેલો શત્રુ રાજ્ય કરશે " (૨૬૫).

આમ દેવી કહેતાં હતાં, અને બન્ને લશ્કર વચ્ચે લડાઇ ચાલતી હતી, ત્યારે એ આશ્ચર્ય જોવા સૂર્ય ભગવાન્ ઉદય પામ્યા (૨૬૬). કાજળના સમુદ્રમાંથી પૃથ્વી જાણે કે બહાર આવી હોય તેમ શોભવા લાગી, અને સુવર્ણના કટકા જેવાં સુંદર કિરણો પૃથ્વી પર પડયાં (૨૬૭). આ દરમ્યાન બધી સેનાનો ક્ષય થઇ ગયો, અને બન્ને પક્ષમાં થોડા સૈનિકો રહેવાને લીધે રણાંગણ શૂન્ય જેવું લાગતું હતું (૨૬૮). ઉન્નત મસ્તકે ચાલતા સિંધુરાજની નજીક વિદૂરથ ગયો, અને દિશાઓને ગજવી નાંખતો ધનુષટંકાર તેણે કર્યો(૨૬૯). પ્રલય સમયના પવનથી જુદો પડી ગએલો મેરૂ પર્વત જેમ શિખરને ધારણ કરી રાખે, તેમ તે રાજા સૂર્યનાં કિરણો જેવાં બાણો ફેંકવા લાગ્યો (૨૭૦). તીક્ષ્ણ અને મુશ્કેલીથી અડી શકાય તેવાં બાણો એક પછી એક મહાવેગથી છૂટતાં હતાં, અને સિંધુરાજ પણ બાણો છોડવામાં તેટલો જ હુંશિઆર હતો (૨૭૧). એવી રીતે મહાબાહુ સિંધુરાજ લડાઈને મોખરે ઘણો વખત સુધી લડયો અને શરની વૃષ્ટિથી વિદૂરથને પીડવા લાગ્યો(૨૭૨). તેનો રથ, ધ્વજા, ઘોડા, સારથી, ધનુષ અને કવચને પણ વીંધીને છિન્નભિન્ન કરી નાંખ્યાં, અને સર્વ અંગોમાં જખમ થવાથી વ્યાકુળ થએલા તે રાજાને

તેના વિપુલ અને શિલા જેવા દૃઢ તથા પુષ્ટહૃદયના ઉર્ધ્વ ભાગને અનેક બાણોથી ભેદીને પૃથ્વી ઉપર પાડયો (૨૭૪). ‘ અરેરે ! શત્રુ રાજા વડે વિદૂરથ મરાયો ’ એવા શબ્દ થતાં જ આખું રાષ્ટ્ર ગભરાઇ ગયું (૨૭૫). દેશનાં ધન અને બીજી વસ્તુઓ લઇને ગાડાંઓ દોડવા લાગ્યાં, નગરજનોની પત્નીઓ દુઃખે આક્રંદ કરવા લાગી, અને તેઓ બધાં નાસવા લાગ્યાં (૨૭૬). એ વખતે દુઃખી થએલા પતિ છેલ્લા શ્વાસો લે છે એમ જણાતાં પાસે બેઠેલી લીલાએ સરસ્વતીને કહ્યું, “ હે અંબિકે ! મારા પતિ હમણાં દેહ ત્યાગ કરશે, હું એની પાછળ જઇશ. હે મહેશ્વરી ! મારા પર દયા કરો. ” (૨૭૭–૨૭૮). એમ કહીને સરસ્વતીએ વરદાન આપવાથી શક્તિશાળી થએલી લીલા એક ક્ષણમાં શરીરને અત્યંત સૂક્ષ્મ બનાવી આકાશમાર્ગે પક્ષીની પેઠે ઉડવા લાગી (૨૭૯). પ્રથમ મેઘમાર્ગને ઓળંગી વાયુમાર્ગમાં ગઇ, અને ત્યાંથી સૂર્યમાર્ગે ઉડતી તારાઓનો માર્ગ ઓળંગી જઇને બ્રહ્માદિ દેવતાઓના માર્ગમાં ગઇ; ત્યાંથી બ્રહ્માંડ સ્થાનમાં જઈ પહોંચી. તે સ્થાનથી પાર ઉતરી જળાવરણોવાળાં સ્થાનો પણ ઓળંગી ગઇ (૨૮૦–૨૮૧). આ સર્વ પ્રદેશો ઓળંગી ગઇ અને કરોડો વર્ષ સુધી અતિવેગથી દોડવા છતાં ગરૂડ પણ જેનો પાર નાપે, એવા અપાર પરમાત્માના આકાશમાં જઇ પહોંચી. ત્યાં અસંખ્ય બ્રહ્માંડો હતાં (૨૮૨–૨૮૩). જેમ ધાટાં વનમાં ફળો એક બીજાને જોઇ શકતાં નથી, તેમ તે બ્રહ્માંડો પરસ્પર એક બીજાને જોઇ શકતાં ન હતાં ત્યાં અનેક આવરણોને ભેદીને પદ્મનગરમાં દાખલ થઈ. ત્યાથી તે રાજાના

મંડપમાં ગઇ અને પુષ્પોથી રક્ષાએલા પતિના શબ પાસે ઊભી રહી. તેને જોઇ આશ્ચર્યથી લીલા મનમાં વિચાર કરવા લાગી (૨૮૪-૨૮૬). ' આ મારા પતિ છે, તેઓ વીર યોદ્ધાઓમાં શ્રેષ્ઠ છે, અને દેવીની કૃપાથી પ્રથમજ હું અહિં આવી ગઇ.' એમ વિચાર કરીને તેણે હાથમાં સુંદર ચામર લીધી, અને એ યુવાન લીલા પતિને વાયુ ઢોળવા લાગી (૨૮૭-૨૮૮).

વસિષ્ઠ બોલ્યાઃ- પછી લીલા અને સરસ્વતીએ દિવ્ય દૃષ્ટિએ પૃથ્વી પર પડેલા રાજાનો જીવ આકાશમાં જોયો (૨૮૯). રાજાની જીવકળા, લીલા અને સરસ્વતી ત્રણે આકાશમાં જવા લાગ્યાં, પણ તે જીવકલા લીલા અને સરસ્વતીને જોઇ ન શકી (૨૯૦). તેની પાછળ ચાલતાં ચાલતાં તે બન્ને એક બ્રહ્માંડમાંથી બીજા બ્રહ્માંડમાં જવા લાગ્યાં અને પદ્મપુર પહોંચીને લીલાના અંતઃપુરના મંડપમાં એક ક્ષણમાં દાખલ થયાં; રાજાની જીવલેખા પણ પોતાની મેળે આગળ ચાલતી હતી. ત્યાં રાજાના શબની પથારી પાસે એકલી બેઠેલી આગળથી નીકળી ગએલી વિદૂરથની લીલાને તે બંન્નેએ જોઇ. એ વખતે જેમ મનના સ્પંદનનો નિરોધ થાય તેમ ' આ જીવ શબના શરીરમાં પ્રવેશ ન કરે, આકાશમાંજ રહે ' એવા સંકલ્પ વડે તે જીવનો સરસ્વતીએ નિરોધ કર્યો. ત્યારે સુંદર આંખોવાળી લીલાએ સરસ્વતીને કહ્યું કે, " હે દેવી ! મારો પૂર્વનો દેહ કેમ દેખાતો નથી ? " (૨૯૧-૨૯૫).

જ્ઞપ્તિ બોલ્યાંઃ- " હે લીલે ! તારા દેહનું શું થયું તે સાંભળ. તું જ્યારે સમાધિમાં લીન થઇ ગઇ હતી, ત્યારે તારૂં શરીર નિર્જીવ થઈને પૃથ્વી પર પડયું, પાંદડાની પેઠે તે

સૂકાવા લાગ્યું અને કાષ્ઠ તથા પત્થર જેવું થઇ જતાં બરફ જેવું શીતળ થઇ ગયું (૨૯૬–૨૯૭). 'આ મરી ગએલી છે' એવો મંત્રીઓએ આવીને નિશ્ચય કર્યો અને ઘી તથા ચંદનનાં લાકડાંથી શબને ચિતામાં બાળ્યું (૨૯૮). શરીર સહિત તને અહિં જોશે ત્યારે 'તું પરલોકથી પાછી આવી' એમ બધા માનશે, અને તેમનેં મહાન્ આશ્ચર્ય થશે (૨૯૯). યોગના બળે પુષ્ટ થવાથી તારાં રૂપની માત્ર પ્રતીતિજ રહેશે, અને સૂક્ષ્મ શરીરે તું હવે દેખાઇશ (૩૦૦). વાસનાનો નાશ થવાથી તારો સ્થૂલ દેહ ભૂલાઇ ગયો છે, અને પછી વાસનાને લીધે સૂક્ષ્મ દેહ ઉત્પન્ન થાય છે (૩૦૧). માટે હે લીલે! ચાલો, આપણે સંકલ્પની લીલા વડે તેની નજરે પડીએ, જેથી પાછો વ્યવહાર ચાલુ થાય" (૩૦૨). 'અમને બન્નેને લીલા ભલે જુએ' એવો જ્ઞપ્તિએ સંકલ્પ કર્યો,ત્યારે લીલાએ ચંચળ આંખે તેજથી પ્રકાશિત પોતાનું ઘર તથા જ્ઞપ્તિ દેવીને જોયાં. તરત ભ્રમિત ચિત્તે લીલા ઉભી થઇ અને તે બન્નેનાં ચરણોમાં પડી. પછી જ્ઞપ્તિ તથા લીલા આસન ઉપર બેઠાં (૩૦૩-૩૦૫).

પદ્મરાજનું સજીવન થવું

જ્ઞપ્તિ બોલ્યાં:– " હે હંસ જેવી મનોહર ગતિવાળી! હે સુંદર આંખોવાળી! હવે આપણે રાજાને શબની પથારી ઉપરથી ઉઠાડીએ" (૩૦૬). એમ કહીને કમળ જેમ પોતાની સુગંધ છોડે, તેમ સરસ્વતીએ જીવને મુકત કર્યો. તે જીવ વાયુ જેવા સુંદર આકારે તેના નાકની નજીક ગયો (૩૦૭). જેમ પવન પોલા વાંસમાં પ્રવેશ કરે તેમ ઘ્રાણેન્દ્રિયમાં તેણે પ્રવેશ કર્યો. જીવ અંદર જતાં રાજાનું મુખ પ્રફુલ્લિત થયું (૩૦૮).

ક્રમે ક્રમે તેનાં રસવાળાં અંગો પ્રકાશવા લાગ્યાં, અને તેવાં કોમળ અંગોનો રાજા પૂર્ણ વિકાસ કરવા લાગ્યો (૩૦૯). રાજાએ નિર્મળ નેત્રો ઉઘાડયાં અને સુંદર શરીર ધારી તે જંગમ વિન્ધ્યાચળની પેઠે ઉભો થયો (૩૧૦). મેઘ જેવી ગંભીર વાણીથી તેણે પૂછ્યું, "અહિં કોણ છે?" ત્યારે "શું આજ્ઞા" એમ બન્ને લીલાએ રાજાને કહ્યું (૩૧૧). રાજાએ તેમના સામે જોયું અને પૂછયું, "તું કોણ છે? આ કોણ છે? એ કયાંથી આવી?" આ પ્રશ્નોનો જવાબ આપતાં લીલાએ કહ્યું, "હું કહું છું તે સાંભળો. હું તમારી પૂર્વની સહચરી લીલા છું અને સુંદર તથા મારાજ પ્રતિબિંબ જેવી આ બીજી લીલા છે, તેને તમારા માટે મેં આણી છે. આગળના ભાગમાં બિરાજેલાં આ ત્રૈલોકયજનની સરસ્વતી દેવી છે." આ સાંભળી રાજા ઉભો થઇ ગયો અને પવિત્ર મને દેવીનાં ચરણારવિન્દમાં પડયો. "હે દેવી! હું આપને વંદન કરૂં છું" એમ બોલતા રાજાને દેવીએ હાથથી સ્પર્શ કર્યો અને બોલ્યાં; "તમારાં બધાં દુઃખો તથા દુષ્કૃત્યોનો નાશ થશે અને તમને અનંત સુખ અને કલ્યાણ મળશે. તમારા રાજ્યમાં હમેશાં મનુષ્યોનો ઉદય થશે, અને મહાત્માઓ સ્થિર થઇને આનંદનો અનુભવ કરશે" (૩૧૨-૩૧૭).

એમ કહીને સરસ્વતી દેવી અંતર્ધાન થઇ ગયાં, અને તે નગરીમાં પુણ્યાહવાચનના મંગળ જયઘોષો થવા લાગ્યા (૩૧૮). રાજમંદિરમાં પ્રસન્ન થએલા સમૃદ્ધ પુરુષો આવવા લાગ્યા, અને બ્રાહ્મણોએ, મંત્રીઓએ, અને બીજા રાજાઓએ તેનો રાજ્યાભિષેક કર્યો (૩૧૯). જીવન્મુકત થએલ મહા

બુદ્ધિશાળી રાજા અને બે લીલાને પૂર્વ વૃત્તાન્તની કથાઓનું શ્રવણ સુખ આપતું હતું (૩૨૦) બન્ને લીલા સાથે રાજાને સરસ્વતી દેવીનાં વાકયોદ્વારા થએલા જ્ઞાનથી બોધ થયો અને નિન્દાપાત્ર બન્યા વિના એંશી હજાર વર્ષ સુધી તેણે રાજ્ય કર્યું (૩૨૧). જીવન્મુકત રાજાએ રાણીઓ સાથે નિષ્કંટક રાજ્ય કર્યું અને પછી એ શુદ્ધ જ્ઞાનવાળાંને વિદેહમુકિત મળી (૩૨૨).



## સર્ગ ત્રીજો



### સૂચિ ઉપાખ્યાન



આત્માનું સત્યત્વ

વસિષ્ઠ બોલ્યાઃ– હે રામ! "દ્વૈતપ્રપંચ સત્ય છે" એવી માન્યતારૂપી દોષનું નિવારણ કરવા મેં તમને લીલાનું આખ્યાન કહ્યું; તો 'આ જગત્ સત્ય છે' એવી ભાવનાનો ત્યાગ કરો (૧). જેનાથી અનિર્વચનીય પ્રપંચનો આભાસ થાય છે, જે સ્વચ્છ છે, વ્યાપક છે, મહાન્ છે, નિરંકુશ છે, જ્ઞાનસ્વરૂપ છે, અનાત્મપદાર્થમાં રૂચિ રાખનારને જે આનંદ આપે છે અને જે અવિનાશી છે, તે બ્રહ્મ પ્રાણી માત્રમાં સમાન છે, લાંછન વિનાનું છે, વિદ્વાનો પણ તે સ્વરૂપનું વર્ણન કરી શકતા નથી,

તે ચિન્હ વિનાનું છે, તે નિર્વિકાર છે અને તે જ પરમ પદ છે (૨-૩). હે રાઘવ ! પવન વિના જેમ સમુદ્રની લહરી છે, અને દીવાનું સ્ફુરણ છે તેમ બ્રહ્મના ચલનને જીવ જાણો (૪). જેમ અગ્નિનો કણ કાષ્ઠાદિ ઇન્ધનથી પોતાને પ્રકાશિત કરે છે, તેમ તે બ્રહ્મનું સ્ફુરણ ક્રમે ક્રમે દૃઢ સંકલ્પને લીધે અહંકારરૂપ થાય છે (૫). મનોભાવનાની અભિમુખતા એજ અહંકાર, ચિત્ત, જીવ, મન, માયા, પ્રકૃતિ વગેરે નામોથી ઓળખાય છે (૬). બ્રહ્મ-પરમાત્મામાંથી પ્રથમ મન ઉત્પન્ન થયું. એ મન સંકલ્પવિકલ્પાત્મક ભોકતા છે, અને તેનાથી આ જગત વિસ્તાર પામે છે (૭). અપાર વિસ્તારવાળી સંવિદ્રૂપ જળના પ્રસારે કરી ચિત્ત એક સમુદ્ર જ છે, આત્મા પોતે જ જગત્ રૂપે પ્રકાશે છે (૮). જેમ ઝાડનાં ઠુંઠાંને અજ્ઞાનને લીધે વિપરીત દૃષ્ટિ થતાં પુરુષ માની લેવામાં આવે છે, તેમ દૃઢ આસકિતથી સંસારરૂપી દીર્ઘ સ્વપ્ન સ્થિર થઈ જાય છે (૯). જેમ કાર્યકારણરૂપ જીવ અને બ્રહ્મમાં ભેદ નથી, તેમ જીવ અને ચિત્તમાં પણ ભેદ નથી, અને જેમ જીવ અને ચિત્તમાં ભેદ નથી, તેમ ચિત્ત અને સંસારમાં કંઇ ભેદ નથી (૧૦).

કર્કટીનું તપ અને વરદાન પ્રાપ્તિ

વસિષ્ઠ બોલ્યા :—આ વિષય દૃઢ કરવા માટે એક પ્રાચીન ઇતિહાસ કહેવામાં આવે છે. વિચાર કરી જોતાં અખિલ વિશ્વ એક તત્ત્વ વડે વ્યાપ્ત છે, એવો મહાન્ પ્રશ્ન રાક્ષીસીએ એમાં કરેલો છે, (૧૧). હિમાલય પર્વતની ઉત્તરે કર્કટી નામની એક રાક્ષસી રહેતી હતી. કાજળના પહાડ સમાન મોટી કાળી પુતળી જેવી દેખાતી તે રાક્ષસીનાં કર્મો ભયંકર હતાં (૧૨). તેનાં નેત્રો

સ્થિર વીજળી જેવાં હતાં, ઘુંટણ ખજુરનાં ઝાડ જેવાં હતાં, વૈદુર્યરત્નરૂપી સૂર્ય જેવા તેના અગ્રભાગના નખો હતો અને સ્નાયુ, હાડકાં વગેરેથી એનો દેહ બનેલો હતો (૧૩). તેનું શરીર બહુ મોટું હતું તેથી તેને માંસ વગેરે પૂરતો ખોરાક મેળવવામાં મુશ્કેલી પડતી હતી. સમુદ્રમાં જેમ વડવાગ્નિ અતૃપ્ત રહે છે, તેમ તેનો જઠરાગ્નિ પણ અતૃપ્ત રહેતો હતો (૧૪). વડવાનલની જીભ જેમ ન સંતોષાય, તેમ મહાન્ ઉદરવાળી રાક્ષસીને તૃપ્તિ થતી નહિં; તેથી એક વખત તેણે વિચાર કર્યો (૧૫). " જેમ વડવાગ્નિ પ્રત્યેક શ્વાસે જળનો આહાર કરે છે, તેમ જંબુદ્વીપમાં રહેતાં બધાં માણસોને હું ખાઈ જાઉં, તો વરસાદથી મૃગતૃષ્ણા શાન્ત થાય, તેમ મારી ક્ષુધા શાન્ત પડે. માટે ખિન્ન થયા વિના હું તપ કરીશ. " આમ વિચાર કરીને બધા પ્રાણીઓનો ઘાત કરવાની ઇચ્છાથી તપ કરવા માટે દુર્ગમ હિમાલયનું સ્મરણ કર્યું; ત્યાં જઇ સ્નાન કર્યું અને તપ કરવા લાગી (૧૬-૧૮). સૂર્ય અને ચંદ્ર જેવાં નેત્રોવાળી તે રાક્ષસી એક પગે ઉભી રહી. એમ કરતાં ક્રમે કરી દિવસો, પખવાડિયાં અને મહીનાઓ પસાર થઈ ગયા (૧૯). ટાઢ તડકો સહન કરતી, પહાડની પેઠે તે નિશ્ચલ રહી. આમ આઠ હજાર વર્ષ વીત્યા પછી પિતામહ બ્રહ્માએ તેને દર્શન દીધાં (૨૦). ભયંકર તપ નીચ પુરુષને પણ સિદ્ધિ અપાવે છે. મનથી પ્રણામ કરી તે જેમની તેમ ઉભી રહી (૨૧). " મારે ક્ષુધાની શાન્તિ માટે કયું વરદાન માગવું " એવી ચિન્તામાં તે પડી ગઇ. " ઠીક યાદ આવ્યું ! લોઢાની બનેલી નહિ છતાં લોઢા જેવી જીવસૂચિકા હું થાઉં,

એવું એક વરદાન ભગવાન બ્રહ્મા પાસે માગીશ, જેથી એ વડે મારી મરજી પ્રમાણે મારી ક્ષુધા શાન્ત કરવા આખા જગતનો ગ્રાસ કરી શકું; કારણ કે ક્ષુધાનો સંપૂર્ણ નાશ થવાથી પરમ સુખ મળે છે. અહિં સર્વ પ્રાણીઓના હૃદયમાં હું પ્રવેશ કરીશ.” એમ વિચાર કરતી રાક્ષસીને બ્રહ્માજીએ કહ્યું; “હે પુત્રી! હે રાક્ષસકુલભૂષણરૂપ! ઉઠ; હું તારા ઉપર પ્રસન્ન થયો છું, ઇચ્છિત વર માગી લે” (૨૨-૨૫).

કર્કટીએ કહ્યું :-“હે ભગવન્! જો મને વરદાન આપતા હો તો હું લોઢાની નહિં છતાં લોઢા જેવી જીવસૂચિકા થાઉં” (૨૬).

વસિષ્ઠ બોલ્યા :—પિતામહે એવું વરદાન આપતાં કહ્યું કે, ‘વિ’ ઉપસર્ગ સહિત તું સૂચિકા (વિષૂચિકા) થઇશ (૨૭). જેઓ નિષિદ્ધ, અપકવ અને અકાળે ભોજન કરનાર છે, જેઓ બીજાનું અનિષ્ટ થાય તેવાં કાર્યોનો આરંભ કરે છે, જેઓ અશાસ્ત્રીય માર્ગે ચાલે છે, જેઓ દુષ્ટ દેશમાં વસનારા છે એવા દુષ્ટ પુરુષોની તું હિંસા કરી શકીશ. પ્રાણ દ્વારા હૃદયમાં પ્રવેશ કરીને પદ્મ, પ્લીહા વગેરે રોગોથી તું તેમને પીડા આપીશ. અને વાતલેખા નામનો વિષૂચિકા રોગ તું થઇશ (૨૮-૨૯). શાસ્ત્રનિષ્ઠ અને શાસ્ત્રવિમુખ બન્ને પ્રકારના મનુષ્યોને તું પીડા કરીશ. સદાચારી પુરુષને રોગ થાય તો તે રોગનું નિવારણ કરવા માટે મંત્ર કહું છું. (૩૦) ॐ ह्रां ह्रीं **श्रीं रां विष्णुशक्तये नमो भगवति विष्णुशक्ति एहि एनां हर हर दह दह हन हन पच पच मथ मथ उत्सादय उत्सादय दूरे कुरु कुरु स्वाहा! विषूचिके त्वं हिमवन्तं गच्छ गच्छ जीव**

सार चन्द्रमण्डलं गतोऽसि स्वाहा। એ પ્રમાણે મંત્ર જાણનારે પોતાના ડાબા હાથમાં મંત્ર લખવો, અને પછી ન્યાસ કરીને જમણા હાથે રોગીનું માર્જન કરવું (૩૧). પછી મંત્રરૂપી મુગ્દર વડે કચરાયેલી ક્રુદ્ધ અને કર્કશા રાક્ષસી હિમાલય તરફ નાસી ગઈ એવી ભાવના કરવી (૩૨). જેની અંદર અમૃત રહેલું છે એવા ચંદ્રમાં એ દર્દથી પીડાતો મનુષ્ય રહેલો છે, અને તેથી તે જરા અને મરણથી મુક્ત છે, તથા સકળ આધિ, વ્યાધિ, વગેરેથી મુક્ત છે એવી ભાવના કરવી (૩૩). સાધકે શુદ્ધ થવું, અને સારી રીતે આચમન કરી અવ્યગ્ર ચિત્ત બનવું. આ ક્રમથી સઘળા પ્રકારની વિષૂચિકાનો તે નાશ કરી શકશે." (૩૪).

આમ કહી ભગવાન્ બ્રહ્માજી અંતર્ધાન થઇ ગયા. તે રાક્ષસી પ્રથમ પ્રાદેશ જેવડી થઇ, અને પછી આંગળી જેવડી બની ગઈ (૩૫). ત્યારપછી તે અડદની શીંગ જેવડી થઈ, અને પછી સોય જેવડી થઈ ગઈ. કોઇક વિવશ થએલા, ક્ષીણ અને ગભરાઈ ગએલા હોય તેના શરીરમાં વાયુ સ્વરૂપે દાખલ થઇને ગંભીર વિષૂચિકા તે થઈ જતી. કેટલાંક ઘસાઈ ગએલાં અસ્વસ્થ અને દુઃખી હોય તેવાં શરીરમાં જતાં જીવસૂચિકા અંતર્વિષૂચિકા બની જતી (૩૬-૩૮). આ પ્રમાણે અનેક જીવોના પ્રાણ લેતી તે આકાશ તેમજ પૃથ્વી ઉપર બે શરીરે અનેક વર્ષો સુધી રહેવા લાગી (૩૯).

ઘણા વખત પછી કર્કટીને વૈરાગ્ય ઉત્પન્ન થયો, તેથી તે વિચારવા લાગી કે, " અરેરે ! ધિક્કાર છે મને ! મેં આ શું કર્યું ? (૪૦). હું સોય

કર્કટીનો વૈરાગ્ય

કેમ થઈ? સોયની અંદર શું સમાઈ શકે ? એ સોય રક્ત અને માંસનો એક કણ માત્રજ ગ્રહણ કરી શકે છે (૪૧). અરેરે ! મારી અંદર તૃષ્ણા જેવી સોય બહુ મુશ્કેલીથી પૂરી શકાય છે. મારી બુદ્ધિ દુષ્ટ છે, મારાં વિશાળ અંગો ક્યાં ગયાં ? (૪૨). વર્ષાકાળના મેઘ જેવાં મારાં વિશાળ અંગો પાંદડાંની પેઠે ખરી પડયાં. જેની આશાઓ હણાઈ ગઈ છે, એવી સોયમાં સ્વાદિષ્ટ માંસના રસનો કોળીઓ કે લોહી જરા પણ સમાતાં નથી.” આવો વિચાર કરીને મનુષ્યોને મારવાની તેના મનની ઈચ્છાનો તેણે ત્યાગ કર્યો અને તેજ હિમાલય ઉપર ફરીથી તપ કરવા ગઈ (૪૩-૪૪). વૈરાગ્યરસમાં ડૂબેલી રાક્ષસીએ ચિત્તને એકાગ્ર કર્યું અને સંતાપ પામેલી તેણે સોયસ્વરૂપે અતિ કઠિન તપ આદર્યું (૪૫). તપ કરતાં તેણે સર્વ સંકલ્પોનો ત્યાગ કર્યો, તે નિરાહાર રહેવા લાગી, અને તેનું મન વિકાર રહિત થયું હજાર વર્ષ પછી તેણે પરમ દશા પ્રાપ્ત કરી (૪૬). તપને લીધે તેનાં બધાં પાપો ક્ષીણ થઈ ગયાં, તેથી તે સૂચિ શુદ્ધ થઈ ગઇ અને પોતાનીજ બુદ્ધિથી તેણે બ્રહ્માત્મૈકયજ્ઞાન પ્રાપ્ત કર્યું (૪૭). નિઃસંકલ્પ સ્થિતિ વડે હૃદયમાં સારી સૃષ્ટિના વિચારોનો ત્યાગ કરીને હજારો વર્ષો સુધી તે રહી (૪૮). સૂચિ આવી રીતે પરમ પદમાં સ્થિત થએલી છે એવું જાણીને બ્રહ્માજીએ તેને દર્શન આપ્યાં અને બોલ્યા, “ હે વત્સે ! તને તારૂં તેજ શરીર પ્રાપ્ત થાઓ અને તું સુખેથી જગતમાં ફર. તું જીવનમુક્ત છે. તારા હૃદયનું અજ્ઞાન ગળી ગયું છે (૪૯-૫૦). જેઓ બ્રહ્મને જાણતા નથી, જેઓ અન્યને કષ્ટ આપવાના પ્રયત્નો કરે છે, જેઓને હિત

કે અહિતનો વિવેક નથી અને જેઓ શાસ્ત્રવિમુખ છે, એવા દુષ્ટોનો તું સુખેથી ગ્રાસ કરી શકીશ" (૫૧). એમ કહી બ્રહ્માજી અદૃશ્ય થઈ ગયા. તે સોય ફરીથી રાક્ષસી બની ગઈ, અંદર સંચિન્મય બની, અને તેનું અંતઃકરણ બાહ્ય અનાત્મપ્રવૃત્તિરૂપી ઉર્મિઓ રહિત થયું. ત્યારપછી તે નિર્વિકલ્પ સમાધિમાં રહી (૫૨).

રાજા અને કર્કટીનો મેળાપ

ઘણા વખત પછી ચિત્તસ્પંદનને લીધે તેની વૃત્તિઓ બહિર્મુખ થઇ અને ફરીથી તેને ભૂખ લાગી (૫૩). દેહમાં પ્રાણ છે ત્યાં સુધી દેહનો સ્વભાવ ફરતો નથી ત્યારે તેણે વિચાર કર્યો કે, "બ્રહ્માજીએ મારા ગ્રાસ માટે અજ્ઞાનીની યોજના કરી છે, એટલે હું તેમને જ શોધીશ." એમ વિચાર કરીને તે પર્વતના શિખર ઉપરથી ચાલતી થઇ અને શૈલ પર્વત પર આવેલા કિરાત દેશમાં આવી, અને ત્યાં કોઇક મહાન્ વનમાં તેણે નિવાસ કર્યો (૫૪-૫૬). કિરાત દેશમાં તે વખતે અંધકારને પિંડ બનાવીને હાથમાં લઇ શકાય તેવી કાળરાત્રિ હતી (૫૭). આવી ભયંકર રાત્રિએ એક પરાક્રમી અને ઉદાર રાજા પોતાના પ્રધાન સાથે વીરચર્યા કરવા માટે તે વનમાં આવ્યો (૫૮). વેતાલ લોકોની શોધમાં ફરતા રાજા અને પ્રધાનને ધૈર્યશાળી તે રાક્ષસીએ જોયા (૫૯). તે વિચારવા લાગી કે, "વાહ! મને ખાવાનું ભક્ષ્ય મળ્યું, અનાત્મજ્ઞ હોવાને કારણે આ બન્નેનો દેહ તેમને ભારરૂપ છે (૬૦). અજ્ઞાની પુરુષ આ લોકમાં અને પરલોકમાં પુરુષાર્થથી ભ્રષ્ટ થવા અને દુઃખ ભોગવવા જ જીવે છે, માટે પાપની સંપત્તિ

૩૫ તેઓનો વિનાશ કરવો જોઇએ (૬૧). સંસારના આરંભ કાળમાં જ પિતામહ બ્રહ્માએ નિયમ કર્યો છે કે, અજ્ઞાનીઓ જ હિંસક પશુઓનું ભોજન છે, આત્મતત્ત્વનો અનુભવ કરતા પંડિતો એઓનુ ભોજન નથી (૬૨). માટે ભોજનયોગ્ય આ બન્નેને મારે ખાઇ જવા જોઇએ; નિર્દોષ રીતે પ્રાપ્ત થએલી વસ્તુની ઉપેક્ષા કરનાર મનુષ્ય તો મંદભાગી જ ગણાય (૬૩). જો એ મહાશયો ગુણયુકત નહિ હોય તો જ હું એમનો આહાર કરીશ, કારણ કે આત્મજ્ઞ પુરુષોનો નાશ કરવાની રૂચિ મને સ્વાભાવિક રીતે પણ થતી નથી (૬૪). માટે તેમનામાં આવા ગુણો છે કે કેમ એની હું પરીક્ષા કરીશ.એવા ગુણો એમનામાં હશે તો તેમનું હું ભક્ષણ કરીશ નહિ; કારણ કે ગુણવાનની હું કોઇ દિવસ હિંસા નહિ કરૂં (૬૫). જેઓ અકૃત્રિમ સુખ, કીર્તિ અને આયુષ્યની ઇચ્છા રાખે છે, તેઓએ સર્વનું પ્રિય કરી ગુણવાન્ પુરુષો પ્રત્યે પુજ્ય બુદ્ધિ રાખવી (૬૬). મારો દેહ ભલે પડી જાય, તો પણ ગુણવાન્ સાધુ પુરુષોનું ભક્ષણ હું કરીશ નહિ, કારણ કે સાધુ પુરુષો જીવન વડે પણ મનને સુખ આપે છે (૬૭). પોતાનો દેહ અર્પણ કરીને પણ ગુણવાનનું પાલન કરવું, કારણ કે ગુણવાનના સંગરૂપી ઔષધ મૃત્યુને પણ મિત્ર બનાવે છે (૬૮). મારા જેવી રાક્ષસી પણ ગુણોથી શોભતા પુરુષનું રક્ષણ કરશે તો જેમ હૃદય ઉપર રહેલા સ્વચ્છ હારનું સૌ રક્ષણ કરે છે, તેમ એઓનું રક્ષણ બીજા કોણ નહિ કરે ? (૬૯). ઉદારતા વગેરે ગુણોથી જે પુરુષો અહિં વિહાર કરે છે, તેઓ પૃથ્વીના ચંદ્રો છે, અને પોતાના સંગથી ખૂબ શીતળતા વરસાવે છે

(૭૦). અમાનિત્વ, અદંભિત્વ વગેરે ગુણયુક્ત બ્રહ્મજ્ઞોનો તિરસ્કાર કરવો એ જ મરણ છે, અને ગુણવાન્ પુરુષોનો આશ્રય કરવો એ જ સકળ પુરુષાર્થનું મૂળ હોવાથી જીવન છે (૭૧). માટે કમળ જેવાં નેત્રવાળા એ બન્નેમાં કેટલું જ્ઞાન છે, એ જાણવા કોઇક પ્રશ્નોથી હુ એની પરીક્ષા કરીશ " (૭૨).

વસિષ્ઠ બોલ્યાઃ—રાક્ષસકુળરૂપી વનની મંજરી જેવી તે રાક્ષસીએ અંધારામાં મેઘ જેવો ગંભીર નાદ કર્યો (૭૩). પછી મેઘગર્જના થયા બાદ જેમ સાધારણ શબ્દ થાય તેમ રાક્ષસીએ હું–કાર કરી કઠોર રીતે કહ્યું (૭૪). " હે ઘોર અરણ્યરૂપી આકાશના સૂર્ય અને ચંદ્ર ! મહામાયાંધકારરૂપી આધારશિલાના કોતરના કીડા ! તમે કોણ છો ? તમે બુદ્ધિમાન છો કે દુષ્ટબુદ્ધિવાળા છો ? અહિં કેમ આવ્યા છો ? તમે મારો ગ્રાસ થઇને ક્ષણમાં મૃત્યુ પામવા લાયક છો " (૭૫-૭૬).

રાજાએ જવાબ આપ્યોઃ—" હે નિર્માલ્ય ભૂત ! તું કોણ છે ? શા માટે અહિં ઉભી છે ! તારો ક્ષુદ્ર દેહ બતાવ. ભ્રમરી જેવી તારી આ વાણીથી કોણ બ્હીએ ? " રાજાએ આમ કહ્યું ત્યારે તેમનું વચન સુંદર છે એમ વિચારી, રાજા તથા પ્રધાનને ખબર પડે તથા તેઓ પોતાની ધીરજ ખોઇ નાંખે એ ઇરાદાથી, તેણે નાદ કર્યો અને હસવા લાગી (૭૮). તેણે શબ્દોથી દશે દિશાઓ પૂરી દીધી, અને આ પ્રમાણે હસવાથી તેની આકૃતિ દૂરથી જ દેખાઇ (૭૯). પ્રલયના મેઘોરૂપી વજ્ર વડે શબ્દિત થએલા પર્વતના જેવી તે રાક્ષસીને જોઇ બન્ને વીરો જરા પણ ક્ષુબ્ધ થયા વિના ઉભા રહ્યા (૮૦).

મંત્રી બોલ્યોઃ-“ હે મહાન્ રાક્ષસી ! તારો આ વ્યર્થ કોપ શા માટે ? અથવા નિર્માલ્ય માણસો સ્વલ્પ કાર્ય માટે પણ ખૂબ ગુસ્સે થાય છે (૮૧). આ આડંબરનો ત્યાગ કર, આવું વર્તન તને ન શોભે. સ્વાર્થપરાયણ ધીમાન પુરુષો યોગ્ય અર્થ સાધવા માટેજ પ્રવૃત્ત થાય છે (૮૨). હે અબલે ! તારા જેવા હજારો મચ્છરોને ઘાસ પાંદડાંની પેઠે અમારી ધીરજરૂપી વંટોળીઆએ ચોળી નાંખ્યા છે (૮૩). આડંબર રૂપી જ્વરનો ત્યાગ કરી સમ અને વિશુદ્ધ બુદ્ધિ વડે તથા પ્રાજ્ઞને ઉચિત વ્યવહાર વાળી યુકિતથી ડાહ્યા માણસો પોતાનો અર્થ સાધે છે (૮૪). તને શું ગમે છે ? તારી શું ઈચ્છા છે ? સ્વપ્નમાં પણ કોઇ યાચક અમારી પાસેથી પોતાની ઇચ્છા સિધ્ધ કર્યા વિના પાછો ગયો નથી ” (૮૫). એ પ્રમાણે તેને કહ્યું એટલે રાક્ષસી વિચાર કરવા લાગી, “ ખરેખર, આ સિંહ જેવા પરાક્રમી પુરુષો વિશુધ્ધ આચારવાળા અને નિર્મળ બુધ્ધિવાળા જણાય છે. તેઓ સાધારણ મનુષ્યો લાગતા નથી. આ ચમત્કાર નવાઈ ઉપજાવે તેવો છે. તેમનાં વચન અને મુખાકૃતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે, કે તેઓએ પરમ તત્ત્વનો દૃઢ નિશ્ચય કર્યો છે. જેમ નદીઓનાં જળ સંગમથી એક થાય છે, તેમ ધાર્મિક પુરુષોની અંતઃકરણની વૃત્તિઓ વાણી અને મુખાકૃતિદ્વારા પરસ્પર એક થાય છે (૮૬–૮૮). તેઓએ મારો ભાવ જાણી લીધો છે અને મેં એમનો ભાવ જાણી લીધો છે; માટે તેઓ અવિનાશી બ્રહ્મ રૂપ જ હોવાથી મારે એમનો વિનાશ ન કરવો જોઇએ. મનમાં ઉપસ્થિત થએલી કોઇ પણ શંકા હું તેમને પુછીશ કારણ કે

પંડિત પાસે જઇને, જે કંઇ પણ યોગ્ય પ્રશ્નો ન પૂછે તેઓને અધમ સમજવા" (૮૯–૯૦). એવો વિચાર કરી અકાળે થતા પ્રલયમેઘના શબ્દ જેવું હાસ્ય તેણે રોકયું, અને જ્ઞાન સંબંધી પ્રશ્નો પૂછવાના ઇરાદાથી તેમને પૂછયું,"હે નિષ્પાપ! તમે ધૈર્યશાળી જણાઓ છો, તમે કોણ છો?" (૯૧–૯૨).

મંત્રી બોલ્યોઃ– "આ કિરાત દેશના રાજા છે અને હું તેનો મંત્રી છું; તારા જેવાં મનુષ્યોને દાબી દેવા માટે અમે રાત્રિચર્યા કરવા નીકળ્યા છીએ, કારણ કે અહોનિશ દુષ્ટ લોકોને અંકુશમાં રાખવા એ રાજાની પવિત્ર ફરજ છે" (૯૩–૯૪).

રાક્ષસી બોલીઃ–" હે રાજન્! તારો મંત્રી સારો જણાય છે, કારણ કે જેનો મંત્રી દુષ્ટ હોય તે રાજા ન કહેવાય. જેનો રાજા સારો છે એજ મંત્રી કહેવાય, અને સારા મંત્રી વડે રાજા, રાજા જેવો થઇ શકે છે (૯૫). સારા મંત્રીએ રાજાને પ્રથમ તો વિવેકી બનાવવો, તેથીજ રાજા શ્રેષ્ઠ બને છે; અને જેવો રાજા હોય છે તેવીજ તેની પ્રજા પણ બને છે ૯૬). સર્વે વિદ્યાઓમાં રાજા જેવી શ્રેષ્ઠ બ્રહ્મવિદ્યાનું જ્ઞાન મેળવવાથી, રાજા બધાને સમાન દૃષ્ટિએ જુએ છે, અને પ્રભુત્વ મેળવે છે. જેઓ આ વિદ્યા જાણતા નથી, તેમને ખરા રાજા પણ ન કહેવાય કે ખરો મંત્રી પણ ન કહેવાય (૯૭). જો તમે બન્ને એ જાણતા હશો તો તમારૂં પરમ શ્રેય થશે, અને નહિ જાણતા હો તો મહાન્ અનર્થ થશે અને મારા સ્વભાવ અનુસાર હું તમારૂં ભક્ષણ કરીશ (૯૮). હે બાળકો! મારા પ્રશ્નોનો તત્ત્વદૃષ્ટિએ વિચાર કરીને ઉત્તર આપો, એ જ

મારાથી બચી જવાનો એક માત્ર ઉપાય છે ” (૯૯).

વસિષ્ઠ બોલ્યાઃ- હે રામ! રાજાએ પ્રશ્નો પૂછવાનું કહેતાં રાક્ષસીએ જે પ્રશ્નો પૂછયા તે સાંભળો (૧૦૦).

કર્કટીના પ્રશ્નો

રાક્ષસીએપૂછ યું:-“ જેમ સમુદ્રમાં અનેક પરપોટાઓ રહે છે, તેમ અપરિચ્છિન્ન હોવાથી એક છતાં ઉપાધિભેદે ઘણી સંખ્યાવાળા કયા અણુમાં લાખો બ્રહ્માંડો લીન રહે છે? આકાશ છતાં અશૂન્ય (અનાકાશ) શું છે? લોકોની દૃષ્ટિએ કંઇ નહિ છતાં તત્ત્વ-દૃષ્ટિએ કંઇક શું છે? ગમન કરનાર છતાં ગમન ન કરનાર કોણ? ચેતન છતાં પાષાણ જેવો અચેતન કોણ? ચિદાકાશમાં ચિત્ર કાઢનાર કોણ? જેમ બીજમાં આખું વૃક્ષ સ્થિત છે, તેમ કયા અણુમાં આખું જગત્ રહેલું છે? જેમ કંપિત થએલો તરંગ જળથી જુદો નથી, તેમ કોઇપણ કોનાથી જુદું નથી? કયા પદાર્થથી દ્વૈત ભિન્ન નથી? જો આ પ્રશ્નોનો બુદ્ધિપૂર્વક ઉત્તર જલદી આપવા તમે સમર્થ નહિ નીવડો, તો મારા જઠરાગ્નિને સંતોષવા તમારે એક ક્ષણમાં મારૂં ભક્ષ્ય થવું પડશે?” (૧૦૧-૧૦૫).

વસિષ્ઠ બોલ્યાઃ-મોટા વનમાં ગાઢ રાત્રિએ મહાન રાક્ષસીએ આ પ્રશ્નો પૂછયા, ત્યારે રાજાના મંત્રીએ જવાબ આપ્યો (૧૦૬).

પ્રશ્નોના ઉત્તર

મંત્રી બોલ્યો :—હે કમલેક્ષણે! બ્રહ્મવેત્તાના બોધને યોગ્ય આ વચનો વડે તમે પરમાત્માનોજ નિર્દેશ કર્યો છે (૧૦૭). એ અણુ ચિન્માત્ર આત્માજ છે, અને આકાશથી પણ સૂક્ષ્મતર છે, અને શ્રોત્રાદિ

પાંચ ઇન્દ્રિયો અને મન પણ તેને સમજી શકતાં નથી, તેમજ તેનું વર્ણન પણ કરી શકતાં નથી (૧૦૮). કરોડો બ્રહ્માંડ રૂપી પરપોટા આ પરમ ચિદ્રૂપ અણુ-પરમાત્મા-માંથી ઉદ્ભવે છે, તેમાંજ સ્થિત રહે છે, અને સ્થિતિશક્તિનું અતિક્રમણ થતાં તેમાંજ લીન થઇ જાય છે (૧૦૯). પોતાની બહાર કોઇ વસ્તુ થઈ ન હોવાને કારણે પરમાત્મા આકાશ છે, છતાં તે ચિદ્રૂપ હોતાં અશૂન્ય છે. બ્રહ્મ વસ્તુ અનિર્દેશ્ય છે, એટલે એ કંઈ નથી, તોપણ તેની પરમાર્થસત્તા હોવાથી તે કઇક છે (૧૧૦). તે ચૈત્યન્યસ્વરૂપ પ્રકાશાત્મા વાસ્તવિક જ્ઞેયના અભાવે કલ્પિત જ્ઞેયની હાજરીમાં શિલા જેવા થઈ જાય છે; અને તે પોતેજ સ્વચ્છ પરમાકાશમાં જગત્‌ને અભિવ્યક્ત કરે છે (૧૧૧). અધિષ્ઠાનબ્રહ્મની અન્યથા પ્રતીતિ એ જ વિશ્વ છે. માટે તે તેનાથી પૃથક્ નથી; જગત્‌નો ભેદ પણ તેનુંજ સ્વરૂપ હોતાં તેનાથી પૃથક્ નથી (૧૧૨). પરમાત્મા બધાને ગમ્ય છે એટલે સર્વ સ્થળે જનાર છે; પણ સર્વવ્યાપક વિભુ હોતાં તે ક્યાં જાય ? એટલે તેને ગતિ નથી. તે સ્વયંપ્રકાશ હોતાં નિરાશ્રય છે, એટલે તે નથી, છતાં પારમાર્થિક રીતે તે સદ્રૂપ છે એટલે છે" (૧૧૩).

મંત્રીનાં આ વાક્યો સાંભળીને રાક્ષસી બોલી-" હે મંત્રી ! તમારૂં વચન ખરેખર પવિત્ર છે, હવે હે રાજન ! આ પ્રશ્નોના તમે ઉત્તર આપો. " (૧૧૪-૧૧૫).

રાજાએ જવાબ આપ્યો :—" દ્વૈત સત્ છે એવા જ્ઞાનનો બાધ કરવાથી જ વિવેકી પુરુષો જે અદ્વૈત જ્ઞાન મેળવે છે, તે જ્ઞાન મેળવવા માટે અંતઃકરણમાંથી સર્વે સંકલ્પોનો ત્યાગ

કરવો પડે છે, અને પરમાત્મામાં એકનિષ્ઠ થવું પડે છે (૧૧૬). માયાથી પરમાત્માનો વિકાસ થાય એજ સૃષ્ટિ છે, અને તેમનો સંકોચ એ જ પ્રલય કહેવાય છે. એ પરમાત્મા વેદાન્તવાકયોની નિષ્ઠા (સ્થાન) છે, અને વાણીથી અગોચર છે (૧૧૭). એ પરમાત્મા અનિર્વચનીય છે, આદિ કે અંત-રહિત છતાં પણ મધ્યમાં 'છે' અને 'નથી' એ બે પ્રકારનું જ્ઞાન પણ એમાં થાય છે, અને એ જ અધિષ્ઠાનબ્રહ્મનો ચિત્તમાં વિર્વત થતાં આ ચરાચર જગત્ ભાસે છે (૧૧૮). એ સર્વાત્મક છે, છતાં તેની એકરૂપતા જેમની તેમ રહે છે, એવા સત્સ્વરૂપ શાશ્વત્ બ્રહ્મ વિષેજ તેં પ્રશ્નો પૂછયા છે" (૧૧૯).

વસિષ્ઠ બોલ્યા :—રાજાનાં વચનો સાંભળી કર્કટી રાક્ષસીને જ્ઞાન થયું અને તેનું અભિમાન ગળી ગયું (૧૨૦). તેનાં હૃદયે અત્યંત શીતળતાનો અનુભવ કર્યો, અને જેમ વર્ષાદમાં મયૂરી ખુશ થાય, અને ચાંદનીમાં કમળ ખીલે, તેમ તેને પરમ શાન્તિનો અનુભવ થયો (૧૨૧).

રાક્ષસી બોલીઃ- "ખરેખર ! આપની બુદ્ધિ પવિત્ર છે, અને નષ્ટ ન થાય તેવા જ્ઞાનરૂપી સૂર્ય સમાન તે પ્રકાશે છે (૧૨૨). આપ જેવા જગતમાં પૂજ્ય વિવેકી પુરુષોની સેવા કરવી જોઇએ એમ મારૂં માનવું છે, કારણ કે મહાત્માઓનો સમાગમ કરવાથી ફરીથી દુઃખ ભોગવવું પડતું નથી (૧૨૩). જેના હાથમાં દીવો હોય તેને અંધારૂં કેમ મૂંઝવી શકે ? મને તો આ મરૂભૂમિ જેવા વનમાં પૃથ્વીના સૂર્ય જેવા પૂજ-

નીય આપ સાંપડયા છો ! આપની શું શુભ ઇચ્છા છે તે મને તરત કહો (૧૨૪-૧૨૫).

રાજા બોલ્યોઃ- હે રાક્ષસકુલમંજરી ! તારે હવેથી કોઈના પણ પ્રાણની હિંસા ન કરવી, એવી હું તને પ્રાર્થના કરૂં છું." રાજી થએલ રાક્ષસીએ જવાબ આપ્યો કે, "હે પ્રભો ! આજથી હું ચોકકસ તેમ કરીશ. હવે હું કોઇ પણ પ્રાણીની હિંસા નહિ કરૂં" (૧૨૬-૧૨૮). રાજાએ કહ્યું, "હે પ્રફુલ્લિત કમળ જેવાં નેત્રો વાળી ! બીજાનો દેહ જ તારૂં ભોજન છે, તો મારા આ આદેશથી તું હિંસા નહિ કર, તો તારા શરીરનુ ભરણ પોષણ કેમ કરીશ ?" (૧૨૯) ત્યારે રાક્ષસીએ જવાબ આપ્યોઃ—"સમાધિમાંથી હું ઘણા કાળે જાગી, એટલે મને ભોજનની ઇચ્છા થઇ, પણ હું તેને નહિ ગણકારૂં. હવે હું શિખર ઉપર જઇશ, અને ત્યાં આગળના જેવા ધ્યાનમાં પાછી નિશ્ચલ થઇશ. ત્યાં જીવતી પૂતળીની પેઠે ઇચ્છા હશે, ત્યાં સુધી સુખેથી રહીશ (૧૩૦-૧૩૧). મરણપર્યંત 'હું બ્રહ્મ છુ' એવી ધારણપૂર્વક શરીરને સાચવીશ, અને ઇચ્છા થશે ત્યારે તેનો ત્યાગ કરીશ એવો મારો વિચાર છે (૧૩૨). હે નૃપ ! સર્વત્ર સર્વગમ્ય કલ્યાણસ્વરૂપ પરમાત્માનું જ હું દર્શન કરીશ, અને જીવીશ ત્યાં સુધી અન્યના પ્રાણ નહિ લઉં" (૧૩૩).

રાજાનો કર્કટી પ્રત્યે સુહૃદભાવ

આવી રીતે તે ત્રણ વચ્ચે મિત્રભાવ બંધાયો. બન્નેને છોડી નિશાચરી રાક્ષસી જવાને તૈયાર થઈ ત્યારે રાજાએ કહ્યું, "આપણો આ સુહૃદ્ભાવ વ્યર્થ થવો ન જોઇએ, કારણ કે

મિત્રોનો સુહૃદ્ભાવ તેમનાં દર્શનથી વધે છે. માટે સુશોભિત, મનોહર અને નાનકડું સ્વરૂપ ધારણ કરીને અમારે ઘેર આવો, અને સુખપૂર્વક ત્યાં રહો ” (૧૩૪–૧૩૬). રાક્ષસી બોલીઃ– “સુંદર સ્વરૂપ ધારણ કરનારને તમે ભોજન આપવા સમર્થ હશો, પણ હું તો રાક્ષસી છું; મને કેમ સંતોષશો? (૧૩૭). રાક્ષસીને યોગ્ય માંસાદિ ખોરાક જ મને પસંદ છે, સામાન્ય પુરુષોનું ભોજન મને સંતોષી ન શકે; કારણ કે મારા પુર્વના સ્વભાવમાં ફેર થાય તેમ નથી ” (૧૩૮). ત્યારે રાજાએ કહ્યું, “ હે અનિન્દિતે ! જ્યાં સુધી મારી ઇચ્છા હોય ત્યાં સુધી, સુવર્ણની માળા વગેરે અલંકારો પહેરી સ્ત્રીરૂપે થોડા દિવસ મારા ઘરમાં તુ રહે (૧૩૯). ત્યાર પછી દુષ્ટ કર્મો આચરનાર; ચોરો અને અન્ય વધ કરવા લાયક હજારો પુરુષો તને ભોજન માટે હું આપીશ (૧૪૦). તારા સ્ત્રીસ્વરૂપનો ત્યાગ કરીને તે બધાને શિખરે લઇ જજે, અને સુખપુર્વક તેનું ભોજન કરજે (૧૪૧). ખૂબ ખાનારાઓને એકાન્તમાં ભોજન કરવાથી બહુ જ સુખ થાય છે; એવી રીતે તૃપ્ત થઇ થોડી નિન્દ્રા લેજે અને ત્યારબાદ સમાધિમાં લીન થજે (૧૪૨). પાછી સમાધિમાંથી જાગ્રત થાય ત્યારે અહિં આવજે અને વધ કરવા યોગ્ય બીજા પુરુષો લઈ જજે: ધર્મદૃષ્ટિએ એ હિંસા નથી (૧૪૩). ધર્મમર્યાદા અનુસાર થએલ હિંસા મહા કરૂણા સમાન છે. સમાધિમાંથી તું જ્યારે જાગ્રત થાય ત્યારે મારી પાસે અવશ્ય આવજે, કારણ કે અસત્પુરુષોનો પણ સ્નેહ કોઇ કાળે નષ્ટ થતો નથી ” (૧૪૪). રાક્ષસી બોલીઃ– “ હે રાજન ! તમારૂં કહેવું યથાર્થ છે, હુ એમજ કરીશ.

હે સખે ! સુહૃદ્ભાવથી ભરેલાં વાકયોનો કોણ અનાદર કરે?" (૧૪૫).

વસિષ્ઠ બોલ્યા:–એમ કહી રાક્ષસીએ સુંદર સ્વરૂપ ધારણ કર્યું અને કહ્યું "ચાલો." રાજા અને મંત્રીએ પણ એમ જ કહ્યું. તે રાત્રીએ તેઓ આશ્રમમાં ગયા અને તે પણ પાછળ પાછળ ચાલી. તે ત્રણે જણાં રાજાને ઘેર આવ્યાં. અને વાર્તાલાપમાં તે રજની પસાર થઇ ગઈ. સવારે કુટુંબીજનની સ્રીના વેશમાં રાક્ષસી અંતઃપુરમાં દાખલ થઈ. મંત્રી અને રાજા પોતપોતાના કાર્યમાં તત્પર થયા, અને છ દિવસની અંદર પોતાના દેશમાંથી ત્રણ હજાર વધ્ય માણસો તેઓએ એકઠાં કર્યાં અને રાક્ષસીને આપ્યાં (૧૪૬–૧૫૦). રાત્રે તેણે ભયાનક રાક્ષસીનું સ્વરૂપ ધારણ કર્યું, અને એ વધ્યને લઈ રાજાની રજા લીધા બાદ પાછી તે જ હિમાલયના શિખરે ગઇ. તે વખતથી જ્યારે તે રાક્ષસી સમાધિમાંથી વ્યુત્થાન દશામાં આવતી, ત્યારે તે કિરાત દેશમાં આવતી અને વધ્ય લઇ જતી (૧૫૧–૧૫૩).



## સર્ગ ચોથો



### ઐન્દવોપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા:–આત્મા જ પરમ સત્યસ્વરૂપ બ્રહ્મ છે,

મન એજ સંસાર

અને સંસારની ભ્રાન્તિઓ પણ બીજું કંઈ નથી, એ સિદ્ધાંત સમજાવવા તમને સૂચિ-વૃત્તાન્ત સંભળાવ્યું (૧). એ પ્રમાણે મનનું સ્ફુરણ એ જ જગતનું કારણ છે, એ વિષે કાનના આભૂષણરૂપ એક ઇન્દુ નામના બ્રાહ્મણના પુત્રોનું આખ્યાન સાંભળો (૨). એ અનિન્દિત આખ્યાન સાંભળવાથી આ જગત્ પરમાત્માની માયાશક્તિનો વિલાસ માત્ર છે (માયાનો વિવર્ત છે), એવો તમને દૃઢ નિશ્ચય થશે (૩). જેમ બાળક પોતાના પડછાયાને ભૂલથી યક્ષ માને છે, તેમ ચિત્ત પણ અજ્ઞાનદશામાં આ મિથ્યા જગત્‌ને ભ્રાન્તિથી સાચું સમજે છે. જ્યારે તેને પરમ જ્ઞાનનો અનુભવ થાય છે, ત્યારે પોતાના જ ખરા સ્વરૂપને-અધિષ્ઠાનને-જુએ છે (૪). રાગાદિ ક્લેશથી દૂષિત થએલો આ સંસાર એ ચિત્તજ છે, અને એ ક્લેશોમાંથી ચિત્તમુક્ત થાય, તો જ સંસારનો અંત આવી જાય છે (૫).

બ્રહ્માજીની શંકા

એક વખતે દિવસ પૂરો થતાં સૃષ્ટિને સંકેલી ભગવાન્ બ્રહ્માજી એકાગ્રચિત્ત થયા અને નિદ્રામાં તે રજની પસાર કરી (૬). પ્રભાત થતાં બ્રહ્માજી જાગ્યા, શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સંધ્યાવંદન કર્યું અને પ્રજા ઉત્પન્ન કરવા માટે મહાન આકાશ તરફ એક દ્રષ્ટિ તેમણે ફેંકી (૭). વિસ્તૃત આકાશમાં મનથી જોયું તો જુદેજુદે સ્થળે આવેલી, મોટા મોટા વ્યવહારવાળી અને અબાધિત રીતે રહેલી જુદી જુદી સૃષ્ટિઓ જોઈ (૮). પોતાના વિશુદ્ધ, પરમ તેજના પ્રભાવે તેમને જોઇ બ્રહ્માજીને ઘણી નવાઇ લાગી કે, આ બધું શું છે અને કેમ થયું ? (૯).

ઘણા વખત સુધી તેમણે મન વડે આકાશમાં જોયા કર્યું, તે સૃષ્ટિના સમૂહમાંથી એક સૂર્યને બોલાવ્યો અને તેને પૂછ્યું (૧૦). "હે મહાતેજસ્વી ! તમે કોણ છો ? આ સૃષ્ટિ કેમ ઉત્પન્ન થઇ ? હે ભગવાન ! હે નિષ્પાપ ! તમે જો એનું કારણ જાણતા હો તો કહો " (૧૧). બ્રહ્માજીનાં આ વચનો સાંભળીને સૂર્યે ભકિતનમ્ર હૃદયે તેમને નમસ્કાર કર્યા અને મૃદુ સ્વરે કહ્યું (૧૨). "હે ઈશ્વર ! આ દૃશ્યપ્રપંચનું નિત્ય કારણ તમે છો, છતાં તમે શું એ નથી જાણતા ? હે સર્વગ ! જો મારાં વચનો સાંભળવાની આપને જિજ્ઞાસા હોય, તો આપે ન કલ્પેલી મારી ઉત્પત્તિ વિષે કહું છું, તે સાંભળો." (૧૩–૧૪).

**વિપ્રદંપતીની તપશ્ચર્યા**

"જંબુદ્વીપના એક ખૂણામાં, કૈલાસપર્વતની તળેટીમાં મરીચિ વગેરે આપના પુત્રોએ એક સમૃદ્ધ, અનહદ સુખ આપનાર અને રમણીય સુવર્ણતટ નામનું મંડળ રચ્યું. ત્યાં કશ્યપ કુલોત્પન્ન ઇન્દુ નામનો એક ધર્માત્મા બ્રાહ્મણ રહેતો હતો; તે શાન્ત સ્વભાવનો હતો. તેને એક પ્રાણસમાન પ્રિય પત્ની હતી (૧૫–૧૭). જેમ મરૂભૂમિમાં વૃક્ષો ન હોય તેમ તેને પુત્ર ન હતો; આથી ખિન્ન થએલાં દંપતી પુત્ર મેળવવાની ઇચ્છાથી તપ કરવા કૈલાસ પર્વત પર ગયાં, અને પ્રાણી વિનાના એકાન્ત સ્થાનમાં પવિત્ર વ્રતમાં પરાયણ રહીને ભયંકર તપ આદર્યું. જેમ વૃક્ષ જળાહાર પર રહે છે, તેમ તેઓ પણ જળ ઉપર રહેવા લાગ્યાં. થોડો સમય વીત્યા બાદ આ બ્રાહ્મણ દંપતી પર ભગવાન્ ચંદ્રમૌલિ પ્રસન્ન થયા

(૧૮-૨૦). જ્યાં તેઓ તપશ્ચર્યા કરતાં હતાં, ત્યાં શંકર આવ્યા અને કહ્યું, "હે વિપ્ર ! વરદાન માગ. હું તમારા બન્ને પર પ્રસન્ન થયો છું." (૨૧). વિપ્રે જવાબ આપ્યો, "હે ભગવન્ ! દેવાધિદેવ ! અમને દસ પુત્રો આપો, જેથી ફરીથી અમને શોક થવાનું કારણ ન રહે" (૨૨). "તમને દસ પુત્રો પ્રાપ્ત થશે" એમ કહી ભગવાન્ આશુતોષ અંતર્ધાન થઇ ગયા, અને વરદાન મળવાથી સંતુષ્ટ થએલાં દંપતી પણ પોતાને ઘેર ગયાં" (૨૩).

બ્રાહ્મણપુત્રોની સમાધિ

"તે બ્રાહ્મણીએ અમુક સમય પછી દસ સુંદર પુત્રોને જન્મ આપ્યો, અને તે બાળકો ધીમેધીમે મોટા થવા લાગ્યા (૨૪). થોડાં વર્ષો પછી પોતાની ગતિ જાણનાર તેમનાં માબાપો મહાન કાળની ગતિને આધીન થયાં. આથી દસ પુત્રોને માબાપનાં મૃત્યુથી ઘણો ખેદ થયો, અને ઘરનો ત્યાગ કરી કૈલાસ પર્વત પર તેઓ ગયા. માબાપ વિનાના થતાં, ખિન્ન હૃદયે તેઓએ વિચાર કર્યો (૨૫-૨૬). અહિં પરમ કલ્યાણ કેમ થાય ? દુઃખ વિનાની સ્થિતિ કેમ પ્રાપ્ત થાય? એક વ્યક્તિની સંપત્તિથી શું વળે ? કારણ કે તેના પર સામન્તોનો અમલ છે. સામન્તની સંપત્તિનો પણ શું અર્થ ? કારણ કે તેના ઉપર રાજા પ્રભુત્વ ભોગવે છે. રાજાના ઐશ્વર્યને શું કરે ? કારણ કે તેઓને સાર્વભૌમ સત્તાનું દાસત્વ સ્વીકારવું પડે છે. સાર્વભૌમત્વમાં પણ કંઇ ન વળે, કારણ કે તેથી વિશેષ ઇન્દ્રની સમૃદ્ધિ છે. અરે ! મહેન્દ્રત્વમાં પણ કંઇ ન વળે, કારણ કે પ્રજાપતિના એક મુહૂર્ત માત્ર જેટલું ઇન્દ્રનું સામર્થ્ય ટકે છે;

જેનો કલ્પાન્તે નાશ થઇ જાય. એથી આપણું શું ભલું થાય? (૨૭-૩૦). જ્યેષ્ઠ પુત્ર બોલ્યો:-'હે ભાઇ! સઘળા પ્રકારની સમૃદ્ધિમાં બ્રહ્મત્વજ અવિનાશી છે. તે તરફ મને રૂચિ થાય છે; બીજી કોઇ પણ વસ્તુ મને ગમતી નથી' (૩૧). બીજા ભાઇઓ બોલ્યા:-'હે તાત! તમારૂં વચન યથાર્થ છે; આપણાં દુઃખો શમી જાય એવો આદેશ કરો, જેથી આપણે બ્રહ્મત્વ મેળવી શકીએ' (૩૨). જ્યેષ્ઠ બંધુએ કહ્યું:-'હું કમળપત્ર પર બેઠેલો બ્રહ્મા છું, હું જ સઘળું જગત્ ઉત્પન્ન કરૂં છું અને તેનો સંહાર પણ કરૂં છું. ચિરકાળ સુધી આવુ ધ્યાન આપણે ધરીએ' (૩૩).

"મોટા ભાઇએ આમ કહ્યું એટલે એ જ ઠીક છે એમ કહીને તે ઉત્તમ બ્રાહ્મણોએ ધ્યાનમાં પોતાની બુદ્ધિ લીન કરી, અને ચિત્રનાં પૂતળાં પેઠે ત્યાં રહ્યા (૩૪). આદરપૂર્વક તેઓએ વિચાર કર્યો કે, 'હું બ્રહ્મા છું, જગત્ મેં ઉત્પન્ન કર્યું છે, હું કર્તા છું, ભોકતા છું, મહેશ્વર છું, લોકપાલો સહિત ચૌદ બ્રહ્માંડો મેં નિર્માણ કર્યાં છે; તેમની અંદર હું સ્થિત છું' (૩૫-૩૬). એવી રીતે બ્રહ્મની દૃઢ ભાવનામાં સ્થિત થએલ બ્રાહ્મણો પૂર્વની ભાવના અનુસાર અર્પિત કરી દીધેલા દેહોને ભૂલી ગયા (૩૭). વખત જતાં તડકા અને પવન વડે જીર્ણ પાંદડાંની પેઠે તેઓનાં શરીર સૂકાઈ ગયાં (૩૮). એમ તેમાંથી આ દસ સર્ગો થયા, કારણ કે ભાવના પરિપક્વ થવાથી તે દસ બ્રાહ્મણો બ્રહ્મત્વ પામ્યા (૩૯). આ દસે સંસ્કારો મનરૂપી આકાશમાં સ્ફુરીને સ્થિત થયા. તેઓમાંના એક સર્ગનો હું સૂર્ય છું" (૪૦).

બ્રહ્માજીને તે સૂર્યે ઉપર પ્રમાણે કહ્યું અને પછી પોતાને સ્થાનકે ગયો. દેવોના ઇશ્વર બ્રહ્માજી પણ પોતાના કાર્યમાં લાગી ગયા (૪૧).



# સર્ગ પાંચમો



## ઇન્દ્ર તથા અહલ્યાનું આખ્યાન

વસિષ્ઠ બોલ્યાઃ-મન જ જગતનુ કર્તા છે, મન જ પરમ પુરુષ છે; આ લોકમાં મન વડે થએલું કર્મ એ કર્મ કહેવાય છે, શરીર વડે થએલું કર્મ ખરૂં નથી ગણાતું (૧). હે રામ તમે મનની શકિતનો ખ્યાલ તો કરો; મનની દૃઢ ભાવનાના પ્રતાપે ઇન્દુના પુત્રો જેવા સામાન્ય બ્રાહ્મણોએ બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું (૨). મન વડે ભાવના કરવાથી લિંગદેહ શરીરને ઉચિત કાર્યો કરવા સમર્થ થાય છે. “ હું આ દેહ છું ” એવી ભાવનાથી જે પુરુષ મુકત છે, તેને શીતોષ્ણતા કે માનાપમાન વગેરે દેહના ધર્મો બાધ કરતા નથી. (૩). યોગી લોકો અંતર્મુખ હોવાને લીધે દેહમાં પ્રિય કે અપ્રિય જોતા નથી. એ બતાવવા માટે ઇન્દ્ર તથા અહલ્યાનું એક દૃષ્ટાંત છે (૪).

શ્રી રામે પૂછયુંઃ-હે ભગવન્! જેનાં દૃષ્ટાંતશ્રવણથી મારી દૃષ્ટિ પરમ પવિત્ર થાય એ અહલ્યા અને ઇન્દ્ર કોણ હતાં? (૫).

વસિષ્ઠ બોલ્યાઃ— હે રામ ! પૂર્વે મગધ દેશમાં ઇંદ્રદ્યુમ્ન નામે એક રાજા હતો. તે પુરાણોમાં પ્રસિદ્ધ થઇ ગએલા બીજા ઈન્દ્રદ્યુમ્ન જેવો હતો (૬). તેને ચંદ્રની સ્રી રોહિણી જેવી, અહલ્યા નામે કમળ જેવાં નેત્રોવાળી એક સુંદર સ્રી હતી (૭). તે નગરમાં ઇન્દ્ર નામે એક વિટવિદ્યામાં કુશળ પુરુષ રહેતો હતો. તે વ્યભિચારી હતો. નાગરિકોને તે અતિ પ્રિય થઇ પડયો હતો (૮). ગૌતમની અહલ્યા અને ઇન્દ્ર વચ્ચેનો પ્રેમ પ્રસંગ આ અહલ્યાએ સાંભળ્યો, એટલે તે ઇન્દ્રમાં આસકત થઇ (૯). તે બન્ને વચ્ચે ગાઢ સ્નેહ બંધાવાથી તેઓ ખુલ્લી રીતે વ્યવહાર કરવા લાગ્યાં રાજાએ પણ તેમનાં દુષ્ટ વર્તન વિષે સાંભળ્યું (૧૦). બન્નેને એક બીજામાં આસકત જોઈ રાજાએ તેમને ઘણા પ્રકારે સજા કરી (૧૧). જળાશયમાં બન્નેને રાખવામાં આવ્યાં, તો પણ દુષ્ટમતિવાળાં બન્ને ખિન્ન થવાને બદલે સંતુષ્ટ થઇ હસવા લાગ્યાં (૧૨). હાથીના પગે બાંધ્યાં તો પણ તેઓ શ્રમિત થયાં નહિ, અને ચાબૂકના મારથી પણ તેમના શરીરને કંઇપણ વ્યથા થઇ નહિ (૧૩). અગ્નિથી તેમને બાળ્યાં, હિમશિલા ઉપર તેમને રાખવામાં આવ્યાં, તોપણ તેમને કંઇપણ દુઃખ ન થયું. આથી રાજાએ બન્નેને પૂછ્યું, "હે દુષ્ટ બુદ્ધિવાળાં ! તમને ખેદ કેમ થતો નથી ?" (૧૪). પ્રસન્ન ચિત્તે તે બન્નેએ રાજાને કહ્યું, " અમે પરસ્પર તન્મય થઇ ગયાં છીએ, એટલે એક બીજાનાં મુખની સુંદરતાનું સ્મરણ કરતાં કરતાં પોતાને પણ ભૂલી જઇએ છીએ. હે રાજન્ ! અમારાં અવયવોને કાપી નાંખવામાં આવે, તો પણ અમને દુઃખ થાય તેમ નથી (૧૫-

-૧૬). હે રાજન્ ! પ્રિય પદાર્થોમાં લાંબા કાળથી અભિનિવેશ-વાળા મનઃકૃત ધીર ભાવને શરીરના ભાવો બાધ કરી શકતા નથી (૧૭). પરસ્પર તન્મય થઇ જવાને કારણે અમે તે ભાવો જાણતાં નથી, પણ મનના તીવ્ર વેગથી અમે જેવા ભાવના કરીએ છીએ તેને જ જોઇએ છીએ; શરીરથી થતી ચેષ્ટાઓને અમે જોતાં નથી. હે નૃપ ! મુનિઓના શાપ વગેરે કોઇપણ ક્રિયાઓ તીવ્ર વેગવાળાં મનને ચલિત કરવા સમર્થ નથી. ધૈર્યશાળી પુરુષનું એક જ કાર્યમાં મગ્ન થએલું મન મેરૂ પર્વતની પેઠે સેંકડો પ્રતિઘાતો વડે પણ ચળતું નથી(૧૮-૨૧). હે રાજન્ ! શરીરથી ઉત્પન્ન થતી કલ્પનાઓ વૃથા છે, કારણ કે આ શરીરનું મુખ્ય કારણ ચિત્તજ છે. જેમ વનની અંદર જુદાં જુદાં વૃક્ષોનું મૂળ કારણ જળ છે, તેમ મનને જ તમારે મુખ્ય શરીર જાણવું (૨૨). એક શરીર હોવા છતાં સ્વપ્નમાં મન જેમ બીજાં અનેક શરીર ઉત્પન્ન કરે છે, તેમ એક દેહનો નાશ ન થયો હોય તો પણ મન બીજાં શરીરો રચે છે; પણ ચિત્તનો નાશ ન થયો હોય તો શરીર કંઇ કરી શકતું નથી. માટે મનરૂપી અમૂલ્ય રત્નનું તમારે રક્ષણ કરવું ” (૨૩).

વસિષ્ઠ બોલ્યાઃ-આ પ્રમાણે બન્નેએ રાજાને કહ્યું, એટલે પાસેજ બેઠેલા ભરત મુનિને રાજાએ કહ્યું,“હે ભગવન્ ! હે સર્વ-ધર્મજ્ઞ ! આ બન્ને વિષયાંધ બનેલાં છે, છતાં તેમનાં મન પરમા-ર્થસાર વિષયવાળી વાણીમાં રમે છે. શાસ્ત્રોકત વિધિએ તેમને દંડ થયો છે, હવે એમને હું મારા દેશમાંથી કાઢી મૂકીશ.” એમ કહીને રાજાએ તેમને કાઢી મૂકયાં (૨૪-૨૬).

卐

# સર્ગ છઠ્ઠો



## ચિત્તોપાખ્યાન

વસિષ્ઠ બોલ્યાઃ—મેં તમને આ નાનકડા આખ્યાનથી સમજાવ્યું, કે આ જગતમાં બધા પુરુષોને બે શરીર હોય છેઃ એક મનોમય શરીર અને બીજું સ્થૂળ શરીર. તેમાં મનોમય શરીર ચળ છે અને તે શિઘ્ર કામ કરનાર છે, અને સ્થૂળ શરીર માંસનું બનેલું છે અને પોતે કંઇ કરતું નથી (૧-૨).

શ્રી રામ બોલ્યાઃ—હે બ્રહ્મન્ ! દશ્ય છતાં પણ જેનું વાસ્તવિક સ્વરૂપ નથી, એવા સંકલ્પપ્રધાન મનનું સ્વરૂપ વિસ્તારથી કહો (૩).

વસિષ્ઠ બોલ્યાઃ જે અનન્ત છે અને જેની માયાશકિત સર્વનું કારણ છે, એવા મહાન્ આત્મતત્ત્વના સંકલ્પથી જે જે કંઇ કલ્પિત છે, તેને મનનું સ્વરૂપ જાણવું (૪). મનુષ્યોનો ભાવ સ્વભાવે ચંચળ છે. તે ભાવ સંકલ્પ કરતાં કરતાં આત્મા અને અનાત્મા વચ્ચે ગોથાં ખાય છે, આવા ભાવને મનનું સ્વરૂપ જાણવું (૫). મન ગમે ત્યાંથી ઉત્પન્ન થયું હોય, કે ગમે તે કંઇ હોય, તો પણ તેને હંમેશાં પોતાના મોક્ષને માટે મુકિત મળે તેવી યુકિતઓમાં જોડવું (૬). હે નિષ્પાપ ! પૂર્વે ભગવાન બ્રહ્માએ જે ચિત્તનું આખ્યાન કહ્યું હતું, તે હું તમને કહું છું (૭).

હે રામ ! અતિ વિસ્તીર્ણ, શૂન્ય, અશાન્ત અને અતિ ભયંકર એક વન છે. તેમાં અનેક યોજન લાંબાં સ્થળો એક અણુની જેમ રહેલાં છે (૮). એની અંદર હજારો હાથ અને

આંખવાળો એક પુરુષ રહેતો હતો. તેની બુદ્ધિ વ્યાકુળ થઇ ગઈ હતી, અને તેની આકૃતિ ભયંકર અને વિકૃત હતી (૯). પોતાના અનેક હાથમાં પરિઘો લઇ તે પોતાની પીઠ પર પ્રહારો કરતો હતો, અને સેંકડો યોજનો સુધી આમ પોતાની ઉપર પ્રહાર કરતો તે ભયંકર પુરુષ દોડયો જતો હતો (૧૦-૧૧). તે બૂમો પાડતો નાસતો હતો અને અહિં તહિં દોડયો જતો હતો. છેવટે તે થાકી જવાથી વિવશ થયો અને તેનાં સર્વ અંગો શિથિલ થઇ ગયાં (૧૨). પરાધીન થઇ જતાં તે એક મોટા અંધકૂપમાં જઇ પડયો; એ કૂપ કૃષ્ણપક્ષની રાત જેવો અંધારો અને આકાશ જેવો ગંભીર જણાતો હતો (૧૩). થોડો સમય વીત્યા બાદ તે ત્યાંથી ઉઠી ઉભો થયો, અને પોતે જ પોતાને પ્રહાર કરતો દોડવા લાગ્યો (૧૪). જરા દૂર ગયો એટલે પતંગ જેમ દીવા ઉપર અથડાય તેમ તે એક કાંટાવાળા વનમાં દાખલ થયો (૧૫). એક ક્ષણમાં ત્યાંથી નીકળી આગળની માફક પોતાને જ પરિઘો વડે પ્રહાર કરતો દોડવા લાગ્યો, અને જરા દૂર જઇને ચંદ્રનાં કિરણો જેવાં શીતળ કેળનાં વનમાં તેણે હસતે ચહેરે પ્રવેશ કર્યો. વળી ત્યાંથી એક ક્ષણમાં નીકળી જઇને પોતે જ પોતાને પ્રહાર કરતો દોડયો, અને અંધકૂપમાં જઇ પડયો. તેનાં અંગો શિથિલ થઇ ગયાં. ત્યાંથી નીકળી ફરીથી કદલીવનમાં તેણે પ્રવેશ કર્યો (૧૬-૨૦). ત્યાંથી એક શુભ્ર કરંજવનમાં તે ગયો; ત્યાંથી તે ફરીથી કૂવામાં જઈ પડયો અને કૂવામાંથી નીકળી પહેલાંની પેઠે પોતાના ઉપર પ્રહાર કરતો કદલીવનમાં દાખલ થયો (૨૧). લાંબા વખત સુધી મેં તેને આવું આચરણ

કરતાં જોયો; તેને મેં (વિવેક) બળપૂર્વક રોકયો અને પૂછયું; “ તું કોણ છે ? આ બધું શું છે ? તારી શું ઇચ્છા છે ? વિના કારણ કેમ તું આમ તેમ દોડે છે ? ” હે રઘુનન્દન ! આ પ્રશ્નો મેં પૂછયા એટલે તેણે મને જવાબ આપ્યો (૨૨-૨૪). “ હે મુને ! હું કોઇ નથી અને કંઇ પણ કરતો નથી. તમે મારો નાશ કર્યો એટલે તમે મારા શત્રુ છો. તમારી દૃષ્ટિથી હું નાશ પામ્યો છું, અને સુખ દુઃખ રહિત થયો છું.” એમ કહીને અસંતુષ્ટ થએલા તેણે પોતાનાં શિથિલ અંગો તરફ નજર કરી અને વરસાદની પેઠે તે ઘાંટો પાડી રૂદન કરવા લાગ્યો. એક ક્ષણમાં તેણે રૂદન બંધ કર્યું; અને પોતાનાં અંગો જોઇને હસવા માંડયું (૨૫-૨૭). અટ્ટહાસ્ય કરીને મારી સમક્ષ સંભ્રમ પૂર્વક એક પછી એક અંગનો ત્યાગ કર્યો (૨૮). પ્રથમ તેનું પરમ ભયંકર મસ્તક (અહંકાર) પડયું, પછી અનુક્રમે હાથ (કુકલ્પના) છાતી અને ઉદર (અર્થની આશા) પડયાં (૨૯). એવી રીતે પોતાના અવયવોનો ત્યાગ કરી દૈવની શક્તિથી તે કયાંક જવા તૈયાર થયો (૩૦). વળી એકાન્તમાં બીજા પુરુષને મેં જોયો. તે પણ પોતાને મારતો હતો, રખડતો હતો અને વ્યગ્ર થયો હતો, હું તેની પાસે ગયો અને આગળ પ્રમાણે જ તેને પ્રશ્નો પૂછયા. તે પણ એવી જ રીતે રડયો અને હસ્યો; પછી પોતાના અંગોનો ત્યાગ કરી તે કોઇ અલક્ષ્ય સ્થળમાં ચાલ્યો ગયો. તે પ્રમાણે મેં એક ત્રીજા પુરુષને જોયો. અત્યંત અંધ બનીને તે નાસતો જતો હતો અને તે ઉંડા કૂવામાં પડયો. તેની પ્રતીક્ષા કરતો ઘણો વખત સુધી હું ત્યાં બેઠો (૩૧-૩૪). ઘણો સમય વીત્યો તોપણ તે

પુરુષ કૂવામાંથી બહાર ન નીકળ્યો. વળી અહિં તહિં પડતા આખડતા એક અન્ય પુરુષને મેં જોયો (૩૫). તેને પણ મેં રોકયો અને પૂછયું; પણ તે દુષ્ટે જવાબ આપ્યો, " હે મૂઢ ! તું કંઈ જાણતો નથી. હે દુર્મતે ! મારાથી દૂર થા." એમ કહી તે પોતાના વ્યવહારમાં તલ્લીન થઈ ગયો. (૩૬). આમ તે જંગલમાં તેના જેવા ઘણા પુરુષો આમ તેમ ફરતા રહે છે હજી પણ તે વન છે (૩૭). તે વન ભીષણ છે ત્યાં કાંટારૂપી સંકટો છે, ત્યાં ગાઢ અંધકાર છવાઈ રહ્યો હોવાથી તે વન ગહન છે, છતાં સુખ મેળવીને અજ્ઞાની લોકો બગીચાની પેઠે વિષયોમાં આસકત થઇ તે વનનું સેવન કરે છે (૩૮).

આખ્યાયિકાનો આધ્યાત્મિક અર્થ

શ્રી રામે પૂછયું:-હે બ્રહ્મન્ ! હે નિષ્પાપ ! એ મહાવન શું છે ? એ કયાં દેખાય છે ? ત્યાં વસતા પુરુષો કોણ હતા ? ત્યાં શું કાર્ય કરવા પ્રવૃત્ત થયા હતા ? (૩૯).

વસિષ્ઠ બોલ્યાઃ-હે રઘુનાથ ! હે મહાબાહો ! હું તમને સંપૂર્ણ રહસ્ય કહું છું, તે સાંભળો. તે મહાવન કે પુરુષો જરા પણ દૂર નથી (૪૦). હે રામ ! તે મહાન્ અરણ્ય એટલે આ સંસારજ. તે અપાર અને ગંભીર છે, અને અસત્કાર્યોથી ભરપૂર છે એમ તમારે ચોક્કસ જાણવું (૪૧). ત્યાં જે મહાન્ આકારવાળા પુરુષો ફરે છે, તે દુઃખમાં પડેલાં મન જ છે (૪૨). હે મહામતે ! એઓનો દ્દષ્ટા હું એટલે વિવેક એ વિવેક વડે જ મન જ્ઞાન મેળવી જાગ્રત થાય છે (૪૩). મારી (વિવેકની) કૃપાથી જ કેટલાંક મન પરમજ્ઞાન પ્રાપ્ત કરે છે, અને પરમ ઉપરામવૃત્તિને પામે છે. જગત્માં મોહને

લીધે વિષયાસક્ત થએલા કેટલાક મારો અનાદર કરે છે, અને મારા તિરસ્કારને વશ થઈ કૂવામાં નીચે પડે છે (૪૪-૪૫). ત્યાં જે ઊંડા કૂવા હતા, તેને તમારે નરક સમજવાં. કદલીવનને સ્વર્ગ અને કરંજવનને મર્ત્યલોક સમજવા (૪૬). મહાન્ ઘોર પાપો કર્યાં હતાં તેઓ હંમેશને માટે નરકરૂપી કૂવામાં પડયા હતા (૪૭). જે કરંજવન હતું તેને મનુષ્યલોક સમજવો. એ મૃત્યુલોકમાં મનુષ્યો માટે સ્ત્રીમાં રાગરૂપી રસ છે, દુઃખરૂપી કાંટાનું વિઘ્ન છે, અને ત્યાં પુત્રૈષણા વગેરે વિવિધ એષણાઓ છે (૪૮). જે પુરુષોએ મારો દુષ્ટ વચનો વડે તિરસ્કાર કર્યો હતો, તેઓ આત્મતત્ત્વને ન ઓળખનાર મન હતાં, અને પોતાના વિવેકનોજ તેઓએ અનાદર કર્યો હતો (૪૯). 'તમે મને જોયો, તમે મારો નાશ કર્યો, તમે મારા શત્રુ છો; એમ જે પુરુષે કહ્યું, તેને વિષયાભિમુખ ચિત્ત સમજવું. તેણે જ મમતા પૂર્વક વિલાપ કર્યો હતો (૫૦). હે રાઘવ ! ત્યાં જે મહાન આક્રન્દ થયું તે મનનું હતું, કારણ કે તેને સંસારના ભોગો છોડતાં બહુ દુઃખ થયું, તેથી તેણે રુદન કર્યું (૫૧). જેણે પૂરેપૂરો વિવેક પ્રાપ્ત કર્યો નથી, એવા મનને સંસારના ભોગોનો ત્યાગ કરતાં ખૂબ દુઃખ થાય છે (૫૨). જ્યારે તે પુરુષ હસ્યો ત્યારે તેને તત્ત્વનો બોધ થતાં મનને આનંદ થયો હતો, અને પરમ વિવેકનો ઉદય થતાં મનને સંતોષ થયો હતો. (૫૩). જેને પરમ વિવેકની પ્રાપ્તિ થાય, જેણે સંસારના ભોગો વગેરેનો ત્યાગ કર્યા છે, અને જેનું મન સંકલ્પવિકલ્પ વગેરે લક્ષણો વાળા રૂપનો ત્યાગ કરે છે, તેના આનંદમાં ચોકકસ વધારો થાય

છે (૫૪). મેં એ પુરુષને બળપૂર્વક અટકાવ્યો અને પ્રયત્ન કરીને મેં જોયો. આ વાત વડે વિવેક ચિત્તને બળપૂર્વક ટેકો આપે છે એવું સૂચન થયું (૫૫). તે પુરુષ પોતે જ પોતાને પ્રહાર કરતો હતો, એનો અર્થ એવો થયો કે મન કલ્પનાવડે પોતાને જ દુઃખ દે છે (૫૬). પોતાને મારતાં મારતાં પુરુષ અહિં તહિં નાસે છે, એનો અર્થ એ છે કે પોતાની વાસનાના પ્રહારથી મન અહિં તહિં રખડે છે (૫૭). જેમ રેશમનો કીડો પોતાની જ લાળથી પોતાને બંધનમાં નાંખે છે, તેમ મન પણ પોતાની લીલામય સંકલ્પવિકલ્પની જાળમાં પોતે જ બંધનમાં પડે છે (૫૭). હે રામ ! ઉત્તમ ચિત્તાખ્યાન તમને સંભળાવ્યું; આ બધો દૃશ્ય–પ્રપંચ મનને જ આભારી છે, એમ સમજી ચિત્તનો નાશ કરવા પ્રયત્ન કરો (૫૯).



# સર્ગ સાતમો



## બાળકની આખ્યાયિકા

વસિષ્ઠ બોલ્યાઃ–હે રામ ! બ્રહ્મવેત્તાઓ બ્રહ્મ અને મનમાં કંઈ ભેદ જોતા નથી. મન એ બ્રહ્મ સિવાય બીજું કંઇ નથી. તે પરબ્રહ્મ શક્તિશાળી છે, નિત્ય છે, પરિપૂર્ણ છે, અને નાશરહિત છે (૧). તે અધિષ્ઠાન બ્રહ્મમાં જે જોવામાં આવે છે તે કંઇ પણ નથી; એટલે બ્રહ્મમાં જગત્ અજ્ઞાનદૃષ્ટિએ છે, જ્ઞાનદૃષ્ટિએ બધુ બ્રહ્મ જ છે. એ

બ્રહ્મનું સત્યત્વ

માયાશક્તિ વડે જ પરમાત્મા અનેક રૂપે વિવર્ત પામી પ્રકાશે છે (૨). બ્રહ્મની ચિચ્છક્તિ શરીરોમાં જોવામાં આવે છે. વાયુમાં સ્પન્દશક્તિ, પત્થરમાં કઠિનતા, જળમાં દ્રવશક્તિ, અગ્નિમાં દાહશક્તિ, આકાશમાં શૂન્યશક્તિ, અને વિનાશી પદાર્થોમાં નાશશક્તિ જોવામાં આવે છે (૩–૪). ઉત્પત્તિ કાળે અંડની અંદરના મોરની પેઠે આત્મામાં જ સર્વ વસ્તુ રહેલી છે. વૃક્ષના બીજમાં જેમ ફળ, પત્ર, લતા, પુષ્પ, ડાળીઓ અને મૂળવાળું વૃક્ષ છે, તેમ આ બધું બ્રહ્મમાં સમાયેલું છે (૫). જેમ ભૂતળ ઉપર શાળ થાય છે, તેમ ક્યાંક કોઇક વાર તે શક્તિઓનો પરમાત્માથી જ ઉદય થાય છે (૬). તે સર્વનો આત્મા છે અને સ્વયં પ્રકાશે છે. એ થોડી પણ મનનશકિત ધારણ કરે છે ત્યારે તે મન કહેવાય છે (૭). હે રામ ! પ્રથમ મનનો ઉદય થયો, પછી બંધ અને મુક્તિનું જ્ઞાન થયું, અને પછી જગત્ નામની પ્રપંચ–રચના થઇ. બાળકને કહેવાએલી વાર્તાની પેઠે આ બધી સ્થિતિ સ્થિરતા પામી છે, એટલે વિચાર ન કરવાથી તે સત્ય જેવી ભાસે છે (૮).

બાળકની આખ્યાયિકા

શ્રી રામ બોલ્યા :–મુનિશ્રેષ્ઠ ! એ બાળકની આખ્યાયિકા શું છે ? વિલાસોમાં ફસાએલું મન તુચ્છ હોવા છતાં વિચારહીન પુરુષોને સાચા જેવું લાગે છે. એવા મનના સ્વરૂપનું વર્ણન કરતી એ કથા મને ક્રમસર કહો (૯).

વસિષ્ઠ બોલ્યા :–હે રાઘવ ! કોઈ એક મૂઢ બાળકે પોતાની ઉપમાતા (આયા)ને કહ્યું, " હે મા ! મને કોઈ વિનોદ આપે તેવી વાર્તા કહો (૧૮). " હે મહામતે ! બાળકને આનંદ

આપવા માટે ધાત્રીએ પ્રસન્ન ચિત્તે મીઠાશ ભરેલી વાણીથી વાર્તા કહેવા માંડી (૧૧).

" કોઈ એક તુચ્છ નગરમાં ત્રણ સુંદર રાજપુત્રો રહેતા હતા. તે મહાત્માઓ ધાર્મિક, ઉદાર અને શૂરવીર હતા (૧૨). તેમાંથી બે જન્મ્યા જ ન હતા, અને ત્રીજો ગર્ભમાં પણ ન હતો. એક દિવસ ઉત્તમ લાભ મેળવવાના ઇરાદાથી વિમળ અભિપ્રાયવાળા ત્રણે રાજકુમારો પોતાના શૂન્ય નગરમાંથી નીકળ્યા. રસ્તે જતાં આકાશમાં ફળોથી સુશોભિત વૃક્ષો જોયાં (૧૩-૧૪). ત્યાં આરામ લેતા લેતા અને સ્વાદિષ્ટ ફળો ખાતા ખાતા તે ત્રણે જણા આનંદ ભોગવવા માટે સુખેથી આગળ વધ્યા (૧૫). રસ્તામાં ત્રણ સરોવર આવ્યાં. તેમાં મોજાં ઉછળતાં હતાં, એક સૂકાઈ ગયું હતું અને બેમાં તો પાણી જરા પણ ન હતું (૧૬). તે સૂકાઈ ગએલા તળાવમાં તેઓએ ખૂબ સ્નાન કર્યું; અને ચિરકાળ પર્યંત જળક્રીડા કરીને દૂધ જેવું પાણી પીધું (૧૭). સૂર્યાસ્ત સમયે ભવિષ્યમાં રચાનાર એક નગર આવ્યું. દૂરથી જ મોટા અવાજ સંભળાવા લાગ્યા અને નગરજનો ખેલતાં ફરતાં હતાં (૧૮). ત્યાં ત્રણ રમણીય ઘરો દેખાયાં. એક ઘર દિવાલ વિનાનું હતું, અને બે તો બંધાયાં જ ન હતાં (૧૯). દિવાલ વિનાના ઘરમાં તેઓએ પ્રવેશ કર્યો અને ત્યાં ત્રણ સોનાના થાળ તેઓએ જોયા (૨૦). એક થાળ ખપ્પર જેવો થઈ ગયો, અને બેના તો ચૂરા થઈ ગયા. સ્વચ્છ બુદ્ધિવાળા તેઓએ તે થાળ લીધો (૨૧). તેમાં તેઓએ ત્રણ દ્રોણ ( એક પ્રકારનું માપ ) ચોખા રાંધ્યા અને મુખવિનાના ખાઉધરા બ્રાહ્મણો તો ચોખા ખાઈ ગયા (૨૨). બધા ચોખા

ખવાઈ જતાં જે શેષ રહ્યા, તે રાજકુંવરોએ ખાધા અને પછી તે જ નગરમાં મૃગયા વડે, આનંદ લેતા ત્યાં જ સુખેથી રહ્યા. ”

હે રામ! આવી સુંદર વાર્તા ધાત્રીએ બાળકને કહી (૨૩-૨૩). વિચાર વિનાની બુદ્ધિ વડે તે બાળકે એ વાર્તા સત્ય છે એવો નિશ્ચય કર્યો. હે રામ! તમને બાળકની આખ્યાયિકા મેં કહી (૨૫). બાળકને જેમ આખ્યાયિકા સાચી લાગી, તેમ જેઓ મનથી બિલકુલ વિચાર નથી કરતા, તેઓને આ સંસાર -પ્રપંચ સાચો ભાસે છે (૨૬). આ સમગ્ર જગત્ અનેક સંકલ્પોથી ભ્રાન્તિરૂપ ભાસે છે, અને મનનો વિલાસ પણ અનેક સંકલ્પોને લીધે છે. માટે હે રામ! બધા સંકલ્પોરૂપી મળને દૂર કરી બ્રહ્માત્મૈકનો દૃઢ નિશ્ચય કરો, અને સંસાર-માંથી વૃત્તિઓને ખેંચી લઈ ઉપરામ પામો. (૨૭).



## સર્ગ આઠમો



### શામ્બરિકનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા :—અજ્ઞાની પુરુષ પોતાના સંકલ્પોને લીધે મોહ પામે છે, પણ જેની બુદ્ધિ વિચાર કરે છે, અને મોહના આડંબર રહિત છે, તેવા પંડિત પુરુષોને મોહ થતો નથી. માટે હે રામ! બુદ્ધિપૂર્વક સત્યસ્વરૂપ પરમાત્માનો વિચાર કરો અને અસત્ય દ્વૈતપ્રપંચનો ત્યાગ કરો (૧). વસ્તુતઃ તમે

મુક્ત છો, છતાં ' હું બંધનમાં પડયો છું ' એમ માનીને શા માટે વ્યર્થ શોક કરો છો ? અનન્ત આત્મતત્ત્વને કોણ કેવી રીતે બાંધી શકે ? (૨). એ આત્મતત્ત્વ અનન્ત છે, ચિદ્ઘન અને આનંદસ્વરૂપ છે, નિર્વિકલ્પ રૂપે જ તે રહેલું છે, તે સિવાય અન્ય કંઈ નથી; તો પછી કોણ મુક્ત છે અને કોણ બદ્ધ છે ? (૩). હે રામ ! મનના સંકલ્પો જ બંધનનું કારણ છે, અને મન અમન થઈ જાય તો મોક્ષ જ બાકી રહે (૪). જ્યારે મન સંકલ્પથી પોતાની લીલામાં રોકાયેલું હોય, ત્યારે અનેક યોજનનો વિસ્તાર તેને બહુ જ ટૂંકો લાગે છે, અનેક કલ્પો તેને ક્ષણ જેવા ભાસે છે, અને ક્ષણ પણ ઘણી વખત કલ્પ જેવડી લાગે છે (૫). અહિં એક ઉત્તમ વૃત્તાન્ત તમને કહું છું, એ સાંભળવાથી જગત સંબંધી ઈન્દ્રજાળ માયાના જોરે ચિત્તમાં જે પ્રકારે રહી છે તે તમને સમજાશે (૬).

પૃથ્વી ઉપર ઉત્તરપાંડવ નામનો એક મોટો સમૃદ્ધ દેશ હતો; તેમાં નાના પ્રકારનાં જંગલો હતાં. પૃથ્વી ઉપર જાણે બીજો સૂર્ય ઉગ્યો હોય તેવો હરિશ્ચન્દ્રના વંશમાં ઉત્પન્ન થએલો ધર્મપરાયણ એક લવણ નામનો રાજા રાજ્ય કરતો હતો (૭-૮). એ રાજાના યશરૂપી પુષ્પોનાં રજ વડે શ્વેત થએલા પર્વતો વિમલ હારોની માફક શોભતા હતા. ( એની કીર્તિ સર્વત્ર વ્યાપી રહી હતી ) (૯). કુટિલતાથી તે તદ્દન અજ્ઞાત હતો; પારકાનું લઈ લેવાની તેને અભિલાષા ન હતી, વાચક જેમ નામ ધારણ કરે તેમ તેણે ઉદારતા ધારણ કરી હતી (૧૦). એક વખત રાજનીતિમાં કુશળ તે રાજા સભામંડપમાં સ્વસ્થતાથી સિંહાસન પર બેઠો હતો, ત્યારે એક જાદુગરે

સભામાં સંભ્રમિત રીતે પ્રવેશ કર્યો. શિખર જેવી ઉત્તમ ગ્રીવાવાળા તે રાજાને જાદુગરે પ્રણામ કર્યા અને ભ્રમર જેમ પ્રફૂલ્લિત કમળ પાસે ગુંજારવ કરે, તેમ તેણે ઉંચે જોતા રાજાને કહ્યું: " હે વિભો ! જેમ પૃથ્વી પર ચંદ્રોદય થાય અને તમે જુઓ, તેમ સિંહાસન પર બેઠાં બેઠાં જ આશ્ચર્યકારક એક ખાસ જાદુનો ખેલ તમે જુઓ (૧૧–૧૩). " એમ કહી પરમાત્માની માયાની પેઠે ભ્રાન્તિમાં નાંખનાર અને નાના પ્રકારની રચનાના કારણરૂપ એક મોરપીંછ તેણે ફેરવી (૧૪). જુદા જુદા પ્રકારના રંગોથી શોભતી પીંછી જોઇને તરત જ રાજાને ભ્રાન્તિ થઇ, કે સિંધુદેશનો સામંત તેની સભામાં એ વખતે દાખલ થયો. તેની પછવાડે એક સુંદર પરમ વેગવાળો ઘોડો પણ હતો. તે ઘોડાને આગળ કરી તે સામંતે રાજાને કહ્યું: (૧૫-૧૬) " હે મહીપતે ! મારા રાજાએ ઘોડાઓમાં શ્રેષ્ઠ ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો આપ ચક્રવર્તી સમ્રાટ્ માટે મોકલ્યો છે (૧૭). શુભ પદાર્થો મોટા માણસોને અર્પણ કરવાથી જ શોભે છે. " એમ તેણે કહ્યું એટલામાં જાદુગરે રાજાને તે ઉત્તમ ઘોડા ઉપર બેસીને પૃથ્વી પર વિહાર કરવા કહ્યું; એટલે રાજાએ ઘોડાને બરાબર જોયો. અનિમેષ દૃષ્ટિથી તેને જોતાં તે ચિત્રમાંના પૂતળાની જેમ સ્તબ્ધ થઇ ગયો (૧૮–૨૦). આવી રીતે બેએક ક્ષણ સુધી આત્મામાં જ ધ્યાનાસક્ત થયો હોય તેવી રીતે તેને સ્તબ્ધ થએલો જોઇ, સભામાં બેઠેલા લોકોને પરમ આશ્ચર્ય થયું (૨૧). પ્રધાનો શંકામાં ડૂબી ગયા હોય તેમ બેસી રહ્યા, અને સભામાં લોકોનો કોલાહલ શાન્ત થઇ ગયો (૨૨). ભય અને મોહથી દુઃખી થએલી જનતા જાદુ-

ગરના કપટી ખેલથી ખૂબ વિસ્મય પામી, અને રાજાએ સ્થિર આંખે જોયા કર્યું, તેથી સભા બીડાએલાં કમળની પેઠે શોભવા લાગી (૨૩).

ઈન્દ્રજાળ વર્ણન

વસિષ્ઠ બોલ્યાઃ- બે મુહૂર્ત પછી રાજા જાગ્યો, અને સિંહાસન ઉપર ધ્રૂજવા લાગ્યો (૨૪). આકુળ વ્યાકુળ થએલા રાજાને નોકરોએ ટેકો આપ્યો. પછી વિનયી મંત્રીઓએ ભાનમાં આવેલા રાજાને આદરપૂર્વક પૂછ્યું, " તમારૂં સ્વચ્છ તન ભ્રમમાં કેમ પડયું ? વિવેક વડે જાગ્રત્ થએલાં મનને મોહ થતો નથી." આ સાંભળી રાજાની દૃષ્ટિ પ્રફુલ્લિત થઈ અને તે બોલ્યો (૨૫-૨૭):-

" હે સભાસદો ! જે આશ્ચર્યકારક બનાવ બન્યો તે સાંભળો. વિચારહીન જાદુગરે મોરપીંછી ફેરવી એટલે મારા મનને ભ્રાન્તિ થઈ કે, હું ઘોડા પર બેઠો અને એકલો મૃગયા માટે જવા તૈયાર થયો. જેમ વિષયસુખનો અનુભવ કરવાની ટેવથી જડ થએલું મન, પશુની પેઠે સામાન્ય બુદ્ધિથી પણ રહિત અનાત્મજ્ઞને અહિંતહિં વિષયોમાં લઈ જાય, તેમ તે ચપળ ઘોડો અતિવેગથી મને દૂર લઈ ગયો (૨૮-૩૦). ત્યાર પછી એક અરણ્ય આવ્યું, તે પ્રલયાગ્નિથી બળી ગએલા બ્રહ્માંડ જેવું ભયંકર લાગતું હતું, તેમાં પક્ષીઓ ન હતાં, પુષ્કળ બરફ હતો અને જળ તથા વૃક્ષો પણ ત્યાં ન હતાં (૩૧). એ અરણ્ય જોઈ મને ખેદ થયો, અને દિવસ અસ્ત થયો, ત્યાં સુધી દુઃખી થતો હું ત્યાં ખૂબ રખડયો (૩૨). વિવેકી પુરુષ વિવેક વડે સંસાર તરી જાય તેમ મહામહેનતે અને ખિન્ન હૃદયે મેં તે અરણ્ય ઓળંગ્યું, અને એકબીજા અરણ્યમાં આવ્યો (૩૩).

તે વનમાં જાંબુ અને કદંબનાં ઝાડો હતાં. તેના ઉપર વટેમાર્ગુ-ઓનાં સગાંવહાલાં જેવાં પક્ષીઓ કલરવ કરતાં હતાં (૩૪). હું એક લીંબુના વૃક્ષ નીચે આવ્યો, અને ઘોડાનો ત્યાગ કરવાની ઇચ્છાથી મેં તેની એક શાખા પકડી (૩૫). જેમ ગંગાજીમાં સ્નાન કરનાર પુરુષનાં પાપોનો નાશ થાય તેમ મેં શાખા પકડી કે તરતજ મારો ઘોડો ચાલ્યો ગયો (૩૬). ખૂબ લાંબી મુસાફરી કરવાથી હું થાકયો હતો, તેથી હું થાક ઉતારવા ત્યાં રહ્યો. મોહમાં ડૂબી ગએલા મને એ રાત કલ્પ જેવી થઇ પડી (૩૭). મેં સ્નાન પણ ન કર્યું, પૂજાપાઠ પણ ન કર્યા અને કંઇ ખાધું પણ નહિ. ફક્ત સંકટના ભાર નીચે જ દબાઇને એ રાત મેં પસાર કરી (૩૮). ઠંડીથી મારા દાંત ધ્રૂજતા હતા, અને એવી રીતે ગાઢ અંધારી રાત પસાર થઇ ગઈ (૩૯). પછી એક વિસ્તીર્ણ જંગલમાં ફરવા લાગ્યો. જેમ મૂર્ખના શરીરમાં કુલીનતાનો એકે ગુણ ન દેખાય, તેમ કોઈ પણ પ્રાણી ત્યાં નજરે ન પડયું. ફકત જાતિસ્વભાવને લીધે નિષ્ફળ વૃક્ષની ઘટાના ભ્રમથી પક્ષીઓ ચીંચીં અવાજ કરતાં હતાં. જ્યારે ચાર ઘડી દિવસ ચડયો, ત્યારે શ્યામ વસ્ત્ર પહેરેલી એક કન્યાને મેં જોઈ. તેના નેત્રો ચપળ હતાં અને તેના હાથમાં ચોખા હતા (૪૦–૪૩). જેમ ચંદ્ર રજની પાસે જાય તેમ હું તેની પાસે ગયો અને કહ્યું, ‘ હે બાલે ! હું બહુ દુઃખી છું, મને ખૂબ ભૂખ લાગી છે, માટે મને તરત ખાવાને ચોખા આપ જે પુરુષો પારકાનાં દુઃખો ટાળે છે તેમની સમૃદ્ધિમાં વધારો થાય છે ’ (૪૪–૪૫). જેમ પ્રયત્ન કર્યા છતાં પણ લક્ષ્મીજી દુષ્ટ વર્તન વાળાઓ પર અનુગ્રહ ન કરે, તેમ મેં પણ તેને

ખૂબ આજીજી કરી છતાં પણ તેણે મને કંઈ ન આપ્યું (૪૬). ફક્ત મારી પછવાડે તે એક સ્થળેથી બીજે સ્થળે પડછાયાની પેઠે ચાલી આવી અને બોલી, હે રાજન્ ! હું ચાંડાળ કન્યા છું, મારૂં નામ હારકેયૂરી છે. ચોખાની માંગણી કરવાથી જ તમને હું ભોજન આપીશ નહિ ' (૪૭–૪૮). એમ કહીને તે પગલે પગલે રમત કરતી આવતી હતી અને ફળ મેળવવાની ઇચ્છાથી લતાઓને તે સ્પર્શ કરતી હતી (૪૯).' તમે મને પત્ની તરીકે સ્વીકારો તો આ ભોજન મળે. મારો ચાંડાળ પિતા અહિં ખેતરમાં બળદ વડે હળ ખેડે છે. તેને માટે આ ભાત લઈ જાઉં છું. જો તમે મારા પતિ થવાનું કબૂલ કરો તો આ ભોજન તમને આપું; કારણ કે પોતાના પ્રિય પુરુષને પ્રાણથી પણ અધિક ગણી તેમની સેવા કરવી જોઇએ' (૫૦-૫૧). મેં કહ્યું, 'હે સુવ્રતે ! હું તારો પતિ થવા તૈયાર છું, સંકટ આવી પડે ત્યારે કુળ કે જાતિનો કોણ વિચાર કરે ? (૫૨). ત્યાર પછી તેણે ભાતમાંથી અર્ધોભાગ મને આપ્યો. મેં જાંબુનો રસ પીધો અને ચંડાળના ભાત પણ ખાધા (૫૩). મારૂં મન મોહ પામ્યું, અને હું ત્યાં આરામ લેવા રહ્યો. પછી જાણે કે તેનો પ્રાણ બહાર હોય તેવી રીતે મને હાથેથી દોરી બેડોળ આકૃતિવાળી, દુષ્ટ વર્તન વાળી અને પુષ્ટ ચંડાળકન્યા, જેમ અવીચિ નામના નરકમાં યાતના જાય તેમ મને પોતાના પિતા પાસે લઈ ગઇ (૫૪–૫૫). મને તેણે પોતાના પિતા પાસે રજુ કર્યો અને કહ્યું કે, ' તમને પસંદ હોય તો આ મારો પતિ થશે ' (૫૬). પિતાએ સંમતિ આપી. પછી જેમ યમરાજ પોતાના દૂતોને મુક્ત કરે તેમ સાંજ પડી એટલે બળદોને બંધનમાંથી મુક્ત

કર્યો (૫૭). સાંજે જ્યારે ચારે દિશાઓ રાતી થઇ ધૂળ ઉડવા લાગી, ત્યારે પિશાચોવાળા વનમાંથી અમે ચાલ્યા (૫૮). ક્ષણ-ભરમાં ગાઢ વનમાંથી સંધ્યા વખતે ચંડાળોના ફળીમાં અમે આવ્યા. કાપેલા વરાહો, ઘોડાં, વાંદરા, કુકડાં અને કાગડાઓના કટકા પડયા હતા, અને સૂકવવા રાખેલાં આંતરડાંઓ વગેરે ઉપર પક્ષીઓ ઉડતાં હતાં (૫૯). બાળકોના હાથમાં માંસના ટુકડા હતા, તે ઉપર માખીઓ ગણગણતી હતી; ત્યાં નવે સાસરે મારા માટે બિછાવેલાં કેળનાં પાંદડાં ઉપર હું ભ્રમિત ચિત્તે બેઠો. રૂધિરવાળાં નેત્રે ચંડાળે કહ્યું, 'આ આપણા જમાઈ છે' ત્યારે મારી સાસુ કેકરાક્ષી ખુશી થઇ. આ વિષે હવે વધારે શું કહું ? પછી કોઈ એક દિવસે જેમ દુષ્ટ આચરણ કરનારને યાતના પ્રાપ્ત થાય, તેમ કૃષ્ણવર્ણી અને ભય પમાડે તેવી ચંડાળકન્યા સાથે મારૂં લગ્ન થયું (૬૦–૬૩). આ લગ્નોત્સ-વમાં પાપના મોટા ઢગલા જેવા ચંડાળો મદિરાનું પાન કરતા હતા, અને તેથી ઉન્મત્ત બની મોટેથી નાદ કરતા હતા, ઢોલ વગાડતા હતા અને એવી રીતે નાના પ્રકારના આનંદવિલાસ કરતા હતા " (૬૪).

રાજાની ચાંડાળ-દશાનું વર્ણન

" ત્યાં હું મોટો ચંડાળ થયો. સાત દિવસ સુધી મારો લગ્નોત્સવ ઉજવાયો. લગ્નને આઠ માસ પણ વીતી ગયા. મારી સ્ત્રી રજસ્વલા થઈ અને તેને ગર્ભ રહ્યો. પછી જેમ વિપત્તિ દુઃખ દેનારાં કાર્યોને ઉત્પન્ન કરે તેમ તેણે દુઃખ આપનાર એક કન્યાને જન્મ આપ્યો (૬૫–૬૬). મૂર્ખ મનુષ્યની જેમ ચિંતા વધે તેમ તે કન્યા પણ તરત મોટી થવા લાગી. ત્રણ વર્ષ પછી

જેમ દુષ્ટ બુદ્ધિ આશારૂપી અનર્થને ઉત્પન્ન કરે, તેમ તેણે એક કદ્રૂપા પુત્રને જન્મ આપ્યો. પછી બીજું પણ એક બચ્ચું અવતર્યું (૬૭–૬૮). મારી સ્ત્રી સાથે ચંડાળ અવસ્થામાં ઠંડી, પવન, તડકો વગેરેના ક્લેશથી વિવશ થએલા ચિત્તે મેં ઘણાં વર્ષો પસાર કર્યાં (૬૯). સ્ત્રી પુત્રાદિકની ચિંતાએ મારી બુદ્ધિ હણી નાંખી, અને એથી દિશાઓ બળતી હોય એમ મને લાગ્યું."

રાગની મોહ-નિવૃત્તિ

"વખત જતાં વૃદ્ધાવસ્થા આવી પહોંચી. શરીર જર્જરિત થયું ઘાસમાંથી ઉદ્‌ભવતી અગ્નિની જ્વાળા જેવી મારી મૂછો પણ ધોળી થઇ ગઈ (૭૧). તે દેશમાં ભીષણ દુકાળ પડયો, ઘાસ સૂકાઇ ગયું, અકાળે મરણ થવા લાગ્યાં; તે વખતે જ્યાં ચંડાળો રહેતા હતા તે સ્થાન પણ અન્ન, જળ, ઘાસ, તથા પાંદડાં વિનાનું થઈ ગયું, એથી તે બધા લોકો વિન્ધ્યાચળ પર ગયા. વરસાદ વરસતો ન હતો, કયાંક માણસો દેખાઈ અદૃશ્ય થઈ જતાં હતાં. પવનની સાથે આકાશમાં અગ્નિના તણખાઓ નજરે પડતા હતા. તે વનમાં અકસ્માત્ ભયંકર દુકાળ પડયો. ત્યાં ફક્ત મોટા દાવાગ્નિ બળતા હતા (૭૨-૭૪). તે વન સંપૂર્ણ શોષાઈ ગયું, અને ઘાસ તથા લતાઓ ભસ્મીભૂત થઈ ગયાં. આમ તેઓનાં ભાગ્ય પલટાયાં, એટલે કેટલાક મનુષ્યો કુટુંબ સહિત ત્યાંથી ચાલ્યા ગયા, કેટલાક ત્યાંજ નાશ પામ્યા. બીજા કેટલાકે અગ્નિમાં પ્રવેશ કર્યો, કેટલાક પુરુષો ગુફામાં ચાલ્યા ગયા અને કેટલાકોએ મરવાની ઇચ્છા કરી (૭૫–૭૬). મારી સ્ત્રી અને ત્રણ બાળકો સાથે ઘણી મુશ્કેલીથી હું તે વન-

માંથી બહાર નીકળ્યો, અને ધીમેધીમે આગળ વધ્યો. ભયંકર તકલીફ વેઠીને એક દેશમાં અમે આવ્યાં. ત્યાં તાલવૃક્ષ નીચે મેં બાળકોને કાંધ ઉપરથી નીચે ઉતાર્યાં; અને નરકમાંથી બહાર આવેલાની પેઠે ત્યાં આરામ લેવા પડયો. પછી મારાં બે બાળકોને લઈને તે ચંડાળકન્યા વૃક્ષની શીતળ છાયામાં ઝાડ નીચે સૂઈ રહી, પણ પૃચ્છક નામે મારો પુત્ર મારી પાસે આવ્યો (૭૭–૮૦). તે નાનકડો અને મીઠું મીઠું બોલતો હોવાથી અમને બહુ પ્રિય હતો. તેની આંખમાં આંસુ આવ્યાં. દીનવદને તેણે મને કહ્યું (૮૧). 'હે તાત! મને હમણાંને હમણાં જ ખાવા માટે માંસ અને પીવા માટે લોહી આપો.' આમ તે બાળક ફરી ફરી કહેવા લાગ્યો. ભૂખેથી મરવા જેવો થતાં તે ખૂબ આક્રન્દ કરવા લાગ્યો. તેને દુઃખી જોઈ દુઃખના ભારથી દબાએલો હું તેની પીડા સહન કરવા અસમર્થ હતો, એટલે મેં મરવા નિશ્ચય કર્યો (૮૧–૮૪). લાકડાં શોધીને મેં એક ચિતા રચી, અને મને ખાઈ જવા તત્પર થયેલી તે ચિતા ભડભડ બળવા લાગી (૮૫). તે ચિતાની અંદર જેવું મેં પડતું મૂક્યું કે તરતજ સિંહાસન ઉપર જ હું ધ્રૂજી ઉઠયો, અને વાજીંત્રોના જયઘોષે મને જગાડયો. આમ જાદુગરે મને મોહિત કર્યો, અને જેમ અજ્ઞાનને લીધે જીવની ઘણી દશા થાય, તેમ મારી પણ મોહને કારણે સેંકડો દશા થઈ" (૮૬–૮૭).

મહા પ્રતાપી લવણ રાજાએ આમ કહ્યું એટલે તે જાદુગર તરતજ અંતર્ધાન થઈ ગયો (૮૮). વિસ્મય પામેલા સભાસદો બોલી ઉઠયા કે, "હે દેવ! આ કોઈ જાદુગર નથી, કારણ કે તેને ધનની ઇચ્છા નથી (૮૯). સંસાર-પ્રપંચની સ્થિતિનો

બોધ કરનાર આ કોઈ દૈવી માયા છે, અને એ બતાવે છે કે, આ બધું જગત્ મનનો વિવર્ત છે. મન એ સર્વ શકિતમાન્ પરમાત્માનો વિલાસ છે (૯૦)."



# સર્ગ નવમો



## લવણોપાખ્યાન

મનોનાશનો ઉપાય

વસિષ્ઠ બોલ્યા :–હે રામ! મન વડે જે કંઈ કાર્યો થાય છે, તે જ બરાબર થયાં ગણાય, અને મનપૂર્વક કોઈ વસ્તુનો ત્યાગ થયો હોય તો જ ખરો ત્યાગ કહેવાય એમ ચોક્કસ સમજવું (૧). હે નિષ્પાપ! સંકલ્પો રહિત થતાં જેનું મન સ્થિર થયું છે, તે જ પુરુષ સર્વોત્તમ ધ્યાન વડે બ્રહ્મરૂપ થાય છે (૨). મંદરાચળ પર્વત સ્થિર થતાં જેમ મહાસાગર શાન્ત થયો, તેમ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવાથી સંસારની ભ્રાન્તિનો નાશ થાય છે (૩). વિષયોના સંકલ્પ કરવાથી મનની જે જે શબ્દાદિ વૃત્તિઓ ઉત્પન્ન થાય છે, તે સર્વેને સંસારરૂપી વિષવૃક્ષનાં અંકુરો સમજવાં (૪). ચિત્તરૂપી મહાવ્યાધિ મટાડવા માટે એક રામબાણ ઓસડ બતાવું છું, તે ધ્યાન દઈ સાંભળો. તે ઔષધ પોતાના હાથમાં જ સ્વાધીન છે; તે સ્વાદિષ્ટ છે અને કોઈ પણ દિવસ નિષ્ફળ નીવડતું નથી (૫). ઇષ્ટ વસ્તુનો ત્યાગ કરી જે પશ્ચાતાપ રહિત જીવન ગાળે છે, અને જે પોતાના મનને

સંસારના બાહ્ય વિષયોમાં ભટકવા દેતો નથી, તે જ પુરુષે મનને જીત્યું છે (૬). મન પોતાને સ્વાધીન છે, નિયમમાં રાખવાથી તે કલ્યાણ સાધે છે, પોતાની ઇષ્ટ વસ્તુનો ત્યાગ કરવાથી વૈરાગ્યવૃત્તિ ઉત્પન્ન થાય છે; તે મન જીતવું બહુ દુષ્કર છે, એમ જે પુરુષ માને છે તેને ધિક્કાર છે; એ પુરુષને કીડા જેવો સમજવો (૭). જેમ લુહાર તપેલા લોઢાને લોઢાના જ (છીણી વગેરે) સાધનોથી કાપે છે, તેમ અધ્યાત્મશાસ્ત્રના શ્રવણથી તથા સત્સંગથી પ્રાપ્ત થએલા વિવેકથી શોભતા મન વડે યોગ ક્ષેમ વગેરેની ચિંતાથી વ્યાકુળ થએલા અવિવેકી મનનો નાશ કરો (૮). ઇચ્છિત વસ્તુનો ત્યાગ કરી શાસ્ત્રોચિત પુરુષાર્થ વડે જ મનનો નિગ્રહ કરી શકાય છે. મનનો નિગ્રહ ન થાય તો પોતાનું કલ્યાણ સાધી ન શકાય (૯). સંકલ્પના અભાવરૂપી શસ્ત્રથી જ્યારે મનનો સંપૂર્ણ નાશ થાય, ત્યારે જ સર્વમાં વ્યાપી રહેલ શાન્ત બ્રહ્મતત્ત્વનો અપરોક્ષ અનુભવ થાય છે (૧૦). મનને ઘણા વખત સુધી અતર્ક્ય બ્રહ્મમાં લીન કરો, પછી આત્મસાક્ષાત્કાર વૃત્તિથી ચિન્તાગ્રસ્ત ચિત્તનો નાશ કરો અને પરિપૂર્ણ ચિન્માત્ર સ્વરૂપ થાઓ (૧૧). અતિ સાવધાન બુદ્ધિથી દ્વૈત-પ્રપંચની ભાવનાનો ત્યાગ કરો, અને પછી જેમાં ચિત્તનો લય થયો છે, અને એ ચિત્તથી પર છે એવી આત્માકાર વૃત્તિમાં સ્થિર થાઓ (૧૨). પરમ પુરુષાર્થ વડે ચિત્તનો સંપૂર્ણ નાશ કરીને જે સ્થિતિમાં દેહ પુત્રાદિરૂપે તમે નથી, અને અન્ય જગત્ પણ નથી, એવી અદ્વિતીય બ્રાહ્મી સ્થિતિમાં સ્થિર થઈ રહો (૧૩). ચિત્તના અનુદ્વેગથી ( ધૈર્યથી ) રાજ્યાદિ સંપત્તિ પ્રાપ્ત થાય છે. જો ચિત્તમાં ઉદ્વેગ ન હોય, તો જ

મન ઉપર વિજય મેળવી શકાય છે. આ વિજય પાસે ત્રણે લોકનો વિજય તૃણવત્ તુચ્છ લાગે છે (૧૪). હૃદયાકાશમાં દ્રષ્ટા સ્વરૂપે રહેલા આત્માનું ધ્યાન ધરતાં જ્ઞાનરૂપી ચક્ર વડે મનનો સંપૂર્ણ રીતે કંઈ પણ શંકા વિના નાશ કરો; આથી માનસિક દુઃખો તમને બિલકુલ નડશે નહિ (૧૫). ઉપરથી સુંદર ભાસતા વિષયોને વિવેક બુદ્ધિથી જો તમે દોષદૃષ્ટિએ જોશો, તો એ વિષયોમાં તમને રાગ રહેશે નહિ, અને તેથી તમારા ચિત્તનો નાશ થશે એમ મારૂં માનવું છે (૧૬). હે રામ! " હું અમુકનો પુત્ર છું, આ ઘર, જમીન, ધન, પુત્ર, કુટુંબ વગેરે બધાં મારાં છે " એ માત્ર મનની ભ્રાન્તિ જ છે; એ ભ્રાન્તિ દૂર કરવા માટે અસંકલ્પરૂપી દાતરડાની જરૂર છે; (૧૭). શરદ્ ઋતુમાં વાયુ વાદળાંને દૂર કરે છે, અને તેથી આકાશ સ્વચ્છ થાય છે, તેવી જ રીતે ' હું અને મારૂં ' એવી દ્વૈતબુદ્ધિ જો ટળી જાય, અને મન નિઃસંકલ્પ થાય, તો મન પણ શુદ્ધ થઈ જાય (૧૮). પ્રલયકાળના પવનો ખૂબ જોરથી ફુંકાય, બધા સમુદ્રો એક થઈ જાય, અને બારે સૂર્યો ભયંકર રીતે તપે, તો પણ જેનું મન નિઃસંકલ્પ થયું છે, તેને બિલકુલ ક્ષોભ થતો નથી (૧૯). જે પરમાત્મપદ સંકલ્પહીન દશાથી જ પ્રાપ્ત થાય છે, અને જે સર્વ સિદ્ધિઓ મેળવી આપે છે, એવું નિર્વિકલ્પ સમાધિ વડે પ્રાપ્ત કરી શકાતું બ્રહ્મસ્વરૂપ સામ્રાજ્ય તમે મેળવો, અને તેમાં સ્થિર થાઓ (૨૦). તત્ત્વ એક હોવા છતાં સંકલ્પો વડે જ દ્વૈત ભાવે વિવિધ વસ્તુઓનું દર્શન થાય છે, એવી ભેદદૃષ્ટિથી મનરૂપી શત્રુ તમારા પર વિજય મેળવે છે. તેથી કોઈ પણ વસ્તુની ઇચ્છા ન કરતાં, સંતુષ્ટવૃત્તિથી

સંકલ્પોને દૂર કરી મન ઉપર વિજય પ્રાપ્ત કરો, અને નિત્ય સ્વયંપ્રકાશ પરમાત્મામાં સ્થિર થઈ આનંદ મેળવો (૨૧). આત્મજ્ઞ પંડિતો જેને માન્ય કરે છે, અને જે હિમ જેવી શીતળ અને પવિત્ર સમતાથી, તથા સર્વથા અહંકાર રહિત દશા વડે પ્રાપ્ત થાય છે, એવું જન્માદિ વિકારશૂન્ય બ્રહ્મપદ તમે મેળવો (૨૨).

મન વડે જ મનનો નાશ

વસિષ્ઠ બોલ્યા :–ચંચળતા વિનાનું મન ક્યાંય પણ સંભવી શકે જ નહિ. જેમ અગ્નિનો ધર્મ ઉષ્ણતા છે, તેમ મનનો સ્વભાવ ચંચળતા છે (૨૩). જગતના કારણરૂપ માયાશબલમાં જે ક્રિયાશક્તિ રહેલી છે, તે જ મનરૂપે પરિણામ પામે છે. આ જગતના આડંબરનું એ જ કારણ છે (૨૪). મન ચંચળતા રહિત થાય તો તે અમૃત કહેવાય છે; તે જ તપ, શાસ્ત્ર અને સિદ્ધાન્ત છે, અને એવી સંકલ્પહીન દશાને જ મોક્ષ કહેવાય છે (૨૫). હે રામ ! મનની ચંચળતાને જ અવિદ્યા કહેવામાં આવે છે, અને તેનું બીજું નામ વાસના છે. જગત મિથ્યા છે અને સર્વત્ર ભગવાન વસી રહ્યા છે, એવા વિચાર વડે એ અવિદ્યાનો નાશ કરો (૨૬). બાહ્ય વિષયોનું અનુસંધાન છોડી દેવાથી વાસનાનો ક્ષય થાય છે, તેથી ચિત્ત અંતર્મુખ થાય છે અને એવી સ્થિતિ થતાં પરમશ્રેય પ્રાપ્ત કરી શકાય છે (૨૭). આત્મા અને અનાત્માને અનુકૂળ થવાના સ્વભાવવાળું હોવાથી, જે સત્ અને અસત્‌ની મધ્યમાં રહે છે, અને જડ તથા ચૈતન્યને પણ અનુકૂળ રહેવાથી તે બન્ને વચ્ચે

રહે છે, તે મન કહેવાય છે. આમ હું અને મારાની ભ્રાન્તિ થતાં એ મન બન્ને વચ્ચે અવિશ્રાન્ત પણે ભટકયા કરે છે (૨૮). મિથ્યા દ્વૈત-પ્રપંચની જડ ચિન્તાથી પરવશ થએલા ચિત્તની દૃષ્ટિ, જડતાનું અનુસંધાન કરવાના દૃઢ અભ્યાસથી જડ થઈ જાય છે, અને તેથી તે સત્ય વસ્તુનું વિપરીત દર્શન કરે છે (૨૯). સાક્ષીસ્વરૂપ એક જ પરમાત્માનું નિત્ય નિરંતર અનુસંધાન કરવાથી પોતાનું યથાર્થ સ્વરૂપ સર્વત્ર જોવાનો અભ્યાસ દૃઢ થાય છે, તેથી મન પરમાત્મા સાથે એકતા અનુભવે છે (૩૦). પુરુષપ્રયત્નથી મનને તે પરમ વસ્તુમાં યોજવામાં આવે, તો અભ્યાસથી તે તે સ્વરૂપ થઈ જાય છે (૩૧). માટે પુરુષાર્થથી વિવેકી મન વડે મનને જીતી શોકરહિત બ્રહ્મપદમાં નિરામય થઈને તમે સ્થિર થાઓ (૩૨). હે રાઘવ ! મનનો દૃઢ નિગ્રહ કરવામાં મન એ જ સમર્થ સાધન છે; રાજાને દબાવવા રાજા સિવાય બીજો સાધરણ માણસ કેમ સમર્થ નીવડે ? (૩૩). સંસારરૂપી સાગરમાં જેઓને તૃષ્ણારૂપી મગરોએ પકડયા છે, અને જેઓ દુઃખરૂપી વમળમાં ફસાઈ દૂરને દૂર તણાતા જાય છે, તેઓ માટે મનરૂપી હોડી જ તરવાનું એક ઉત્તમ સાધન છે (૩૪). મન વડે મહાન્ બંધનમાં નાંખનાર મનરૂપી પાશને છેદી નાખો, અને તમે પોતે જ સંસારમાંથી તરી જાઓ, કારણ કે આત્માને તારનાર પોતાના સિવાય અન્ય કોઈ નથી (૩૫). સંસ્કારવાળી જે જે બાહ્ય વાસનાની વૃત્તિઓ મનમાં જાગે, તેનો પંડિતોએ વિવેકપુરઃસર ત્યાગ કરવો. એથી મન નિર્વાસિત થતાં અવિદ્યાનો ચોકકસ નાશ થશે (૩૬). ભોગની વાસનાનો ત્યાગ કર્યો પછી ભેદ-

બુદ્ધિનો ત્યાગ કરો. પછી વિષયના ભાવ અને અભાવ ( ચિત્ત અને ચૈત્ય ) નો ત્યાગ કરો, અને નિર્વિકલ્પ થઈ પૂર્ણ સુખનો અનુભવ કરો (૩૭). એવી સ્થિતિ થાય ત્યારે મનનો નાશ થયો ગણાય, અને એને જ અવિદ્યાનો નાશ કહેવાય: માટે જે જે કલ્પના મનમાં ઉઠે તેનો ત્યાગ કરવો (૩૮). દ્વૈતપ્રપંચમાં આસ્થા ન રાખવી એ જ નિર્વાણનું સ્વરૂપ છે, અને જગતમાં સત્ય બુદ્ધિ રાખવાથી બંધન નડે છે. માટે આવી જ રીતે સર્વત્ર આત્માનો અપરોક્ષ અનુભવ જલદી થાય છે (૩૯). અવિદ્યા ન હોવા છતાં વિવેકવિજ્ઞાનશૂન્ય પુરુષોમાં તે દૃઢ થઈ હોય છે, પરંતુ આત્મતત્ત્વનો સારી પેઠે વિચાર કરનારાઓએ તેને વન્ધ્યાપુત્રવત્ (પેઠે) નામ માત્ર સ્વીકારી છે, તો તે અવિદ્યા રહી ક્યાં ? (૪૦).

શ્રી રામે પૂછ્યું :–હે ભગવાન્ ! અવિદ્યારૂપી ઐશ્વર્યમાંથી ઉત્પન્ન થએલું આ ગાઢ અજ્ઞાન કેમ નાશ પામે તે મને કહો (૪૧).

અવિદ્યા નાશ

વસિષ્ઠ બોલ્યા :–જ્યાં સુધી અવિદ્યાનો નાશ કરનાર તથા મોહનું નિવારણ કરનાર આત્મવિદ્યા ( બ્રહ્મવિદ્યા ) ઉત્પન્ન થઈ નથી, ત્યાં સુધી અવિદ્યા દેહાભિમાની જીવોને મહાન્ દુઃખોરૂપી કંટકોથી ભરપૂર સંસારરૂપી પર્વત પરથી નીચે પછાડે છે (૪૨–૪૩). અવિદ્યાથી પર રહેલા પરમાત્માનો સાક્ષાત્કાર કરવાથી અવિદ્યા નાશ પામે છે; જેઓ સર્વવ્યાપી ભગવાનનું સર્વત્ર દર્શન કરે છે, તેમની અવિદ્યા પોતાની મેળે જ નાશ પામે છે (૪૪). હે રાઘવ ! કામનાઓને અવિદ્યા કહેવામાં આવે છે. તેનો નાશ એટલે જ મોક્ષ. મનમાં વિષય

સંબંધી જે જે સંકલ્પો ઉત્પન્ન થાય, તેનો નાશ કરી નિઃસંકલ્પ થવાથી કામનાઓનો નાશ થાય છે, અને મોક્ષ મળે છે (૪૫). રાત્રિને અન્તે સૂર્યોદય થતાં આકાશમાં જેમ શ્યામતા નાશ પામે છે, તેમ વાસનાનો ક્ષય થતાં અને આત્માનો પ્રકાશ પડતાં મનની અવિદ્યારૂપી શ્યામતા દૂર થાય છે (૪૬).

આત્મસ્વરૂપ વર્ણન

શ્રી રામે પૂછ્યું :—હે બ્રહ્મન્ ! જે કંઇ દ્વૈતપ્રપંચ છે, તેને અવિદ્યા કહેવામાં આવે છે, અને આત્મ ભાવના કેળવવાથી તેનો નાશ થાય છે; તો તે આત્માનું સ્વરૂપ કેવું છે ? (૪૭).

વસિષ્ઠ બોલ્યા :—જે વિષયની વ્યાપ્તિથી રહિત છે, સર્વનું સમાન કારણ હોવાથી જે સર્વત્ર વ્યાપક છે, ઇન્દ્રિયાતીત હોવાથી વાણી જેનું વર્ણન કરી શકતી નથી અને જે ચૈતન્ય સ્વરૂપ છે, તે તત્ત્વ આત્મા કહેવાય છે; તે જ પરમેશ્વર છે (૪૮). જે કંઈ દેખાય છે તે બધું બ્રહ્મ જ છે, તે સ્વરૂપ નિત્ય, ચિદ્‌ઘન અને અવ્યય છે. બધી કલ્પનાઓ મનનો વિલાસ છે, બીજું કંઇ નથી (૪૯). વન્ધ્યાપુત્રની માફક આ ત્રણે જગતમાં અસત્ વસ્તુનો જન્મ થતો નથી કે મરણ પણ થતું નથી. કોઈ પણ સ્થળે છ ભાવ વિકારની ( અસ્તિ, જાયતે, વર્ધતે, વિપરિણમતે; અપક્ષીયતે, નશ્યતિ) સ્વતંત્ર સત્તા નથી (૫૦). આત્મા અદ્વિતીય છે;સ્વયંપ્રકાશ છે; બ્રહ્માદિસ્તંબ પર્યંત સર્વમાં સમાનરૂપે રહેલો છે,અવિનાશી છે, શબ્દાદિ વિષયવ્યાપ્તિથી રહિત છે,અને ચિન્માત્ર છે (૫૧). નિત્ય, વ્યાપ્ત, શુદ્ધ, ચિન્માત્ર, નિરામય, શાન્ત, પરિપૂર્ણ અને નિર્વિકારરૂપ આત્મામાં, જે અજ્ઞાની ચિત્ત સત્યજ્ઞાનાદિ સ્વભાવથી વિપરીત દૃષ્ટિ કરે છે; અને તેને

અધિષ્ઠાન બુદ્ધિથી ન જોતાં જડાદિ રૂપે કલ્પે છે, તે ચિત્ત તત્ત્વદૃષ્ટિએ અમ્લાન હોવા છતાં, ઉપાધિ ભેદે મલિન ભાસે છે, અને વિક્ષેપવાળું હોવાથી ને ચિત્ત કલ્પના કરવાથી મન તરીકે ઓળખાય છે (૫૨-૫૩). જેમ જળમાં અનેક તરંગો ઉઠે છે, તેમ સર્વ શક્તિવાળા અને સર્વમાં રહેલા મહા સમર્થ મનમાં ભેદદૃષ્ટિ કરાવનાર અનેક સંકલ્પો સ્ફુરે છે (૫૪). જેમ વાયુ અગ્નિની જ્વાળાઓને પ્રદીપ્ત કરે છે, અને તેનો નાશ પણ કરે છે, તેમ જે સંકલ્પ વડે સંસારની ભ્રાન્તિ થાય છે, તે "સર્વ બ્રહ્મ છે" એવી કલ્પના વડે દ્વૈત-પ્રપંચનો નાશ પણ થાય છે (૫૫). "હું બ્રહ્મ નથી" એવી દૃઢ કલ્પના કરવાથી મન બંધનમાં પડે છે, અને 'સર્વ બ્રહ્મ છે' એવી કલ્પના કરવાથી મન મુક્તિ મેળવે છે (૫૬). 'હું નિર્બળ થઈ ગયો છું, મારા પર બહુ જ દુઃખ આવી પડયું છે, હું બંધનમાં ફસાયો છું, અને હાથ પગ વગેરે અવયવોવાળો દેહ હું છું" એવી ભાવના કરવાથી મનુષ્ય ચોક્કસ બંધનમાં પડે છે (૫૭). "દેહને દુઃખ થતાં મને કંઈ દુઃખ નથી, આ દેહ હું નથી, અને નિત્ય, શુદ્ધ, બુદ્ધ મુક્ત સ્વભાવવાળા આત્મામાં રમનારને બંધન કેમ નડે ?" એવી દૃઢ ભાવના કરીને વ્યવહાર કરવાથી મનુષ્ય મુકિત પ્રાપ્ત કરે છે (૫૮). "દેહમાં રહેલાં માંસ કે હાડકાં હું નથી, હું દેહથી જુદો જ દ્રષ્ટારૂપે રહેલો આત્મા છું" એવો જેણે દૃઢ નિશ્ચય કર્યો છે, તેની અવિદ્યા ક્ષીણ થઈ જાય છે, અને તે મુકત થાય છે (૫૯). હે રાઘવ ! જેને જ્ઞાન થયું નથી, તેજ અનાત્મ (મિથ્યા) વસ્તુને સત્ય માની બેસે છે, પણ જેણે બ્રહ્મજ્ઞાનનો અનુભવ કર્યો છે, તે પુરુષ આવી

કલ્પના કરતો નથી (૬૦). જેમ પ્રધાનો રાજાની આજ્ઞાનો તરત અમલ કરે છે, તેમ મન જે જે વિષયોનું અનુસંધાન કરે તે તે વિષયો સિદ્ધ કરવા શ્રોત્રાદિ ઇન્દ્રિયો તત્પર થાય છે (૬૧). માટે પરમ પુરુષાર્થનો આશ્રય લઇ, વિવેકબુદ્ધિ વડે ભોગ વાસનાને એનાં અધ્યાસલક્ષણ સહિત ચિત્તમાંથી યત્ન પૂર્વક દૂર કરવી જોઇએ (૬૨). "આ મારા પુત્રો છે, આ મારૂં ધન છે, તે હું છું, આ મારૂં છે," એવી વાસના ઇન્દ્રજાળને લીધે ક્રીડા કરે છે (૬૩). તમે અજ્ઞાની ન થતાં જ્ઞાની થાઓ, અને સંસારપ્રપંચની વાસનાઓનો નાશ કરો. દેહાદિ અનાત્મવસ્તુને વિપરીત દૃષ્ટિએ આત્મા માનીને અજ્ઞાનીની માફક તમે શા માટે વ્યર્થ દીન બની શોક કરો છો ? (૬૪). હે રામ જડ અને મૂક દેહ સાથે તમને એવો શું સંબંધ છે કે એના માટે સુખદુઃખથી તમારે હારવું પડે છે ? (૬૫). સત્ય વસ્તુ પરબ્રહ્મને મનુષ્યો ભૂલી જાય છે, અને અવિદ્યાથી ઓળખાતા મિથ્યા દ્વૈતપ્રપંચમાં મશગુલ રહે છે; આ ખરેખર નવાઈ ઉપજાવે તેવું છે (૬૬). જેમ સ્ફટિકમણિ પ્રતિબિંબ ગ્રહણ કરે છતાં તેનામાં તે લેપાતો નથી, તેમ તમારે પણ અવશ્ય કરવાનાં વ્યવહારનાં કામો અવશ્ય કરવાં. છતાં તેમાં આસક્ત ન થવું (૬૭).

વાલ્મીકિ બોલ્યા :—મહાત્મા વસિષ્ઠ ભગવાને એમ કહ્યું એટલે રામચંદ્રજીનું અંતઃકરણ પ્રફુલ્લિત થયું અને તેઓ બોલ્યા (૬૮).

શ્રી રામે પૂછ્યું :— મહદાશ્ચર્યની વાત છે કે, કમળના તાંતણા વડે પર્વત બંધાય છે, અને મિથ્યા અવિદ્યા વડે જગ-

તના બધા પુરુષો પુરુષાર્થ રહિત થઇ ગયા છે (૬૯). મિથ્યા છતાં સત્યરૂપે પ્રતીત થતા આ સંસારપ્રપંચનું બંધન તૃણ જેવું તુચ્છ છે, છતાં પણ અવિદ્યાના પ્રભાવે તે ત્રણે લોકમાં વજ્ર જેવું દૃઢ થયું છે (૭૦). હે ભગવાન્ ! મારા હૃદયમાં બીજો એ સંશય થયો છે, કે, મહાભાગ્યશાળી રાજા લવણને કયા કારણથી પરમ દુઃખ થયું હતું ? (૭૧).

લવણના ભ્રમનું કારણ

વસિષ્ઠ બોલ્યા :–લવણ રાજાને મનનો ભ્રમ થવાથી ચાંડાળ થવું પડયું હતું; એ વિષે તમને એક અદ્ભુત વૃત્તાન્ત કહું છું. એ વૃત્તાન્ત સાંભળવાથી તમને બોધ થશે કે, સર્વ કર્મોનો કર્તા મન જ છે, અને તે જ તેનું ફળ ભોગવે છે; શરીરને ક્રિયાનું ફળ ભોગવવું પડતું નથી (૭૨–૭૩). હે નિષ્પાપ ! પૂર્વે હરિશ્ચન્દ્રના વંશમાં થઈ ગયેલા લવણ રાજાએ એકાન્તમાં બેસી મનથી વિચાર કર્યો કે, મારા દાદાએ મહાન્ રાજસૂય યજ્ઞ કર્યો હતો; તો હું પણ તેના વંશનો છું, એટલે માનસિક યજ્ઞ કરૂં તો ઠીક ! (૭૪–૭૫). એવો મનથી સંકલ્પ કરીને તેણે યજ્ઞસામગ્રી એકઠી કરી અને રાજસૂય યજ્ઞની મનથી દીક્ષા લીધી (૭૬). દેવતાઓને સન્મુખ કરી ઋત્વિજો તથા દેવોને આમંત્રણ આપ્યું, અને અગ્નિ પ્રજ્વલિત કર્યો (૭૭). આવી રીતે માનસિક રીતે ઉપવનમાં દેવ અને બ્રાહ્મણોની પૂજા વડે યજ્ઞ કરતાં, અને બ્રાહ્મણો વગેરે મનુષ્યોને દક્ષિણા આપતાં, એક વર્ષથી વધારે સમય વ્યતીત થઈ ગયો હોય, એવી તેને ભ્રાન્તિ થઈ. પછી તે જ દિવસે સાંજે રાજા વિચાર-સ્વપ્નમાંથી જાગ્યો (૭૮–૭૯). આવી રીતે માનસિક યજ્ઞ કરવાથી યોગ્ય

ફળ તેને મળ્યું (૮૦). હે રામ સુખદુઃખ ભોગવનાર મન જ છે, એમ તમે ચોકકસ માનજો, માટે જન્મ પવિત્ર કરનાર બ્રહ્મમાં જ મનનું અનુસંધાન કરો (૮૧). હે રામ ! હવે જાદુગરનું શું થયું તે સાંભળો. જ્યારે તે જાદુગર લવણની સભામાં અવ્યો, ત્યારે હું ત્યાં હતો; એટલે જે બનાવ બન્યો હતો તે મેં નજરે જોયા હતો. જ્યારે જાદુગર પોતાની માયા બતાવી ચાલ્યો ગયો, ત્યારે સભામાં બેઠેલા સભ્યોએ અને રાજાએ મને પૂછ્યું કે, આ બધું શું છે ? મેં વિચાર કરી જવાબ આપ્યો. જાદુગરે જે ચેષ્ટા કરી તે વિષે તમે સાંભળો. જેઓ રાજસૂય યજ્ઞ કરે છે, તેઓને બાર વર્ષ સુધી જુદા જુદા પ્રકારનાં દુઃખો ભોગવવાં પડે છે. માટે આકાશમાંથી ઇન્દ્રે લવણને દુઃખ આપવા માટે જાદુગરના વેશમાં દેવદૂતને મોકલ્યો. તે રાજસૂય યજ્ઞ કરનાર લવણને માનસિક દુઃખ આપી, જ્યાં સુર અને સિદ્ધો ફરે છે તે સ્વર્ગમાં પાછો ગયો (૮૨-૮૮).

અજ્ઞાનની ભૂમિકાઓ

વસિષ્ઠ બોલ્યાઃ-હે રામ ! અજ્ઞાન તેમ જ જ્ઞાનની સાત ભૂમિકાઓ છે. એ વિષે હું તમને યથાર્થ કહું છું. એક ચિત્તે તેનું શ્રવણ કરો (૮૯). એ બન્ને ભૂમિકાના બીજા અવાન્તર ભેદો પણ અસંખ્ય છે; તેમાંથી અજ્ઞાનની ભૂમિકા પોતાના વિષયોમાં રૂઢમૂલ થઈને સંસારમાં દુઃખ આપે છે, અને જ્ઞાનની ભૂમિકા પોતાના વિષયોમાં રૂઢમૂલ થઈને યુક્તિપૂર્વક આત્માના નિરતિશય આનંદનો અનુભવ કરાવે છે (૯૦). સ્વસ્વરૂપનું નિત્ય અને અવિચ્છિન્ન અનુસંધાન એ જ મુક્તિ છે, અને

આત્મામાં રમમાણ ન રહેતાં અનાત્મપદાર્થોનું જ ચિંતન અને દર્શન એ ભ્રાન્તિ છે; સંક્ષેપમાં તે તમને કહ્યું. જ્ઞાનનું તે લક્ષણ જાણીને જે પુરુષો શુદ્ધ સદ્રૂપ સંવિત્રૂપ આત્મસ્વરૂપના જ્ઞાનમાં એકનિષ્ઠ રહે છે, તેઓને રાગદ્વેષ રહેતા નથી, અને તેથી તેઓને અજ્ઞાન નડે એવો સંભવ રહેતો નથી (૯૧-૯૨). જે મનુષ્યની આત્મનિષ્ઠા ચલિત થઈ જાય, અને બુદ્ધિ દ્વૈત પદાર્થોમાં આસક્ત થાય, તેવાને અજ્ઞાની જાણવો. અહંકારને લીધે રાગદ્વેષાદિ દોષો ઉત્પન્ન કરનાર આવો મોહ થયો પણ નથી અને થશે પણ નહિ (૯૩). એક વિષયમાંથી બીજા વિષયમાં ચિત્ત જાય, ત્યારે એ વૃત્તિઓના સંધિકાળમાં મનન વિનાની જે સાક્ષીરૂપ નિર્વિકલ્પ સ્થિતિ રહે છે, તે જ ચૈતન્યમય સ્વરૂપની સ્થિતિ કહેવાય છે (૯૪). જ્યારે મનુષ્યના સર્વે સંકલ્પો શમી જાય છે, જ્યારે તેની સ્થિતિ પાષાણ જેવી લાગે છે, અને તે જડતા તથા નિદ્રારહિત થાય છે, ત્યારે તે પોતાના સ્વરૂપમાં સ્થિત છે એમ સમજવું. તાત્પર્ય કે એવા પુરુષ જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થાથી પર થઈ તુરીયાવસ્થામાં લીન થઈ જાય છે (૯૫). જ્યારે મનુષ્યના અહંકારનો નાશ થાય છે, જ્યારે તેના બધા ભેદ શમી જાય છે, અને તેનું ચિત્ત નિશ્ચલ થતાં તે દૃષ્ટા સ્વરૂપે રહે છે, ત્યારે તે પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે, અને ચેતન્યસ્વરૂપે પ્રકાશે છે (૯૬). એ અજ્ઞાન સાત પ્રકારનું છે. (૧) બીજ જાગ્રત, (૨) જાગ્રત, (૩) મહા જાગ્રત, (૪) જાગ્રત સ્વપ્ન, (૫) સ્વપ્ન, (૬) સ્વપ્ન–જાગ્રત અને (૭) સુષુપ્તિ. પરસ્પર સંબંધથી તેના અસંખ્ય પ્રકારો થઈ પડે છે. તેનાં લક્ષણો સાંભળો (૯૭-૯૮).

સુષુપ્તિમાંથી ઉત્થાન થતાં સૃષ્ટિના આરંભકાળે માયાશબલથી ચિદાભાસવાળું રૂપ થાય છે, એનું કંઇ નામ નથી, અને તે સ્વચ્છ છે. જેનાં, ભવિષ્યત્ કાળમાં પ્રાણનું ધારણ કરવું વગેરે ક્રિયાની ઉપાધિ વડે, ચિત્ત, જીવ વગેરે નામો પડે છે, અને વક્ષ્યમાણ (કહેવાયલું) એવા જાગ્રતના બીજરૂપે રહે છે, તે બીજ–જાગ્રત કહેવાય છે. વૃક્ષની અંકુરાવસ્થા જેવી આ જીવની નવીન અવસ્થા છે. હવે જાગ્રતની સ્થિત શું છે તે સાંભળો (૯૯–૧૦૦). પરમાત્મામાંથી નવા જન્મેલા જીવને 'પંચભૂતોમાંથી બનેલો આ દેહ હું છું, અમુક ઘર વગેરે મારાં છે' એવું પૂર્વના અનુભવ વિનાનું જે જ્ઞાન થાય છે, તેને જાગ્રત કહેવામાં આવે છે (૧૦૧). 'આ હું છું, તે મારૂં છે' એવું પૂર્વના સંસ્કારે દૃઢ થએલું જે જ્ઞાન સ્ફુરે છે, તેને મહાજાગ્રત કહેવામાં આવે છે (૧૦૨). અભ્યાસ વિના રૂઢ ન થએલું, અથવા અભ્યાસથી રૂઢ થએલું, જાગ્રતનું સર્વ પ્રકારે વિષયોમાં તદ્રૂપ થએલું મન, જે સ્થિતિમાં અનેક મનોરથ ઘડે છે, તે મનોરાજ્યની સ્થિતિને જાગ્રતસ્વપ્ન કહેવામાં આવે છે (૧૦૩). એક ચંદ્રમાં બેનો ભાસ થવો, છીપમાં રૂપાનો ભાસ થવો, તેમ જ મૃગજળ વગેરે ભ્રાન્તિ પણ અભ્યાસથી જાગ્રત અવસ્થામાં અનેક પ્રકારનાં સ્વપ્ન જેવી થાય છે (૧૦૪). જ્યારે સ્વપ્નાવસ્થામાંથી જાગેલાને વિચાર આવે છે કે, મેં થોડા વખત સુધી આ જોયું કે કેમ, ત્યારે તેને સ્વપ્ન કહેવાય છે (૧૦૫). સ્વપ્ન ચિરકાળ જોવામાં ન આવવાથી તેનું સ્થૂલ રૂપ અસ્પષ્ટ રહે છે, પણ લાંબા કાળ સુધી તેનું સેવન કરવાથી તે સ્વપ્ન જાગ્રત અવસ્થાની પેઠે વિસ્પષ્ટ થાય છે, ત્યારે તેને

સ્વપ્ન-જાગ્રત કહેવામાં આવે છે; અને એ સ્વપ્ન દૃઢ રીતે સ્ફુરે છે, ત્યારે જાગ્રત અવસ્થામાં પણ તે પ્રકાશમાન થાય છે. આ છ અવસ્થાનો ત્યાગ કરી જીવની જે જડ અવસ્થા થાય છે, અને જે જાગ્રત તથા સ્વપ્નના ભાવિ દુઃખનાં કારણ વાસના વડે દૃઢ થએલાં છે, તેવી અવસ્થાને સુષુપ્તિ કહેવામાં આવે છે. આ અવસ્થામાં જગત્ અજ્ઞાનમાં લીન થઈ જાય છે (૧૦૬-૧૦૮). હે રાઘવ ! મેં જ્ઞાનની સ્વપ્નાવસ્થા તમને કહી સંભળાવી. એમાંની એક એક અવસ્થા પરસ્પર મળવાથી સેંકડો અવસ્થારૂપે થાય છે, અને વિવિધ પ્રકારનાં કાર્યો કરે છે (૧૦૯).

જ્ઞાનની ભૂમિકાઓ

વસિષ્ઠ બોલ્યા :—હે નિષ્પાપ ! હવે જ્ઞાનની સાત ભૂમિકાઓ કહું છું, તે સાંભળો. દૃઢ અભ્યાસથી ક્રમે ક્રમે એ અવસ્થાઓનો અનુભવ કરવાથી તમે ફરીથી મોહરૂપી કાદવમાં પડશો નહિ (૧૧૦). યોગશાસ્ત્રમાં સાંખ્યવાદીઓ યમનિયમાદિ અષ્ટાંગ યોગના અનેક ભેદ બતાવે છે, પણ તે દ્વારા તુચ્છ સિદ્ધિઓ જ મળે છે; મને પોતાને તો આ જ સાત અવસ્થાઓ પ્રિય છે, કારણ કે તે વડે જ સર્વ પ્રકારનાં સુખ મળે છે (૧૧૧). બ્રહ્મનો અપરોક્ષ અનુભવ એ જ સાત અવસ્થાનું જ્ઞાન છે, અને અજ્ઞાન ટળી જતાં એ જ બ્રહ્મ જ્ઞેય કહેવાય છે (૧૧૨). એ સાત અવસ્થાઓ અનુક્રમે નીચે પ્રમાણે છે. (૧) શુભેચ્છા (૨) વિચારણા (૩) તનુમાનસા (૪) સત્ત્વાપત્તિ (૫) અસંસક્તિ (૬) પદાર્થાભાવિની (૭) તુર્યગા (૧૧૩-૧૧૪). આ અવસ્થાને અંતે મુક્તિ મળે છે, અને એ મળ્યા પછી મનુષ્યને ફરીથી

દુઃખ ભોગવવું પડતું નથી. એ અવસ્થા સંબંધી ટૂંકમાં કહું છું, તેનું એકાગ્ર ચિત્તે શ્રવણ કરો (૧૧૫). "અજ્ઞાનીની પેઠે હું શું બેઠો છું? શાસ્ત્રોનો અભ્યાસ અને સજ્જનોનો સમાગમ કરી હું આત્મતત્ત્વનો અનુભવ કરું," એવી વૈરાગ્ય-યુક્ત ભાવનાને પંડિતો શુભેચ્છા કહે છે (૧૧૬). અધ્યાત્મ-શાસ્ત્રના વિચાર વડે તથા બ્રહ્મનિષ્ઠ ગુરુની સેવા વડે જેઓ દૃશ્ય વસ્તુ મિથ્યા છે એમ માને છે, અને તેમાં દોષનું દર્શન કરવાનો અભ્યાસ કરે છે, તેવા મનુષ્યોની શ્રવણમનન વગેરે સદાચારપ્રવૃત્તિને વિચારણા કહેવામાં આવે છે (૧૧૭). શુભેચ્છા અને વિચારણાની અવસ્થામાં રહીને અનાત્મપદાર્થોમાં વિરક્તતાનો ઉદય થાય છે, ત્યારે મન સૂક્ષ્મ થઈ જવાથી સંકલ્પો ઓછા થઇ જાય છે; આને તનુમાનસા અવસ્થા કહેવામાં આવે છે (૧૧૮). ત્રણે અવસ્થાના અભ્યાસથી ચિત્તને શબ્દાદિ વિષયોમાં અરુચિ ઉત્પન્ન થાય છે, તેથી તે પુરુષ શુદ્ધ સત્તામાત્ર સ્વરૂપબ્રહ્મમાં સ્થિત થાય છે. આ અવસ્થા સત્ત્વાપત્તિ નામે ઓળખાય છે. હવે તે બ્રહ્મવિદ્ કહેવાય છે (૧૧૯). ઉપર્યુક્ત ચાર અવસ્થાનો અભ્યાસ થવાથી અંતઃકરણ પરમસૂક્ષ્મ બ્રહ્માનંદનો અનુભવ કરેછે, અને રાગના આભાસમાં પણ તે સંસક્તિ રહેતો નથી. આ પાંચમી અવસ્થા અસંસક્તિ નામે ઓળખાય છે (૧૨૦). પાંચ ભૂમિકાના અભ્યાસથી મનુષ્ય આત્માના આનંદમાં જ મસ્ત રહે છે, તેથી ઘટાદિ બાહ્ય પદાર્થો, તેમ જ સુખદુઃખાદિ અંદરના પદાર્થોનો અભાવ થઈ જાય છે. આવી નિર્વિકલ્પ અવસ્થા થઇ જતાં અન્ય કોઇ પુરુષ તેને સમાધિમાંથી ખૂબ મહેનત કરી જગાડે છે, પોતાની

મેળે તે વ્યુત્થાન દશામાં આવી શકતો નથી. આ છઠ્ઠી અવસ્થા પદાર્થાભાવિની કહેવાય છે (૧૨૧-૧૨૨). છએ અવસ્થાનો લાંબો કાળ પર્યંત અભ્યાસ કરતાં કરતાં, તેને ભેદની અપ્રતીતિ એટલી તો વધી જાય છે કે, બીજાઓ પણ તેને નિર્વિકલ્પ સમાધિમાંથી જગાડી શકતા નથી. જાગ્રત વગેરે ત્રણ અવસ્થાથી મુક્ત પરબ્રહ્મમાં જ તેને એક અને અખંડિત નિષ્ઠા રહે છે. આનું નામ તુર્યગા અવસ્થા છે (૧૨૩). આ સાતમી અવસ્થા શુક જેવા જીવન્મુક્ત પુરુષોની કહેવાય છે. તુર્યાતીત તો પરબ્રહ્મ છે અને તે વિદેહમુક્તોનો વિષય છે (૧૨૪). હે રામ ! જે મહાભાગ્યશાળી પુરુષો સાતમી ભૂમિકા પ્રાપ્ત કરે છે, તેઓ ખરેખર આત્મામાં જ રમમાણ છે, તેઓ જ મહાત્માઓ છે અને તેઓએ જ મહાન્ સ્થાન પ્રાપ્ત કર્યું છે (૧૨૫). જીવન્મુક્ત પુરુષો સુખમાં રાજી થતા નથી કે દુઃખમાં વિષાદ પામતા નથી. તેઓ સમચિત્ત રહે છે, લોકસંગ્રહાર્થે કંઇ પ્રાકૃત કાર્યો કરે છે અથવા નથી પણ કરતા (૧૨૬). એવા જીવન્મુક્ત પુરુષો પાસે રહેનારાઓના બોધ પ્રમાણે પૂર્વના ક્રમે સદાચારમાં પ્રવૃત્ત થાય છે, પણ તેમાં જરા પણ આસક્ત થતા નથી (૧૨૭). આ સાત ભૂમિકાઓ મુમુક્ષુઓને જ ગોચર થાય છે. હનુમાન વગેરે પશુઓ, ધર્મવ્યાધ વગેરે મ્લેચ્છો અને પ્રહ્લાદ વગેરે અસુરો પણ આ જ્ઞાનભૂમિકા વડે સદેહે કે મરણ પછી મુક્ત થયા છે, એ નિઃસંશય છે (૧૨૮). જેમ મરીચિકામાંથી જળની ભ્રાન્તિ ટળે તો જ શાન્તિ મળે, તેમ “ જડ શરીર જ આત્મા છે ” એવી અહંકારરૂપી ગાંઠ ગળી જાય, ત્યારે જ સાચી જ્ઞાનદશા

પ્રાપ્ત થાય છે; અને એ જ મોક્ષ છે (૧૨૯). જે મહાત્માઓ મિથ્યા સંસારરૂપી દુસ્તર મોહને તરી પાર ગયા છે, તેઓએ જ પરમપદનો અનુભવ કર્યો છે, અને તેઓ જ આ ભૂમિકાઓમાં નિજાનંદે રહે છે (૧૩૦). જે મહાત્માઓ આ ભૂમિકાઓમાં સર્વોત્કૃષ્ટ રીતે વર્તે છે, અને જેઓએ ઇન્દ્રિયોરૂપી શત્રુઓ ઉપર વિજય મેળવ્યો છે, તેઓ વંદ્ય પુરુષો છે. જે પદ આગળ સમ્રાટ્ કે ઇન્દ્રની સ્થિતિ પણ તૃણસમાન તુચ્છ છે, એવું પરમપદ તેઓ જગતમાં મેળવે છે (૧૩૧).

વસિષ્ઠ બોલ્યાઃ–મનને સંકલ્પ રહિત બનાવી શાન્ત કરવાના ઉપાયને યોગ કહે છે. જ્ઞાનની સાત ભૂમિકાઓ પણ તેજ જાણવી; એ વિષે તમને કહ્યું. આ જ્ઞાનની અવસ્થાના પરમપદને તમારે મેળવવું. તે પદ મેળવતાં હું કે તું એવો ભાવ રહેતો નથી. અને આત્મભાવ કે પરભાવ પણ રહેતો નથી. એ અવસ્થામાં ભેદનું જ્ઞાન ટકી શકતું નથી, અને રાગ કે આસક્તિ પણ ત્યાં રહી શકતાં નથી (૧૩૨-૧૩૩). બ્રહ્મ સિવાય બીજું કંઇ નહોતાં સર્વસ્વરૂપ, અવિદ્યારાગાદિ મલ રહિત, અને સર્વનો આધાર બ્રહ્મ જ રહે છે. તે પોતાના જ મહિમામાં સ્થિત છે, શાશ્વત્ છે, મંગળ સ્વરૂપ છે, ઉપદ્રવ રહિત, આભાસ રહિત અને કારણ રહિત છે (૧૩૪). એ સત્ પણ નથી અને અસત્ પણ નથી, એ મધ્ય અને અન્ત રહિત છે, સર્વભૂત માત્ર મિથ્યા હોવાથી તે સર્વરૂપે નથી, અને વસ્તુતઃ સર્વરૂપે છે. મન અને વાણી તેને પહોંચી શકતાં નથી, તે અત્યંત નિરાકાર છે, અને પરમાનંદ સ્વરૂપ હોવાથી સુખથી પણ વધારે સુખરૂપ છે (૧૩૫). એ બ્રહ્મ અહંતાવિનાનું છે, શાન્ત છે,

સ્વયંપ્રકાશ છે અને સર્વત્ર વ્યાપ્ત છે (૧૩૬).

વસિષ્ઠ બોલ્યા:–હે રામ ! આ પ્રકારે જ્ઞાનની સાત ભૂમિકા તમને કહી. હવે ફરીથી અવિદ્યાનું મહાત્મ્ય કહું છું, તે સાંભળો (૧૩૭). લવણ રાજાને જાદુગરની માયાથી ભ્રાન્તિ થઇ, તેથી મહાન્ જંગલમાં જવાને બીજે દિવસે તે તૈયાર થયો (૧૩૮). "જે અરણ્યમાં મને ચિત્તરૂપી દર્પણમાં દુઃખોનો અનુભવ થયો તે અત્યારે યાદ આવે છે. કદાચ વિન્ધ્યાચળમાં પર્વત ઉપર તે કન્યા મળે" (૧૩૯). આમ વિચાર કરી તે રાજા પ્રધાનો સાથે દક્ષિણ દિશામાં ગયો, પછી જેમ સૂર્ય આકાશમાર્ગમાં ફરે છે, તેમ વિન્ધ્યાચળ પર જઇને દિગ્વિજય માટે મહાન્ વનમાં દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ દિશામાં કુતૂહલ જોવાને તે ફર્યો (૧૪૦–૪૧). ચિન્તા જેમ આગળ આવી ઉભી રહે, તેમ એક પ્રદેશમાં પરલોકની પૃથ્વી જેવાં તેણે ગામ અને વન જોયાં (૧૪૨). ત્યાં રાજા વિહાર કરતો ફરવા લાગ્યો, બધું જોયું અને સઘળું વૃત્તાન્ત પૂછ્યું; એ જાણવાથી તેને ઘણું જ આશ્ચર્ય થયું (૧૪૩). ત્યાં ચાંડાળ વ્યાધોને તેણે ઓળખી કાઢયા અને તેથી વિસ્મિત થઇને ભ્રમિત ચિત્તે ત્યાં ફરવા લાગ્યો (૧૪૪). તે અરણ્યને સીમાડે જ્યાં પોતે પુષ્ટ ચાંડાળ તરીકે રહેતો હતો, તે ધૂમાડાથી વીંટળાએલું ગામડું તેણે જોયું (૧૪૫). ત્યાં તેણે તેજ મનુષ્યો, સ્ત્રીઓ અને ઝુંપડીઓ જોઇ (૧૪૬). પોતાના પતિઓ સહિત કેટલીક વૃદ્ધ સ્ત્રીઓની આંખમાં આંસુ હતાં, ત્યારે પોતાનાં સગાંઓ દુર્ગમ માર્ગમાં નાશ પામેલાં હોવાથી, એક વૃદ્ધ સ્ત્રી અતિ દીન સ્વરે

રાજા લવણનો અનુભવ

આ પ્રમાણે આક્રન્દ કરતી હતી (૧૪૭). "હે પુત્રો! મારો ત્યાગ કરીને દૂર કયાં ગયા ? હે પુત્રી ! હે ગુંજાફળનો હાર પહેરનાર ! દુષ્ટ વિધિએ તને મારી પાસેથી પડાવી લીધી (૧૪૮). હે રાજપુત્ર ! અંતઃપુરની સ્ત્રીઓના વિલાસનો ત્યાગ કરી તમે મારી પુત્રીમાં સ્નેહ કર્યો, પણ તે બિચારીનો પ્રેમ સ્થિર રહી શકયો નહિ (૧૪૯). આ સંસારરૂપી નદીના તરંગ જેવા ઉપહાસને ઉચિત વિવિધ કર્મ વિપાકે શું અયોગ્ય ન કર્યું, જે મોટા રાજાને ચાંડાળની કન્યા સાથે સંયોગ કરાવ્યો " (૧૫૦). આમ વિલાપ કરતી વૃદ્ધાને જોઈ રાજાએ પોતાની દાસીઓ મારફત અશ્વાસન અપાવ્યું અને પૂછયું, "તું અહિં કેમ છે ? તારી દીકરી તેમજ દીકરા કોણ છે ? " (૧૫૧). અશ્રુપૂર્ણ આંખે તે સ્ત્રીએ જવાબ આપ્યો, આ પુકકસપોષ નામનું ગામ છે, ચાંડાળોનો રક્ષક એક મોટો ચાંડાળ મારો પતિ હતો. અમને એક ચંદ્ર જેવી રૂપાળી પુત્રી હતી. દૈવ યોગે ઈન્દ્રસમાન એક રાજાની તે પત્ની થઈ, અને તેની સાથે ઘણો સમય સુખેથી વ્યતીત કર્યો. તેમને બે પુત્રો અને એક દીકરી થયાં (૧૫૨-૧૫૩). હે જનેશ્વર ! એમ થોડો વખત વીતી ગયો; પછી આ ગામમાં મનુષ્યોને હતાશ કરી નાંખે તેવો ભયંકર દુકાળ પડયો (૧૫૪). આ મહાન્ સંકટ પડવાથી સર્વે ગામડીઆઓ ગામમાંથી દૂર જંગલમાં ચાલી નીકળ્યા, અને ત્યાં મરણ પામ્યા (૧૫૫). આથી અમે દુઃખી થયાં છીએ, અને શોક કરવા યોગ્ય સગાંઓનો શોક કરતાં અમે અમારૂં દુઃખી જીવન ગાળીએ છીએ " (૧૫૬). સ્ત્રીનાં વચન સાંભળી રાજાને ઘણીજ નવાઈ લાગી, તેથી પ્રધાનો તરફ તે એક સ્તબ્ધ

પૂતળાની માફક જોઇ રહ્યો (૧૫૭). તેને કરુણા ઉત્પન્ન થઇ, તેમજ લોકમાં ઉંચનીચ ભાવોનું પણ જ્ઞાન થયું. દાન અને સત્કાર વડે તેણે તેઓનું દુઃખ દૂર કર્યું, અને ઘેર પાછો ફર્યો. લોકોના આનંદ વચ્ચે તેણે નગરમાં પ્રવેશ કર્યો. અવિદ્યાનો સ્વભાવ કેવો છે તે તેણે બરાબર જાણી લીધું, અને પછી મેં પણ તેને બોધ આપ્યો (૧૫૮–૧૫૯). હે રાઘવ! આમ અવિદ્યા માણસને ઘણાજ ભ્રમમાં નાંખી દે છે. અસત્ વસ્તુ તેના બળે સત્ય ભાસે છે, અને સત્ય વસ્તુ અસત્ય જેવી ભાસે છે (૧૬૦).

શ્રી રામે પૂછ્યું:—હે બ્રહ્મન્! રાજાનું આ સ્વપ્ન સત્ય કેમ થયું? આ સંશય મને ખૂબ મૂંઝવે છે (૧૬૧).

વસિષ્ઠ બોલ્યા:—હે રાઘવ! સિંહાસન પર બેઠાં બેઠાંજ, બે મુહૂર્તમાં ચાંડાળ તરીકે બાર વર્ષ વ્યતીત થઇ ગયાની પ્રતીતિ લવણ રાજાને થઇ, તે આ અઘટમાન ઘટનાપટીયસી અવિદ્યાને જ આભારી છે. ગાધિ નામના બ્રાહ્મણનું આખ્યાન આગળ કહેવામાં આવશે, ત્યારે આ બધું સ્પષ્ટ થશે (૧૬૨). જ્યારે ચિત્ત અન્ય નિમિત્ત વિના પોતાના જ સ્વભાવે ભ્રાન્તિ-જનક સંસ્કારોને વશ થાય છે, ત્યારે કાકતાલીય ન્યાયે મહાન્ આરંભવાળા વ્યવહારો પરસ્પર સમાન થાય છે (૧૬૩). જાદુગરની ચેષ્ટા વડે રાજાએ ચાંડાળને ઘેર જે અવિદ્યાના બળે જોયું તેજ અવિદ્યા બીજે દિવસે આ પ્રમાણે વિવર્ત પામી (૧૬૪). તે વખતે લવણ રાજાને જે સ્વપ્નાની ભ્રાન્તિ થઇ, તેવીજ ભ્રાન્તિ વિન્ધ્યાચળમાં રહેનાર ચાંડાળના ચિત્તમાં થઇ (૧૬૫). તે ચાંડાળોના મનમાં લવણ રાજા સંબંધી જે

પ્રતીતિ થઈ, તેવી જ રાજાના મનમાં એ ચાંડાળો સંબંધી પ્રતીતિ થઈ. (૧૬૬) સ્વપ્નની પેઠે વ્યવહારદશાની સત્તા પ્રાતિભાસિક છે, પરમાર્થદૃષ્ટિએ સર્વ પદાર્થોની સત્તા અધિષ્ઠાન–ચૈતન્ય વડે છે, સ્વતંત્ર નથી. (૧૬૭) દૃષ્ટાનો શબ્દાદિ દૃશ્ય સાથે સંબંધ થાય, ત્યારે મધ્યમાં પુષ્પોમાં સૂત્રની પેઠે સાક્ષીરૂપે આત્મા રહેલો છે, તે દૃષ્ટાનું ખરું સ્વરૂપ છે. એ પરમપદ દૃષ્ટા, દર્શન અને દૃશ્ય રહિત છે. (૧૬૮) એક વિષયમાંથી બીજા વિષયમાં મન જાય, ત્યારે મધ્યમાં ચિત્તનું જે સ્વરૂપ છે, તે ચૈતન્ય સંવિદ્રૂપ છે; માટે તમે આત્મનિષ્ઠ થાઓ. (૧૬૯) જાગ્રત અને સુષુપ્તિની મધ્યમાં જે રૂપ છે, તે ચેતનના ધર્મોવાળી ત્રણે અવસ્થાથી રહિત હોવાથી ચેતન નથી, તેમ જ પ્રજ્ઞાનઘન હોતાં જડ પણ નથી. (૧૭૦) હે મહાબાહો ! સ્વભાવે મન રહિત હૃદયમાંથી શિલાની આંતર જડતાનો ત્યાગ કરી, આત્મસ્વરૂપમાં સ્થિત થાઓ. (૧૭૧) ચિત્તના સંકલ્પોનો વિવેકબુદ્ધિ વડે નાશ કરો, અને તમારા ખરા સ્વરૂપમાં રહો. શ્રુતિ અનુકૂળ અત્યંત દૃઢ યુક્તિ વડે મિથ્યા સંસારની ભાવનાનો ત્યાગ કરો. (૧૭૨) આ સંસાર એક ભયંકર ઘટમાળ જેવો છે, એ યંત્ર વાસનારૂપી દોરડાંથી ચાલે છે. હે રામ ! એ રજ્જુનો પુરુષાર્થ વડે નાશ કરો. (૧૭૩) પહેલાં પરમાત્મતત્ત્વમાંથી મન ઉત્પન્ન થયું, અને પછી તે મન પોતાના અનેક સંકલ્પોથી જગત ઉત્પન્ન કરે છે. આકાશ શૂન્ય છે, તોપણ તેની શ્યામતા અસત્ છતાં સત્ જેવી ભાસે છે; તેવી જ રીતે અનિર્વચનીય મન આ મિથ્યા જગતની કલ્પના કરે છે તેથી વ્યવહારમાં તે સત્ જેવું ભાસે છે. (૧૭૪) સર્વ સંકલ્પોનો નાશ થતાં વિષયોથી રહિત થયેલું મન ગળી જાય છે, એટલે સંસારરૂપી મોહનો ધુમાડો નાશ પામે છે, અને શરદઋતુના

આકાશની પેઠે મોહ રહિત સ્વચ્છ અંતઃકરણમાં અજન્મા અને અનંત, એક, આદિ પુરુષ ચિદાત્મા પ્રકાશે છે! (૧૭૫)

# સ્થિતિ-પ્રકરણ

## સર્ગ પહેલો

### ભાર્ગવ ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આ જગત એક ચિત્ર જેવું છે. આત્મા નિષ્ક્રિય હોવાથી એ ચિત્ર દોરનાર કોઈ જ નથી. તે અદ્વિતીય હોવાથી તેમાં રંગ વગેરે દ્રવ્યોનો અભાવ છે. આકાશમાં જ એ ચિત્ર દોરાયેલું હોવાથી આધાર વિનાનું છે. પોતા સિવાય અન્ય કોઈ ન હોવાથી તેનો દ્રષ્ટા કોઈ નથી;

બ્રહ્મમાં જગતની પ્રતીતિ

છતાં તેનો અનુભવ થઈ શકે છે. જાગ્રત અવસ્થામાં જગત પ્રતીત થાય છે, માટે તે નિદ્રા વિનાના સ્વપ્ન જેવું છે. (૧) જેમ અરીસામાં કોઈ પણ વસ્તુનું પ્રતિબિંબ પડે છે, તેમ સર્વના સાક્ષી, પરિપૂર્ણ, નિર્મળ અને અભેદ ચિદાત્મામાં આ જગત બીજા કોઈ પણ પ્રયોજન વિના દેખાય છે. (૨) કંઈ પણ કાર્યકારણ ભાવ વિના આ વિશ્વ બ્રહ્મમાં માત્ર પ્રતીતિરૂપે સ્થિત છે, એનું રહસ્ય તમને કહું છું. (૩) હે રામ! ચિત્તની ચંચળતા શાન્ત કરવા પ્રયત્ન પૂર્વક તમે એવી ભાવના કરો, કે સર્વના આત્મસ્વરૂપ, અખંડૈકરસ, એક જ, ભગવાન સર્વત્ર આકાશની પેઠે વ્યાપી રહ્યા છે. (૪) જેમ મોટી શિલા વસ્તુતઃ એક જ હોવા છતાં, તેના ઉપર કોતરેલી રેખાઓને લીધે હાથી, ઘોડા, મનુષ્ય, દેવાલય વગેરે ભેદરૂપે પ્રતીત થાય છે, તેવી જ રીતે ત્રણે લોકની પ્રતીતિ કરાવનાર બ્રહ્મ એક જ છે એવો નિશ્ચય

તમે કરો. (૫) બ્રહ્મ સિવાય અન્ય કારણનો અભાવ હોવાથી જગત ઉત્પન્ન થયું જ નથી. મરુભૂમિમાં જેમ તરંગની ભ્રાન્તિ થાય, તેમ પૂર્ણ બ્રહ્મમાં અધ્યાસથી પ્રાતિભાસિક સત્તા વડે જગતની પ્રતીતિ થાય છે. (૬) હે અનઘ! જગત ઉત્પન્ન થયું નથી, છતાં તે મનમાં રહ્યું છે એ બતાવવા માટે ભાર્ગવવૃત્તાન્ત તમને કહું છું. (૭)

શુક્રનું સંકલ્પજગત

પૂર્વે મંદર પર્વતના પુષ્પોથી શોભતા કોઈ એક શિખર ઉપર ભગવાન ભૃગુ ઘોર તપ કરતા હતા. (૮) શુક્ર નામના તેમના એક બાળક–પુત્ર તેમની સેવા કરતા હતા. તેઓ તેજસ્વી અને મહાબુદ્ધિશાળી હતા, પૂર્ણચંદ્ર જેવી તેમની કાન્તિ હતી અને સૂર્ય સમાન તેમનો પ્રકાશ હતો. (૯) શુક્રે સાચી જ્ઞાનદશા પ્રાપ્ત કરી ન હતી, તેથી જેમ ત્રિશંકુ પૃથ્વી અને સ્વર્ગની વચમાં લટકયો હતો, તેમ શુક્ર પણ બ્રહ્મભાવ પામ્યા ન હતા, એટલે જ્ઞાન અને અજ્ઞાન વચ્ચે તેમનું મન ઝોલાં ખાતું હતું. (૧૦) એક વખતે જ્યારે તેમના પિતા ભૃગુ નિર્વિકલ્પ સમાધિમાં લીન હતા, ત્યારે જેમ શત્રુને જીતી રાજા સ્વસ્થ થાય, તેમ શુક્ર પણ એકાન્તમાં સ્વસ્થ ચિત્તે બેઠા હતા. (૧૧) એ વખતે આકાશમાર્ગે જતી એક અપ્સરાને તેણે જોઈ. તેણે મંદારપુષ્પની માળા પહેરી હતી અને તેના વાળની લટ મંદ પવનથી ફરકતી હતી. (૧૨) આવી સ્ત્રીને જોઈ, શુક્રનું મન ઉલ્લાસથી ચંચળ થયું. આંખો બંધ કરી તેણે એ અપ્સરાનું મન વડે ધ્યાન ધર્યું. (૧૩) મનની અંદર શુક્રે કલ્પનાઓ કરવા માંડી: "આ આકાશમાં સ્ત્રી છે. દેવતાઓનાં સુંદર વિહારસ્થાન સ્વર્ગમાં હું આવ્યો છું. જેમ વનલતાઓ વનનું સેવન કરે છે, તેમ કામાતુર થયેલી

સુરાંગનાઓ ઇન્દ્રની સેવામાં તત્પર છે. અહીં ઇન્દ્ર આસન ઉપર બેઠા છે, જાણે ત્રણે લોકને રચનાર બીજા બ્રહ્મા હોય એમ લાગે છે. હું તેને નમસ્કાર કરું છું." આમ વિચાર કરી, તેણે પોતાના મનના સંકલ્પજગતમાં બીજા ભૃગુ જેવા ઇન્દ્રને પ્રણામ કર્યા. માનપૂર્વક ઇન્દ્રે શુક્રનો સત્કાર કર્યો. (૧૪–૧૮) સ્વર્ગમાં જવાથી ખુશી થયેલા શુક્રે સ્વર્ગમાં વિહાર કરવાનું શરૂ કર્યું. આગળ દીઠેલી મૃગનયની અપ્સરાને તેણે જોઈ. શુક્રને જોતાં તે અપ્સરા પણ મોહને લીધે પરવશ થઈ. સ્નેહને વશ થઈ તે બન્ને એક બીજામાં એટલાં તો અનુરક્ત થયાં, કે જેમ પ્રાતઃકાળે સૂર્ય ઊગતાં સૂર્ય અને કમળ શોભે, તેમ તેઓ શોભવા લાગ્યાં. (૧૯,૨૦) એ અપ્સરા મારામાં આસક્ત છે એમ જાણી, શુક્રે તેની સાથે ક્રીડા કરવાનો નિશ્ચય કર્યો; અને પ્રલય વખતે જેમ રુદ્ર અંધકારનો સંકલ્પ કરે, તેમ તેણે પણ અંધકારનો સંકલ્પ કર્યો. (૨૧) જ્યારે અન્ય જનો ત્યાંથી પોતપોતાને સ્થાને ગયાં, ત્યારે જેમ મયૂરી વાદળાં પાસે જાય, તેમ તે અપ્સરા શુક્ર પાસે આવી. (૨૨) પછી વનની કુંજોમાં તેઓ કોઈક વાર વિશ્રાન્તિ લેતાં. આમ ચિત્તે કલ્પેલા પ્રણયપ્રસંગ વડે થયેલા સમાગમથી ભાર્ગવને સંતોષ થયો. સ્વર્ગમાં શુક્ર હરિણ જેવાં લોચનવાળી અપ્સરા સાથે સુખેથી રહ્યા; આમ ચાર યુગ આઠ વખત પસાર થઈ ગયા. પછી પુણ્યક્ષય થતાં, તેઓ પૃથ્વી પર આવી પડ્યાં. (૨૩–૨૫) પૃથ્વી પર પડતાં જ તેને પોતાનું સ્થાન યાદ આવ્યું, અને પછી શુક્રના જીવે ચંદ્રની જ્યોતિમાં પ્રવેશ કર્યો. (૨૬) પછી હિમજળરૂપ થઈને તેના જીવે શાળમાં પ્રવેશ કર્યો, અને દશાર્ણદેશમાં વસતા એક ઉત્તમ બ્રાહ્મણે તે શાળ ખાધી. (૨૭) તેનું વીર્ય થઈ શુક્ર એ વિપ્રપત્નીને પેટે અવતર્યા. ત્યાં

અનેક મુનિઓનો સમાગમ થતાં તેણે ભયંકર તપ આદર્યું. એક મન્વન્તર સુધી મેરુ પર્વતપર રહ્યા. ત્યાં તેને મૃગલીથી એક મનુષ્યશરીરધારી પુત્ર થયો. (૨૮,૨૯) પુત્ર ઉપર સ્નેહ અને મમતા બંધાતાં તેમને ફરીથી એક ક્ષણમાં મોહ થયો: "મારા પુત્રને ધન મળે, તે ગુણવાન થાય, ચિરાયુષી થાય." એવી ચિન્તા નિરંતર કરવાથી તેમની સાચી દશાનો નાશ થયો; અને પુત્રને માટે ભોગવૈભવ વગેરેના વિચારો કરતાં તેઓ ધર્મભ્રષ્ટ થયા. (૩૦,૩૧) સર્પ જેમ વાયુને ગળી જાય, તેમ તેનાં આયુષ્યનો ક્ષય થતાં ફક્ત ભોગવિલાસોનું જ ચિંતન કરતાં તે શુક્ર મરણ પામ્યા. (૩૨) પછી મદ્રદેશના રાજાને ત્યાં અવતર્યા, અને ત્યાં તેઓએ તે દેશનું રાજ્ય ભોગવ્યું. એવા બીજા ઘણા જન્મો પસાર કરી, તેઓ ગંગાતીરે વસનાર એક મુનિના પુત્ર થઈ અવતર્યા. વખત જતાં પવન અને તડકાથી જર્જરિત થયેલ શુક્રનો પોતાનો દેહ પૃથ્વી પર ઢળી પડ્યો. પુણ્યપવિત્ર આશ્રમમાં રહેનારા ભૃગુઋષિ રાગદ્વેષની લાગણીથી રહિત હતા અને તેમણે મહાન તપ કર્યું હતું; એટલે વનમાં વસતાં પશુ કે પક્ષીઓએ તેમના દેહને કંઈ નુકસાન ન કર્યું. હજાર વર્ષ વીતી ગયા પછી પરમતત્ત્વનું ચિંતન કરતા ભૃગુઋષિ નિર્વિકલ્પ સમાધિમાંથી જાગ્યા, ત્યારે તેણે પોતાના પુણ્યવાન, વિનયી અને ગુણવાન પુત્રને ન જોયો. માત્ર તેનું દરિદ્રતાની મૂર્તિ સમાન અભાગી હાડપિંજર તેમની નજરે પડયું. (૩૩-૩૯) તડકાથી સુકાઈ ગયેલા દેહની ચામડીમાં છિદ્રો પડી ગયાં હતાં. તેમાં તેતર પક્ષીઓ બેઠાં હતાં અને સુકાઈ ગયેલી ઉદરગુહામાં દેડકાંઓ બેઠાં હતાં. (૪૦) દુ:ખરૂપી હાથીનાં બંધન-સ્તંભ સમાન સુકાઈ ગએલા હાડપિંજરને જોઈ, જાગેલા ભૃગુઋષિએ બધી રીતે વિચાર કરી

જોયો. (૪૧) પોતાના પુત્રને મરણ પામેલો જોઈ, ભૃગુઋષિ કાળ—ભગવાન પર ખૂબ ગુસ્સે થયા. (૪૨) "મારો પુત્ર અકાળે કેમ મરણ પામે!" એ વિચારે તેઓ ગુસ્સે થયા હતા તેથી તેમણે કાળને શાપ આપવા નિશ્ચય કર્યો. (૪૩)

ભૃગુ–કાળસંવાદ

આકાર વિનાના અને સર્વ જગતનું ભક્ષણ કરનાર કાળ મનુષ્યનું રૂપ લઇને ઋષિ પાસે આવ્યા. (૪૪) શ્રીમાન કાળે ખડ્ગ અને પાશ હાથમાં લીધાં હતાં, કુંડળ અને કવચ પહેર્યાં હતાં અને છ હાથ તથા છ મોઢાંવાળું તેમનું રૂપ હતું. અનેક સેવકો તેમની સાથે હતા. (૪૫) હે રામ! પ્રલય-કાળે ક્ષુબ્ધ થયેલા સમુદ્ર જેવા ગંભીર અને ગુસ્સે થયેલા ઋષિ પાસે તેઓ આવ્યા અને સાન્ત્વન આપતાં બોલ્યા: "હે સાધો! તમે અનન્ત તપ કરનાર છો, અને અમે વિધિની મર્યાદાનું પાલન કરનાર છીએ. તપના પ્રભાવે જ તમને સર્વ લોકો પૂજે છે; પરંતુ શાપ વગેરેના ભયથી તમને કોઈ પૂજતું નથી. (૪૬,૪૭) શાપ આપીને તમારા તપના પ્રભાવને ક્ષીણ ન કરો; કારણ કે પ્રલયાગ્નિ પણ મને બાળી નથી શકતો, તો તમારો શાપ મને કેમ બાળી શકશે? (૪૮) અનેક બ્રહ્માંડોનો, કરોડો રુદ્રોનો અને ઘણા વિષ્ણુના વૃન્દોનો અમે નાશ કર્યો છે. હે મુને! અમે શું કરવા સમર્થ નથી? (૪૯) હે બ્રહ્મન્! અમે જગત માત્રના ભોક્તા છીએ, અને તમે અમારું ભોજન છો; એ ક્રમ વિધિએ જ નક્કી કર્યો છે. તેમાં રાગદ્વેષને કારણે આપણી ઇચ્છાએ કંઈ થતું નથી. (૫૦) વિશુદ્ધ જ્ઞાનદૃષ્ટિએ જોતાં આ જગતમાં કોઈ કર્તા કે ભોક્તા નથી. આત્મા નિર્વિકાર છે, છતાં અવિદ્યાના જોરે ઘણા કર્તા તથા ભોક્તા છે એવું ભ્રાન્તિદર્શન થાય છે. (૫૧) જેમ વૃક્ષમાં પુષ્પો આવે છે અને

ખરી પડે છે, તેમ મનુષ્યો વિધિની પ્રવૃત્તિ–નિવૃત્તિના હેતુરૂપ ઈશ્વરેચ્છાએ જગતમાં પોતાના કર્માનુસાર જન્મે છે અને મૃત્યુ પામે છે. (૫૨) તમારી જ્ઞાનદૃષ્ટિ ક્યાં ગઈ? તેમ જ તમારી ધીરતા કે મહત્તા ક્યાં અદૃશ્ય થઈ ગઈ? સર્વ પ્રાજ્ઞોમાં તમે પ્રસિદ્ધ છો, છતાં આંધળાની પેઠે તમે કેમ મોહ પામો છો? (૫૩) હે મુનિ! હે સર્વજ્ઞ! પોતાનાં કર્મોનો પરિપાક થતાં પ્રાપ્ત થતી અવસ્થાનો વિચાર કર્યા વિના અજ્ઞાની મનુષ્યની પેઠે મને વ્યર્થ શાપ આપવા કેમ તૈયાર થયા છો? (૫૪) ચિત્ત એ જ જીવ છે; તે જે કરે છે તે જ ખરાં કૃત્યો ગણાય. પ્રાણ ધારણ કરે, એટલે એ મનને જ જીવ કહેવામાં આવે છે. સંકલ્પિત અર્થમાં એક નિશ્ચય થતાં નિશ્ચયાત્મિકા બુદ્ધિ પણ મન જ થાય છે. અભિમાન થતાં એ મન અહંકારરૂપ થાય છે; અને મન પોતે જ સંકલ્પો કરી વિવિધ પ્રકારે ભાસે છે. (૫૫) તમે જ્યારે નિર્વિકલ્પ સમાધિમાં લીન હતા, ત્યારે તમારા પુત્રનું મન શરીર છોડીને સ્વર્ગમાં ગયું. (૫૬) ત્યાં તેણે વિશ્વાચી અપ્સરા સાથે ઘણો વખત વિહાર કર્યો. પછી ત્યાંથી પૃથ્વી પર પડતાં, દશાર્ણદેશમાં એક બ્રાહ્મણ તરીકે તે અવતર્યો. પછી અનુક્રમે તે કોસલ દેશનો રાજા થયો, મહાન વનમાં પારધિ થયો, પવિત્ર ગંગાજીના તટ પર હંસરૂપે અવતર્યો, સૂર્યવંશમાં પૌણ્ડ્ર રાજા થયો, શાલ્વદેશમાં આચાર્ય થયો, એક કલ્પ સુધી તે શ્રીમાન વિદ્યાધર થયો, પછી કોઈ ઋષિનો બુદ્ધિશાળી પુત્ર થયો, સૌવીરદેશનો મંડળેશ્વર થયો, ત્રિગર્તદેશમાં એક શૈવપંથી આચાર્ય થયો, એક વનમાં હરણરૂપે રહ્યો, તાલવૃક્ષમાં સર્પરૂપે રહ્યો અને તમાલવનમાં જંગલી કૂકડો થયો. (૫૭–૬૦) પોતાના મનની વાસનાને વશ હોવાથી, બીજી પણ અનેક કષ્ટદાયક યોનિયોમાં તમારા પુત્રને અવતરવું પડ્યું. (૬૧) હે

મુને! અત્યારે તે વાસુદેવ નામનો બ્રાહ્મણપુત્ર છે, અને સમંગા નદીને કિનારે તપ કરે છે. (૬૨) તેણે જટા વધારી છે, રુદ્રાક્ષની માળા પહેરી છે, સર્વે ઇન્દ્રિયોના ભ્રમ ઉપર તેણે વિજય મેળવ્યો છે અને આઠસો વર્ષ થયાં તપશ્ચર્યામાં સ્થિત છે. (૬૩) હે મુને! તમારે મનનો સ્વપ્નભ્રમ જોવાની ઇચ્છા હોય, તો જ્ઞાનનેત્ર ખોલો અને જુઓ." (૬૪) સમદર્શી કાલ ભગવાને આમ કહ્યું એટલે ભૃગુઋષિ જ્ઞાનદૃષ્ટિથી પુત્રનું ચરિત્ર જોવા લાગ્યા. (૬૫) એક મુહૂર્તમાં જ્ઞાનના પ્રભાવે વિશુદ્ધ થયેલી બુદ્ધિરૂપી દર્પણમાં પુત્રનું સર્વ વૃત્તાન્ત તેણે જોયું. (૬૬) સમંગાતટ પર મન વડે તેઓ ગયેલા હતા, તે પાછા ફર્યા અને મંદર પર્વત પર શરીરધારી કાળ પાસે પોતાના શરીરમાં પ્રવેશ કર્યો. (૬૭) ભૃગુએ રાગ રહિત કાળ–ભગવાન તરફ આશ્ચર્યથી મનોહર રીતે જોયું અને વિરાગી મુનિએ આ પ્રમાણે કહ્યું: (૬૮) "હે ભગવન્! રાગદ્વેષને કારણે અમે મલિન બુદ્ધિવાળા છીએ, તમારા જેવાઓની બુદ્ધિ નિર્મળ હોવાથી બ્રહ્મનું દર્શન કરે છે." (૬૯) ભૃગુએ એમ કહ્યું એટલે સૂર્ય જેમ ચંદ્રને કિરણો વડે પકડે, તેમ ભગવાન કાળે હસતાં હસતાં તેમને હાથથી ઊભા કર્યા. (૭૦) મંદરાચળ પરથી કાળ તથા ભૃગુ બન્ને જણા નીચે આવ્યા, અને સમંગાતટ પર જવા તૈયાર થયા. (૭૧) તરંગોવાળી સમંગા નદી પર તેઓ ક્ષણ વારમાં આવી પહોંચ્યા, અને એક સ્થળે ભૃગુએ પોતાના પુત્રને જોયો. (૭૨) જેની ઇન્દ્રિયો વિરામ પામી હતી, જે સમાધિમાં લીન થઈ ગયો હતો અને જેનો મનરૂપી મૃગ શાંત થઈ ગયો હતો: એવા ભૃગુપુત્રને જોઈ, કાળે સંકલ્પ કર્યો: "આ સમાધિમાંથી ભલે જાગે." ભૃગુપુત્ર જાગ્યો ને આંખો ઉઘાડતાં કાળને તથા ભૃગુને પોતાની પાસે ઊભેલા જોયા. (૭૩,૭૪) કદંબ

નીચેનાં આસનથી ઊભા થઈ, તેમને તેણે પ્રણામ કર્યા. વંદન વગેરે શિષ્ટાચાર થયા પછી તેઓ ત્રણે શિલા પર બેઠા. (૭૫) પછી સમંગાતટ પર રહેલા વિપ્રે શાન્ત રીતે વચનો કહ્યાં: "આપ મહાત્માઓનાં દર્શનથી મને પરમ સંતોષ થયો છે. શાસ્ત્ર, તપ, જ્ઞાન, કે વિદ્યા વડે મારા મનનો જે મોહ નાશ પામ્યો ન હતો, તે આપનાં શુભ દર્શનથી ક્ષીણ થઈ ગયો છે; અને તેથી મને જેટલો આનંદ થયો છે તેટલો આનંદ હૃદયની અંદર રહેલ નિર્મળ અમૃતની દૃષ્ટિ પણ મને આપતી નથી. ચંદ્રસૂર્ય જેમ આકાશને પવિત્ર કરે તેમ મહાન તેજસ્વી આપે ચરણો વડે આ દેશ પવિત્ર કર્યો છે. આપ કોણ છો ?" (૭૬–૭૯) હે રામ! આમ તેણે કહ્યું, એટલે ભૃગુઋષિએ બીજા જન્મમાં રહેલા પોતાના પુત્રને કહ્યું: "તું તારા આત્માનું સ્મરણ કર, તને જ્ઞાન થયું છે, હવે તું અજ્ઞાની નથી." આ પ્રમાણે તેને ભૃગુએ બોધ કર્યો, એટલે તેણે બંધ આંખે ધ્યાન ધરી જોતાં એક મુહૂર્તમાં તેને જન્માન્તર દશાનું જ્ઞાન થયું. (૮૦,૮૧) આથી તેને મહદાશ્ચર્ય થયું અને પ્રસન્ન ચિત્તે વિતર્કથી ધીમે ધીમે કહ્યું: (૮૨) "ખરેખર! ભ્રાન્તિ કરાવનાર કોઈક દૃષ્ટિ મનમાં સ્ફૂરે છે, અને એના જ પ્રભાવે જગતની જાળ વિસ્તાર પામે છે. જાણવા યોગ્ય બ્રહ્મનું મને હવે જ્ઞાન થયું અને અનુભવવા યોગ્ય અખંડ પરમાત્મતત્ત્વનો અનુભવ પણ મને થયો. લાંબા કાળથી દ્વૈતપ્રપંચમાં ભટકતું મારું મન થાકી ગયું હતું, હવે તે ઉપરામ પામ્યું છે. સચ્ચિદાનંદ–સ્વરૂપ ભગવાન સિવાય બીજું કંઈ નથી. હે તાત! ચાલો, દૈવનું કૌતુક જોવાના ઇરાદાથી મંદરાચળ પર્વત પર રહેલું મારું શરીર જોવા જઈએ. હવે મને ઇષ્ટ કે અનિષ્ટ જેવું આ જગતમાં કંઈ નથી." (૮૩–૮૫)

વસિષ્ઠ બોલ્યાઃ એ પ્રમાણે દ્વૈત-પ્રપંચના મિથ્યાત્વનો વિચાર કરતાં ત્રણે તત્વજ્ઞોએ સમંગા નદીથી પ્રયાણ કર્યું, અને એક ક્ષણમાં મંદર પર્વત પર આવ્યા.

શુક્રનું પુનર્જીવન

ત્યાં ભાર્ગવે પોતાનું પૂર્વ જન્મનું શરીર જોયું. (૮૬,૮૭) પછી ભાર્ગવે કહ્યુંઃ "હે તાત! પૂર્વે તમે અનેક લાલનપાલનથી જે શરીરને પોષ્યું હતું તે સુકાઈ ગયું છે. મારો આ દેહ સંદેહહીન થતાં વિશ્રાન્તિ પામ્યો છે, અને સર્વે કૌતુકો તથા કલ્પનાઓ પણ શાન્ત થઈ જતાં વનમાં તે કેવું સુખે સૂતું છે ! સર્વ આશાને લીધે ઉત્પન્ન થતા દુઃખરૂપી સંમોહને સંપૂર્ણ રીતે ટાળવાને પ્રાણીઓ માટે સંપૂર્ણ મનોનાશ સિવાય અન્ય કોઈ કલ્યાણકારી માર્ગ નથી. જેઓએ સંપૂર્ણ રીતે મન ઉપર વિજય મેળવીને મનને અમન બનાવ્યું છે, તેઓ જ ખરા બુદ્ધિશાળી છે; અને તેઓએ જ બ્રહ્મસાક્ષાત્કાર અનુભવેલી બુદ્ધિ વડે પરમાનંદનો સ્વાદ ચાખ્યો છે. આ શરીર સર્વે દુઃખથી રહિત થતાં સ્વસ્થ છે અને સંતાપ રહિત છે. વનમાં મનપણા રહિત એ દેહને જોઈ હું ખુશી થયો છું." (૮૮-૯૨) આમ કહ્યું એટલે ભાર્ગવને કાળે કહ્યુંઃ "રાજા જેમ પોતાની નગરીમાં પ્રવેશ કરે તેમ તમે તમારા આ શરીરમાં પ્રવેશ કરો. તમારે હજી આ દેહથી દૈત્યોના ગુરુ તરીકે કર્તવ્ય બજાવવાનું છે. તમારું કલ્યાણ થાઓ ! હવે અમે અમારે સ્થાને જઈશું." (૯૩,૯૪) ભૃગુ અને શુક્રની આંખમાં આંસુ આવ્યાં અને કાળ-ભગવાન અંતર્ધાન થઈ ગયા. તેના ગયા પછી વિધિની ઇચ્છાને વશ થઈ, ભાર્ગવે સમંગાતટવાસી બ્રાહ્મણની ભાવનાનો ત્યાગ કર્યો, અને પોતાના શરીરમાં પ્રવેશ કર્યો. જીવે પ્રવેશ કર્યો, એટલે ભૃગુઋષિએ કમંડળનું જળ લઈ, તે શરીરને મંત્રો

વડે તાજું કર્યું, અને તેની બધી નાડીઓ બરાબર કામ કરવા લાગી. (૯૫-૯૭) શ્વાસ લેતાંજ શુક ઊભા થયા, અને પવિત્ર પિતાને પગે પડ્યા. ત્યાર પછી તે પવિત્ર અરણ્યમાં પિતાપુત્ર હૃદયમાંથી વાસનાઓને નાબૂદ કરી નિર્વાસિત બને રહ્યા. હે રઘુનંદન ! ભાર્ગવાખ્યાન તમને મેં કહ્યું; તો ચિત્ત એ જ સંસાર છે એવો દૃઢ વિચાર કરજો અને પછી તમને યોગ્ય લાગે તે પ્રમાણે તમારું વર્તન રાખજો. (૯૮-૧૦૦)

## સર્ગ બીજો

### દામાદિ ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ ! જેણે આત્મવિચાર કર્યો છે, જેના હૃદયમાંથી મલિન વૃત્તિઓનો નાશ થયો છે, અને અભ્યાસના બળથી જે ક્રમે ક્રમે બહારના તેમ જ અંદરના સંકલ્પોનો ત્યાગ કરે છે, તેનું ચિત્ત પ્રસન્ન રહે છે. એવા પુરુષનું મન

જીવન્મુક્તની સ્થિતિ

શુદ્ધ થયું છે, અજ્ઞાન-દૃષ્ટિનો ત્યાગ કરી તે જ્ઞાનદૃષ્ટિએ સર્વત્ર દૃષ્ટાને જ જુએ છે, અને અનાત્મપદાર્થોનું દર્શન ન કરતાં આત્માનું જ સર્વત્ર દર્શન કરે છે. જાણવાયોગ્ય પદાર્થોમાં તે હમેશાં જાગ્રત રહે છે, અને સંસારના ગાઢ અંધકાર જેવા મોહનું અનુસંધાન કરતો નથી. ઐહિક અને પારલૌકિક સુખોમાં જરા પણ આસક્તિ વિના અત્યંત વૈરાગ્ય વડે જેમ પક્ષીઓની જાળ ઉંદર કાપી નાખે, તેમ સંસારની વાસનાઓનો નાશ થાય છે, અને અહંકારની ગાંઠ ગળી જાય છે; ત્યારે જેમ નિર્મળી નાખવાથી કાદવવાળું જળ સ્વચ્છ થાય છે, તેમ અદ્વૈતજ્ઞાન વડે તેનું સ્વરૂપ નિર્મળ થાય છે. જે પુરુષ રાગરહિત છે, વિષયોથી વિમુખ છે, જે સુખદુ:ખનું અનુસંધાન

કરતો નથી અને જે ભોગો પ્રત્યે ઉદાસીન છે; તેના મનનો મોહ જેમ પાંજરાંમાંથી પક્ષી ઊડી જાય તેમ નીકળી જાય છે. (૧-૬) જેના સંદેહની દુષ્ટતા શાન્ત થઈ છે અને જેના સંકલ્પોનો વિલાસ પણ નષ્ટ થઈ ગયો છે, તેનું ચિત્ત પૂર્ણ ચંદ્રની પેઠે શોભે છે. (૭) વેદાન્ત વાક્યોનો વિચાર કરીને તેણે આત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે, અને પોતાનું પરિપૂર્ણ સ્વરૂપ જાણ્યું છે; તેઓને બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર અને શંકરની પણ દયા આવે છે. (૮) "હું કોણ? અને આ બધો સંસાર ક્યાંથી?" એવો આત્મવિચાર નથી થયો, ત્યાં સુધી અંધકાર જેવો આ દ્વૈત-પ્રચંચ રહેવાનો જ. (૯) જે પોતાને અને અન્યને સર્વદા અભેદદૃષ્ટિએ જુએ છે, અને આ જગત ચૈતન્ય માત્ર છે એવો વિચાર કરે છે; તે જ મનુષ્ય તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે. અંતઃકરણમાં સર્વ પદાર્થોની અંદર રહેલા, અંતર્યામી અવિચ્છિન્ન-સ્વરૂપ અદ્વિતીય ચિન્માત્રને જે જુએ છે, તેની જ દૃષ્ટિ સાચી ગણાય. "હું અને બીજું" કંઈ નથી, તથા માત્ર નિર્વિકાર બ્રહ્મ જ સર્વત્ર વ્યાપ્ત છે, એમ સમજીને દ્રષ્ટા અને દૃશ્યની ઉપાધિ રહિત ચિન્માત્રને જુએ છે, તેને જ ખરો વિચારક સમજવો. (૧૦-૧૨) જેમ આંખ સર્વ દિશાઓના પદાર્થો વિનાપ્રયત્ને કંઈ પણ આસક્તિ વગર જુએ છે, તેમ બ્રહ્મવેત્તાઓની બુદ્ધિ પણ અવશ્ય પ્રાપ્ત-વ્યવહારો અનાસક્તપણે કરે છે. (૧૩) જેમ ચોરને ઓળખીને તેની સાથે વ્યવહાર કરવામાં આવે, તો તે બાધક ન નીવડતાં મિત્ર તરીકે રહે છે, તેમ આ જ્ઞાનીનો ઉપભોગ છે, એમ સમજીને જો ભોગો ભોગવાય, તો તેને સંતાપ ન થતાં સંતોષ થાય છે. (૧૪) જેમ મુસાફરો રસ્તામાં આવતાં ગામમાં વિવાહાદિ પ્રસંગોનાં સરઘસો ઉદાસીન ભાવે જુએ છે, તેવી જ રીતે જ્ઞાની પુરુષો ભોગ-

વિલાસોને અનાસક્ત દૃષ્ટિએ જુએ છે. (૧૫) પ્રત્યાહાર વગેરે યોગસાધન વડે વિષયોથી નિરુદ્ધ થયેલું મન અનાદરબુદ્ધિથી ભોગવાયેલા થોડા ભોગોને પણ આગળના ઘણા ભોગો કરતાં વધારે માને છે. (૧૬) જે રાજા કેદી તરીકે રહેલો હોય તે અન્નપાનાદિ નજીવા પદાર્થો વડે સંતોષ પામે છે; પણ જે રાજા સ્વતંત્ર હોય અને કોઈના દબાણમાં ન હોય, તેને રાજ્ય પણ સંતોષ આપતું નથી. (૧૭) માટે ઇન્દ્રિયોને કાબૂમાં રાખી તથા પ્રાણને નિયમમાં રાખી, સૌએ પોતાના મનને જીતવું; કારણ કે સંસારસાગર તરવાનો મનોજય સિવાય બીજો કોઈ ઉપાય નથી. (૧૮) જે સાધુપુરુષો પોતાના મનને અધીન નથી, તેઓ આ જગતમાં ભાગ્યશાળી છે. તેમની ગણના ઉત્તમ સાધુપુરુષોમાં થાય છે. (૧૯) હૃદયરૂપી દરમાં કલ્પનારૂપી ઝેરવાળો મનરૂપી ભુજંગ રહેલો છે; તેને શાન્ત કરીને જેણે પોતાના ચિત્તને સ્વચ્છ કર્યું છે, તેવા તત્ત્વજ્ઞને હું નમસ્કાર કરું છું. (૨૦)

ઇન્દ્રિયજયનો ઉપાય

વસિષ્ઠ બોલ્યા : દુષ્કૃત્યોરૂપી હાથીઓ ઇન્દ્રિયોના પ્રબળ સામ્રાજ્યમાં પ્રમત્ત થઈને ફરે છે, ઇન્દ્રિયોનાં મનોરથરૂપી બાણ છે; એટલે એ શત્રુઓ ઉપર ઘણી મુશ્કેલીએ જીત મેળવી શકાય છે. (૨૧) જેણે ચિત્તને શાંત કરીને, ઇન્દ્રિયો ઉપર વિજય મેળવ્યો છે; તેઓની વારંવાર થતી ભોગો ભોગવવાની ઇચ્છા હેમંતઋતુનાં કમળની પેઠે ક્ષીણ થઈ જાય છે. (૨૨) દૃઢ ધ્યાનના અભ્યાસ વડે એક જ આત્મતત્ત્વમાં નિષ્ઠા કરીને મનુષ્યે જ્યાં સુધી મનને જીત્યું નથી, ત્યાં સુધી અજ્ઞાનજન્ય વાસનારૂપી વૈતાલો હૃદયમાં રમે છે. વિવેકી પુરુષનું મન તેને વશ છે; એટલે તે મન નોકરની માફક તેના કહેવા પ્રમાણે

વર્તે છે, મંત્રીની પેઠે કલ્યાણ થાય તેવાં કાર્યો કરે છે; સામંતોની પેઠે ઇન્દ્રિયો ઉપર કાબૂ રાખે છે અને ગુરુની પેઠે શિક્ષણ આપે છે. લાલન કરવાથી તે સ્નેહાળ સ્ત્રીનું કામ કરે છે, પાલન કરવાથી પિતા તરીકેની તે ફરજ બજાવે છે અને ઉત્તમ વિશ્વાસથી મિત્રનું કામ કરે છે. (૨૩–૨૫) શાસ્ત્રીય જ્ઞાનનો વિચાર કરી, મન નિશ્ચિત બુદ્ધિ વડે સ્વાનુભવ કરે છે અને પિતાની પેઠે પાલન કરી પવિત્ર બનાવી, પોતે વિલીન થઈ જાય છે અને મનુષ્યને કૈવલ્યપદની પ્રાપ્તિ કરાવે છે. (૨૬) જેણે સમ્યગ્દર્શન કર્યું છે, જે સંશય રહિત થઈને દઢ થયું છે, જે નિષ્કલંક, શુભેચ્છા યુક્ત અને સારી પેઠે પ્રબુદ્ધ છે તથા શમાદિ ગુણો વડે જે ઉત્કૃષ્ટ થયું છે; તેવું મન મણિરૂપે હૃદયમાં પ્રકાશે છે. (૨૭) હે રામ ! ઘણી મલિન વાસનાઓએ મનરૂપી મણિને કલુષિત કર્યો છે; માટે વિવેકરૂપી જળથી તેને સ્વચ્છ કરો અને કૈવલ્યને માટે તત્ત્વજ્ઞ બનો. (૨૮) પરમ વિવેકનો આશ્રય લઈને સૂક્ષ્મ બુદ્ધિ વડે સત્યસ્વરૂપ પરમાત્માને જાણો અને ઇન્દ્રિયોના વિષયોથી પાર ઊતરી, સંસારરૂપી મહાસાગર તરી જાઓ. (૨૯) હે મહામતે ! “આ હું અમુક આકારવાળો છું” એવા વિપરીત નિશ્ચયનો બુદ્ધિપૂર્વક ત્યાગ કરો, અને ચૈતન્યપદનું ગ્રહણ કરી નિર્વાસિત મને ખાઓ, પીઓ અને ફરો. આથી તમને બંધન નડશે નહિ. (૩૦)

વસિષ્ઠ બોલ્યા : હે રાઘવ ! દામ, વ્યાલ અને કટ નામના દૈત્યોના વિવેકશૂન્ય વ્યવહારનું તમે અનુકરણ ન કરો; પણ

ભીમ, ભાસ અને દઢ નામના દૈત્યોની

દામાદિની આખ્યાયિકા જેવી સ્થિતિમાં રહી, શોક રહિત થાઓ.

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્ ! સંસારનાં દુઃખોનો નાશ કરવાનો આપનો સ્વભાવ છે. દામ, વ્યાલ

ને કટ પ્રમાણે મારે વર્તન ન રાખવું ને ભીમ, ભાસ અને દૃઢની સ્થિતિમાં મારે રહેવું એમ આપે કહ્યું; એ બધું શું છે? (૩૧,૩૨)

વસિષ્ઠ બોલ્યા : હે રાઘવ! દામાદિ દૈત્યોના ન્યાય બાબત તથા ભીમાદિ દૈત્યોની સ્થિતિ વિષે હું કહું છું તે સાંભળીને, યથેચ્છ વર્તન કરો. (૩૩) સર્વ સમૃદ્ધિથી શોભતા પાતાળમાં શંબર નામનો એક દૈત્યેન્દ્ર રહેતો હતો. તે અનેક માયાનો ભંડાર હતો. (૩૪) તે દૈત્યોનો દેવ હતો, તેની આકૃતિ ભયંકર હતી અને તેની પાસે દેવોનો નાશ કરી શકાય તેવું જબ્બર સૈન્ય હતું. (૩૫) મહામાયાવી શંબર જ્યારે ઊંઘતો હોય કે પરદેશ ગયો હોય, ત્યારે દેવો પાતાળમાં ઘૂસી આવતા અને તેનાં સૈન્યોનો નાશ કરતા. (૩૬) આથી તેઓનાં રક્ષણ માટે શંબરે મુંડિ, કાડક, દ્રુમ વગેરેને પોતાનાં સૈન્યના સેનાપતિપદે નીમ્યા. (૩૭) દેવોએ આ ભયંકર દૈત્યોને પણ લાગ મળતાં મારી નાખ્યા; તેથી શંબર ગુસ્સે થયો અને પોતે સ્વર્ગપુરીમાં ગયો. (૩૮) દેવતાઓને તેના માયાબળની બીક લાગી તેથી ભયાન્વિત થઈ તેઓ મેરુ પર્વતની લતાકુંજોમાં સંતાઈ ગયા. (૩૯) સ્વર્ગમાં ક્ષુદ્ર દેવતાઓને બૂમ પાડતા તથા અપ્સરાઓને રુદન કરતી શંબરે જોઈ. કલ્પાંતે ક્ષીણ થયેલા જગતની પેઠે સ્વર્ગ પણ તેને શૂન્ય દેખાયું. (૪૦) ત્યાં ઘણી વાર ફર્યો અને અભિમાનથી ગુસ્સે થઈને સ્વર્ગપુરીને આગ લગાડીને તે પોતાને ઘેર આવ્યો. (૪૧) એવી રીતે દેવ અને દાનવો વચ્ચે દ્વેષ વધતો ગયો અને દેવતાઓ સ્વર્ગમાંથી નાસી જઈ, ચારે દિશાઓમાં અદૃશ્ય થઈ ગયા. (૪૨) શંબર દૈત્ય જે જે સેનાપતિ નીમતો તેને દેવતાઓ ખૂબ પ્રયત્ન કરીને મારી નાખતા. (૪૩) આથી શંબરને ઉદ્વેગ થયો અને બહુ ગુસ્સે થઈને પોતાની માયાના જોરે ત્રણ બળવાન રાક્ષસોને ઉત્પન્ન કર્યા. (૪૪)

માયાથી ઉત્પન્ન થયેલા તેઓ મહાભયંકર હતા અને પર્વત જેવા ઊંચા હતા. આ મહામાયાવીઓનાં નામ દામ, વ્યાલ અને કટ હતાં. (૪૫) માયાને વશ થઈ બીજાએ પોતામાંથી જ તેમને ઉત્પન્ન કર્યાં હતા, એટલે તેઓ વાસના તેમ જ અભિમાન રહિત હતા. શત્રુ તરફ જવું, શત્રુનું આવવું, પલાયન કરી જવું, જીવન કે મરણ, રણાંગણમાં જયપરાજય વગેરેની તેમને ખબર ન હતી. પોતાની આગળ સૈનિકો જુએ એટલે તેઓ તેમને તરત મારવા તત્પર થઈ જતા. (૪૬-૪૭) સંતુષ્ટ ચિત્તે શંબરે વિચાર કર્યો કે "આ રાક્ષસો ઇષ્ટ કે અનિષ્ટથી પર છે; માટે દેવતાઓ તેમના ઉપર આક્રમણ કરશે તોપણ તેઓ નાસી નહિ જાય." એવો નિર્ણય કરી શંબરે દામ, વ્યાલ તથા કટના આધિપત્ય નીચે દેવતાઓનાં લશ્કરનો નાશ કરી શકે એવી પોતાની સેના લડવા મૂકી. સાગરમાંથી અને ગુફાઓમાંથી આયુધોથી સજ્જ થઈ, ભયંકર રાક્ષસો પાંખોવાળા પર્વતની પેઠે નીકળી પડ્યા. દેવતાઓ પણ લતાકુંજમાંથી લડવા બહાર પડ્યા. (૪૮-૫૧) તેઓ શૈલેન્દ્ર જેવા ભયંકર લાગતા હતા. પછી દેવો અને અસુરો વચ્ચે અકાળે પ્રલયના જેવું ભયંકર યુદ્ધ થયું. આ ઘોર યુદ્ધ ચાલતું હતું ત્યારે શરીરો અને શસ્ત્રો પડવા લાગ્યાં, લોહીની નદીઓ વહેવા લાગી અને પાણી વહી જાય તેમ દેવતાઓનું સૈન્ય પણ નાસી ગયું. (૫૨-૫૪) દામાદિ દૈત્યો લાંબા કાળ સુધી અંતર્ધાન થયેલા દેવોની પાછળ અગ્નિની પેઠે અવાજ કરતા પડયા. (૫૫) મહેનત કરીને અસુરોએ દેવતાઓની શોધ ચલાવી, પણ તેઓ ન મળ્યા; એટલે પ્રસન્ન ચિત્તે તે દૈત્યો પાતાળમાં રહેલા પોતાના રાજા શંબર પાસે ગયા. દૈત્યોથી જિતાયેલા દેવો પણ થોડો વખત વિશ્રાન્તિ લઈ ખિન્ન હૃદયે અમિત તેજવાળા બ્રહ્માજી પાસે

ગયા. રક્તાસનચ્છવિ બ્રહ્માજીએ તેમને દર્શન આપ્યાં. દેવોએ તેમને નમસ્કાર કર્યાં અને શંબરે આપેલાં દુઃખો તથા દામાદિ દૈત્યોનાં આક્રમણની વાત તેમને કહી. આ બધું બ્રહ્માજીએ સાંભળ્યું અને તેના ઉપર વિચાર કરી, દેવોને આશ્વાસન મળે એવાં વચનો કહ્યાં. (૫૬–૬૦)

બ્રહ્માજી બોલ્યાઃ હે દેવતાઓ! હજાર વર્ષ પછી શંબરની સેના રણમેદાનમાં જિતાશે; માટે ત્યાં સુધી તમારે રાહ જોવી પડશે. દામાદિ દૈત્યો સાથે યુદ્ધ કરો અને પછી તમે નાસી જાઓ, વળી તેની સાથે યુદ્ધ કરો. એમ વારંવાર યુદ્ધ કરવાના અભ્યાસથી જેમ દર્પણમાં પ્રતિબિંબ પડે તેમ અહંકારના ચમત્કારનું પ્રતિબિંબ દામાદિ દૈત્યોના ચિત્તમાં પડશે; એથી તેઓના મનમાં વાસનાનો ઉદય થતાં, જાળમાં બંધાયેલાં પક્ષી જેમ જલદી પકડી શકાય, તેમ તમે તેને સહેલાઈથી જીતી શકશો. દ્વૈત–પ્રપંચમાં આસ્થા રાખવી, એ અનન્ત દુઃખોની ખાણ છે અને તે પ્રપંચને મિથ્યા જાણી તેમાં અનાસ્થા રાખવી, એ અમિત સુખોની ખાણ છે. વાસનાના તંતુ વડે બંધાયેલા મનુષ્યો વાસનાની વૃદ્ધિ થવાથી દુઃખી થાય છે અને તેનો નાશ થવાથી એમનું કલ્યાણ થાય છે. મનુષ્ય ધીર હોય, પંડિત હોય, કુલીન હોય અને મહાન હોય, તોપણ સાંકળ વડે જેમ સિંહ બંધાય તેમ તૃષ્ણા વડે તે બંધનમાં પડે છે.” (૬૧–૬૭)

એમ કહી બ્રહ્માજી અંતર્ધાન થઈ ગયા, અને તેનાં વચનો સાંભળી દેવો પણ પોતાને સ્થાને ગયા. (૬૮) તેઓએ મેઘ સમાન ગર્જના કરી, અને પાતાલમાંથી દૈત્યો આકાશમાં આવ્યા. વખતનો વ્યય કરવા માટે તેમની વચ્ચે ફરીથી ઘોર યુદ્ધ શરૂ થયું. દેવતાઓ લડતા અને નાસી જતા, આમ વારંવાર બનતું. (૬૯,૭૦) આ પ્રમાણે દૈત્યોને મોહ પમાડવા માટે નાના પ્રકારના

ઉપાયો વડે કાળક્ષેપ કરવા દેવતાઓએ યુદ્ધ ચાલુ રાખ્યું. (૭૧) વખત જતાં અહંકારના દૃઢ અભ્યાસના બળે "હું દામ છું" "હું વ્યાલ છું" વગેરે ભાવનાઓએ તેમના હૃદયમાં સ્થાન લીધું. (૭૨) તેઓના ચિત્તમાં સંસારની વાસના જન્મી અને મોહિત થયેલા ચિત્તે તેઓ અનેક આશાની જાળમાં ફસાયા; આથી તેઓ કૃપણ થઈ ગયા. (૭૩) "મારો દેહ સ્થિર થાય, મારું ધન મને સુખ આપે" એવી તેમની બુદ્ધિ થતાં તેમનું ધૈર્ય નાશ પામ્યું. (૭૪) "હવે અમે રણમાં જીવીએ તો ઠીક" એવો વિચાર તેમને આવવા લાગ્યો. વળી "અમે મરી જઈશું" એવી ચિન્તાથી તેઓ નિરાશ થયા. (૭૫) તેઓ એટલા તો સત્ત્વહીન થઈ ગયા, કે જેમ ઇંધણ વિનાનો અગ્નિ હવિને બાળી શકતો નથી, તેમ તેઓની પાસે ઊભેલા સૈનિકને પણ તેઓ મારી ન શકતા. (૭૬) બહુ શું કહું? મરણથી તેમનું ચિત્ત ભય પામ્યું. પલાયન થઈ જવું, એ જ તેમનું શરણ રહ્યું. આમ દેવતાઓના શત્રુઓ નાશ પામ્યા. તમને બોધ આપવા માટે હું કહું છું, કે આ દૈત્યોના જેવો વિવેકશૂન્ય વ્યવહાર તમારે ન કરવો. (૭૭,૭૮) અવિવેકનું જ અનુસંધાન કરવાથી ચિત્તને આવી આપત્તિ આવી પડે છે તેથી અનંત જન્મોનું દુઃખ સહન કરવું પડે છે. (૭૯)

શ્રીરામ બોલ્યા: હે બ્રહ્મન્! દામાદિ દૈત્યો અન્યમાંથી કેમ ઉત્પન્ન થયા? આ સંશય યથાવત્ ટાળવાનો મારા પર અનુગ્રહ કરો. (૮૦)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેમ દામાદિ દૈત્યોનું પ્રાતિભાસિક સ્વરૂપ હતું, તેમ આપણે પણ ચિદાકાશની બહાર ક્યાંય પણ સ્થિત નથી. (૮૧) તમારો-રામશરીરનો-ભાવ, મારો-વસિષ્ઠશરીરનો ભાવ કે દામાદિ દૈત્યોનો ભાવ એ કેવળ

અસત્ છે. (૮૨) પરમાત્માની કોઈ પ્રાતિભાસિક જીવશક્તિ શંબરના ધ્યાનના પ્રતાપે ક્ષુબ્ધ થઈ અને દામાદિ દૈત્યોરૂપે પરિણામ પામી; (૮૩) માટે શરીરરૂપે આપણે સત્ય નથી અને દામાદિ દૈત્યો પણ સત્ય નથી. સઘળો પ્રપંચ અસત્ છે. જ્ઞાનમય, શુદ્ધ, નિરંજન, ચૈતન્ય માત્ર સત્ય છે. (૮૪) તે બ્રહ્મ સત્ય, સર્વવ્યાપક અને જન્મમરણ રહિત છે; આ જગતની સ્થિતિ એ બ્રહ્મનો જ ઉલ્લાસ છે. જે તત્ત્વ અનુભવેલું છે તે જ સર્વત્ર છે, જેનો અનુભવ ન થયેલો હોય એવું કયાંય પણ નથી. શાન્ત, સદ્રૂપ એક જ વસ્તુ બ્રહ્મથી બધું વ્યાપ્ત છે, અને એની જ સત્તા વડે એ જગતરૂપે ભાસે છે; માટે બધી શંકાઓ દૂર કરો અને વિવેકથી સુખે રહો. (૮૫-૮૯)

## સર્ગ ત્રીજો

### ભીમાદિ ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: સર્વ જગત આત્મામાં જ સ્થિત છે, છતાં જે પુરુષ દીનભાવે ઇચ્છે છે, કે આ પુત્રાદિક મારાં થાય અને આ ધનજાગીર મારાં થાય, તેવા પુરુષોને બ્રહ્મના

સંસાર તરવાના ઉપાય

પ્રકાશનો અનુભવ થતો નથી. જેમ મૃગો ઘાસનો ત્યાગ કરી દે છે, તેમ ત્રણે જગતને તૃણવત્ તુચ્છ ગણતા ઉદાર પુરુષોનો આપત્તિઓ ત્યાગ કરી દે છે. જેના હૃદયની અંદર બ્રહ્મનું નિત્ય અવિચ્છિન્ન અનુસંધાન સ્ફુરે છે, તેવા પુરુષનું દેવતાઓ પણ બ્રહ્માંડની પેઠે રક્ષણ કરે છે. (૧-૩) જેઓ ગુણો પ્રત્યે સંતોષ બતાવે છે, જેઓ શ્રુતિનાં વચનો પર પ્રેમ રાખે છે અને જેઓ સત્યનિષ્ઠ છે, તેઓને જ ખરા પુરુષો જાણવા; બીજાઓને પશુ સમાન સમજવા. (૪) અનેક મુશ્કેલીથી અંત આવે એવા આપત્તિના સમયમાં પણ મનુષ્યે

શાસ્ત્રવિરુદ્ધ માર્ગે ન જવું. અસન્માર્ગે જતાં રાહુએ અમૃત પીધું, છતાં તેનું મૃત્યુ થયું. (૫) વૈરાગ્યાદિ અનેક ગુણો વડે જેણે યશ પ્રાપ્ત કર્યો છે, તે પુરુષો વશ ન થઈ શકે તેવાઓને વશ કરી શકે છે; તેવાઓની સર્વે આપત્તિઓ નાશ પામે છે અને તેઓ અક્ષય કલ્યાણ પ્રાપ્ત કરે છે. (૬) પરમ પુરુષાર્થ અને શુભ ઉદ્યોગ વડે જે પુરુષ શાસ્ત્રોક્ત રીતે ઉદ્વેગ રહિત થઈને સાધનોને આચારમાં મૂકે છે, તેને કઈ સિદ્ધિ ન મળે? શાસ્ત્રવિધિ અનુસાર સાધના કરતાં ફળસિદ્ધિની ઉતાવળ કરવી નહિ; કારણ કે ચિરકાળ સુધી સાધના કરવાથી તેનું પરમ ઉત્કૃષ્ટ પદ મળે છે. (૭,૮) શોક, ભય, પ્રયાસ, આકાંક્ષા કે કુટિલતાનો ત્યાગ કરી તમે યથાશાસ્ત્ર તમારો વ્યવહાર કરો, વિનાશ ન પામો. (૯) લક્ષ્મી અનર્થનો હેતુ છે, ભોગવિલાસો જન્મો-રૂપી રોગના હેતુ છે, આપત્તિઓ જ સંપત્તિ છે અને ધનનો સર્વત્ર અનાદર એ જ જય આપનાર છે. (૧૦) જે પુરુષ સદા-ચારી હોય, વિવેકશીલ હોય અને જેને સંસારનાં વિષયસુખોમાં તથા દુઃખોમાં અભિલાષા ન હોય, તેવા પુરુષનાં આયુષ્ય, યશ, ગુણ અને ધનસંપત્તિ વસંતઋતુની લતાની પેઠે વિકાસ પામે છે અને ઉત્તમ ફળ આપે છે.(૧૧)

વસિષ્ઠ બોલ્યાઃ સંસારરૂપી સાગર પાર તરી જવા માટે સજ્જનોના સંગ સિવાય તપ, શાસ્ત્ર કે તીર્થ કંઈ પણ સમર્થ નથી. જેનાં લોભ, મોહ અને ક્રોધ ઘટતાં જાય છે અને જેઓ શાસ્ત્રોક્ત કર્મો કરતા હોય તેને સજ્જન જાણવા. (૧૨-૧૩) ચિદાકાશમાં નિષ્કલંક અહંનો અર્થ અનુભવવામાં ન આવે ત્યાં સુધી બંધન છે; પણ જ્યારે તે સમજવામાં આવે ત્યારે જીવ અને બ્રહ્મ એક હોવાને લીધે તે જ પરમાર્થસ્વરૂપ બની જાય છે. (૧૪) જ્યાં સુધી હૃદયની અંદર રહેલી ચિતરૂપી જ્યોત્સ્નાને

અહંકારરૂપી વાદળાંએ ઘેરી લીધી છે, ત્યાં સુધી કૈવલ્યસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. (૧૫) જ્ઞાનરૂપી કુહાડા વિના અન્ય સાધનથી નાશ ન થનાર જન્મરૂપી વૃક્ષોનું બીજ અહંકાર છે; તથા "આ અને મારું" એ વૃક્ષોની દુઃખરૂપી ફળ આપનારી શાખાઓ છે. (૧૬)

શ્રીરામે પૂછયુંઃ હે પ્રભો ! અહંકારનું સ્વરૂપ શું છે? તેનો ત્યાગ કેમ થાય? જાગ્રદવસ્થાનો અહંકાર સશરીર કહેવાય છે અને સ્વપ્નાવસ્થાનો તથા મનોરથનો અહંકાર અશરીર કહેવાય છે; તેનો ત્યાગ કરવા પછી શું થાય? (૧૭)

અહંકારનું સ્વરૂપ

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જગતમાં અહંકાર ત્રણ પ્રકારના છે. તેમાંથી બે પ્રકારના અહંકાર શ્રેષ્ઠ છે અને ત્રીજો પ્રકાર ત્યાગ કરવા લાયક છે. હું એનું વર્ણન કરું છું તે સાંભળો. (૧૮) "આ સર્વ જગત હું અવિનાશી પરમાત્મા જ છું, તે સિવાય અન્ય કંઈ નથી." એવા પ્રકારનો અહંભાવ ઉત્તમ પદ આપનાર છે. (૧૯) એ ભાવ બંધન આપનાર નથી. જીવન્મુક્ત પુરુષો આવી ભાવના સેવે છે. હું સર્વથી જુદો છું અને વાળના સોમા ભાગ જેવો છું" એવા જ્ઞાનવાળો અહંકાર પણ શુભ છે. જીવન્મુક્ત પુરુષોમાં આવી જાતનો અહંકાર રહેલો છે. એનાથી બંધનમાં પડાતું નથી, પણ મોક્ષ પ્રાપ્ત થાય છે. (૨૦,૨૧) "હું હાથપગ વગેરે અવયવવાળો દેહ જ છું." એવા પ્રકારનું જે મિથ્યાભિમાન છે, તેને ત્રીજા પ્રકારનો અહંકાર સમજવો. એ તુચ્છ લૌકિક અહંભાવ છે. (૨૨) એનો ત્યાગ કરવો જોઈએ; કારણ કે તેને લીધે જ આ સંસારપ્રવાહ નભે છે. એનાથી હણાયેલો પુરુષ નીચે પડે છે. (૨૩) શરીર એ જ આત્મા છે. એવા દુષ્ટ અભિપ્રાયનો ત્યાગ કરી, "હું જ સર્વાત્મક છું, હું

સર્વથી અતીત છું" એવા બે પ્રકારના અહંભાવનું સેવન કરવાથી તત્કાળ મોક્ષ મેળવાય છે. (૨૪) પહેલા બે જાતના અહંકારનો અંગીકાર કરવો અને ત્રીજા ઘણું દુ:ખ આપનારા લૌકિક અહંકારનો ત્યાગ કરવો. (૨૫) લૌકિક અહંકારનો ત્યાગ કર્યા પછી ચરાચરમાં વ્યાપી રહેલા એક તત્ત્વમાં અહંબુદ્ધિ કરીને શ્રવણાદિ સાધનો વડે પુરુષ પરમાત્મપદ પામે છે. (૨૬) હે નિષ્પાપ! આગળ કહેવાયેલી બે પ્રકારની શાસ્ત્રીય અહંભાવનાનું સેવન કરે, તોપણ મનુષ્ય પરમપદ પ્રાપ્ત કરે છે. (૨૭) પછી આવી ભાવનાનો પણ ત્યાગ કરી, તે બધા અહંકારનો ત્યાગ કરે છે અને ઉચ્ચ પરમપદમાં સ્થિત થાય છે. (૨૮) દુષ્ટ અહંકારનો ત્યાગ કર્યા પછી શરીર જે સ્થિતિમાં રહે છે, તે પણ મહાન પુણ્ય આપનાર છે; અને તેથી જ પરમ શ્રેય પ્રાપ્ત થાય છે. (૨૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દામાદિ દૈત્યો ગયા પછી જે બન્યું તે સાંભળો. એ દૈત્યો ગયા એટલે જેની સેના દેવોએ જીતી લીધી હતી, તે અભિમાની શંબરે દેવોનો નાશ કરવાનો વિચાર કર્યો. "મારી માયાની મદદથી મેં દામાદિ દૈત્યો પેદા કર્યા, પણ તેઓને મોહ થવાથી મિથ્યા અહંકાર થયો હતો. હવે હું માયા વડે અધ્યાત્મશાસ્ત્ર જાણનાર અને વિવેકબુદ્ધિવાળા ઉત્તમ દૈત્યોને ઉત્પન્ન કરું; તેથી તેઓને તત્ત્વજ્ઞાનના પ્રભાવે મિથ્યાભાવના ન થાય, એટલે તેમને અહંકાર નડશે નહિ અને તેઓ દેવોનો નાશ કરવા સમર્થ નીવડશે." આમ શંબરે વિચાર કર્યો અને જેમ સમુદ્ર બુદ્બુદ ઉત્પન્ન કરે તેમ તેણે પોતાની માયાના પ્રભાવે સર્વજ્ઞ, વેદોને જાણનાર, નિષ્પાપ, રાગરહિત દાનવોને ઉત્પન્ન કર્યા. (૩૦–૩૫) તેઓ

ભીમાદિનું વર્ણન

યથાપ્રાપ્ત કાર્યો કરતા અને આત્માની ભાવના કરતા. ભીમ, ભાસ અને દઢ તેમનાં નામ હતાં. તેઓ પવિત્ર આશયવાળા હતા અને સંપૂર્ણ જગતને તુચ્છ ગણતા. શંબર દૈત્યના કહેવા પ્રમાણે તેઓએ આકાશ ઢાંકી દીધું અને ઘણાં વર્ષો સુધી દેવો સાથે યુદ્ધ કર્યું. (૩૬,૩૭) જ્યારે તેઓના હૃદયમાં 'હું-મારાં'ની વાસનાનો ઉદય થતો, ત્યારે 'આ કોણ?' એવા સ્વ-સ્વરૂપના વિચાર વડે તે વાસના નાશ પામતી. (૩૮) તેઓને અહંકાર ન હતો; તેઓ જરામરણના ભયથી મુક્ત હતા; તેઓ પ્રાપ્તવ્યવહારનાં કામો કરતા; તેઓને રાગ કે દ્વેષ કંઈ પણ ન હતો અને તેઓ નિત્ય સમદૃષ્ટિ રાખતા. આવા ભીમાદિ દૈત્યોએ દેવોની સેનાનો નાશ કર્યો, તેને ભોગવી, ખંડિત કરી અને બાળી નાખી. (૩૯-૪૧) એ દૈત્યોના ભયથી દેવોની સેના હિમાલયપરથી વહેતી ગંગાની પેઠે વેગથી નાસી ગઈ. (૪૨) જેમ પવનથી ત્રાસેલાં વાદળાં પર્વતને શરણે જાય, તેમ તે સેના શેષશાયી ભગવાન વિષ્ણુને શરણે ગઈ. (૪૩) દારુણ યુદ્ધમાં સુદર્શન ચક્ર વડે ભગવાને દૈત્યોનો નાશ કર્યો અને તેઓ વૈકુંઠપદ પામ્યા. (૪૪) હે રામ! આ આખ્યાનથી સિદ્ધ થાય છે, કે મનુષ્ય વાસના વડે જ બંધાય છે, અને વાસનાનો સંપૂર્ણ નાશ થતાં મુક્તિ મેળવે છે; માટે દ્વૈત-પ્રપંચ મિથ્યા છે એમ માની, વાસનાઓનો ત્યાગ કરો. (૪૫) સર્વ સત્યસ્વરૂપ પરમાત્મ-તત્ત્વનું દર્શન કરવાથી વાસના નાશ પામે છે અને મન નિર્વાસિત થતાં, ઘી વિનાના દીવાની પેઠે તે પણ નાશ પામે છે. (૪૬)

# સર્ગ ચોથો

## દાશૂરાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આ દુઃખમય સંસાર સર્વે ઉપદ્રવોનું કારણ છે. મનોનિગ્રહ જ એની નિવૃત્તિનો ઉપાય છે. (૧) સકળ જ્ઞાનનું સારભૂત તત્ત્વ સાંભળો કામનાત્યાગ એ જ મોક્ષ અને મનમાં તેને દૃઢ કરો. ભોગોની ઇચ્છાઓ જ મનુષ્યને બંધનમાં નાખે છે. અને એ ઇચ્છાઓનો ત્યાગ કરવાથી જ તે મુક્તિ મેળવે છે. (૨) અન્ય શાસ્ત્રોનું શું કામ છે? જે જે વિષયોમાં મનને મધુરતાની પ્રતીતિ થાય, તે તે વિષયો સંતાપ આપનાર હોઈ, તેને ઝેર અને અગ્નિ જેવા સમજવા. સૌએ એટલું જ કરવાનું છે. (૩) વારંવાર સૌએ વિચાર કરવો, કે વિષયોના ભોગ આપણને વિષમ સ્થિતિમાં મૂકે છે; માટે આસક્તિ વિના તેનું સેવન કરવાથી આપણે સુખી થઈ શકીએ. (૪) મનનો કલ્પના-વિસ્તાર સ્વરૂપદર્શનમાં વિઘ્ન કરનાર હોવાથી મનુષ્યનો નાશ કરે છે, પણ મનનો નાશ કરી નિઃસંકલ્પ બનવાથી તેનો કલ્યાણકારક ઉદય થાય છે. જેણે તત્ત્વનો અનુભવ કર્યો છે, તેનું મન નાશ પામે છે; પણ દ્વૈત–પ્રપંચને સત્ય માનનાર અજ્ઞાની પુરુષને એનું મન બંધનમાં નાખે છે. (૫) જ્ઞાની મહાત્માઓનું મન જડ હોવાને લીધે આનંદી નથી, તેમ નિજાનંદનો અનુભવ કરે છે; એટલે આનંદ રહિત પણ નથી. એક આત્મામાં જ નિષ્ઠ હોવાથી તે ચલ નથી. તેમ વિધિ અનુસાર બાહ્ય સ્ફુરણ થતું હોવાથી અચળ પણ નથી. સંકલ્પો વિનાનું હોવાથી તે સત્ નથી, તેમ ઇન્દ્રિયો વ્યવહારનાં કાર્યો કરે છે, માટે અસત્ પણ નથી; એટલે જ્ઞાનીઓનું મન અનિર્વચનીય છે. (૬)

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્ ! ચિદાકાશ વિશ્વથી અળગું છે, છતાં અખિલ વિશ્વ તેમાં કેમ સ્થિત છે? ફરીથી આ વાત સ્પષ્ટ કરો; એટલે મારું જ્ઞાન વધારે દૃઢ થાય. (૭)

ચિત્‌નું સ્વરૂપ

વસિષ્ઠ બોલ્યા : આકાશ સર્વત્ર વ્યાપ્ત છે, છતાં નિરવયવ હોવાથી જોવામાં આવતું નથી; તેમ ચિદ્ભાવ સર્વત્ર છે, છતાં નિરંશી હોવાથી જોવામાં આવતો નથી. વસ્તુતઃ એ અવિનાશી ચિત્ સર્વ સંકલ્પો અને સંજ્ઞાઓ રહિત છે; છતાં તેનાં આત્મા, ચૈતન્ય વગેરે નામો કલ્પેલાં છે. આકાશથી તે સેંકડોગણું સ્વચ્છ છે; જ્ઞાનીઓ તેનો નિષ્કલંક-સ્વરૂપે અનુભવ કરે છે અને અજ્ઞાનીઓને તે સંસાર કલંકવાળો ભાસે છે; છતાં તે આત્માથી અભિન્ન છે. (૮-૧૦) સમુદ્રમાં તરંગો, ફીણ અને બુદ્બુદ્ વગેરે ભેદ જણાય છે; ખરી રીતે તે સમુદ્રથી ભિન્ન નથી; તેવી જ રીતે ચિત્સમુદ્રમાં "હું-પણું અને તું-પણું" વગેરે ભેદ ભાસે છે, પણ તત્ત્વદૃષ્ટિએ ચિત્‌થી તે અભિન્ન છે. (૧૧,૧૨) અજ્ઞાનીઓને રાગદ્વેષ હોવાથી અનેક પ્રકારનાં દુઃખો આપનાર જન્મપરંપરાનો હેતુ ચિત્ છે; પણ જ્ઞાનીઓને તો વિશુદ્ધ જ્ઞાનરૂપે અને સર્વત્ર અભિન્નરૂપે તેનો અનુભવ થાય છે. વિષયોનો અનુભવ કરવાથી કર્મો વગેરેનો પ્રકાશ કરનાર ચિત્ છે, સર્વ વસ્તુના રસ જ્ઞાનનો હેતુ છે અને સંસારીઓને તે પ્રવૃત્તિઓનું કારણ છે. ચિત્ નિત્ય છે, એટલે તેનો ઉદય કે અસ્ત થતો નથી. તે નિર્વિકાર છે, એટલે તે ઊઠતું કે ઊભું થતું નથી. તે નિષ્ક્રિય છે, એટલે તે આવતું કે જતું નથી. આધાર રહિત હોવાથી તે અહીં નથી; અને પરિપૂર્ણ હોતાં તે અહીં છે. (૧૩-૧૫) હે રાઘવ ! એવું નિર્મળ ચિત્ સ્વ-સ્વરૂપમાં જ સ્થિત છે અને એ જ જગત્ નામના દ્વૈત-

પ્રપંચરૂપે વિવર્ત પામે છે. (૧૬) આ ચિત્ પરમાર્થદૃષ્ટિએ પરિપૂર્ણ, જ્ઞાનસ્વરૂપ અને નિરવયવરૂપ છે, છતાં પોતાના સંકલ્પને વશ થઈ, પોતે જ પોતાની સ્વરૂપાવસ્થાનો ત્યાગ કરે છે, અને અપૂર્ણ, અજ્ઞાની, સાવયવ "આ હું છું." એવા જીવ-ભાવને પામે છે; અને નાનાત્વદૃષ્ટિ દૃઢ થતાં "આ ભાવ છે, તે અભાવ છે; આ લીધું, તે મૂકયું." વગેરે દેહાત્મભાવ દૃઢ થાય છે, અને અનેક સંકલ્પોથી પુર્યષ્ટક (સૂક્ષ્મ શરીર) રચે છે. વસ્તુતઃ તે કંઈ કરતું નથી. (૧૭–૧૯) એ પ્રમાણે સર્વ સંસારો જોવામાં આવે છે, વસ્તુતઃ તે બધું બ્રહ્મ જ છે. વારંવાર તે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. (૨૦) સખત તાપ પછી જેમ આકાશમાં વૃષ્ટિ દેખાય, તેમ નિષ્કલંક અને નિરાભાસ ચિત્ સૃષ્ટિરૂપે ભાસે છે. (૨૧) જેમ મદિરાના મદથી એક મનુષ્ય પોતાને બીજા જેવો ધારે છે, તેમ અવિ-દ્યાના પ્રભાવે પોતાના સાચા સ્વરૂપનો ખ્યાલ ન હોવાથી આત્મા પણ અનાત્મા જેવો દેખાય છે. (૨૨) જે પ્રત્યગાત્મા વડે શબ્દ, રસ, રૂપ અને ગંધનો અનુભવ થાય છે, તે જ પરબ્રહ્મ છે અને તે જ ચૈતન્ય સ્વરૂપ આત્મા સર્વત્ર રહ્યો છે. (૨૩) એક બ્રહ્મ જ જગતરૂપે સ્થિત છે, તેમાં લેશ માત્ર પણ કલંક નથી. સમુદ્રમાં તરંગરૂપે જળ સ્ફુરે છે, રજ નથી સ્ફુરતી. (૨૪) હે રામ! જેમ અગ્નિમાં ઉષ્ણતા સિવાય બીજું કંઈ નથી, તેમ જગતમાં સચ્ચિદાનંદ-સ્વરૂપ બ્રહ્મ સિવાય બીજું કંઈ નથી. (૨૫) પ્રથમ ગુરુએ શિષ્યને શમાદિ સાધનો-નો ઉપદેશ કરી, તેને બ્રહ્મજ્ઞાનનો અધિકારી બનાવવો, અને પછી "આ બધું બ્રહ્મ છે, તું શુદ્ધ આત્મા છે." આવો ઉપદેશ કરવો. (૨૬) અજ્ઞાનીને "આ બધું બ્રહ્મ છે." એવો બોધ કરવાથી તે અલ્પજ્ઞ મહાન નરકમાં પડે છે. (૨૭) જેની બુદ્ધિ

પરમાત્મતત્ત્વ સમજી શકી હોય, જેની ભોગેચ્છાઓ સંપૂર્ણ નાશ પામી હોય અને જે નિઃસંકલ્પ બન્યો હોય; એવા તમારા જેવા અવિદ્યારૂપી મેલ વિનાના પુરુષોને બોધ આપવો યોગ્ય છે. (૨૮) દીવો હોય ત્યારે પ્રકાશ થાય, સૂર્ય હોય ત્યારે દિવસ થાય અને પુષ્પ હોય ત્યારે ગંધ ઉત્પન્ન થાય, તેમ સત્ય વસ્તુ જ જગતરૂપે ભાસે છે. પરમાર્થદૃષ્ટિએ જગત નથી. (૨૯)

અવિદ્યાની ચિકિત્સા

શ્રીરામે પૂછયું : હે બ્રહ્મન્ ! સમુદ્ર જેવાં ગંભીર અને ચંદ્ર જેવાં નિર્મળ આપનાં વિચિત્ર વચનો સાંભળી, જેમ વર્ષાઋતુમાં ઘડી ઘડી તડકો અને છાંયડો થાય છે તેમ ક્ષણભર મને જ્ઞાનરૂપી પ્રકાશ થાય છે, અને ઘડીભર મોહરૂપી અંધકાર મને ઘેરી લે છે. (૩૦,૩૧) નિત્ય, પ્રકાશમાન બ્રહ્મ અદ્વિતીય છે, અનંત છે અને સર્વાત્મક છે, તેની શક્તિ કોઈ દિવસ પણ નાશ પામતી નથી; છતાં આવા બ્રહ્મમાં અવિદ્યા જે બંધનું કારણ છે તે કેમ સંભવે ? (૩૨)

વસિષ્ઠ બોલ્યા : હે રઘુનંદન ! મારાં વચનો યથાર્થ છે, સમજાય તેવાં સરળ છે, સંગતિવાળાં છે અને તેનો પરસ્પર વિપરીત અર્થ થતો નથી. (૩૩) જ્યારે તમારી વિવેકદૃષ્ટિનો વિકાસ થશે અને જ્ઞાનનો સંપૂર્ણ ઉદય થશે, ત્યારે મારાં વચનોની પ્રમાણતા કે અપ્રમાણતાનો તમને બરાબર બોધ થશે. (૩૪) હે રામ ! સ્વ–સ્વરૂપના નાશ માટે થતા ઉદ્યમ વડે ચરમ સાક્ષાત્કારરૂપી પરિપક્વ અવિદ્યાથી સર્વ દોષો દૂર કરનાર વિદ્યા પ્રાપ્ત થાય છે. (૩૫) જેમ અસ્ત્ર વડે અસ્ત્ર નાશ પામે, ક્ષારથી મલ ધોવાય અને વિષ વડે વિષની અસર દૂર થાય, તેમ શત્રુ વડે શત્રુનો નાશ થાય છે. (૩૬) ભૂતમાયા આવી છે. તે પોતે

નષ્ટ થઈને બ્રહ્માનંદ આપનાર છે. માયાનું સ્વરૂપ જોઈ શકાય તેમ નથી; કારણ કે તે અસત્ હોવાથી તેને જોતાં જ તે નાશ પામે છે. (૩૭) પરમાર્થદૃષ્ટિએ આ અવિદ્યા છે જ નહિ, એવી ભાવના કરશો તો બ્રહ્માત્મૈક્યનું જ્ઞાન તમને થશે અને અવિદ્યાનો સ્વભાવ તમે જાણી શકશો. (૩૮) હે રામ ! જ્યાં સુધી તમને જ્ઞાન નથી થયું, ત્યાં સુધી મારા કહેવામાં વિશ્વાસ રાખી અવિદ્યા નથી એવો નિશ્ચય કરો. (૩૯) "સર્વં બ્રહ્મ જ છે" એવી ભાવના જેણે હૃદયમાં દૃઢ કરી છે તે જ મોક્ષ મેળવે છે. ભેદ-દૃષ્ટિ અવિદ્યાને આભારી છે, માટે તેનો સર્વથા ત્યાગ કરવો. (૪૦) હે રામ ! સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા સિવાય માયા તરવાનો બીજો ઉપાય છે જ નહીં. માયાની પાર તરી જવું એ જ અક્ષય કૈવલ્યપદ છે. (૪૧) "આ માયા ક્યાંથી ઉત્પન્ન થઈ ?" એવો નિરર્થક વિચાર ન કરતાં "જન્માદિ દુઃખો ટાળવાના ઉદ્દેશથી એનો નાશ કરવા માટે હું શું ઉપાય કરું ?" એનો જ વિચાર તમારે કરવો. (૪૨) જ્યારે અવિદ્યાનો નાશ થશે ત્યારે તે ક્યાંથી આવી, તેનો સ્વભાવ કેવો છે અને તે કેમ નષ્ટ થઈ, તેનું જ્ઞાન તમને આપોઆપ થશે. (૪૩) માટે રોગ વગેરેના કારણભૂત અવિદ્યાની પ્રયત્ન પૂર્વક ચિકિત્સા કરો, જેથી તમને જન્મનાં દુઃખો ફરીથી ભોગવવાં ન જ પડે. (૪૪) જેમ આકાશમાં પવન બીજાના આશ્રય વિના પોતે જ વાય છે, તેમ આત્મા પણ પોતાથી અભિન્ન ચિત્શક્તિ વડે પોતાનામાં જ જગદ્રૂપતા પામે છે. (૪૫) ચિત્રૂપી સમુદ્ર પોતાના સ્વરૂપને વિક્ષેપ પમાડે તેવા સંકલ્પો વડે સ્ફુરે છે; માટે તે એકાત્મક અને અખંડ છે, એવી દૃઢ ભાવના હૃદયમાં ધારણ કરો. (૪૬) સમુદ્રમાં તરંગો સ્ફુરે તેમ ચિત્રૂપી મહાર્ણવમાં જ્યાં અવિદ્યારૂપ ચિત્શક્તિ સ્ફુરે છે, ત્યાં તે તે પદાર્થો સ્ફુરે છે. (૪૭) તે

ચિદ્રૂપ દેવી એવી રીતે સ્ફુરતાં પોતાની અનંત શક્તિના પ્રભાવે દેશ, કાળ, ક્રિયા વગેરે સર્વે શક્તિઓને સખીઓની પેઠે સહચારિણીરૂપે સૃષ્ટિ માટે પ્રેરે છે. (૪૮) તે ચિત્દેવી પોતાનું સ્વરૂપ સમજીને ઉન્નત કૈવલ્યપદમાં સ્થિત છે, છતાં વિચાર રહિત થતાં પોતાના સ્વરૂપને પરિચ્છિન્ન માને છે. (૪૯) જ્યારે તે ચિત્શક્તિ પોતાને પરિમિત માને છે, ત્યારે જ તે અનેક નામરૂપે થાય છે. (૫૦) હે મહાબાહો ! સંકલ્પ–વિકલ્પોવાળું તથા દેશ, કાળ અને ક્રિયાથી અવિચ્છિન્ન ચિત્ ક્ષેત્રજ્ઞ (જીવ) કહેવાય છે. તે જીવને વાસનાઓની ભાવના થતાં અહંકાર થાય છે અને વાસનાઓ અહંકારને કલુષિત કરે; એટલે તે નિશ્ચયકર્તાપણાથી બુદ્ધિ કહેવાય છે. બુદ્ધિ સંકલ્પ કરે એટલે તે મન કહેવાય છે, અને ઘણા ગાઢ સંકલ્પો કરતાં ધીમે ધીમે મન બાહ્ય ઇન્દ્રિયોરૂપે થાય છે. આ હાથપગ વગેરે ઇન્દ્રિયો જ દેહ છે એમ વિદ્વાનો જાણે છે. (૫૧–૫૩) ઉપર કહ્યું તે પ્રમાણે જીવ વાસના અને સંકલ્પરૂપી દોરડાંથી વીંટાય છે અને દુઃખરૂપી જાળમાં ફસાઈ ક્રમે ક્રમે નીચ પદને પામે છે. (૫૪) એ પ્રમાણે સંકલ્પાત્મક ચિત્ને ગાઢ અહંકાર થતાં રેશમના કીડાની પેઠે તે પોતાની ઇચ્છાથી જ બંધનમાં પડે છે. (૫૫) જેમ સિંહ સાંકળમાં ફસાય છે, તેમ પોતાના જ કલ્પેલા શબ્દાદિ વિષયોની જાળમાં મન ફસાય છે અને બહુ જ વિવશ થઈ જાય છે. (૫૬) એ જ ચૈતન્ય પોતાની જુદી જુદી શક્તિમાં મન, બુદ્ધિ, જ્ઞાન, ક્રિયા, અહંકાર, પુર્યષ્ટક, પ્રકૃતિ, માયા, મલ, કર્મ, બન્ધ, ચિત્ત, અવિદ્યા અને ઇચ્છા એમ જુદે જુદે રૂપે કહેવાય છે. (૫૭–૫૯) જેમ વટવૃક્ષના બીજમાં આખું ય વૃક્ષ રહેલું છે, તેમ ફળ વગરનો અને અનેક આશાવાળો સંસાર મનમાં રહ્યો છે. મન ચિન્તારૂપી અગ્નિશિખામાં બળી રહ્યું છે, કોપરૂપી

સર્પે તેનું ભક્ષણ કર્યું છે અને કામરૂપી સમુદ્રના તરંગોમાં ફસાયું છે; તેથી તે પોતાને અને પોતાના મૂળકારણને ભૂલી ગયું છે. હે રામ! સંસારરૂપી કાદવમાંથી હાથીની પેઠે તેનો ઉદ્ધાર કરો. (૬૦,૬૧) હે રામ! જે મન જરા, મરણ વગેરે દુઃખોથી મૂર્છિત થયું છે અને પાપપુણ્યથી જે મેલું થઈ ગયું છે, એવા મનનો ઉદ્ધાર કરવાની જેને ઇચ્છા ન થાય તેને પુરુષના વેશમાં રાક્ષસ સમજવો. (૬૨)

કર્માનુસાર જીવોની ગતિ

વસિષ્ઠ બોલ્યા: જેમ ઝરણાંમાંથી જળ નીકળ્યા જ કરે છે, તેમ કલ્પિત આકારવાળા માયા સહિત બ્રહ્મમાંથી સંસારની વાસનાને લીધે લાખો અને કરોડો જીવો જે ચિત્‌નો વિલાસ છે, તેઓ પૂર્વે ઉત્પન્ન થયા છે, થાય છે અને થશે. (૬૩,૬૪) કોઈક જીવો પહેલી જ વાર થયા છે, કોઈકના સેંકડો જન્મો થયા છે અને કોઈકના અસંખ્ય જન્મો થયા છે. કેટલાકના બેત્રણ ભવ થયા છે; કેટલાક જીવો કિન્નર, ગંધર્વ, વિદ્યાધર, મોટા સર્પો, સૂર્ય, ચંદ્ર, વરુણ, શિવ, બ્રહ્મા અને વિષ્ણુરૂપે થયા છે. વળી કેટલાક જીવો બ્રાહ્મણ, રાજા, વૈશ્ય, શૂદ્રોરૂપે અને કેટલાક પવિત્ર ઔષધિ, પત્ર, પુષ્પ, ફળ, પતંગ વગેરે રૂપે રહ્યા છે. કેટલાક કદંબ, લીંબુનાં ઝાડ, શાલ, તમાલ વગેરેનાં ઝાડરૂપે અને કેટલાક મહેન્દ્ર, હિમાચલ, સહ્યાદ્રિ, મંદર અને મેરુરૂપે રહ્યા છે. કેટલાક ક્ષાર, દધિ, ઘૃત, શેરડી અને જળના રાશિરૂપે રહ્યા છે. કેટલાક દિશાઓના મોટા દેવો છે અને કેટલાક નદીના મોટા પ્રવાહો છે. આમ મૃત્યુને વશ થઈ, હાથમાંથી દડો જેમ ઊંચે અને નીચે ઊછળે છે, તેમ કેટલાક મનુષ્ય સ્વર્ગમાં વિહાર કરે છે અને કેટલાક નરકમાં પડે છે. (૬૫-૭૦) કેટલાક અજ્ઞાની જીવો

હજારો જન્મો ભોગવી, વિવેકહીન થવાથી ફરીથી સંસારનાં સંકટો ભોગવવા નીચે પડે છે. (૭૧) જેમ સમુદ્રમાં તરંગ ઉત્પન્ન થાય છે, વધે છે અને નાશ પામે છે, તેવી જ રીતે બ્રહ્મમાં મોહ પમાડનાર માયા હમેશાં મિથ્યા જગતરૂપે સ્ફુરે છે, વધે છે અને નાશ પામે છે. (૭૨)

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્! જીવ મનરૂપ થઈ જેવી રીતે બ્રહ્મા થયા તે મને વિસ્તારથી કહો. (૭૩)

જીવ બ્રહ્મા કેમ થયો?

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! જીવ જે રીતે બ્રહ્મા થયા તે તમને કહું છું. એ જાણવાથી જગતની સ્થિતિનું તમને ભાન થશે. (૭૪) દેશ, કાળ અને વસ્તુથી આત્મા અપરિચ્છિન્ન છે; છતાં તે જ્યારે પોતાની શક્તિથી માયાની ઉપાધિ સ્વીકારે છે, ત્યારે તે પોતાની વાસનાને વશ થઈ મન થાય છે. (૭૫,૭૬) પ્રથમ તે મનોરૂપ શક્તિ શબ્દતન્માત્રની ભાવના કરે છે અને પછી આકાશની ભાવના કરે છે. (૭૭) પછી તે મન ઘનસ્પન્દના ક્રમે સ્પર્શતન્માત્રાની ભાવના કરી વાયુરૂપે થાય છે. (૭૮) શબ્દ અને સ્પર્શસ્વરૂપે આકાશ અને વાયુનો સંઘર્ષ થવાથી મન અગ્નિની ભાવના કરે છે અને દૃઢ અભ્યાસથી અગ્નિરૂપે થાય છે. (૭૯) શબ્દ, સ્પર્શ અને રૂપ વડે યુક્ત મન રસતન્માત્રાની ભાવના કરે છે અને ક્રમે જળની શીતળતા વગેરે ભાવના કરવાથી જળ સંવિત્‌રૂપ થાય છે. (૮૦) શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ વડે યુક્ત મન ગન્ધતન્માત્રાની ભાવના કરે છે, અને એ ભાવનાથી ભૂમિસંવિત્ થાય છે. (૮૧) પંચભૂતની સૃષ્ટિ થયા પછી આ પ્રકારે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ વડે મન યુક્ત થતાં, તે સૂક્ષ્મતાનો ત્યાગ કરે છે અને ક્રમે ક્રમે આકાશમાં સ્ફૂરતાં, અગ્નિકણના આકાર-

વાળાં શરીરની ભાવના કરે છે. (૮૨) અહંકાર અને બુદ્ધિવાળું શરીર હૃદયપુંડરીકમાં રહેલું છે અને તે પુર્યષ્ટક કહેવાય છે. (૮૩) આ પુર્યષ્ટકની અંદર રહીને મન તીવ્ર વાસનાના યોગે પ્રકાશિત સ્થૂલ શરીરની ભાવના કરે છે અને તેવું થાય છે. (૮૪) બીબાંમાં ઢાળેલો સોનાનો રસ જેમ આકાર ધારણ કરે છે, તેમ સ્વચ્છ આકાશમાં પોતાના સ્વભાવે પુર્યષ્ટકરૂપી તેજ અને ઉપર મસ્તક, નીચે પગ, પડખે હાથ અને વચમાં પેટ વગેરેથી બનેલા દેહનો સંનિવેશ થાય છે. (૮૫,૮૬) વખત જતાં પૂર્વોક્ત સંનિવેશ સ્પષ્ટ થાય છે અને બુદ્ધિ, સત્ત્વબળ, વિજ્ઞાન અને ઐશ્વર્યયુક્ત નિર્મળ સ્વરૂપ સર્વલોકના પિતામહ ભગવાન બ્રહ્માજી થાય છે. પોતાનું ઉત્તમ પ્રકાશમય શરીર જોતાં ત્રિકાળજ્ઞ ભગવાનને વિચાર થયો, કે ચિન્મય અને એક આત્મસ્વરૂપ અનંત આકાશમાં પ્રથમ શું થયું? એમ વિચાર કરતાં બ્રહ્માજીને તરત જ નિર્મળ આત્માનો સાક્ષાત્કાર થયો. (૮૭-૯૦) અનેક સંખ્યામાં થઈ ગયેલી સૃષ્ટિને તેમણે જોઈ, અને બધા ધર્મ તથા ગુણ વગેરેનો વિચાર કરી, તેઓ સંકલ્પ વડે રમતમાત્રમાં ગંધર્વ નગરની પેઠે વિવિધ પ્રકારના આચાર વાળી જુદી જુદી પ્રજાઓ સર્જે છે. પ્રજાના સ્વર્ગાપવર્ગ તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ માટે તેમણે ઘણાં વિવિધ શાસ્ત્રો રચ્યાં. હે રામ! બ્રહ્મારૂપ થયેલા મનથી ઉત્પન્ન થયેલો સૃષ્ટિ-પ્રપંચ આ પ્રકારે વસંતઋતુના પુષ્પની શોભાની પેઠે જગતમાં સ્થિત રહે છે. (૯૧-૯૪)

વસિષ્ઠ બોલ્યા : પોતાના સંકલ્પ વડે દેવ, અસુર, મનુષ્યો વગેરે ઉત્પન્ન થાય છે; અને એ સંકલ્પો

યથાર્થ તત્ત્વનો ઉપદેશ શમે તો તેલ વિનાના દીવાની પેઠે પોતે જ શાંત પડી જાય છે. (૯૫) સર્વ

જગત આકાશના જેવું શૂન્ય છે, ફક્ત કલ્પનાથી એની પ્રતીતિ થાય છે. હે મહાબુદ્ધે! એ જગત ચિરકાળ ચાલતા સ્વપ્ન જેવું છે એવો તમે નિશ્ચય કરો. (૯૬) હે સુમતે! પરમાર્થદૃષ્ટિએ કોઈનાં કોઈ પણ દિવસે જન્મમરણ નથી. જે જોવામાં આવે છે તે મિથ્યા છે. (૯૭) આ સંસાર આશારૂપી સર્પોનો ભંડાર છે. માટે એ પ્રપંચનો ત્યાગ કરો. સંસાર અસત્ છે એમ સમજી તેની અંદર તમારે ભાવ ન રાખવો. (૯૮) ગંધર્વ-નગરમાં કંઈ વૃદ્ધિ થતાં જેમ હર્ષ ન થાય, અને હાનિ થતાં કંઈ શોક ન થાય, તેમ અવિદ્યાના પ્રભાવે ભાસતાં સ્રીપુત્રાદિક-ની વૃદ્ધિ કે નાશ થતાં સુખ કે દુઃખ કેમ થાય? (૯૯) ધન-અને સ્રીની વૃદ્ધિ થતાં સંસારનો રોગ વધે છે, એટલે તેમાં દુઃખ માનવું જોઈએ. મોહની વૃદ્ધિ થવાથી અહીં કોણ સુખી થાય? (૧૦૦) જે અનેક ભોગો વડે અજ્ઞાની મનુષ્યને આસક્તિ થાય છે, તે ભોગો વડે જ જ્ઞાની પુરુષને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. (૧૦૧) માટે હે રાઘવ! પરમતત્ત્વને જાણી તમે પ્રાપ્ત-વ્યવહારનું આચરણ કરો, અને જે વ્યવહાર નષ્ટ થયો છે, તેને નષ્ટ સમજી તેની ઉપેક્ષા કરો. (૧૦૨) જે ભોગો પ્રાપ્ત ન થયા હોય તેની ઇચ્છા ન કરવી, અને જે પ્રાપ્ત થયા હોય તેનો અનાસક્ત વૃત્તિથી ઉપભોગ કરવો, એ જ્ઞાની પુરુષનું લક્ષણ છે. (૧૦૩) સર્વ વસ્તુઓમાંથી "આ સત છે" એવી જેની આસ્થા નિવૃત્ત થઈ છે, એવા સર્વજ્ઞ પુરુષને વાસ્તવિક સ્વરૂપ વિનાની અવિદ્યાનું આવરણ બાધ કરી શકતું નથી. (૧૦૪) જે નિષ્કલંક છે અને જે સત્ તથા અસત્‌ની વચ્ચે રહેલું છે, તે ચિન્માત્ર પરમપદમાં તમે સ્થિત થઈને બાહ્યાન્તર દૃશ્યની ઉપેક્ષા કરો. (૧૦૫) અવશ્ય કરવા લાયક કર્મો કરતો જ્ઞાનનિષ્ઠ પુરુષ ઇચ્છા અને અનિચ્છા બંનેથી રહિત છે; જેમ કમળ જળમાં

રહેવા છતાં જળમય બનતાં નથી, તેમ આવા જ્ઞાનીઓની પ્રજ્ઞા વ્યવહારમાં રહેવા છતાં વ્યવહારમય બનતી નથી. (૧૦૬) હે રાઘવ! જો તમને ઇન્દ્રિયોના વિષયભોગોમાં રસ ન પડે તો તમારે સમજવું, કે તમે વિજ્ઞાન જાણ્યું છે અને ભવસાગર તરી ગયા છો. (૧૦૭) હે રામ! જેમ પુષ્પમાંથી સુગંધ જુદી પાડવામાં આવે છે, તેમ કૈવલ્યપદ મેળવવા માટે પરમ બુદ્ધિ વડે ઉદાર મનને વાસનાઓથી જુદું પારો. (૧૦૮) સંસાર-સાગર વાસનારૂપી જળથી ભરપૂર છે. તેમાં જેઓ પ્રજ્ઞારૂપી હોડીમાં બેઠા છે, તેઓ એ સાગર તરી જાય છે અને બીજાઓ બૂડે છે. (૧૦૯) જેઓ વિદ્યા અને અવિદ્યાનાં સ્વરૂપને બરાબર સમજે છે, તેઓ જગતમાં પ્રાપ્ત થતા વ્યવહારનો પરિત્યાગ કરતા નથી, અને તેની ઇચ્છા પણ કરતા નથી. અવશ્ય કરવા યોગ્ય વ્યવહાર તેઓ અનાસક્તપણે કરે છે. (૧૧૦) એવા તત્ત્વજ્ઞ પુરુષો સૂર્યની પેઠે સર્વ વસ્તુનો નાશ થતાં ખેદ પામતા નથી; અને દેવોનાં સુખો મળતાં હર્ષ પામતા નથી. તેઓ સ્વમાર્ગ-મર્યાદાનું ઉલ્લંઘન કરતા નથી. (૧૧૧)

વાલ્મીકિ બોલ્યા: વિમળ આશયવાળા વસિષ્ઠ મુનિનાં આવાં વિશુદ્ધ વચનો સાંભળી શ્રીરામચંદ્રજી સંતુષ્ટ થયા અને જ્ઞાનરૂપી મધુર અમૃત પીતાં તેઓએ ચંદ્રની પેઠે પરમ શીતળતા અનુભવી. (૧૧૨)

શ્રીરામે પૂછ્યું: સૃષ્ટિ એક પ્રકારની છે કે અનેક પ્રકારની તે મને કહો. એનું જ્ઞાન થતાં માયાનું સ્વરૂપ વધારે સ્પષ્ટ થશે.

(૧૧૩) વસિષ્ઠ બોલ્યા: હે રામ! કોઇક

નાના પ્રકારની ઉત્પત્તિ વખતે સૃષ્ટિ રુદ્રથી ઉત્પન્ન થાય છે, કોઇક

વખતે બ્રહ્માથી ઉત્પન્ન થાય છે, કોઇક

વખતે વિષ્ણુથી ઉત્પન્ન થાય છે અને કોઇક વખતે મુનિઓ

પણ બીજી સૃષ્ટિ રચે છે. (૧૧૪) કોઈક વખતે બ્રહ્મા કમળમાંથી ઉત્પન્ન થાય છે, કોઈક વખતે તે જળમાંથી ઉત્પન્ન થાય છે, કોઈક વખતે અંડમાંથી અને કોઈ વખતે આકાશમાંથી ઉત્પન્ન થાય છે. (૧૧૫) કોઈક સૃષ્ટિમાં પૃથ્વી વૃક્ષોથી ભરપૂર હોય છે, કોઈ સૃષ્ટિમાં તે મનુષ્યથી પૂર્ણ હોય છે, અને કોઈક તો પર્વતથી ભરપૂર હોય છે. (૧૧૬) કોઈક વખતે પૃથ્વી માટીની બની, કોઈક વખતે પત્થરની બની, કોઈક વખતે સુવર્ણની બની અને કોઈક વખતે માંસની બની. (૧૧૭) ક્યારેક પ્રથમ આકાશ સ્થૂલભાવ પામે છે, ક્યારેક પૃથ્વી, ક્યારેક જળ, ક્યારેક તેજ અને ક્યારેક પવન પ્રથમ સ્થૂલભાવ પામે છે. (૧૧૮) દૃષ્ટાંત માટે માત્ર તમને આ બ્રહ્માની ઉત્પત્તિ કહી; એમાં ક્યાંય એકસરખો નિયમ નથી. (૧૧૯) કૃતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ વારંવાર ફરી ફરી આવે છે. બધી વસ્તુઓ પણ ફરી ફરીને આવે છે. કોઈ પણ વસ્તુ નિત્ય નથી. (૧૨૦)

હે રામ! જગતની માયાનું સ્વરૂપ વર્ણવવા માટે દાશૂરનું આખ્યાન કહું છું, તે સાંભળો. (૧૨૧) નાના પ્રકારનાં પુષ્પોથી શોભતો એક મગધ નામનો સમૃદ્ધ દેશ હતો. ત્યાં કદંબાદિ વૃક્ષોનાં મોટાં વન હતાં. ત્યાં વિવિધ પક્ષીઓનો દેખાવ મનોહર અને આશ્ચર્યજનક હતો. (૧૨૨,૨૩) ત્યાં કર્ણિકાર, કદંબ, કદલી વગેરે વૃક્ષોથી શોભતા એક ગિરિશિખર પર કોઈ એક પરમ ધાર્મિક મુનિ રહેતા હતા. તેમનું તપ બહુ મોટું હતું અને તેમનું નામ દાશૂર હતું. તેઓ ત્યાં તપ કરતા હતા. હે રામ! પ્રખ્યાત શરલોમ ઋષિ તેમના પિતા થતા હતા. તેઓ જાણે કે બીજા બ્રહ્મા હોય એવા લાગતા હતા. (૧૨૪-૧૨૬) દેવોના ગુરુ બૃહસ્પતિના કચ જેવો તેમનો

દાશૂર આખ્યાન

એ એક જ પુત્ર હતો. તેની સાથે શરલોમા વનમાં પોતાનું જીવન વ્યતીત કરતા હતા. (૧૨૭) ત્યારપછી ઘણાં વર્ષો રહીને જેમ માળામાંથી પક્ષી ઊડી જાય, તેમ શરલોમાએ પોતાના દેહનો પરિત્યાગ કર્યો અને સ્વર્ગમાં ગયા. (૧૨૮) પિતા મૃત્યુ પામતાં એકલા પડી જવાથી દાશૂર કુરર પક્ષીની પેઠે એ વનમાં રડવા લાગ્યા; કારણ કે માબાપના મૃત્યુથી તેમને ઘણું દુઃખ થયું હતું. (૧૨૯) હેમંતમાં જેમ કમળ કરમાઈ જાય તેમ દાશૂર પણ દુઃખી થઈ ગયા. એવામાં કોઈ વનદેવતાએ અદૃશ્ય રહીને, દીન બનેલા દાશૂરને આ પ્રમાણે આશ્વાસન આપ્યું: "હે મહામતે! અજ્ઞાની મનુષ્યની પેઠે તમે કેમ કલ્પાન્ત કરો છો? હે સાધો! સંસારનું ચંચળ સ્વરૂપ તમે કાં નથી જાણતા? સંસાર સર્વદા એવો અસ્થિર છે. મનુષ્ય જન્મે છે, જીવે છે અને પછી તે અવશ્ય મરણને શરણ થાય છે. માટે પિતાના મરણનો વ્યર્થ શોક તમારે ન કરવો. જેમ સૂર્ય ઊગે છે અને આથમે છે, તેમ મનુષ્ય પણ અવશ્ય જન્મે છે અને મરે છે." આ અદૃશ્ય ઉપદેશ સાંભળી જેમ મેઘની ગર્જનાથી મયૂરો શાન્ત થાય છે તેમ રડી રડીને લાલ થયેલી આંખોવાળા દાશૂરને પણ ધીરજ આવી. તેઓ ઊઠ્યા અને પિતાનું આવશ્યક *ઔર્ધ્વદૈહિક કર્મ આદરપૂર્વક કરીને ઉત્તમ સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે તપ કરવા લાગ્યા. (૧૩૦-૧૩૫)

એવી રીતે વનમાં વિધિપુરઃસર તપ કરતાં કરતાં તેમને "આ શુદ્ધ છે, આ અશુદ્ધ છે" એવા અનેક સંકલ્પોવાળું વેદનિષ્ઠપણું પ્રાપ્ત થયું. (૧૩૬) અવશ્ય અનુભવ કરવા યોગ્ય બ્રહ્મજ્ઞાન થયું ન હતું; એટલે પૃથ્વી પવિત્ર હોવા છતાં તેમનું મન એ વેદનિષ્ઠાથી સ્થિર ન થયું. (૧૩૭) આખી પૃથ્વી શુદ્ધ

* મૃત્યુ પછીનું

છે, છતાં તેને બધું અશુદ્ધ ભાસ્યું; તેથી તેમનું મન ક્યાંય પણ સ્થિર ન થયું. (૧૩૮) આથી મનમાં સંકલ્પ કર્યો, કે વૃક્ષની ટોચ શુદ્ધ છે, માટે મારે ત્યાં વાસ કરવો યોગ્ય છે. તપ કરવાથી વૃક્ષની ટોચ, ડાળીઓ અને પાંદડાંઓ પર જેમ પક્ષી રહે છે તેમ હું પણ રહી શકીશ. (૧૩૯–૧૪૦) આમ વિચાર કરી તેણે પ્રકાશમાન અગ્નિ પ્રજ્વલિત કર્યો અને પોતાના ખભાના માંસની આહુતિ આપવા લાગ્યા. (૧૪૧) દેવતાઓનાં ગળાં અગ્નિમાં પડેલા બ્રાહ્મણનાં માંસથી બળીને ભસ્મ ન થાય એ વિચારથી, જેમ સૂર્ય બૃહસ્પતિ પાસે ઉપસ્થિત થાય, તેમ અગ્નિદેવ દાશૂર પાસે પ્રકટ થયા અને બોલ્યા: "હે સાધો! ઇચ્છિત વર માગી લો" (૧૪૨–૧૪૪) અગ્નિએ એમ કહ્યું, એટલે દાશૂરે અર્ઘ્ય, પુષ્પ વગેરેથી તેમની પૂજા કરી અને સ્તુતિ કરતાં કહ્યું: "હે ભગવન્! પૃથ્વી ઉપર અનેક પ્રાણીઓ છે, એટલે ત્યાં શુદ્ધ નિવાસસ્થાન મળતું નથી; એટલે હું વૃક્ષની ટોચ પર બેસી શકું." (૧૪૫,૪૬) મુનિપુત્રે આમ કહ્યું એટલે અગ્નિદેવ તેને વરદાન આપી અંતર્ધાન થઈ ગયા. (૧૪૭) સાયંકાળનાં વાદળાંની પેઠે અગ્નિદેવ અદૃશ્ય થઈ ગયા પછી તે વનની મધ્યમાં વાદળાં સુધી ઊંચા, અને પૃથ્વી તથા આકાશના સ્તંભ સમાન એક કદંબ વૃક્ષપર તે વિપ્ર ચડી ગયા. ત્યાં ગગનસ્પર્શી શાખાનાં ઉપલાં પાંદડાંઓમાં અશુદ્ધિની શંકા વિના એકાગ્ર તપમાં તે સ્થિત થયા. કોમળ પાંદડાંઓ પર તે બેઠા અને કુતૂહલતાથી તેમણે દિશાઓમાં દૃષ્ટિ ફેંકી. નદી રૂપી એકાવલિ હાર દિશાઓએ પહેર્યો હતો, તેના પર્વતોરૂપી સ્તન હતાં, નિર્મળ આકાશ રૂપી તેનો અંબોડો હતો અને શ્યામ મેઘો રૂપી કેશ ફરકતા હતા. ક્ષણવાર તે લતાગૃહમાં રહીને દાશૂરે દિશાઓનું અવલોકન કર્યું. પછી દૃઢ પદ્માસન

વાળી દિશાઓમાંથી મનને ખેંચી લીધું અને પરમાર્થતત્ત્વને જાણ્યા વિના, ફક્ત ક્રિયા કરનાર વિપ્રકુમારે ફળની ઇચ્છાથી કૃપણ થયેલા ચિત્તવડે, દશ હજાર વર્ષ સુધી માનસિક યજ્ઞ કર્યો, અને દેવતાઓનું પૂજન કર્યું. (૧૪૮-૧૫૪) ગોમેધ, અશ્વમેધ, નરમેધ વગેરે યજ્ઞો કરવાથી, અને પુષ્કળ દક્ષિણા આપવાથી વખત જતાં તેના હૃદયનો રાગદ્વેષાદિ મળ દૂર થયો. તેનું હૃદય વિશાળ થતાં મનને પ્રસન્ન કરે તેવું આત્મજ્ઞાન તેને થયું. અજ્ઞાનનું આવરણ આમ દૂર થયું અને વાસના રૂપી મળ પણ ધોવાઈ ગયો.

એક વખત તે જ લતાગૃહના અગ્રભાગમાં એક વનદેવીને દાશૂરે જોઈ. તેની આંખો વિશાળ હતી અને રંગબેરંગી પુષ્પોનાં વસ્ત્રો તેણે પહેર્યાં હતાં. નીચી નજરે ઊભેલી તે સુંદર દેવીને મુનિએ પૂછ્યું: (૧૫૫-૧૫૭) "હે કમલાક્ષી! તમે કોણ છો? તમારું સૌન્દર્ય જોઈને કામદેવ પણ શરમાઈ જાય છે." એવાં મુનિનાં વચન સાંભળી પુષ્ટ સ્તનોવાળી તે દેવીએ મુનિને મધુર શબ્દોમાં કહ્યું: "હે મુનિ! પૃથ્વી ઉપર જે જે દુર્લભ વસ્તુઓ છે, તે સર્વે માગવાથી મહાત્માઓ પાસેથી મળે છે. હું વનદેવી છું અને તમારા જ કદંબનાં લતાગૃહમાં રહું છું. ચૈત્રમાસના શુક્લ પક્ષની ત્રયોદશીને દિવસે નંદનવનમાં મદનોત્સવ થયો હતો, તેમાં સર્વે વનદેવીઓનો સમાજ એકઠો મળેલો. ત્રણે લોકની દેવીઓ ત્યાં હાજર હતી. હું પણ ત્યાં ગઈ. એ મદનોત્સવમાં મારા જેવડી વનદેવીઓ પુત્રવતી હતી, પણ મને પુત્ર ન હતો; તેથી હું ઘણી દુઃખી થઈ. બધી કામનાઓને સિદ્ધ કરનાર કલ્પવૃક્ષ જેવા તમે મારી પાસે રહો છો; તો હે નાથ! મારે અનાથની પેઠે પુત્ર વિના શોક કેમ કરવો પડે? હે ભગવન્! મને પુત્ર આપો, નહિતર હું અગ્નિમાં

પડી બળી મરીશ. પુત્ર ન હોવાનું દુઃખ શાન્ત કરવા માટે મારા શરીરની આહુતિ આપીશ." (૧૫૮–૧૬૫) વનદેવીએ એમ કહ્યું એટલે મુનિ હસ્યા. તેમને દયા આવી અને તેના હાથમાં જે પુષ્પ હતું તે તેને પ્રેમથી આપ્યું, અને કહ્યું: "હે સુંદરી! તમે હવે જાઓ. એક માસ પછી તમને એક સુંદર પુત્ર થશે. તે જગતમાં પૂજાશે. 'પુત્ર નહિ મળે તો હું મરીશ' એમ કહીને તમે પુત્ર મેળવ્યો; પણ ઘણી મુશ્કેલીથી મળતું જ્ઞાન તમને નહિ થાય." (૧૬૬–૧૬૮) પ્રસન્ન થયેલી તે દેવીને મુનિએ ઉપર પ્રમાણે કહ્યું અને "હવે હું મારું તપ કરીશ" એમ કહી તેને રજા આપી. (૧૬૯) તે પોતાને સ્થાને ગઈ અને મુનિ પણ પોતાના કામમાં લાગી ગયા. આમ કેટલાંક વર્ષો વ્યતીત થઈ ગયાં. (૧૭૦)

ઘણા વખત પછી તે કમલાક્ષી વનદેવી બાર વર્ષના પુત્રને લઈ ઋષિ પાસે આવી. તેણે ઋષિને પ્રણામ કર્યા, અને ભ્રમરી જેમ પુષ્પલતા પર બેસે, તેમ તેની પાસે બેસીને મધુરવાણીથી કહ્યું: (૧૭૧,૧૭૨) "હે ભગવન્! આ આપણો બન્નેનો પુત્ર છે. મેં તેને બધી કળાઓમાં પ્રવીણ કર્યો છે. તેણે ફક્ત શુભ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી; તેથી તે નિરાધાર બની સંસાર–ચક્રમાં પીડાયા કરે છે. હવે કૃપા કરી તેને બ્રહ્મજ્ઞાનનો તમે ઉપદેશ આપો." એ ઉપરથી "તમે તેને મારા શિષ્ય તરીકે અહીં રાખો." એમ મુનિએ કહ્યું અને તે વનદેવીને રજા આપી. તેના જવા પછી અરુણ જેમ સૂર્યની આગળ રહે, તેમ તે પિતાની પાસે તેની સેવામાં રહ્યો. નાના પ્રકારનાં વચનો વડે, તેને પ્રાપ્ત કરવા યોગ્ય જ્ઞાન માટે, ઘણા વખત સુધી ઋષિએ આત્મબોધનો ઉપદેશ આપવા સારુ અનેક આખ્યાયિકાઓ અને દૃષ્ટાંતોવડે ઇતિહાસ, પુરાણ, વેદ, વેદાંત વગેરેનું પ્રસન્ન

ચિત્તે પદ્ધતિસર શિક્ષણ આપ્યું. (૧૭૩-૧૭૯)

વસિષ્ઠ બોલ્યા : હે સુમતે ! એક વખત હું અદૃશ્ય રીતે આકાશ માર્ગે ગંગાજીમાં સ્નાન કરવા જતો હતો, ત્યાંથી હું દાશૂરના નિવાસસ્થાન કદંબ પાસે આવ્યો.

ખોત્થનું ચરિત્ર એ વૃક્ષ પરથી કમળમાં રહેલા ભ્રમર જેવો અવાજ મેં તે વખતે સાંભળ્યો.

દાશૂરે કહ્યું: "હે પુત્ર ! સંસારના જેવી એક વિચિત્ર આખ્યાયિકા કહું છું, તે સાંભળ. ત્રણે ભુવનમાં પ્રખ્યાત એક ખોત્થ નામે મહાપરાક્રમી રાજા છે. આખા જગતને વશ રાખવા તે સમર્થ છે. બધાં ભુવનોમાં સર્વે નાયકો તેની આજ્ઞા ચૂડામણિની પેઠે મસ્તક પર ચઢાવે છે. (૧૮૦-૧૮૫) સાહસ કર્મોમાં તેને રસ પડે છે, વિવિધ પ્રકારના આશ્ચર્ય પમાડે તેવા વિહારો કરે છે, અને ત્રણે ભુવનમાં તે મહાત્માને કોઈ હરાવવા સમર્થ નથી. (૧૮૬) જેમ સમુદ્રના તરંગો ગણી શકાય નહિ, તેમ સુખદુઃખ આપનાર તેનાં હજારો કાર્યો કોણ ગણી શકે ? આકાશ જેમ મૂઠીમાં પકડાય નહિ, તેમ તે પરાક્રમી રાજાના વીર્યનો અગ્નિ કે શસ્ત્ર વડે કોઈ પણ સામનો કરી શકતું નથી. (૧૮૭,૮૮) તેનાં કાર્યો વિસ્તૃત તેમ જ સુંદર છે. ઇન્દ્ર, ઉપેન્દ્ર કે શંકર પણ તે લીલાનું જરા પણ અનુકરણ કરી શકે નહિ. (૧૮૯) તેનાં સત્ત્વાદિ ગુણરૂપ ત્રણ શરીર છે. દિશાઓ પૂરી દેવાની તેનામાં શક્તિ છે. તેમણે જગતને વશ કર્યું છે. પક્ષી જેમ આકાશમાં જન્મે છે, રહે છે અને લીન થાય છે, તેમ શરીરધારી તે ખોત્થ રાજા ચિદાકાશમાં જન્મે છે, સ્થિત થાય છે અને પડે છે. (૧૯૦,૧૯૧) અપાર બ્રહ્માંડમાં તેણે એક નગર રચ્યું. તેમાં ચૌદ ભુવનરૂપી મોટા રસ્તા છે અને ઊર્ધ્વલોક, મધ્યલોક તથા અધોલોક એમ ત્રણ વિભાગમાં તે

વહેંચાયેલું છે. ત્યાં વન અને ઉપવનો છે, ક્રીડા કરવા માટે પર્વતો છે, નદીઓ છે અને સાત સમુદ્રોરૂપી કૂવાઓ છે. સૂર્યચંદ્રરૂપી ઉષ્ણ અને શીતળ દીવાઓ પણ છે. (૧૯૨,૯૩) આ મહાન નગરમાં તે રાજાએ વિષયોથી મૂઢ બનેલા દેહોરૂપી ઘરોની રચના કરી. કોઈક ઉપર, કોઈક નીચે અને કોઈકને મધ્યમાં રાખ્યાં. કેશરૂપી કાળાં આવરણથી તે શરીરો આચ્છાદિત થયાં છે, અને તેમાં શ્રોત્રાદિ નવ દ્વાર છે. નાસિકા વગેરે બારીઓમાંથી વાયુ આવ-જા કરે છે. જ્ઞાનેન્દ્રિયરૂપી પાંચ દીવા છે, અને વાત પિત્ત અને કફરૂપી સ્તંભ છે. ધોળાં હાડકાંરૂપી વાંસ છે. માંસ વગેરે ચીકણા પદાર્થોરૂપી માટીથી તે લીંપેલું છે અને હાથ વગેરે અવયવોરૂપી ત્યાં ગલ્લીઓ છે. મહાત્મા ખોત્થે તેના રક્ષણ માટે અહંકારોને માયા વડે ઉત્પન્ન કર્યાં. તેઓ આત્મજ્ઞાનથી ભય પામતા હતા. (૧૯૪-૯૮) જ્યારે દેહો વિવિધ વ્યવહાર કરે છે, ત્યારે પક્ષી જેમ માળામાં ક્રીડા કરે છે, તેમ તે મહારાજા નાના પ્રકારના વિલાસ ભોગવે છે. હે પુત્ર! ત્રણ શરીરધારી તે રાજા યક્ષો સાથે લીલા કરે છે, અને ફરીથી બીજામાં જાય છે. (૧૯૯,૨૦૦) હે વત્સ! ચલિત ચિત્તવાળા તે ખોત્થ રાજાને કોઈક વખત 'ભાવિ બીજા દેહમાં હું જાઉં' એવી દૃઢ ઇચ્છા થાય છે. (૨૦૧) જાણે કે કોઈ ભૂતનો આવેશ તેને આવ્યો હોય એમ વેગથી તે ઊઠે છે, દોડે છે અને ગન્ધર્વોએ નિર્માણ કર્યું હોય તેવા મિથ્યા નગરમાં જાય છે. (૨૦૨) વળી કોઈક વખત અસ્થિર મનવાળા તે રાજાને ઇચ્છા થાય છે, કે હું નાશ પામું. આ ઇચ્છાથી તે નાશ પામે છે. (૨૦૩) જેમ સમુદ્રમાં ઊર્મિઓ ફરી ફરી ઉત્પન્ન થાય, તેમ તે આકાશમાં ફરી ફરી ઉત્પન્ન થાય છે અને વિવિધ વ્યવહારો કરે છે. કોઈક વખત વ્યવહાર કરતાં

તે દુઃખી પણ થાય છે. (૨૦૪) 'હું શું કરું? હું અજ્ઞાની છું, દુઃખી છું' એમ તે શોક કરે છે, અને કોઈક વખતે પૂર્વે અનુભવેલાં સુખો સંભારીને આનંદમાં આવી જઈ પુષ્ટ થાય છે. (૨૦૫) હે પુત્ર! મહાન મહિમાવાળો પ્રકાશરૂપ ધારણ કરનાર ખોત્થ રાજા પીએ છે, જાય છે, કૂદે છે, દેખાય છે, સ્ફૂરે છે અને તેથી તે વાયુથી ક્ષુબ્ધ થયેલા સમુદ્ર જેવો દેખાય છે." (૨૦૬)

આખ્યાયિકાનો તાત્ત્વિક અર્થ

વસિષ્ઠ બોલ્યાઃ પવિત્ર હેતુવાળાં પુત્રે તે રાતે કદંબના પર્ણ પર બેઠેલા પોતાના પિતાને પૂછ્યું: "હે તાત! ઉત્તમ આકૃતિવાળા એ ખોત્થ રાજા કોણ છે? તમે મને એ આખ્યાયિકા શા માટે કહી? એ બધું તત્ત્વદૃષ્ટિએ મને સમજાવવા કૃપા કરો." (૨૦૭,૨૦૮)

દાશૂર બોલ્યાઃ "હે પુત્ર! જે બન્યું તે તને કહું છું. એ સાંભળવાથી સંસારપ્રપંચનું તત્ત્વ તને બરાબર સમજાશે. (૨૦૯) આ આખ્યાયિકા દ્વારા 'આ જગત અસત્ છે, અને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું હોવાથી માયામય છે' એ મેં તને કહ્યું. (૨૧૦) પરમ ચિદાકાશમાંથી ઉત્પન્ન થયેલો જે સંકલ્પ છે, તે જ ખોત્થ કહેવાય છે. તે પોતાની મેળે જ જન્મે છે, અને પોતાની મેળે વિલીન થઈ જાય છે. (૨૧૧) અનંત વિસ્તારવાળું આ જગત મનનું પરિણામ છે; એટલે મનનો જન્મ થતાં તે જન્મે છે, અને મનનો નાશ થતાં તે પણ નાશ પામે છે. (૨૧૨) બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, રુદ્ર વગેરે આ મનના જ અવયવો છે, અને શૂન્ય આકાશમાં મન જ ત્રણે જગતરૂપી નગર સર્જે છે. (૨૧૩) મન જડ હોવા છતાં અધિષ્ઠાન બ્રહ્મની સત્તાથી ચેતન બ્રહ્માકારે થાય છે. ત્યાં ચૌદ લોક છે; વન,

ઉપવન અને બાગબગીચાઓ પણ ત્યાં છે, તથા સહ્યાદ્રિ, મંદર, મેરુ વગેરે ક્રીડા કરવા માટે પર્વતો પણ છે. (૨૧૪,૧૫) ચંદ્ર શીતળતા આપનાર દીવો છે અને સૂર્ય ઉષ્ણ દીવો છે. સૂર્યનાં કિરણો વડે ચકચકિત તરંગો મોતી જેવો પ્રકાશ પામે છે. ત્યાં સુશોભિત મોતીથી ભરપૂર નદીઓ વહે છે. નદી, શેરડીનો રસ તેમ જ દૂધ વગેરેથી ભરેલી છે; તેમાં મણિ, રત્નો અને કમળો શોભી રહ્યાં છે. એ નગરમાં સાત સમુદ્રો અને મોટા કૂવાઓ છે, જેમાં વડવાગ્નિ અને કમળો રહેલાં છે. જગતના એ જ નગરમાં સંકલ્પથી ઉત્પન્ન થયેલા મનરૂપી મહારાજાએ ક્રીડાર્થે દેહરૂપી ઘરોની રચના કરી. તેમાં દેવોને ઊંચે સ્વર્ગમાં રાખ્યા, મનુષ્યોને પૃથ્વી પર રાખ્યા અને નાગ વગેરેને નીચે પાતાળમાં રાખ્યા છે. માંસરૂપી માટીમાંથી બનાવેલા દેહો પ્રાણવાયુથી ચાલે છે. (૨૧૬–૨૨૦) આ ઘર બાંધવામાં હાડકાંરૂપી લાકડાંનો ઉપયોગ કર્યો છે અને ચામડીથી તેને મઢી દીધેલાં છે, એટલે તે ચીકણું અને સ્વચ્છ લાગે છે. કેટલાક જીવોને વાળરૂપી ઢાંકણ હોય છે. કાન, નાક, આંખ વગેરે શરીરનાં દ્વાર છે; અને કાન, નાક, તાળવું વગેરે તેનાં બારી–બારણાં છે. હાથ, પગ વગેરે અવયવો નાનકડી ગલીઓ છે, અને પાંચ ઇન્દ્રિયો એ ઘરના દીવા છે. હે મહામતે ! તેની અંદર માયા વડે તેણે સંકલ્પથી અહંકારરૂપી મહાયક્ષો ઉત્પન્ન કર્યા; એ અહંકાર આત્મજ્ઞાન વડે નાશ પામે છે. એ ઘરની અંદર તે મન અસત્‌માંથી ઉત્પન્ન થયેલા અહંકાર સાથે ત્યાં જ રમે છે. દીવાની પેઠે ક્ષણમાં તેનો અભ્યુદય થાય છે અને ક્ષણમાં તેનો નાશ થાય છે. (૨૨૧–૨૨૫) જેમ સમુદ્રમાં તરંગો ઉત્પન્ન થાય, તેમ શરીરમાં અનેક સંકલ્પો ઉત્પન્ન થાય છે. પછી મન બીજા નિર્માણ થવાના ભાવિ દેહમાં જાય છે. કોઈ

પણ વસ્તુનો સંકલ્પ કરે કે તરત જ તે વસ્તુ દેખાય છે, અને તેના અસંકલ્પથી ક્ષણવારમાં તેનો નાશ થાય છે. (૨૨૬-૨૨૭) હે પુત્ર! પોતાની સત્તાથી આ જગત અનંત દુઃખ આપનાર છે, કોઈ દિવસ પણ તે આનંદ આપતું નથી; અને પોતાની સત્તાના અભાવે સંધ્યાકાળના ગાઢ અંધકારની પેઠે તે પોતાનો નાશ કરે છે. તેની કષ્ટ આપનાર ચેષ્ટાઓ જ તેને રડાવે છે. (૨૨૮,૨૨૯) કલ્પિત આનંદનો સ્વાદ લેવા તે હમેશાં ઉત્સુક રહે છે. આ સંકલ્પાત્મક મનના ત્રણ દેહ છેઃ (સાત્ત્વિક)-ઉત્તમ, (રાજસી) મધ્યમ અને (તામસી) અધમ. એ ત્રણે શરીર જગતની સ્થિતિનું કારણ છે. પોતાની હમેશાંની પ્રાકૃત ચેષ્ટાઓને લીધે તામસી સંકલ્પ બહુ કૃપણ બની જાય છે અને કૃમિ, કીડા વગેરે દેહો પામે છે. સત્ત્વરૂપી સંકલ્પ ધર્મ અને જ્ઞાનમાં પરાયણ રહી મોક્ષ આપનારા બ્રહ્મલોકમાં જાય છે. રજો-રૂપ સંકલ્પો કરનાર મનુષ્ય સંસારના વ્યવહાર કરે છે, અને સ્રીપુત્રાદિકમાં આનંદ લેતો જગતમાં રહે છે. હે મહામતે! જ્યારે સંકલ્પ આ ત્રણે દેહનો ત્યાગ કરે, ત્યારે તે પરમ સુખ આપનાર પદ પ્રાપ્ત કરે છે. માટે વૈરાગ્યથી બધી ઇન્દ્રિયોને વશ કરો, મનથી મનને વશ કરો અને બહાર તથા અંદર રહેલા બધા સંકલ્પોને મનમાંથી દૂર કરો. હજારો વર્ષ તપ ભલે કરો, અથવા પાતાળમાં, સ્વર્ગમાં કે પૃથ્વીપર ભલે રહો, તોપણ સંકલ્પના સંક્ષય* સિવાય મોક્ષ મેળવવાનો અન્ય કોઈ ઉપાય નથી. (૨૩૦-૩૭) સંકલ્પોનો સંપૂર્ણ સંક્ષય બાધરહિત છે, નિર્વિકાર છે અને તેથી સુખ મળે છે. તે પરમ પવિત્ર છે. એ માટે શ્રવણ મનનાદિ સાધનો વડે સંકલ્પો દૂર થાય, એવા પ્રયત્ન કરો. (૨૩૮) હે ×અનઘ!

---

* નાશ. × નિષ્પાપ.

સંકલ્પરૂપી સૂત્રમાં બધા પદાર્થો પરોવાયેલા છે. એ સૂત્રને કાપી નાખવાથી બધા પદાર્થો ક્યાં જાય છે તે જણાતું નથી. (૨૩૯) મનને નિઃસંકલ્પ બનાવો અને પ્રાપ્ત વ્યવહારનાં કાર્યો કરો; સંકલ્પોનો નાશ થવાથી મનની બહિર્મુખતાનો નાશ થાય છે. (૨૪૦) માટે તત્ત્વજ્ઞાન મેળવવાનો પ્રયત્ન કરો. બળજબરીથી પણ સર્વે સંકલ્પોને મૂળમાંથી ઊખેડી નાખો, અને નિરતિશય આનંદ પ્રાપ્ત કરવા માટે અંતઃકરણની વૃત્તિને સુષુપ્તિ અવસ્થા જેવી બનાવી અદ્વિતીય બ્રહ્મપદ મેળવો." (૨૪૧)

સંકલ્પનાશનો ઉપાય

પુત્રે પૂછ્યું: "હે તાત! સંકલ્પનું સ્વરૂપ શું છે? તે કયે પ્રકારે ઉત્પન્ન થાય છે, કેમ વૃદ્ધિ પામે છે અને કયે ઉપાયે નાશ પામે છે?" (૨૪૨)

દાશૂર બોલ્યા: "હે પુત્ર! આત્મતત્ત્વ અનંત છે, તેની સત્તા સર્વત્ર છે અને એ ચિદ્રૂપ છે. તે ચૈતન્યનું બહિર્મુખપણું એ જ સંકલ્પનું સૂક્ષ્મરૂપ છે. (૨૪૩) જેમ વાદળું પ્રથમ લેશમાત્ર હોય છે, અને ધીમેધીમે આકાશને ઘેરી ઘન થાય છે, તેમ સંકલ્પનો લેશમાત્ર અંકુર ધીમે ધીમે ચિત્તમાં વ્યાપ્ત થઈ જડાત્મક પ્રપંચરૂપે ગાઢ બને છે. (૨૪૪) જ્યારે એ આત્મચૈતન્ય પોતાને દૃશ્યથી ભિન્ન માને છે, ત્યારે જેમ બીજમાંથી અંકુર ફૂલે તેમ તે સંકલ્પરૂપે થાય છે. (૨૪૫) અસત્ કલ્પનામાંથી સંકલ્પ ઉદ્ભવે છે અને તત્કાળ વધે છે. આથી દુઃખ થાય છે, સુખ થતું નથી. (૨૪૬) તમારે સંકલ્પ કરવા નહિ અને જગતની સ્થિતિમાં કંઈ સાર રહેલો છે, એમ પણ ન માનવું. આમ નિઃસંકલ્પ થવાથી અને જગતમાં અનાદરબુદ્ધિ કરવાથી તમે મુક્તિને યોગ્ય બનશો. (૨૪૭) સંકલ્પનો ક્ષય કરવામાં ઘણા પ્રયત્નની જરૂર નથી. કલ્પનાઓ કરવામાં ન આવે તો સંકલ્પ

જીતી શકાય છે. (૨૪૮) માલતી પુષ્પને જરાક મસળતાં પણ જરૂર મહેનત પડે, પણ સંકલ્પનો સંક્ષય કરતાં જરા પણ મહેનત પડતી નથી; કારણ કે એમાં તો ફક્ત ઉપેક્ષા વડે સંકલ્પને ટાળવાના છે. (૨૪૯) હે મુને! અંતર્મુખ સંકલ્પ વડે બહિર્મુખ સંકલ્પનો તથા શાસ્ત્રના સત્સંગથી શાન્ત થયેલા મન વડે ચિન્તાથી વ્યાકુળ થયેલા મનનો નાશ કરી તમારે આત્મસ્વરૂપમાં રહેવું; એમાં શું અઘરું છે? (૨૫૦) જેમ આકાશ શૂન્ય છે તેમ જગત શૂન્ય છે; કારણ કે જગત અને આકાશ અજ્ઞાનને લીધે થયેલાં હોવાથી તે બંને વિસ્તીર્ણ છે. (૨૫૧) હે પુત્ર! ખાંડવા વગેરે ક્રિયાથી જેમ ચોખાનાં ફોતરાં દૂર થાય છે, અને ખાટા પદાર્થો વડે ત્રાંબાનો કાટ દૂર થાય છે, તેમ શ્રવણમનનાદિ ક્રિયા વડે મનુષ્યનો અજ્ઞાનરૂપી મળ દૂર થાય છે. (૨૫૨) ચોખાની પેઠે મનુષ્યનો પણ સહજ મેલ એનાથી દૂર થાય છે, એમાં સંશય નથી. માટે તમે ઉદ્યમ કરો. (૨૫૩) મહાન સંપત્તિવાળા ઉજ્જવળ વિલાસો મારા છે, એવો વૃથા વિભ્રમ તમારે રાખવો નહિ; કારણ કે તમારામાં, આ વિલાસોમાં અને સર્વમાં એક જ બ્રહ્મતત્ત્વ વિલસી રહ્યું છે." (૨૫૪)

વસિષ્ઠ બોલ્યા: હે રઘુનંદન! ઉપર પ્રમાણે પિતાપુત્ર વચ્ચે થતી વાત મેં સાંભળી અને આકાશમાંથી હું કદંબવૃક્ષ પર આવ્યો. દાશૂરે મને આવેલો જોઈ પત્ર પર આસન આપ્યું અને અર્ધ્યવડે મારી પૂજા કરી. નાના પ્રકારની કથાઓમાં અમે તે રાત્રિ ક્ષણમાં પસાર કરી. પછી દાશૂર પાસેથી નીકળી ગંગા નદીએ સ્નાન કરવા ગયો. હે રામ! આ દાશૂરની આખ્યાયિકા તમને કહી. આ આખ્યાયિકા જેવું જ જગત છે એવી તમારે ભાવના કરવી. (૨૫૫-૨૫૯)

# સર્ગ પાંચમો

## ઉપદેશાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રાઘવ! મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું છે. અનંતકાળનો તે અલ્પ અંશ છે. એવા ટૂંકા જીવનમાં વૃથા આસ્થા શું રાખવી? (૧) અંતઃકરણમાં રહેલી સંકલ્પમય અવસ્થાનો ત્યાગ કરો, અને તમારા સદ્રૂપમાં રહી જગતના વ્યવહારમાં રહો. (૨) "હું પ્રકાશ પામું" એવી ઇચ્છા ન હોવા છતાં જેમ રત્ન પ્રકાશે છે, તેમ ઇચ્છારહિત હોવા છતાં સત્તા માત્રથી પરમાત્મામાં જગત થાય છે. (૩) માટે કર્તૃત્વ અને અકર્તૃત્વ બંને આત્મામાં જ રહેલાં છે. ઇચ્છારહિત હોવાને લીધે તે અકર્તા છે અને સંનિધિસત્તા માત્રથી તે કર્તા છે. (૪) હે અનઘ! આમ આ બંને આત્મામાં જ છે, માટે કર્તાપણા કે અકર્તાપણામાંથી તમને જેમાં અભિરતિ હોય, તેમાં સ્થિર થઈને તમે રહો. (૫) "હું સર્વત્ર રહેલો છું અને અકર્તા છું" એવી દૃઢ ભાવનાથી જે મનુષ્ય જગતના વ્યવહારનાં કર્મો કરે છે તે તેમાં બંધાતો નથી. (૬) મન સંકલ્પ ન કરે તો મનુષ્યોમાં દોષદૃષ્ટિ થવાથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે; એટલે "હું અકર્તા છું" એવી નિત્યસિદ્ધ ભાવના કરવાથી પરમ અમૃતસ્વરૂપ સમતા બાકી રહે છે. (૭) હે રામ! "હું બધું કરું છું" એવી મહાકર્તાપણાની ભાવના વડે પણ જો તમે સ્થિતિ પ્રાપ્ત કરવા ઇચ્છો તો તે પણ ઉચ્ચ સ્થિતિ છે. (૮) મહાકર્તાપણાની ભાવનાને લીધે "આ સર્વ જગતભ્રમનો હું જ કર્તા છું," એવું અભિમાન થાય, તો રાગ–દ્વેષ કેમ રહે? ન જ રહે; કારણ કે પોતાના સિવાય અન્ય

સ્વસ્વરૂપમાં રહેવાનો ઉપદેશ

કોઈ કર્તા જ નથી. (૯) મા-બાપ વગેરે કોઈએ આ દેહનું લાલન પાલન કર્યું અને પુત્ર વગેરે કોઈએ એને બાળ્યો. એ જન્મ અમારા જ કર્મના વિપાકનું ફળ છે, એટલે તેમાં હર્ષ કે શોક કેવો ? (૧૦) મને સુખદુઃખ આપનાર પ્રપંચરૂપ જગતનો કર્તા હું જ છું, એટલે તેમાં હર્ષ કે શોક કેવો ? (૧૧) રાગદ્વેષ વગેરેમાં સર્વનો કર્તા પોતે જ છે, એટલે સ્વ-સંકલ્પનો નાશ થતાં ફક્ત સમતા જ બાકી રહે છે. (૧૨) સર્વ ભાવમાં સમતા રાખવી એ જ બ્રહ્મપરાયણ સ્થિતિ છે; જે મનુષ્ય પોતાના મનને સમતામાં સ્થિર કરે છે, તેને ફરીથી જન્મ લેવો પડતો નથી. (૧૩) અથવા સર્વ કર્તૃત્વ અને અકર્તૃત્વનો ત્યાગ કરો, અને મનને અમન બનાવી તમારું જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે, તેમાં જ તમે સ્થિર થઈ રહો. (૧૪) "આ હું છું, એ હું નથી; આ મેં કર્યું, એ મેં કર્યું નથી" એવી પરિમિત ભેદદૃષ્ટિ બ્રહ્માનંદનો અનુભવ કરાવી શકે નહિ. (૧૫) દેહમાં અહંબુદ્ધિ કરવી એ કાલસૂત્ર નરકનો માર્ગ છે, મહાવીચિ નામે નરકરૂપી જાળ છે અને અસિપત્રવન નામના નરકમાં જવાની નીસરણી છે. (૧૬) ખૂબ પ્રયત્ન કરીને પણ આ દેહાત્મભાવનાનો મુમુક્ષુએ ત્યાગ કરવો, અને સર્વનાશ થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય, તોપણ કૂતરાના માંસવાળી ચાંડાળ સ્ત્રીની પેઠે તેનો સ્પર્શ ન કરવો. (૧૭) હે રામ ! જેમ દૃષ્ટિને પ્રતિબંધક પડળ દૂર થાય તો દૃષ્ટિ શુદ્ધ થાય છે, તેમ દેહાત્મભાવના રૂપી આવરણ દૂર થતાં, જેમ વાદળાં અદૃશ્ય થતાં જ્યોત્સ્નાનો પ્રકાશ થાય, તેમ આત્મજ્ઞાન પ્રકાશે છે; અને તેથી સંસારસાગર તરી જવાય છે. (૧૮) "હું કર્તા નથી તેમ જ આ દેહ હું નથી," એમ તમે દૃઢ રીતે સમજો, અથવા "હું સર્વનો કર્તા છું અને સર્વાત્મક છું," એમ તમે

નિશ્ચય કરો; અથવા "સર્વે વિકલ્પોથી અતીત હોવાથી હું કાંઈપણ નથી," એવો મનથી નિર્ણય કરો અને જે ઉત્તમ બ્રહ્મપદમાં તત્ત્વજ્ઞ પુરુષો લીન છે, એવા સ્વસ્વરૂપમાં તમે સ્થિર થઈને રહો. (૧૯)

વાસનાક્ષય

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ ! વાસનામાં ફસાઈ પડવું એ જ બંધન છે, અને વાસનાનો સંપૂર્ણ ક્ષય એ જ મોક્ષ કહેવાય છે. માટે બધી વાસનાનો ત્યાગ કરીને મોક્ષ મેળવવાની ઈચ્છાનો પણ ત્યાગ કરો. (૨૦) પ્રથમ વિષયમાં તન્મય થઈ ગયેલી માનસી વાસનાઓનો ત્યાગ કરો, અને મૈત્રી વગેરે શુદ્ધ વાસનાને ગ્રહણ કરો, જેથી ચિત્ત પ્રસન્ન થાય. (૨૧) એ પ્રમાણે વ્યવહાર કરતાં છેવટે એ મૈત્રી વગેરે વાસનાનો પણ પરિત્યાગ કરો અને સર્વે ઇચ્છાઓથી રહિત બનીને "હું ચિન્માત્ર છું" એવી ભાવના તમે કરો. (૨૨) પછી મન અને બુદ્ધિસમન્વિત એ ચિન્માત્ર ભાવનાનો પણ ત્યાગ કરો, અને બધી વાસનાઓ દૂર કરીને તમે ચિદ્રૂપમાં સ્થિર થાઓ. ત્યારપછી જે યત્નથી એ બધાનો ત્યાગ કર્યો તેને પણ તજી દો. (૨૩) હે રામ ! ચિત્, અંતઃકરણ, અવિદ્યા, પ્રપંચ, તેજ, અંધકાર, વાસના, વાસનાનો હેતુ અને પ્રાણસ્પંદન વગેરે સર્વને મૂળમાંથી ઊખેડી નાખી, આકાશની પેઠે નિર્મળ અને શાન્ત બુદ્ધિવાળા ચૈતન્યસ્વરૂપ થઈને રહો, એટલે તમે પૂજ્ય છો તેવા તત્ત્વતઃ થશો. (૨૪,૨૫) હે મહામતે ! જેના હૃદયમાંથી આ બધાનો સંપૂર્ણ ત્યાગ થયો છે, તેનું ચિત્ત અવ્યગ્ર બને છે; તે જ મુક્ત છે અને તે જ પરમેશ્વર છે. (૨૬) દૃશ્ય-પ્રપંચ તરફ જે આદરબુદ્ધિથી જોતો નથી, તે પુરુષને સમાધિ કે કર્મની ખાસ જરૂર નથી. આવો ઉત્તમ આશયવાળો મનુષ્ય મુક્ત જ

છે. (૨૭) જેનું મન સર્વ વાસનાઓથી રહિત થઈ ગયું છે, તેને નિષ્કામ કે સકામ કર્મોનું, જપનું અથવા સમાધિનું કંઈ પણ પ્રયોજન નથી. (૨૮) શાસ્ત્રોનો ખૂબ વિચાર કરતાં અને એકાન્તમાં વિદ્વાનો સાથે સંવાદ કરતાં મને નિશ્ચય થયો છે, કે વાસનાના પરિત્યાગ અને મૌનભાવ સિવાય અન્ય કોઈ પરમ વસ્તુ નથી. (૨૯) દશે દિશાઓમાં સ્થળે સ્થળે જે કંઈ જોવા લાયક હતું તે જોયું; પણ પરમાર્થદૃષ્ટિએ સર્વને જોનાર પુરુષો વિરલ માલૂમ પડ્યા. (૩૦) લૌકિક વ્યવહાર સંબંધી જે સમારંભો કરવામાં આવે છે, તેવાં સર્વ કર્મો દેહને માટે છે, આત્માની મુક્તિ માટે નથી. (૩૧) પાતાળમાં, પૃથ્વીમાં કે સ્વર્ગમાં સર્વત્ર સઘળો પ્રપંચ જડ અને નશ્વર પાંચ ભૂતોનો બનેલો છે; છઠ્ઠી વસ્તુ કોઈ છે જ નહિ. એવા દૃશ્યપ્રપંચમાં વિવેકી પુરુષને વિશ્રાન્તિ કેમ મળે? (૩૨) જે પુરુષ પરિપૂર્ણ બ્રહ્મભાવના વડે વ્યવહાર કરે છે, તેને આ જગત ઓળંગી જવું ખાબોચિયાં જેવું સહેલું છે, પણ જેઓનો વ્યવહાર ભેદ-દૃષ્ટિએ ચાલે છે તેમને સંસાર મોટા સમુદ્ર જેવડો થઈ પડે છે. (૩૩) જેમ કોઈ વેશ્યા નીતિમાન નગરજનને પ્રસન્ન કરી શકતી નથી, તેમ જગતના પદાર્થો તત્ત્વજ્ઞ પુરુષને પ્રસન્ન કરી શકતા નથી. (૩૪) અપાર બ્રહ્મરૂપી નિર્મળ સમુદ્ર છે, તેમાં મોટા પર્વતોરૂપી ફીણ છે અને ચિત્‌રૂપી સૂર્યના તડકાને લીધે જગતરૂપી મૃગજળનો તેમાં ભાસ થાય છે. (૩૫)

હે રાઘવ! આ વિષે બૃહસ્પતિ પુત્ર કચે ગાયેલી પવિત્ર ગાથા કહું છું તે સાંભળો. (૩૬) એક વખત કચ સમાધિમાંથી જાગ્યા અને પ્રસન્ન ચિત્તે ગદ્‌ગદ્ વાણીથી એકાન્તમાં બોલી ઊઠ્યા: "હું શું કરું? હું ક્યાં જાઉં? મારે કઈ વસ્તુ લેવી? કઈ

કચ ગાથા

વસ્તુનો ત્યાગ કરવો ? કારણ કે મહાપ્રલય વખતે જેમ સર્વત્ર જળ ભર્યું હોય, તેમ સર્વત્ર એક જ આત્મતત્ત્વ ભર્યું છે. દેહની અંદર અને બહાર, ઉપર અને નીચે, બધી દિશાઓમાં–અહીં અને ત્યાં સર્વત્ર આત્મા વ્યાપ્ત છે; કોઈ સ્થળ આત્મા વિનાનું નથી. જેમાં હું નથી અને જે મારામાં નથી એવી કોઈ વસ્તુ અહીં નથી. સર્વ સંવિન્મય હોવાથી મારે બીજી કઈ વસ્તુની ઇચ્છા કરવી ?" (૩૭-૪૦)

વસિષ્ઠ બોલ્યા: હે રાઘવ ! પૃથ્વી ઉપર જેઓ શમાદિ ગુણો વડે યુક્ત જ્ઞાનનિષ્ઠ પુરુષો છે, તેઓ આકાશમાં જેમ ચંદ્ર પ્રકાશે છે, તેમ હમેશાં આનંદનો અનુભવ કરે છે.

જ્ઞાનનિષ્ઠ બનવાનો ઉપદેશ

(૪૧) સોનાનું કમળ જેમ રાતે કરમાતું નથી, તેમ તેઓ સાંસારિક દુ:ખો આવી પડતાં દુ:ખી થતા નથી અને અવશ્ય કરવાનાં કાર્યો સિવાય અન્યની અપેક્ષા રાખતા નથી. (૪૨) તેઓ આપત્તિકાળમાં પણ શુકલ પક્ષના ચંદ્રની પેઠે નિત્ય પરિપૂર્ણ અને અક્ષુબ્ધ રહે છે, તથા ચંદ્રની પેઠે શીતળતાનો ત્યાગ કરતા નથી, તેઓ મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષિતાનાં લક્ષણવાળા ગુણો વડે શોભે છે. તેઓ રાગદ્વેષ-રહિત છે, સૌમ્ય છે અને સર્વગત અખંડૈકરસ આત્માનો અનુભવ કરે છે. સારા આચરણવાળા તથા શુભ આશયવાળા પુરુષો સમુદ્રની પેઠે મર્યાદાનું ઉલ્લંઘન કદી પણ કરતા નથી. માટે હે મહાબાહો ! તેઓનું આપત્તિ વિનાનું પદ મેળવવા પ્રયત્ન કરવો, આપત્તિના સમુદ્રનો બિલકુલ વિચાર ન કરવો. "હું કોણ ? આ બધો પ્રપંચ ક્યાંથી ?" એ પ્રશ્નોનો પ્રાજ્ઞ પુરુષો પાસે બેસીને યત્નપૂર્વક વિચાર કરવો, અને અકર્મમાં ડૂબવું નહિ. તેમ જ વિષયી પુરુષોનો સંગ પણ ન કરવો.

(૪૩-૪૭) સર્વ વસ્તુઓનો નાશ કરનાર મૃત્યુને અનાદરથી ન જોતાં, રક્ત વગેરે પદાર્થોથી બેડોળ લાગતાં હાડ, માંસ અને શરીરનો વિચાર સુજ્ઞ પુરુષોએ ન કરવો; પણ સર્વમાં અનુસ્યૂત રહેલા ચૈતન્યસ્વરૂપ એક આત્માનો જ તેઓએ વિચાર કરવો. જે ચિત્‌વિસ્તૃત આકાશમાં, ભૂષણોમાં, સૂર્યમાં, પૃથ્વીમાં અને કોતરમાં વ્યાપ્ત છે, તે જ એક કીડામાં પણ છે. તામસ કે રાજસ જાતિમાં સ્થિત થયેલા હોય, તોપણ મુમુક્ષુઓ પુરુષાર્થથી સાત્ત્વિકતા પ્રાપ્ત કરે છે. (૪૮-૫૦)

# ઉપશમ-પ્રકરણ

## સર્ગ પહેલો

### જનકનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેમ મજબૂત સ્તંભો મંડપને ટકાવી રાખે છે, તેમ રજોગુણ તથા તમોગુણપ્રધાન પુરુષો આ દીર્ઘ સ્વપ્ન જેવી સંસારની માયાને ટકાવી રાખે છે. (૧) પણ સત્ત્વગુણપ્રધાન* જાતિમાં જન્મેલા તમારા જેવા પુરુષો મૈત્રી વગેરે ગુણો વડે શોભે છે, અને સર્પ જેમ કાંચળીનો ત્યાગ કરે છે, તેમ પરિપક્વ થયેલી માયાનો રમતમાત્રમાં ત્યાગ કરે છે. (૨) આ સમસ્ત જગત બ્રહ્મ છે, અને સર્વત્ર આત્મા વ્યાપ્ત છે; એટલે હે નિષ્પાપ! હું અને બીજાઓ જુદા છીએ એવી ભ્રાંતિનો પરિત્યાગ કરો. જેમ સમુદ્રમાં તરંગાદિ રૂપો મિથ્યા છે, તેમ સચ્ચિદાનંદ-ઘન બ્રહ્મમાં નાના પ્રકારનાં રૂપની કલ્પના-

મુક્તિનો ક્રમ

* સત્ત્વગુણ વધારે હોય એવું.

આ મિથ્યા છે. (૩,૪) હે રાઘવ ! અહીં શોક, મોહ, જન્મ કે જન્મનાર કોઈ નથી. પરમાર્થદૃષ્ટિએ જે ચિન્માત્રવસ્તુ છે, તે જ પોતાની સત્તાએ પ્રતીત થાય છે; માટે તમે ત્રિવિધ તાપથી રહિત થાઓ. (૫) તમે શીતોષ્ણાદિ દ્વંદ્વથી રહિત થાઓ, હમેશાં સત્ત્વગુણમાં રહો તથા ઇષ્ટસાધના રૂપી યોગ અને અનિષ્ટ-નિવારણરૂપી ક્ષેમથી રહિત થાઓ; તમે અપ્રમત્ત ચિત્તવાળા થાઓ અને ભેદદૃષ્ટિનો ત્યાગ કરી શોકરહિત બનો. આમ તમે ત્રિવિધ તાપથી રહિત થશો. (૬) હે રામ! તમે સમતા, સ્વસ્થતા, બુદ્ધિની સ્થિરતા અને શાન્તિના ગુણો કેળવો, તેમ જ ઉપશાન્તચિત્ત બની મનનનિષ્ઠ થાઓ. મૌન ધારણ કરી મણિ જેવા સ્વચ્છ બનો અને ત્રિવિધ તાપને દૂર કરો. (૭) પ્રારબ્ધ અનુસાર જે કંઈ ફળ મળે તેનો ઉપભોગ કરો, અને અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા ન કરો. કોઈ પણ વસ્તુનો ત્યાગ કે સ્વીકાર બંનેનો પરિત્યાગ કરી ત્રિવિધ તાપનો નાશ કરો. (૮) હે મહામતે! જેનો આ જન્મ છેલ્લો છે, તેઓ બ્રહ્મજ્ઞાન સંબંધી વિમળ વિદ્યા મેળવે છે. (૯) જેમ સ્ત્રીઓ અંતઃપુરમાં રહે છે તેમ સદાચારપરાયણતા, સહૃદયતા, સર્વે ભૂતો તરફ અનુકંપા, અંતઃશીતલતા, નિઃસંગતા અને જ્ઞાનનિષ્ઠા એ સર્વે ગુણો એવા પુરુષોમાં રહે છે. (૧૦) જેમ વનમાં મૃગલાંઓ વેણુ-ધ્વનિને ઇચ્છે છે, તેમ સર્વે મનુષ્યો એવાં સુંદર આચરણવાળા પુરુષોને ઇચ્છે છે. (૧૧) હે રાજીવલોચન*! બધાં પ્રાણીઓ માટે મુક્તિ મેળવવાનો આ સર્વ સામાન્ય ક્રમ તમને કહ્યો. હવે એક વિશેષ ઉપાય કહું છું, તે સાંભળો. (૧૨) આ સંસારમાં દેહધારી જીવો બે રીતે મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. ગુરુના ઉપદેશ અનુસાર શ્રવણ મનન વગેરે સાધનો વડે ક્રમે

* હે કમળસમાન આંખોવાળા !

ક્રમે આ જન્મમાં કે ઘણા જન્મોને અંતે મોક્ષરૂપી સિદ્ધિ મળે એ પહેલો ક્રમ; અને આકાશમાંથી પડેલાં પુષ્પની પેઠે પોતે જ વિચાર કરવાથી અકસ્માત જ્ઞાનપ્રાપ્તિ થાય એ બીજો ક્રમ. આમ આકાશમાંથી પુષ્પ પડે તેમ અકસ્માત્ જ્ઞાન પ્રાપ્ત થાય, તે સંબંધી એક પ્રાચીન વૃત્તાંત કહું છું, તે સાંભળો. (૧૩-૧૫)

વસિષ્ઠ બોલ્યા: વિદેહ નગરીમાં જનક નામે એક વીર્યવાન અને ઉદાર રાજા હતા. તેમની સર્વે આપત્તિઓ નાશ પામી હતી અને સંપત્તિ દહાડે દહાડે વધતી જતી હતી. યાચકોને મન તેઓ કલ્પવૃક્ષ સમાન હતા અને મિત્રો રૂપી કમળને સૂર્ય સમાન હતા. આનંદના આવેશમાં મત્ત થયેલી કોયલોના મધુર અવાજે શોભતી વસંત ઋતુમાં એક દિવસ જેમ ઇન્દ્ર સ્વર્ગના ઉપવનમાં પ્રવેશ કરે, તેમ તે રાજા સુંદર ઉદ્યાનમાં ગયા. (૧૬-૧૮) અનુચરોને એક સ્થળે બેસાડી પુષ્પોથી સુવાસિત થયેલી ઉદ્યાનની લતાઓ વચ્ચે તેઓ ફરવા લાગ્યા. (૧૯) હે કમળનયન રામ! કોઈ તમાલ વનની ઝાડી વચ્ચે અદૃશ્ય રહીને રમ્ય સ્થળોમાં વસનાર અને પર્વતોમાં રહેનાર સિદ્ધોને, ગીતામાં જે આત્મ-સ્વરૂપનું વર્ણન કરવામાં આવ્યું છે, તે સંબંધી એક પછી એક શ્લોકો બોલતાં રાજા જનકે સાંભળ્યા: (૨૦,૨૧)

સિદ્ધ ગીતા

"દૃષ્ટા અને દૃશ્યનો સંયોગ થતાં બુદ્ધિમાં આનંદનો જે આભાસ થાય છે, તેવા બ્રહ્મભાવમાંથી આવિર્ભૂત થયેલા આનંદાત્મક નિશ્ચલ આત્મદેવની અમે ભાવના કરીએ છીએ. (૨૨) દૃષ્ટા, દર્શન અને દૃશ્ય-એ ત્રણેનો તેની વાસનાઓ સહિત ત્યાગ કરી જે બધાથી પ્રથમ પ્રકાશે છે, અને જે સ્વયંપ્રકાશ આત્મા સર્વનો સાક્ષી છે, તેનો અમે અનુભવ

કરીએ છીએ. (૨૩) સદ્રૂપ હોવાથી છે અને નિરાકાર હોવાથી નથી એવી અસ્તિતા અને નાસ્તિતાની મધ્યમાં નિત્ય સાક્ષી ભાવે રહેલા, જડ અને પ્રકાશ સર્વની પ્રતીતિના હેતુ એવા આત્માની અમે ઉપાસના કરીએ છીએ. (૨૪) જે સુર, નર, તિર્યંગાદિના શરીરમાં અંતર્યામી રૂપે રહેલો છે અને જે હકારાદિ *હંસમંત્ર હમેશાં ઉચ્ચારે છે, તે આત્માનો અમે અનુભવ કરીએ છીએ. (૨૫) હૃદયની અંદર સર્વદા પ્રકાશ આપતા આત્મદેવનો ત્યાગ કરી જે પુરુષો અન્ય દેવોની ઉપાસના કરે છે, તેઓ હાથમાં આવેલા કૌસ્તુભમણિનો ત્યાગ કરી અન્ય રત્નની ઇચ્છા કરે છે. (૨૬) આશાઓ રૂપી વિષવલ્લી છે, તેનું મૂળ અજ્ઞાન છે. જે મુમુક્ષુ એ મૂળને ઊખેડી નાખે છે અને ઐહિક તથા +આમુષ્મિક સર્વે મનોરથોનો ત્યાગ કરે છે, તેને આત્માની ઉપાસના રૂપી ફળ મળે છે. (૨૭) જે અલ્પ બુદ્ધિવાળો મનુષ્ય વિષયપદાર્થોની નિઃસારતા જાણતાં છતાં ફરી ફરી તે પદાર્થોની વાસનામાં ફસાય છે, તેને નર નહિ પણ ગધેરો જાણવો. (૨૮) ઇન્દ્રિયોરૂપી દુશ્મનો વારંવાર પોતાનું માથું ઊંચું કરે છે. જેમ ઇન્દ્ર વજ્રથી પર્વતનો નાશ કરે, તેમ વિવેકરૂપી શાસ્ત્રથી સૌએ આ દુશ્મનનો નાશ કરવો. (૨૯) હાથમાં હાથ ભીડી અને સર્વે ઇન્દ્રિયોને વશ કરી સૌથી પ્રથમ મનુષ્યે મન ઉપર વિજય મેળવવો. (૩૦) મુમુક્ષુ પુરુષે પ્રથમ નિર્દોષ ઉપશમસુખ મેળવવું. આથી ઉપશમસુખના પ્રભાવે ચિત્ત વિષયસુખનો વિચાર નહિ કરતાં શાન્ત બનશે. આવા પ્રશાન્ત મનવાળો પુરુષ ચિરકાળ પર્યંત પોતાના યથાર્થ સ્વરૂપ–સુખનો અનુભવ કરશે.” (૩૧)

* सोऽहम्–हंसः એવો શ્વાસોચ્છ્વાસનો ધ્વનિરૂપ મંત્ર.

+ પરલોકના.

વસિષ્ઠ બોલ્યા : હે રામ! જેમ ભયશીલ યોદ્ધો રણ-દુંદુભિના અવાજથી ખેદ પામે, તેમ સિદ્ધગણોએ ગાયેલી ગીતા સાંભળી રાજા જનકને ઘણો ખેદ થયો.

જનક રાજાનો વિષાદ તેની સાથેના બધા પરિવારને પોતપોતાને સ્થાને મોકલી જેમ સિંહ પર્વત પર એકલો જાય તેમ તેઓ એકલા ઉપર ગયા. (૩૨,૩૩) દેહાદિ દૃશ્ય પદાર્થોની સ્થિતિ ઊડતાં પક્ષીની પાંખો જેવી ચંચળ છે એવું વિચારી રાજા જનક દુઃખી થઈ વિલાપ કરવા લાગ્યા.(૩૪) "અરેરે! પત્થર સાથે પત્થર અથડાય, તેમ જન્મ, જરા, મરણ વગેરે ભયથી ભરેલા સંસારમાં ભ્રાંત ચિત્તે હું અહીં-તહીં અથડાઉં છું. (૩૫) અપાર કાળના બહુ જ થોડા ભાગનું જીવન મારે પસાર કરવાનું છે. ધિક્કાર છે મને, કે એવા ટૂંકા જીવનમાં હું આસ્થા રાખું છું. (૩૬) મારું જીવન અલ્પ હોવાથી આ રાજ્યનું મારે શું પ્રયોજન હોઈ શકે? જેની બુદ્ધિ નષ્ટ થઈ હોય એવા પુરુષની પેઠે આ રાજ્યમાં મારે શા માટે વૃથા આસક્તિ રાખવી? (૩૭) આ સંસારમાં તાત્ત્વિક, નિર્દોષ, ઉત્કૃષ્ટ કે અકલ્પિત કંઈ નથી; તો પછી મારે કઈ વસ્તુ પર પ્રીતિ કરવી? (૩૮) જેઓ મહાનપદ પામ્યા છે, તેઓ કેટલેક કાળે નીચે પડે છે. હે ચિત્ત! આવી મહત્તાનો વિશ્વાસ કેવો? (૩૯) મહાન વૈભવ ભોગવનાર સમ્રાટો, સદ્ગુણી પુરુષો, સગાં-સ્નેહીઓ–એ સર્વે નામમાત્ર જ રહ્યાં છે; તો પછી વર્તમાન-જીવનમાં આસ્થા કેમ રખાય? (૪૦) ભૂપતિઓનું ધન ક્યાં ગયું? બ્રહ્માનાં આગળનાં જગત ક્યાં ગયાં? મારે કઈ વસ્તુમાં વિશ્વાસ રાખવો? (૪૧) કરોડો બ્રહ્માઓ નાશ પામ્યા, અનેક સ્વર્ગો નષ્ટ થયાં અને રાજાઓ ધૂળની પેઠે નાશ પામ્યા; તો પછી મારે જીવનમાં વિશ્વાસ કેમ કરવો? (૪૨) આ સંસાર

તમોમય હોવાથી રાત્રિ જેવો છે. તેમાં દુષ્ટ સ્વપ્ન જેવો દેહભ્રમ મને થયો છે. તેમાં હું આસ્થા રાખું, તો મારા અવિવેકને ધિક્કાર છે. (૪૩) અનેક દિવસો આવ્યા અને આવે છે; પણ નિત્ય, અખંડ અને આનંદૈકરસ બ્રહ્મનો અનુભવ થયો હોય, એવો એકે દિવસ ન આવ્યો. (૪૪) માલતી જેવાં પુષ્પો પ્રથમ મનોહર લાગે છે, દેહાદિ યુવાવસ્થામાં મનોહર લાગે છે અને આમ્ર વગેરે ફળો પરિણામે મનોહર લાગે છે. એ બધાં અપવિત્ર અને વિનાશ પામે તેવાં છે. (૪૫) રાગદ્વેષ વધવાથી અજ્ઞાની પુરુષ પાપી દશા ભોગવે છે, હિંસા વગેરેમાં પ્રવૃત્ત થતાં તે ક્રૂર બને છે અને પરિણામે ખેદકારક દશા ભોગવે છે. આમ તેને ક્યાંય પણ શાન્તિ મળતી નથી. (૪૬) તે બાલ્યાવસ્થામાં અજ્ઞાન હોવાથી દુઃખી થાય છે, યૌવનમાં સ્ત્રીમાં આસક્ત થતાં દુઃખી થાય છે અને બાકીનું જીવન સ્ત્રી-પુત્રાદિકની ચિંતામાં પસાર થાય છે. જડ મનુષ્ય ક્યારે પોતાનો ઉદ્ધાર કરે ? (૪૭) વિદ્યમાન વસ્તુનો છેવટે નાશ છે, રમ્ય વસ્તુ પણ છેવટે અરમ્ય બને છે અને સુખ પણ દુઃખમાં પરિણમે છે; તો મારે કોનો આશ્રય લેવો ? (૪૮) નેત્રના પલકારામાં બ્રહ્માદિ મહાન દેવતાઓ જગતને ઉત્પન્ન કરે છે અને નાશ પણ કરે છે. એવાઓની આગળ મારા જેવાની શી ગણતરી ? (૪૯) નાના પ્રકારની સંપત્તિઓ પણ પુત્રના વિયોગાદિ દુઃખે મહાન આપત્તિરૂપ થાય છે; કારણ કે મનને દુઃખ હોય તો બધું અસહ્ય લાગે છે. (૫૦) તેવી જ રીતે સત્સંગ, તપ વગેરેના આનંદમાં લીન થયેલું મન અભ્યુદય પામ્યું હોય તો નાના પ્રકારનાં સંકટો પણ મહાન સંપત્તિ જેવાં લાગે છે. સંસાર દુઃખની સીમા છે. એમાં જન્મ લઈને જે રચ્યોપચ્યો રહે, તેને ખરું સુખ કેમ મળે ? (૫૧,૫૨) સંસારરૂપી વૃક્ષ છે, રાગદ્વેષાદિ હજારો અંકુરો

તેમાં ફૂટ્યા છે, પુત્ર વગેરે તેની શાખા છે, દેહ એનું થડ છે, સુખ-દુઃખ તેનાં ફળ છે અને સુખ-દુઃખનાં કારણો તેનાં પાંદડાંઓ છે. આ સંસારવૃક્ષનું મૂળ મન છે. (૫૩) એ મન સંકલ્પમય છે, એમ મારું માનવું છે. સંકલ્પના ઉપશમથી જ હું એને સૂકવી નાખીશ, એથી એ સંસારવૃક્ષ આપોઆપ સુકાઈ જશે. (૫૪) મને જ્ઞાન થતાં હવે હું અજ્ઞાનનિદ્રામાંથી જાગ્રત થયો છું. ચિરકાળથી જેણે મને હતાશ કરી નાખ્યો હતો, તે મનરૂપી ચોર આખરે પકડાયો છે. એનો હું જરૂર નાશ કરીશ. (૫૫) મારું મન અત્યાર સુધી અશિક્ષિત હતું. જેમ અણવીંધ્યા મોતીમાં છિદ્ર કરવાથી દોરો પરોવી શકાય છે, તેમ હવે મારું મન સુશિક્ષિત થયું છે; એટલે એની અંદર શમાદિ ગુણો વિકાસ પામી શકશે. (૫૬) પરમ તત્ત્વનો અનુભવ કરનારાઓના ઉપદેશથી મને જ્ઞાન થયું છે, એટલે પરમાનંદ આપનાર સ્વ-સ્વરૂપમાં હું રહીશ. (૫૭) "હું અને મારું" વગેરે મિથ્યા બુદ્ધિનો હું ત્યાગ કરીને બળવાન મનનો નાશ કરીશ અને શાન્તિનો અનુભવ કરીશ. હે વિવેક! હું તને નમસ્કાર કરું છું." (૫૮)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! આમ વિચાર કરી જનક શાન્ત થયા, અને ચિત્ત શાન્ત થવાથી તેઓ ચિત્રવત્ સ્તબ્ધ થઈ ગયા. (૫૯) પ્રજાના જીવન સમા જનકરાજા લાંબા કાળ સુધી ચૂપ રહ્યા. પછી જાગ્યા હોય તેમ શમાદિ ગુણો વડે શોભતા મનથી તેમણે વિચાર કર્યો. (૬૦)

જનક બોલ્યાઃ "જે મેળવવા માટે હું પ્રયત્ન કરું, એવી કઈ વસ્તુઓ સંસારમાં ગ્રહણ કરવા લાયક છે? મારું મન શુદ્ધ, નિષ્કલંક અને સ્થિર થવાથી મારે હવે કઈ કલ્પના કરવાની બાકી હોય? અપ્રાપ્ત વસ્તુ મેળવવાની મને ઇચ્છા થતી જ નથી અને પ્રાપ્ત વસ્તુનો હું ત્યાગ પણ કરવાનો નથી. મારા નિર્મળ

આત્મસ્વરૂપમાં જ હું રહીશ. મારું જે થવાનું હોય તે પ્રારબ્ધ-અનુસાર થાઓ." (૬૧,૬૨)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જનકે આમ વિચાર કર્યો અને પછી અનાસક્ત બુદ્ધિથી દૈનિક કાર્યો કરવા સૂર્ય જેમ દિવસ ઉત્પન્ન કરે તેમ ઊઠ્યા. (૬૩) ભવિષ્યનું અનુસંધાન તેઓ કરતા નહિ અને ભૂત-કાળનો વિચાર પણ ન કરતા. સહજાનંદનો અનુભવ કરતાં વર્તમાન કાળમાં પ્રાપ્ત થયેલો વ્યવહાર તેઓ ઉદાસીનપણે કરતા. (૬૪) હે રામ! આમ રાજાએ પોતાના વિચાર વડે જ પ્રાપ્ત કરવા યોગ્ય જ્ઞાન મેળવ્યું; બીજી કોઈ ક્રિયાથી એ પ્રાપ્ત ન થયું. (૬૫) સારાં શાસ્ત્રોના શ્રવણથી, કુશાગ્ર થયેલી પોતાની પ્રજ્ઞા જ મોક્ષ અપાવી શકે છે. બીજી કોઈ ક્રિયા એ અપાવી શકતી નથી. (૬૬) બાહ્ય વિષયો પ્રાપ્ત કરવા માટે જે યત્ન કરવામાં આવે છે, તેવો પ્રયત્ન પ્રથમ પ્રજ્ઞા વધારવામાં કરવો જોઈએ. (૬૭) મંદ પ્રજ્ઞા સર્વ દુઃખોની સીમા છે, આપત્તિઓનો ખજાનો છે અને સંસારવૃક્ષનું બીજ છે; માટે એવી પ્રજ્ઞાની મંદતાનો સંપૂર્ણ વિનાશ કરવો. (૬૮) વિવેકી પુરુષોના હૃદયમાં પ્રજ્ઞારૂપી ચિન્તામણિ રહેલો છે અને કલ્પલતાની પેઠે એ ધારેલું ફળ આપે છે. (૬૯) કવચ પહેરેલા યોદ્ધાને જેમ બાણો ઇજા કરી શકે નહિ, તેમ વિવેકી પ્રાજ્ઞ પુરુષને આશામાંથી જન્મતા દોષો નડતા નથી. (૭૦) અહંકાર-રૂપી કાળું વાદળું વિસ્તાર પામે છે અને પરમાત્મારૂપી સૂર્યને ઢાંકી દે છે. પ્રજ્ઞારૂપી પવન એ વાદળાંને વિખેરી નાખે છે. (૭૧) પરમપદ મેળવવાની ઇચ્છા સેવનાર પુરુષે પ્રથમ પ્રજ્ઞાને વધારવી; કારણ કે ફળની અભિલાષા રાખતો ખેડૂત પ્રથમ પૃથ્વી ખેડે છે. (૭૨)

પ્રજ્ઞાની જરૂર

# સર્ગ બીજો

## પુણ્યપાવનનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દ્વૈત-પ્રપંચની ભ્રાંતિઓ મોહનું બીજ છે અને વિવિધ આપત્તિઓ આપનાર છે. પરમાત્મ-તત્ત્વનો અપરોક્ષ સાક્ષાત્કાર થતાં, એ ભ્રાંતિઓ નાશ પામે છે. (૧) જેઓ જગત-ને અનિત્ય સમજી હમેશાં આત્મા સંબંધી વિચાર કર્યા કરે છે, તેનું મન જનકની પેઠે વખત જતાં પ્રસન્ન થાય છે. (૨) જે પુરુષો સંસારના ભયથી ત્રાસેલા છે, તેઓને આત્મવિચારરૂપ પોતાના પુરુષાર્થ વિના દૈવ, કર્મ, લક્ષ્મી, સગાંવહાલાં કે કોઈ પણ બીજો આશરો નથી. (૩) "આ જ હું" એવી દેહાત્મબુદ્ધિનો નાશ થતાં સમસ્ત ભુવનોમાં સર્વત્ર એક જ આત્મા રહ્યો છે; એવું જ્ઞાન થાય છે. (૪) "આ દેહ જ હું" એવી અહંકારરૂપી રાત્રિ છે. એ અજ્ઞાનરૂપી અંધારાનો નાશ થતાં, સર્વવ્યાપી અને અનંત આત્મતત્ત્વ સર્વત્ર વિલસી રહ્યું છે, એવું જ્ઞાન થાય છે. (૫) હે રામ! જે મનુષ્યનું મન પ્રિય વિષયમાં રાગ રાખે છે; અને અપ્રિય વસ્તુમાં દ્વેષ રાખે છે, એ જ મન બંધનમાં છે; અન્ય બંધન કંઈ નથી એમ તમારે જાણવું. (૬) ત્યાગ કરવા યોગ્ય વસ્તુમાં તમારે દ્વેષ ન કરવો. અને ગ્રહણ કરવા લાયક વસ્તુમાં રાગ ન રાખવો. એ બંને દૃષ્ટિનો ત્યાગ કરી તમારે સમદૃષ્ટિ રાખવી અને સ્વ-સ્વરૂપમાં સ્થિર થવું. (૭) જેની હેય* અને ઉપાદેય+ દૃષ્ટિ દૂર થઈ છે, તેવા વાસનાના વિક્ષેપ વિનાના જ્ઞાની પુરુષને "આ મને મળે"-એવી ભાવિ વિષયની તૃષ્ણા હોતી નથી.

ચિત્તના ઉપશમનો ઉપાય

---

* તજવાયોગ્ય + ગ્રહણયોગ્ય

તેઓ નિર્ભય છે, દેહાત્મભાવ ન હોવાથી આત્મભાવે નિત્ય છે અને તેમની દૃષ્ટિ પરિપૂર્ણ છે. તેઓ જ્ઞાનનિષ્ઠ છે, લેવા જેવી વસ્તુ મેળવવાને પણ તેઓ પ્રવૃત્ત થતા નથી. અને તેઓ નિષ્ક્રિય છે, સૌમ્ય છે. તેમનું ચિત્ત એકાગ્ર અને અચંચળ છે અને તેઓ સર્વત્ર મિત્રભાવ રાખીને આકસ્મિક થતા લાભમાં સંતોષ માને છે. તેઓ દયાળુ અને મૃદુ વચનો બોલે છે. (૮,૯) હે તાત! સંસારમાં વાસનાજાળ પથરાયેલી છે અને તે તૃષ્ણારૂપી માછલીઓ પકડે છે. ચિન્તારૂપી તાંતણાઓથી તેનો વિસ્તાર થાય છે. મેં તમને જે ઉપદેશ આપ્યો છે, તેથી તીક્ષ્ણ થયેલી બુદ્ધિ વડે જેમ પવન વાદળાંના સમૂહને વિખેરી નાખે, તેમ તમે એ જાળને કાપી નાખો અને પરમપદમાં સ્થિત થાઓ. (૧૦,૧૧) જેમ કુહાડી વડે ઝાડ કપાય છે, તેમ મન વડે જ મનનો નાશ કરીને, પવિત્ર પરમાત્મ-તત્ત્વને ઓળખો અને તેમાં સ્થિર થાઓ. (૧૨) ઊભા રહેતાં, ચાલતાં, સૂતાં, જાગતાં, શ્વાસ લેતાં, ઊઠતાં, બેસતાં કે ગમે તે અવસ્થામાં હૃદયમાં દૃઢ નિશ્ચય કરો, કે "આ જગત અસત્ છે" અને તેમાં આસ્થા ન રાખો. (૧૩) માંસના લોભે જેમ બિલાડી હાથીનો શિકાર કરનારા સિંહની પાછળ દોડે છે, તેમ મન જડ હોવા છતાં ચિત્સ્વરૂપની પાછળ દોડે છે. સિંહના પરાક્રમના બળે જેમ તે હાથીનું માંસ ખાય છે, તેમ સંવિદના પ્રતાપે મન વિષયોનું ગ્રહણ કરી શકે છે. (૧૪,૧૫) દ્વૈત-પ્રપંચનો આશરો લેશો, તો તમે ચિત્તવાળા બનીને બંધનમાં પડશો; પણ દ્વૈત-દૃષ્ટિનો નાશ કરશો, તો તમે ચિત્ત વિનાના બનશો અને મુક્તિ મેળવશો. (૧૬) આત્મા સિવાય અન્ય સર્વે મિથ્યા છે એવું સમજીને, અનંત આકાશ જેવા સ્વચ્છ હૃદયમાં રહેલા આત્મદેવનું ધ્યાન ધરો અને ગિરિની પેઠે

સ્થિર રહો. (૧૭) દ્રષ્ટા, દર્શન અને દશ્ય આદિ ત્રિપુટીમાં સત્પણારૂપે રહેલા તેના સાક્ષીરૂપ આત્મામાં આત્મસ્વરૂપની ભાવના કરો. (૧૮) સ્વાદ્ય, સ્વાદક અને સ્વાદન–એ ત્રિપુટીમાં સદ્રૂપે રહેલા આત્માનું ધ્યાન ધરતાં પરમાત્મમય બનો. (૧૯) અનુભવ, અનુભવનો કર્તા તથા તેનો વિષય–એ ત્રિપુટીમાં સદ્રૂપે રહેલો અને તેનો સાક્ષી જે આત્મા છે તેને હૃદયમાં રાખી સ્થિર થાઓ. (૨૦) અહંકારમય ભાવનાને "હું આ દેહ નથી"–એવી ભાવનારૂપ શલાકાવડે÷ કાપી નાખો અને મનમાંથી સંસાર–પ્રપંચનો ત્યાગ કરી, સંસારસાગર ઓળંગી જાઓ. (૨૧)

શ્રીરામ બોલ્યા: હે ભગવન્! તમે મને અહંકારતૃષ્ણાનો ત્યાગ કરવાનું કહ્યું; પણ એ વચન સમજવા માટે ઘણું ગંભીર છે. જો હું અહંકારનો ત્યાગ કરું, તો દેહ

વાસનાત્યાગનો પ્રકાર પણ ન રહે; કારણ કે પ્રાણ તથા અહંકાર અને જીવન્મુક્તનાં લક્ષણ જુદા ન હોવાથી પ્રાણને રાખીને અહં-કારનો ત્યાગ કરી શકાય નહિ. જેમ મોટું

ઝાડ કરવતથી કપાઈ જાય તેમ અહંકારનો ક્ષય થતાં દેહ અવશ્ય નાશ પામે. (૨૨–૨૪)

વસિષ્ઠ બોલ્યા: હે કમળનયન રામ! તત્ત્વજ્ઞોએ વાસના-ત્યાગના બે પ્રકાર કહ્યા છે: ધ્યેય અને જ્ઞેય. (૨૫) "આ પદાર્થોનો હું છું અને એ જ મારું જીવન છે, એના વિના હું નથી અને મારા વિના એ નથી" એવા આત્મા અને દેહ સંબંધી અહંકારનો વિચારપૂર્વક ત્યાગ કરી, "દેહ વગેરે પદાર્થોને મારી સાથે કંઈ સંબંધ નથી" એવી ભાવના હૃદય-માં કરવી અને રાગદ્વેષરહિત બુદ્ધિ વડે ક્રિયા કરવી, એ

÷ સળી, પીંછી

વાસનાત્યાગને ધ્યેય કહેવામાં આવે છે. (૨૬-૨૮) ભેદરહિત બુદ્ધિથી વાસનાનો ક્ષય કરીને, અહં-મમનો ત્યાગ કરે અને સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એમ ત્રણે શરીરનો ત્યાગ કરે, તે વાસનાત્યાગને જ્ઞેય કહેવામાં આવે છે. (૨૯)

અહંકારની સખી જેવી વાસનાનો ત્યાગ કરી જે લોકસંગ્રહાર્થે કર્મો કરે છે, તેણે ધ્યેયવાસનાનો ત્યાગ કર્યો કહેવાય; એ જ જીવન્મુક્ત છે. (૩૦) સંકલ્પનો નિર્મૂળ રીતે ત્યાગ કરી જે વાસનાનો ક્ષય થાય છે, તેને જ્ઞેયવાસનાનો ત્યાગ સમજવો. એવા પુરુષને મુક્ત સમજવો. (૩૧) હે રાઘવ ! આ બન્ને પ્રકારના વાસનાત્યાગ કરનારાઓ મુક્ત જ છે; કારણ કે બન્ને જણા બ્રહ્મપદ મેળવે છે અને ત્રિવિધ તાપરહિત થાય છે. (૩૨) જે પુરુષ સુખમાં હરખાઈ જતો નથી અને દુઃખમાં ખેદ પામતો નથી, તે જીવન્મુક્ત કહેવાય છે. (૩૩) ઇષ્ટ કે અનિષ્ટ વસ્તુના દર્શનથી જે પુરુષને ઇચ્છા કે દ્વેષ થતાં નથી, અને જે સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કરનાર પુરુષની પેઠે પોતાનો વ્યવહાર ચલાવે છે, તેને જીવન્મુક્ત જાણવો. (૩૪) હર્ષ, અક્ષાન્તિરૂપ ઈર્ષ્યા, ભય, ક્રોધ, અભિલાષા, દીનતા વગેરે ભાવો જેના હૃદયને ક્ષુબ્ધ કરી શકતા નથી, તેને જીવન્મુક્ત કહેવાય છે. (૩૫) જે પુરુષ જાગ્રત અવસ્થામાં પણ સુષુપ્તિ અવસ્થાની પેઠે હર્ષવિષાદના ભાવોને શાન્ત કરીને જગતનો વ્યવહાર કરે છે, અને પૂર્ણ વિકસેલા ચંદ્રની પેઠે જેનો સ્વભાવ હમેશાં નિર્મળ રહે છે, તેને જીવન્મુક્ત કહેવામાં આવે છે. (૩૬)

વસિષ્ઠ બોલ્યાઃ હે રાઘવ ! બહારના પદાર્થોની વાસના વડે જે તૃષ્ણા વૃદ્ધિ પામે છે, તે બંધાયેલી તૃષ્ણા છે; પણ સર્વ

વસ્તુની વાસનાઓથી જે મુક્ત છે, તેને
તૃષ્ણા-ત્યાગ અને મુક્ત તૃષ્ણા કહેવામાં આવે છે. (૩૭)
ચાર પ્રકારનો નિશ્ચય "આ વસ્તુ મને પ્રાપ્ત થાઓ" એવી જે
ભાવના હૃદયમાં જાગે છે, તે તૃષ્ણાબંધનના
કારણરૂપ શૃંખલા છે. (૩૮) જે ઉદાર મનુષ્ય સત્ અને અસત્ બધા પદાર્થોમાં રહેલી તૃષ્ણાનો ત્યાગ કરે છે, તે જીવન્મુક્તિરૂપ પરમપદ પામે છે. (૩૯) હે રામ! બંધ અને મોક્ષ તથા સુખ-દુઃખને મિથ્યા સમજી તેમ જ સત્ કે અસત્ પદાર્થોની તૃષ્ણાનો ત્યાગ કરી, શાન્ત મહાસાગરની પેઠે તમે નિર્વિકાર ચિત્તે વ્યવહાર કરો. (૪૦)

વિવેકથી વિચાર કરનાર પુરુષને ચાર પ્રકારનો નિશ્ચય થાય છે. "પગથી માથા સુધી શરીર જ હું છું" એ પ્રથમ પ્રકારનો નિશ્ચય છે. એ અજ્ઞાનદૃષ્ટિ હોવાથી મનુષ્યને બંધન-રૂપ છે. (૪૧,૪૨) "દેહ, ઇન્દ્રિય વગેરે સર્વ વસ્તુથી હું અતીત છું અને વાળના અગ્રભાગથી પણ મારું સ્વરૂપ વધારે સૂક્ષ્મ છે." સંત-પુરુષો આવો નિશ્ચય કરે છે, જે એમને મોક્ષ અપાવે છે. (૪૩) હે રઘુનંદન! "હું સર્વ જગતમાં વ્યાપ્ત આત્મા છું, હું સર્વાત્મક છું" એવો ત્રીજા પ્રકારનો નિશ્ચય પણ મોક્ષ અપાવે છે. (૪૪) "હું અને સકળ જગત શૂન્ય છીએ, એટલે આકાશની પેઠે હું સર્વ વિકલ્પાતીત બ્રહ્મ જ છું." આ ચોથા નિશ્ચય વડે પણ મોક્ષ સાધી શકાય છે. (૪૫) એ ચારમાંથી પ્રથમ કહેવાયેલો નિશ્ચય જગતના બંધનનું કારણ હોવાથી અશુદ્ધ તૃષ્ણા છે; અને બાકીના ત્રણ મોક્ષનું કારણ હોવાથી શુદ્ધ અને સ્વચ્છ તૃષ્ણા છે, તે જીવન્મુક્ત પુરુષોમાં જ માલૂમ પડે છે. (૪૬) હે મહામતે! "હું સર્વાત્મક છું" એવો નિશ્ચય તમારી બુદ્ધિ કરશે, તો તેનાથી તે ક્લેશરહિત

થશે. (૪૭) શૂન્ય, પ્રકૃતિ, માયા, બ્રહ્મ, વિજ્ઞાન, શિવ, પુરુષ, ઈશાન એ બધાં નામો આત્માનાં જ છે. (૪૮) જળનાં તરંગાદિ વિવિધ રૂપો હોવા છતાં જેમ સમુદ્ર એક જ છે, તેમ સર્વત્ર જગતરૂપે થયેલી એક જ પરમાત્મમયી ચિત્-શક્તિ અભિન્નરૂપે પ્રકાશે છે. (૪૯)

હે રામ ! પોતાનાં કે મિત્ર વગેરે પારકાંનાં કાર્યો સફળ થાય તો તમારે હર્ષ ન કરવો, તેમ તે કાર્યો નિષ્ફળ નીવડે તોપણ તમારે ખેદ ન કરવો. (૫૦) સર્વે

જ્ઞાનની સ્થિતિ

વસ્તુથી પર એવા બ્રહ્મમાં જે સ્થિત છે, જે પૂર્ણેન્દુ જેવો શીતલ છે અને જેના હૃદયમાં ઉદ્વેગ કે સંતોષ કંઈ નથી, એવો જ્ઞાની પુરુષ સંસારમાં દુઃખ પામતો નથી. (૫૧) શત્રુ તથા મિત્ર સાથે જે સમાન ભાવે વર્તે છે, જેનામાં દયા અને દાક્ષિણ્ય છે, તથા જે પ્રાપ્ત થયેલ અવશ્ય કરવાનાં કાર્યો અસંગ ચિત્તે કરે છે, તે સંસારમાં દુઃખી થતો નથી. (૫૨) જે મુમુક્ષુ સુખ અને તેનું સાધન પ્રાપ્ત થતાં રાજી થતો નથી, તથા દુઃખ કે તેનું સાધન પ્રાપ્ત થતાં દ્વેષ કરતો નથી, ઇષ્ટ વસ્તુનો નાશ થતાં જે શોચ કરતો નથી અને અપ્રાપ્ત વસ્તુની આકાંક્ષા સેવતો નથી, તે પુરુષ ઇષ્ટ કે અનિષ્ટથી મુક્ત છે અને જન્માદિ દુઃખો વડે તેને ખેદ નથી. (૫૩) જે મૃદુભાષી છે અને બધા સાથે ઉચિત વાતચીત કરે છે, તથા જે સર્વે મનુષ્યોનો અભિપ્રાય જાણે છે, તે પુરુષ સંસારમાં દુઃખી થતો નથી. (૫૪) હે રાઘવ ! ધ્યેયવાસનાના ત્યાગવાળી બ્રહ્મદૃષ્ટિનું અવલંબન લઈને જીવન્મુક્તપણા વડે સ્વ-સ્વરૂપમાં સ્થિત થાઓ અને એવી રીતે સંસારમાં તમે વ્યવહાર કરો. (૫૫) આશા, રાગ અને વાસનાને હૃદયમાંથી દૂર કરો અને બહારથી અસંગ ભાવે

તમારો વ્યવહાર કરો. (૫૬) બહારથી કલ્પિત રાગદ્વેષાદિ વિકારો વડે તમારા વ્યવહારમાં પ્રવૃત્ત રહો, અને અંતરમાં વાસના ન હોવાને લીધે નિર્વિકાર રહો આમ બાહ્યદૃષ્ટિએ તમે કર્તા રહેશો; છતાં વસ્તુતઃ તમે અકર્તા જ રહેશો. (૫૭) ચંદ્ર અહંકારી હોવાથી ક્ષય અને વૃદ્ધિ પામે છે, તેમ જ કલંકિત પણ છે; પણ તમે મનના દોષો અને લાંછનનો ત્યાગ કરી સુખેથી જગતના પ્રાપ્ત-વ્યવહારો કરો. તમારો વ્યવહાર મૃદુ અને ઉદાર હોવો જોઈએ. બહારથી સામાન્ય મનુષ્યો સાથે વ્યવહાર કરો, પણ મનથી સર્વનો પરિત્યાગ કરો. (૫૮,૫૯) બહારથી જાણે કે આશાને અનુકૂળ ચેષ્ટા કરતાં છતાં ખરી રીતે મનથી આશાઓનો ત્યાગ કરો. બહારથી જાણે કે સંતપ્ત હો, છતાં ખરી રીતે અંતઃકરણમાં સંપૂર્ણ રીતે શીતળ રહો. (૬૦) "આ બન્ધુ છે, આ પારકો છે, આ હું છું, આ તમે છો" આ ભેદદૃષ્ટિ છે. તમે અદ્વૈત-જ્ઞાનનો અનુભવ કર્યો છે; એટલે તમારી એ મિથ્યા દૃષ્ટિનો હવે નાશ થાઓ. (૬૧) દેહમાં આત્મબુદ્ધિ કરી, ભેદ જોનારા ક્ષુદ્ર મનુષ્યો "આ મારું, આ પારકું" એવો ભેદ કરે છે; પણ પરિપૂર્ણ આત્મતત્ત્વમાં જેની નિષ્ઠા છે, એવા બ્રહ્મનિષ્ઠ મનુષ્યો સર્વને કુટુંબવત્ જુએ છે. (૬૨) આ જગતમાં સુર, નર, તિર્યંક* વગેરે વિવિધ અવતારો જીવને લેવા પડે છે; એટલે "આ મારાં સગાં છે, અને આ મારાં સગાં નથી" એવું કેવળ ભ્રાન્ત દૃષ્ટિએ જ લાગે છે. વસ્તુતઃ વિચાર કરતાં જન્મભેદને લીધે બધાંય મનુષ્યો બંધુ જ છે, તેમ બ્રહ્મદૃષ્ટિએ આત્મ-સર્વરૂપ હોવાથી તે સિવાય અન્ય કંઈ પણ નથી. (૬૩)

આ વિષયમાં એક પુરાતન ઇતિહાસ છે. ગંગાતટ પર

* મનુષ્યથી હલકી જાતનાં પ્રાણી

રહેનારા બે ઋષિપુત્રો વચ્ચે એક વખત સંવાદ થયો હતો.

પુણ્ય–પાવન ઋષિપુત્રોની કથા

જંબુદ્વીપમાં સુંદર પર્વત પર એક મોટું વન હતું. ત્યાં એક સ્થળે મનોરમ્ય શિખર પર દીર્ઘતપા નામના એક ઉદાર ઋષિ રહેતા હતા. તેઓ જ્ઞાની હતા. તેઓએ ખૂબ તપ કરેલું હોવાથી સાક્ષાત્ તપની મૂર્તિ સમાન જણાતા હતા. તે ઋષિને બૃહસ્પતિના કચ જેવા અને ચંદ્ર જેવા સુંદર પુણ્ય અને પાવન નામના બે પુત્રો હતા. તેમની સાથે તેઓ ઘણા વખત સુધી રહ્યા. વખત જતાં તેનો જ્યેષ્ઠ પુત્ર તત્ત્વજ્ઞ તેમ જ ગુણવાન થયો. તેનો બીજો પુત્ર પાવન પ્રભાત પહેલાંના અર્ધ ખીલેલા કમળની પેઠે અર્ધજ્ઞાની થતાં મૂર્ખ નીવડ્યો. અને પરમ બ્રહ્મપદ તેને ન મળ્યું. (૬૪–૭૦) જન્મ વગેરેનાં કારણને પ્રેરનાર કાળ વ્યતીત થયો; એટલે ઋષિનું જીવન વૃદ્ધાવસ્થાથી જર્જરિત થઈ ગયું. તેણે સંસારમાંથી પ્રીતિ મૂકી દીધી, અને કાવડ ઉપાડનાર મજૂર જેમ કાવડ મૂકી દે, તેમ તેણે અહંકારરૂપી પક્ષીનાં પાંજરાં જેવા શરીરનો એક ગુફામાં ત્યાગ કર્યો. (૭૧,૭૨) જગતમાં ફસાવનાર સંકલ્પો શાન્ત થયા, અને જેમ પુષ્પમાંથી મુક્ત થયેલી સુગંધ આકાશમાં ફેલાઈ જાય, તેમ તેઓ રાગ વગેરે રહિત કૈવલ્યપદ પામ્યા. (૭૩) પિતા મરણ પામ્યા એટલે પુણ્યે અવ્યગ્ર ચિત્તે તેમની મરણક્રિયા કરી; પણ પાવનને ઘણું દુઃખ થયું (૭૪) શોકથી તેનું ચિત્ત વ્યગ્ર બન્યું અને વન વનમાં તે ફરવા લાગ્યો. મોટાભાઈની ધીરજ વિષે વિચાર ન કરતાં તે વિલાપ કરવા લાગ્યો. (૭૫) પરમ ધાર્મિક પુણ્ય મુનિએ પિતાની ક્રિયા પૂર્ણ કરી; અને પછી જ્યાં પાવન શોક કરતો હતો, તે સ્થળે તેઓ ગયા. (૭૬)

પુણ્ય બોલ્યો: “હે ભાઈ! શા માટે આટલો બધો

શોક કરો છો? એ શોકથી ફક્ત મોહ જ થાય છે. જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ આપણા પિતાએ મોક્ષ નામનું પોતાનું જ પરમધામ પ્રાપ્ત કર્યું છે. જેણે પોતાનું મન જીત્યું હતું, એવા પિતા માટે વૃથા શોક શા માટે કરો છો? (૭૭,૭૮) તમારા અનેક જન્મો થઈ ગયા. તેમાં તમારાં હજારો માતાઓ, પિતાઓ, પુત્રો વગેરે સગાંવહાલાંઓ થઈ ગયાં છે. હે ભાઈ! માતા, પિતા કે પુત્ર જો સ્નેહને કારણે શોક કરવા લાયક હોય, તો બીજા અનેક જન્મોમાં થઈ ગયેલાં માતા-પિતાનો શા માટે શોક કરતા નથી? (૭૯,૮૦) અજ્ઞાનરૂપી વિસ્તીર્ણ મરુદેશ છે. તેમાં પોતાની વાસનારૂપી તડકાને લીધે અનંત આત્મસત્તા સેંકડો શુભ અને અશુભ તરંગમય મૃગજળ જેવાં જગતરૂપે સ્ફુરે છે. (૮૧) બન્ધુ, મિત્ર, સુત, સ્નેહ, દ્વેષ વગેરે પ્રપંચ-રૂપી રોગ પોતાના મન વડે જ વિસ્તાર પામે છે. (૮૨) જેમ વિષનો કીડો વિષમાં અમૃતબુદ્ધિ કરે છે અને બીજાઓ તેને વિષ જ સમજે છે, તેમ સંકલ્પથી જ "આ બંધુ છે" એવી ભાવનાથી બન્ધુત્વનો ભાવ જન્મે છે, અને "આ શત્રુ છે"-એવી ભાવનાથી શત્રુતાનો ભાવ જન્મે છે. (૮૩) આત્મા એક અને અદ્વિતીય હોવાથી "અમુક બન્ધુ છે અને અમુક પારકો છે"-એવી કલ્પના કેમ સંભવે? (૮૪) હે બંધુ! જો કે રક્ત અને માંસથી બનેલું આ હાડપિંજર આત્મા નથી, તોપણ એવી રીતે ઉત્પન્ન થયેલા દેહથી આરંભ કરીને "હું કોણ?" એનો તમે મનથી વિચાર કરો. (૮૫) પરમાર્થ-દૃષ્ટિએ વિચાર કરતાં માલૂમ પડશે, કે "હું કે તમે" જેવું કંઈ છે જ નહિ. હું પુણ્ય છું અને તમે પાવન છોઃ એ જ્ઞાન કલ્પિત હોવાથી મિથ્યા છે. (૮૬) એક પવિત્ર વનમાં તમે મૃગ તરીકે અવતાર લીધો હતો ત્યારે ઘણાં મૃગો તમારાં

સગાં હતાં, તે માટે તમે કેમ શોક કરતા નથી? મહાન પર્વતમાં શિખરો પર તમે સિંહ તરીકે અવતર્યા ત્યારે ઘણા સિંહો તમારા સગા બન્યા; તેના માટે તમે કેમ શોક કરતા નથી? દશાર્ણ દેશમાં તમે કપિલ નામે જંગલી વાનર થયા હતા, તુષાર દેશમાં રાજપુત્ર તરીકે તમે જન્મ્યા હતા, પુંડ્રમાં તમે રણકાગડાનો જન્મ લીધો હતો, હૈહય દેશમાં તમે હાથી થયા હતા, ત્રિગર્તમાં ગધેડારૂપે અવતર્યા હતા, શાલ્વ દેશમાં કૂતરા તરીકે અવતર્યા હતા અને સરલ+ના ઝાડ ઉપર પક્ષી તરીકે તમે જન્મ લીધો હતો. આ પ્રમાણે પૂર્વે જંબુદ્વીપમાં તમારા હજારો જન્મ થઈ ગયા છે. જેમ વનમાં વૃક્ષને અનેક પાંદડાં આવે છે અને ખરી પડે છે, તેમ સંસારી પુરુષોનાં અનેક માતાપિતા થાય છે અને મરે છે. (૮૭-૯૨) આત્માનું સ્વરૂપ ભાવ અને અભાવથી તેમ જ જરા અને મરણથી રહિત છે, એ આત્માનું તમે અવ્યગ્ર ચિત્તે સ્મરણ કરો અને અજ્ઞાન-બુદ્ધિનો નાશ કરો. (૯૩) હે ભાઈ! પુત્રાદિ વિષયેચ્છારૂપી કલંક ધોઈ નાખી, સ્વચ્છ ભાવે અંતઃકરણ વડે સંસારના સંભ્રમનો સંપૂર્ણ નાશ કરી, આત્મામાં જ સંતુષ્ટ રહી, તમે સ્થિત થાઓ. (૯૪)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એવી રીતે જેમ સવારે પૃથ્વી પ્રકાશિત થાય, તેમ પુણ્ય-મુનિના જ્ઞાનોપદેશથી તેના ભાઈ પાવનના મનમાં આત્મજ્ઞાનનો સ્વચ્છ પ્રકાશ

તૃષ્ણા-ક્ષયથી મોક્ષ

પડ્યો. (૯૫) બન્ને ભાઈઓ પરોક્ષ તેમ જ અપરોક્ષ (પ્રત્યક્ષ) બ્રહ્મજ્ઞાનમાં પારંગત થયા અને આનંદિત વર્તનથી તેઓ વનમાં એ પ્રમાણે રહ્યા. (૯૬) હે નિષ્પાપ રામ! એ રીતે આપણા પૂર્વજન્મના અનેક

+ સરુનું ઝાડ

સંબંધીઓ છે. તેમની કઈ આશાઓનો સ્વીકાર કરવો અને કોનો ત્યાગ કરવો? (૯૭) જેમ અગ્નિ ઇન્ધનથી વધે છે, તેમ ચિન્તા પણ જોયેલા કે અનુભવેલા પદાર્થનું વારંવાર સ્મરણ કરવાથી વધે છે; અને જેમ ઇન્ધન વિના અગ્નિ આપોઆપ શાન્ત થઈ જાય છે, તેમ પદાર્થોનું ચિન્તન ન કરવાથી ચિન્તા પણ શમી જાય છે. (૯૮) હે રાઘવ! ધ્યેયવાસનાના ત્યાગ-રૂપી રથ ઉપર આરૂઢ થાઓ અને પામર લોકો પ્રત્યે અનુકંપા અને ઉદારતા દર્શાવો. આમ વ્યવહારમાં સુખેથી રહો અને જીવન્મુક્ત થવા માટે ઉદ્યમ કરો. (૯૯) આ બ્રાહ્મી સ્થિતિનો અનુભવ કરનાર મનુષ્ય સ્વસ્થતા અનુભવે છે. તેને કોઈ પણ પ્રકારની કામનાઓ ઉત્પન્ન થતી નથી અને કોઈ ઉપદ્રવો તેને નડતા નથી. એ સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી વ્યવહારમાં જે ચતુર ન હોય, તે પણ મોહ પામતા નથી. (૧૦૦) જેણે વિવેકરૂપી મિત્ર પ્રાપ્ત કર્યો છે અને જેની પરમાર્થ-બોધરૂપી પ્રિય સખી છે તથા જે એ મિત્રોને સાથે રાખીને જગતના વ્યવહાર કરે છે, તેને સંકલ્પ નડતા નથી. (૧૦૧) વિવેક અને વૈરાગ્યરૂપી ધૈર્ય વડે જે મનુષ્ય સંસારનાં પ્રયોજનોને દૂર કરે છે અને સ્નેહીઓ ઉપર પણ પ્રેમ કરતો નથી, એ વિવેક-વૈરાગ્ય વિના બીજું કોઈ પણ સંસારમાંથી તેનો ઉદ્ધાર કરી શકતું નથી. (૧૦૨) સંસારની નિવૃત્તિ માટે વૈરાગ્ય, શાસ્ત્રોનું અવલોકન અને શમાદિ મહાન ગુણોનાં સાધન વડે પોતાનાં મનને ધૈર્ય યુક્ત કરવું. (૧૦૩) આ મહાન ગુણો વડે ચિત્તનો ઉત્કર્ષ થતાં કૈવલ્યપદરૂપી જે ફળ મળે છે, તેવું ફળ ત્રણે ભુવનનાં ઐશ્વર્ય કે રત્નનો ખજાનો પણ અપાવી શકતાં નથી. (૧૦૪) જેમ પગમાં જોડા પહેરવાથી આખી પૃથ્વી ચામડાંથી પથરાઈ જાય છે, તેમ મન સંતુષ્ટ થતાં આખું જગત અમૃતરસથી પરિપૂર્ણ

થાય છે અને તેથી સુખ મળે છે. (૧૦૫) વૈરાગ્ય વડે જ મન સંતુષ્ટ થાય છે; પણ આશાને વશ થયેલું મન કોઈ દિવસ સંતોષાતું નથી. જેમ સરોવરનું જળ શરદઋતુમાં સુકાઈ જાય, તેમ આશા મનને ક્ષુદ્ર બનાવી દે છે. (૧૦૬) અગસ્ત્ય ઋષિ સમુદ્ર પી જતાં જેમ સમુદ્ર ખાલી થઈ ગયો, તેમ જેનું ચિત્ત આશાને કારણે વિવશ બન્યું છે અને જેના હૃદયમાં તૃષ્ણા જાગી છે, એવાઓનું હૃદય શૂન્ય બની જાય છે. (૧૦૭) હર્ષ-વિષાદનો અભાવ થઈ જતાં સ્પૃહા વિનાનું મન જેવું નિત્ય શોભે છે, તેવો પૂર્ણિમાનો ચંદ્ર, પૂર્ણ મહાસાગર કે લક્ષ્મીનું વદન પણ શોભતાં નથી. (૧૦૮) જેમ વાદળાંઓ ચંદ્રને મલિન કરે છે, અને કાજળ–ચૂના વગેરે પદાર્થોથી લીંપેલી દીવાલ વગેરેને મલિન કરે છે, તેમ આશારૂપી પિશાચિણી મનુષ્યનાં હૃદયને મલિન કરે છે. (૧૦૯) બધી એષણાઓને શાન્ત કરી સંસાર–પ્રપંચનાં બંધનો તોડી નાખો અને મુક્તચિત્ત બનો; કારણ કે મનમાં રહેલી પુત્રાદિ એષણારૂપી દુષ્ટ આશાઓ સાંકળની પેઠે બંધનનું કારણ છે. એ બધી આશાઓ શાન્ત થાય, તો કોણ મુક્ત ન થાય? (૧૧૦)

## સર્ગ ત્રીજો

### બલિનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! અથવા બલિરાજાની પેઠે અકસ્માત વિચારનો ઉદય થવાથી તમે શુદ્ધ જ્ઞાન મેળવો. (૧)

શ્રીરામે પૂછ્યુંઃ હે વિભો! ઉપદેશની વૃદ્ધિ માટે બલિની પેઠે જ્ઞાન કેમ મેળવાય તે કહો. સાધુપુરુષો વિનયી શિષ્યના પ્રશ્નોથી ખિન્ન થતા નથી. (૨)

વસિષ્ઠ બોલ્યા: આ જગતમાં પૃથ્વીની નીચેના ભાગમાં પાતાળ નામનો લોક છે, ત્યાં વિરોચનનો પુત્ર બલિ નામે

એક દાનવરાજ દૈત્યો ઉપર રાજ્ય ચલાવતો હતો. એણે રમત માત્રમાં ઇન્દ્રાદિ દેવો સહિત બધાં ભુવનો જીતી લીધાં હતાં. તેણે દશ કરોડ વર્ષ રાજ્ય કર્યું. (૩-૫) જળનાં મોજાંની પેઠે અનેક યુગો વ્યતીત થઈ ગયા. દેવો તેમ જ દૈત્યો ઉત્પન્ન થતા હતા, અને નાશ પામતા હતા. દાનવરાજ બલિએ ત્રણે લોકના ભોગો એટલા પ્રમાણમાં ભોગવ્યા કે છેવટે તેને એ ભોગોમાં અરૂચિ થઈ. (૬,૭) એક દિવસ પોતાના *પ્રાસાદમાં બેઠાં બેઠાં તેને વિચાર ઉત્પન્ન થયોઃ "ત્રણે લોકને આશ્ચર્ય-મુગ્ધ કરે તેવા આ રાજ્યને કે વૈભવવિલાસને ભોગવવાથી મને શું ફાયદો થયો છે? એ ભોગો માત્ર ઉપરથી મધુર દેખાય છે, અને છેવટે તે ચોક્કસ નાશ પામશે; તો એ ઉપભોગો મને કંઈ સુખ આપવાના નથી. પુનઃ પુનઃ કાન્તાને આલિંગન આપવું, અને ભોગો ભોગવવા એ બાળકોની ક્રીડા જેવું છે, અને શરમાવનાર છે. ભોગવ્યા પછી વિષયો વિરસ થઈ જાય છે, છતાં દરરોજ એ વિષયો ભોગવતાં વિવેકી પુરુષને શરમ કેમ નથી આવતી? દિવસ અને રાત્રિ ફરી ફરીને આવ્યા જ કરે છે અને સાંસારિક કર્મોની પરંપરા ચક્રવત્ ફર્યા જ કરે છે; બુદ્ધિમાન પુરુષો માટે આ એક ઉપહાસ જેવું છે. કોઈ કર્મ કરવાનું પ્રયોજન પૂરું થયા છતાં એવું કર્મ રહે છે કે જે કરવા પછી અન્ય કર્મ ન રહે? સારાંશ કે કોઈ પણ નથી. વિષયસુખનો ત્યાગ કરીને પછી કયું અવિનાશી તત્ત્વ રહે છે, એ તત્ત્વનો હવે હું વિચાર કરું." આમ નિશ્ચય કરી બલિ વિચાર કરવા બેઠો. (૮-૧૪) થોડા વખત સુધી અસુરરાજ બલિએ પોતે જે મનમાં વિચાર્યું હતું, તેમાં બુદ્ધિ એકાગ્ર કરી અને એક ક્ષણમાં તે બોલી ઊઠ્યો; "અરે! હવે

* મહેલ

મને સાંભર્યું. પૂર્વે આત્મતત્ત્વ જાણનાર મારા પિતા ભગવાન વિરોચનને મેં જ પૂછ્યું હતું, કે જ્યાં સર્વે ભ્રાન્તિઓ શાન્ત થાય છે, તે સુખ તેમ જ દુઃખની પરમ અવધિ કઈ છે? મનનો મોહ ક્યાં શાન્ત થાય છે? બધી એષણાઓ ક્યાં શમે છે? જે વસ્તુ પ્રાપ્ત થવાથી અરુચિ રહિત વિશ્રાન્તિનું સુખ મળે અને જેથી, મારા આનંદમય સ્વરૂપનું મને ભાન થાય એવી વસ્તુ વિષે મને ઉપદેશ આપો, એથી એ સ્થિતિમાં રહેતાં મને પરમ શાન્તિ મળે." (૧૫–૧૯)

"મારા (બલિના) પિતાએ કહ્યું, કે હે પુત્ર! અતિ વિસ્તૃત અને પુષ્કળ કોટરોવાળો મોક્ષ નામે એક દેશ છે. હજારો બ્રહ્માંડો તેમાં સમાઈ જાય છે. ત્યાં પૃથ્વી, આકાશ, સાગર, પર્વતો, વનો, તીર્થો, નદી કે સરોવરો કંઈ નથી. ફક્ત અત્યંત પ્રકાશમય આત્મા નામે એક મોટો રાજા છે. તે બધું કરે છે અને સર્વમાં રહેલો ફૂટસ્થ છે. તે રાજાએ સંકલ્પથી મન નામનો મંત્રી ઉત્પન્ન કર્યો છે. તે વિચારપૂર્વક દુર્ઘટ રાજ્ય હોય તોપણ તત્કાળ કરી દે છે, અને સુઘટિત હોય તોપણ અનભિમત કાર્યનો તરત નાશ કરી નાખે છે. એ મન જડ હોવાથી કંઈ ભોગવી શકતું નથી, તેમ જ તે કંઈ જાણતું નથી. રાજાને માટે તે અવિરત કામ કર્યા કરે છે. રાજાનાં સર્વ કાર્યો તે મંત્રી જ કરે છે અને રાજા તો એકાંતમાં પોતાના સ્વરૂપમાં સ્થિત થઈ સાક્ષીભાવે બેઠો છે. (૨૦–૨૫)

બલિરાજા બોલ્યાઃ આધિવ્યાધિ રહિત એ દેશ કયો છે? એ દેશ કેમ પ્રાપ્ત થાય? અથવા કોને પ્રાપ્ત થાય? આપે વર્ણવ્યો એવો એ મંત્રી કોણ છે? હે પ્રભો! જેને આપણે જીત્યો નથી એવો એ મહાબળવાન રાજા કોણ છે?" (૨૬,૨૭)

વિરોચને જવાબ આપ્યો, કે "હે સુત! તે મનરૂપી મંત્રી

બળવાન છે. અસંખ્ય દેવ કે દાનવો પણ તેને જરાય હંફાવી શકતા નથી. (૨૮) જેમ પત્થરમાં કમળનો પ્રહાર વ્યર્થ નીવડે તેમ તરવાર, મુસળ, પ્રાસ, વજ્ર, ચક્ર, ગદા વગેરે શસ્ત્રો તેને કંઈ અસર કરી શકતાં નથી. (૨૯) એનો પ્રભુ આત્મા જ જો એ મંત્રીને જીતે, તો તેને સહેલાઈથી જીતી શકાય, નહિતર તે અચલ છે. (૩૦) હે પુત્ર ! પ્રચંડ સર્પની પેઠે એ મનને જ્ઞાનપૂર્વક પકડો, તો એક ક્ષણમાં તે વશ થાય છે; પણ જો કોઈ યુક્તિ વાપરવામાં ન આવે, તો તે આપણને એકદમ ભસ્મ કરી દે છે. (૩૧) આગળ જેનો મેં નિર્દેશ કર્યો હતો, તે દેશનું નામ મોક્ષ છે, અને તે સઘળાં દુઃખોનો નાશ કરે છે. (૩૨) એ દેશનો રાજા ભગવાન આત્મા છે, એ આનંદમય છે, તેમજ મન અને વાણીથી અગોચર છે. તેનો મન નામે મંત્રી છે. (૩૩) સર્વે વિષયો પ્રત્યે બિલકુલ અસ્પૃહા રાખવી એ જ મનને જીતવાની પરમ યુક્તિ છે. (૩૪) આ જ યુક્તિ વડે મહાન અભિમાની મનરૂપી પ્રમત્ત હાથી અંકુશમાં આવે છે. (૩૫) જ્ઞાનના અભ્યાસમાં જેનું ચિત્ત અશિક્ષિત છે, એવા પુરુષે પોતાના દિવસના વ્યવહારકાળના ચાર ભાગ કરી બે ભાગ ભોગો ભોગવવામાં ગાળવા, એક ભાગ અધ્યાત્મશાસ્ત્રના અભ્યાસમાં ગાળવો અને એક ભાગ ગુરુની શુશ્રૂષામાં ગાળવો. (૩૬) ચિત્તને કંઈક શિક્ષણ મળે એટલે એક ભાગ ભોગોમાં ગાળવો, બે ભાગ ગુરુની શુશ્રૂષામાં પસાર કરવા અને એક ભાગ શાસ્ત્રના અર્થ-ચિન્તનમાં ગાળવો. (૩૭) ચિત્ત બરાબર સુશિક્ષિત થાય એટલે બે ભાગ અધ્યાત્મશાસ્ત્રના તેમ જ વિષયોના ત્યાગ સંબંધી વિચારમાં ગાળવા અને બે ભાગ ધ્યાન સહિત ગુરુની પૂજામાં પસાર કરવા. (૩૮) હે પુત્ર ! પ્રજ્ઞા અને વિચાર વડે ચિત્ત શાન્ત થાય છે, તૃષ્ણાનો ત્યાગ થાય છે અને આત્મજ્ઞાન

થાય છે. (૩૯) જેમ વાદળાંઓ સમુદ્રમાંથી જળ લે છે, અને સમુદ્ર વૃષ્ટિ દ્વારા જળ લે છે, તેમ વિષયોના સુખમાં દોષદર્શન કરવાથી પુરુષાર્થ કરવાનો વિચાર ઉત્પન્ન થાય છે, અને એવા વિચારથી વિષયોમાં દોષદર્શન થાય છે. (૪૦) હે સુત! દેશ-કાળને અનુસરી ધર્મથી લક્ષ્મી મેળવો, અને એ ધન વડે સત્કારપૂર્વક સાધુજનોની સેવા કરો. સત્સંગના પ્રતાપે તમને વિષયોમાં વૈરાગ્ય ઉત્પન્ન થશે, અને સદ્‌વિચારો આવવા માંડશે; એટલે તમને આત્મલાભ થશે. (૪૧)

બલિ બોલ્યાઃ "મારા વિચારશીલ પિતાએ મને આ પ્રમાણે પૂર્વે કહેલું હતું. હવે એ બધું યાદ આવવાથી મને સંપૂર્ણ જ્ઞાન થયું છે. (૪૨) સર્વે વિષયભોગો તરફ મને અરુચિ થઈ ગઈ છે. અહો! આનંદની વાત છે, કે હવે હું અમૃત જેવાં શીતલ અને સ્વસ્થ ઉપશમસુખનો અનુભવ કરું છું. (૪૩) ખરેખર, આ શાન્તિની દશા કેવી રમ્ય અને શીતલ છે! તેમાં સર્વે સુખદુઃખની દૃષ્ટિ નાશ પામે છે. (૪૪) મારા અજ્ઞાનનો નાશ થાય એ હેતુથી મારા ગુરુ આત્મજ્ઞાની શુક્રાચાર્યને 'હું કોણ? આત્મા કોણ?' વગેરે પ્રશ્નો પૂછીને યથાર્થ આત્મસ્વરૂપનું જ્ઞાન મેળવું." (૪૫)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! આમ વિચાર કરી પ્રતાપી દાનવરાજ બલિ ધ્યાનસ્થ થયા, અને શુક્રનું સ્મરણ કર્યું. સર્વગત અનન્ત ચિદાત્મામાં જ રહેનારા ભાર્ગવ, જ્યાં બલિરાજા બેઠા હતા ત્યાં આવ્યા. રાજાએ તેની રત્નો તેમ જ પુષ્પો વડે પૂજા કરી અને ગુરુના ચરણમાં પ્રણામ કર્યા. (૪૬–૪૮)

બલિરાજાએ પૂછ્યું: "હે ભાર્ગવ! જેમ સૂર્યનો પ્રકાશ પ્રભાતે સર્વને પોતાનાં કાર્યો કરવા પ્રેરે છે, તેમ તમારા કૃપાપ્રસાદથી મળેલી ચમત્કારિક બુદ્ધિ તમને કંઈક પ્રશ્નો

પૂછવા મને પ્રેરે છે. અહીં શું છે? કેટલું છે? આ શું છે? હું કોણ? આપ કોણ? આ લોકો કોણ? આ પ્રશ્નોના ઉત્તર મને આપો." (૪૯,૫૦)

શુક્ર બોલ્યા: "હે દાનવરાજ! વિસ્તારથી શું કહું? મારે આકાશમાર્ગે જવું છે, એટલે સંક્ષેપમાં જે સારરૂપે કહું છું તે સાંભળો. અહીં સર્વ ચિત્ છે; બધું ચિદ્રૂપ છે, ચિન્મય છે; તમે, હું અને બધા લોકો ચિત્ છે. ચિત્ સિવાય અન્ય કંઈ નથી. તમને જો શ્રદ્ધા અને વિવેક હશે, તો આ જગત બ્રહ્મનો વિવર્ત છે એવો તમને નિશ્ચય થશે. નહિતર ખૂબ ઉપદેશ અપાશે તો પણ તે અગ્નિમાં હોમેલાં દ્રવ્યોની પેઠે નિરર્થક થશે. ચિત્નો ચૈત્યના આકારે સંકલ્પ કરવો એનું નામ બંધ કહેવાય છે, અને ચૈત્યના આકારનો ત્યાગ કરવામાં આવે, તો તે મુક્તિ કહેવાય છે. ચૈત્યના આકાર વિનાની ચિત્ પૂર્ણાત્મા છે એવો સિદ્ધાન્ત છે. તમે એવો દૃઢ નિશ્ચય કરી વિશુદ્ધ બુદ્ધિથી વિચાર કરશો, તો તમે પોતે જ અનંત પદ મેળવશો. હવે હું આકાશમાર્ગે જાઉં છું. ત્યાં સપ્તર્ષિ મુનિઓ સાથે મારે દેવોનું અમુક કામ હોવાથી, મારે ત્યાં રહેવાનું થશે." (૫૧-૫૬)

બલિરાજ બોલ્યા: "ત્રણે જગત ચિદ્રૂપ છે, હું ચિદ્રૂપ છું, સર્વે લોકો વગેરે ચિદ્રૂપ છે એવું શુક્રાચાર્યનું કહેવું યથાર્થ છે. (૫૭,૫૮) હું દૃશ્ય અને દર્શનરહિત છું, મારું કેવળ નિર્મળ સ્વરૂપ છે, હું નિત્યપ્રકાશ છું, અને આભાસરહિત સર્વનો સાક્ષી પરમેશ્વર જ છું. (૫૯) ચૈત્યરહિત મારું સ્વરૂપ ચિદાત્મક છે, જગતમાં સર્વત્ર હું વ્યાપી રહ્યો છું અને મારી સર્વે વિષયવાસનાઓ શાન્ત થઈ છે. હું પરિપૂર્ણ સંવિન્માત્ર છું."(૬૦)

બલિએ આમ વિચાર કર્યો અને ૐકારના ફક્ત અર્ધમાત્ર

પરબ્રહ્મ સ્વરૂપની ભાવના કરતાં ધ્યાનસ્થ થયા. (૬૧) તેના સર્વ સંકલ્પો અને વિચારો શમી ગયા અને ચેત્ય, ચિન્તક અને ચિન્તન રહિત થતાં તેનો બહિર્મુખ વિક્ષેપ દૂર થયો. (૬૨) ધ્યાતા, ધ્યેય અને ધ્યાન રહિત થતાં બલિરાજાની બધી વાસનાઓ શાન્ત થઈ, તેથી પવન વિનાના દીવા જેવું નિશ્ચલ પદ તેણે મેળવ્યું. (૬૩) જેમાં બધી એષણાઓ શાન્ત થઈ ગઈ હતી, અને સંકલ્પ વિકલ્પ રૂપી દોષો દૂર થવાથી જે પરિપૂર્ણ અને નિર્મળ હતું, તેવા પદમાં સ્થિત થવાથી બલિરાજા શરદઋતુના આકાશની પેઠે શોભવા લાગ્યા. (૬૪)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દાનવરાજના અનુચરો જ્યાં બલિરાજા બેઠા હતા ત્યાં ગયા. ચિરકાળ પર્યંત ઉદારાત્મા બલિ નિર્વિકલ્પ સમાધિમાં રહ્યા અને પછી જાગ્યા. (૬૫,૬૬) અહંમમતા વગેરે વાસના રહિત મનથી તે રાજ્યકારભાર ચલાવવા લાગ્યા. આપત્તિ તેમ જ સંપત્તિ પ્રત્યે તેઓ સમાનદૃષ્ટિએ જોતા. સુખમાં તેઓ હર્ષ ન પામતા, કે દુઃખમાં તેઓને શોક ન થતો. (૬૭,૬૮) બલિએ અનેક સુખ દુઃખ ભોગવ્યાં, તથાપિ તેની અંદર તેને વિશ્વાસ ન બેઠો; કારણ કે તેઓ અનાસક્ત બુદ્ધિથી રાજ્ય કરતા હતા. (૬૯) હે રામ! આ લોક કે પરલોકમાં વિષયસુખની પાછળ ભટકતા, ધનાર્જન વગેરે લોકવ્યાપારમાં આસક્ત થયેલા ચિત્તનો વિવેકવૈરાગ્ય વડે નિરોધ અને આત્માનું અનુસંધાન કરતાં એ ચિત્તને હૃદયકમળમાં સ્થિર કરો. (૭૦) બાળકની પેઠે ચિત્ત જે જે વિષયપ્રદેશોમાં જાય, ત્યાં ત્યાંથી તેને પાછું વાળો અને તેને તત્ત્વમાં લીન કરો. (૭૧) એમ અભ્યાસ કરતાં કરતાં મનરૂપી પ્રમત્ત હાથીને અંકુશમાં લઈને પ્રયત્નપૂર્વક સર્વાત્મભાવ વડે મનુષ્ય પરમશ્રેય મેળવે છે. (૭૨)

# સર્ગ ચોથો

## પ્રહ્લાદ આખ્યાન

**પ્રહ્લાદનું વિષ્ણુપૂજન**

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દૈત્યેશ્વર પ્રહ્લાદે પોતે જ ઈશ્વરના અનુગ્રહથી આત્મતત્ત્વનું પરમ જ્ઞાન કેવી રીતે મેળવ્યું તે સાંભળો. (૧) દેવતાઓનો શત્રુ હિરણ્યકશિપુ હણાયો એટલે, શોકાતુર ચિત્તે પ્રહ્લાદે વિચાર કર્યો. (૨) પ્રલયકાળના પવનો જેમ કુલાચલોને પાડી નાખે, તેમ વિષ્ણુએ મારા પિતા વગેરે શ્રેષ્ઠ દાનવોને મારી નાખ્યા. (૩) અમારા બાપદાદાઓ સાથે લડી વિષ્ણુએ ભીષણ યુદ્ધમાં કુશળતા મેળવી હોય એમ લાગે છે. (૪) અતિ ભયંકર દાનવો સાથેના યુદ્ધમાં વિષ્ણુ ભય ન પામ્યા, તો હવે એ ભય પામે એવી આશા કેમ રખાય? (૫) માટે અતિ પરાક્રમી વિષ્ણુ ભગવાનને વશ કરવા સિવાય મારી પીડા દૂર કરવાનો બીજો એકે ઉપાય નથી. (૬) આ જગતમાં બધી વસ્તુના સ્વભાવ વડે, સમસ્ત બુદ્ધિવડે અને સર્વ ક્રિયાના ઉદ્યોગવડે, શરણે જનારાઓનું એક હરિ જ શરણ છે, અન્ય કોઈ શરણ નથી. (૭) અત્યારથી જ હું અજન્મા નારાયણ ભગવાનને શરણે જાઉં છું. હું નારાયણમય જ છું. (૮) 'નમો નારાયણાય' એ મંત્ર સર્વ અર્થો સાધે છે. માટે જેમ આકાશમાં પવન નિત્ય રહે છે, તેમ તે મંત્ર મારા હૃદયમાં રહેશે. (૯) પોતે જ વિષ્ણુ છે એવી ભાવના કર્યા વિના જે વિષ્ણુનું પૂજન કરે છે, એનું પૂજન ફળ આપતું નથી. તેથી સૌએ પોતાનામાં વિષ્ણુની ભાવના કરીને એમનું પૂજન કરવું. હું વિષ્ણુ જ છું." (૧૦)

વસિષ્ઠ બોલ્યા: પોતે નારાયણ સ્વરૂપ છે એવી ભાવના

કરી પ્રહ્‌લાદ વિષ્ણુની પૂજા માટે ફરીથી વિચાર કરવા લાગ્યા. (૧૧) "આ વિષ્ણુના શરીરમાં વાયુરૂપે રહેલા વિષ્ણુ તથા તેમના પરિવારની સર્વે સુંદર મનોમય સામગ્રીવડે ભક્તિપૂર્વક પૂજા કરું." (૧૨,૧૩) આ પ્રમાણે પ્રહ્‌લાદે વિચાર કર્યો અને રત્નના અર્ઘ, ચંદનાદિ સુગંધી દ્રવ્યો, ધૂપ, અને પવિત્ર આભૂષણો વગેરે પૂજાની સામગ્રીવડે લક્ષ્મીપતિ ભગવાન વિષ્ણુની માનસિક ભાવે પૂજા કરી. (૧૪,૧૫) એ દાનવેન્દ્ર પ્રહ્‌લાદે આ માનસિક પૂજા પછી રાજમહેલની અંદર દેવગૃહમાં બાહ્ય સામગ્રીવડે જનાર્દનની પૂજા કરી. (૧૬) તે દિવસથી હમેશાં પ્રહ્‌લાદ દૈત્ય એ પ્રમાણે પૂર્ણ ભક્તિભાવે પરમેશ્વરનું પૂજન કરતો. (૧૭) ત્યારથી એ દૈત્યનગરીના પ્રજાજનો પણ પરમ ભક્ત વૈષ્ણવો બની ગયા; કારણ કે પ્રજા રાજાના જેવો જ આચાર પાળે છે. (૧૮)

હે રામ ! દૈત્યોએ વિષ્ણુના દ્વેષનો ત્યાગ કર્યો છે અને તેઓ મહાન ભક્ત બન્યા છે, એ વાત સ્વર્ગમાં દેવતાઓને કાને ગઈ. (૧૯) ઈન્દ્ર વગેરે દેવતાઓને મહદાશ્ચર્ય થયું, કે દૈત્યોએ વિષ્ણુની ભક્તિનો શા માટે સ્વીકાર કર્યો હશે. (૨૦) આમ વિસ્મિત થએલા દેવતાઓ સ્વર્ગમાંથી નીકળી પડ્યા અને ક્ષીરસાગરમાં શયન કરતા વિષ્ણુની પાસે ગયા. (૨૧)

દેવોની ચિન્તા

દેવો બોલ્યાઃ "હે ભગવન્‌ ! જે દૈત્યો તમારો દ્વેષ કરે છે તેઓ તમારી ભક્તિ કરતાં પરમ વૈષ્ણવ થઈ તમારામય કેમ થઈ ગયા હશે ? આથી અમને પરમ વિસ્મય થાય છે. અતિ દુષ્ટ આચરણ કરનાર દૈત્યો ક્યાં અને અનેક પુણ્યને પ્રતાપે મનુષ્યને પ્રાપ્ત થતી તમારી ભક્તિ ક્યાં ? પામર પુરુષ ગુણવાન બને, એ તો અકાળે પુષ્પ ઉત્પન્ન થાય એવી દુઃખ અને

ઉદ્વેગ આપનાર આ વાત થઈ. નીચ કર્મમાં પ્રેમ રાખનાર અને અધમ કામો કરનાર દૈત્યો ક્યાં અને આપની પવિત્ર વૈષ્ણવી ભક્તિ ક્યાં ? એ બંનેનો મેળ કેમ સંભવે ?" (૨૨-૨૫)

શ્રીભગવાન બોલ્યા: "હે દેવતાઓ ! પ્રહ્લાદ ભક્તિમાન છે. તમે ખેદ ન કરો; કારણ કે તેને રાજ્યસુખની ઇચ્છા નથી. એનો આ છેલ્લો જન્મ છે. એ હવે મોક્ષ મેળવવાને યોગ્ય છે. (૨૬) ગુણવાન પુરુષો ગુણહીન થઈ જાય, એ પુરુષાર્થ વિઘાતક અનર્થનું કારણ છે, પણ ગુણહીન પુરુષ જો ગુણવાન થાય, તો એ ક્રમસિદ્ધિઓ આપનાર છે ! (૨૭) હે દેવતાઓ ! તમે સુખેથી પોતપોતાને સ્થાનકે જાઓ; કારણ કે પ્રહ્લાદની ઉત્કૃષ્ટ પ્રભાવવાળી ભક્તિ તમને દુઃખી નહિ કરે." (૨૮) એ પ્રમાણે દેવતાઓને કહી ભગવાન વિષ્ણુ તમાલપુષ્પના ગુચ્છની પેઠે સાગરનાં મોજાંઓ વચ્ચે અદૃશ્ય થઈ ગયા. (૨૯) દેવતાઓ પણ પૂજા કરી આકાશમાર્ગે સ્વર્ગમાં ગયા. ત્યારથી તેઓ પ્રહ્લાદ પ્રત્યે પ્રેમની દૃષ્ટિથી જોતા. (૩૦)

વસિષ્ઠ બોલ્યા: હે રામ ! આ પ્રમાણે ભક્તિનિષ્ઠ પ્રહ્લાદ દેવાધિદેવ જનાર્દનનું હમેશાં મન, વચન અને કર્મથી પૂજન કરતા. (૩૧) એની પૂજામાં તલ્લીન થયેલા પ્રહ્લાદે ભોગવિલાસોનો ત્યાગ કર્યો, તેથી તેના ચિત્તને સમાજના ઉત્સવાદિ દૃશ્યોમાં શાન્તિ મળતી નહોતી. (૩૨) તેમણે ભોગ વગેરેનો ત્યાગ કર્યો છતાં તેમને વિશ્રાન્તિ ન મળી; તેથી તેમનું મન દોલાયમાન સ્થિતિ અનુભવતું. (૩૩) પ્રહ્લાદની આવી સ્થિતિ વિષ્ણુભગવાને પોતાની સર્વવ્યાપી શુદ્ધ સાત્ત્વિક જ્ઞાન-શક્તિવડે ક્ષીરસાગરમાંથી જ જાણી લીધી. (૩૪) એટલે પાતાલ માર્ગે જઈ ભગવાન નારાયણ પ્રહ્લાદના દેવમંદિરમાં પ્રકટ થયા. (૩૫)

પ્રહ્લાદને વિષ્ણુનાં દર્શન

દૈત્યેન્દ્ર પ્રહ્‌લાદે પુંડરીકાક્ષ ભગવાન પોતાને ત્યાં પધાર્યા, એમ જાણી બમણા ઉત્સાહથી તેમની પૂજા કરી. (૩૬) મંદિરમાં પોતાની આગળ પ્રત્યક્ષ ઉપસ્થિત થયેલા હરિની પ્રહ્‌લાદે પ્રસન્ન ચિત્તે સ્તુતિ કરી. ( ૩૭ )

પ્રહ્‌લાદની સ્તુતિ અને વર–પ્રાપ્તિ

પ્રહ્‌લાદ બોલ્યા : " હે ભગવન્! ત્રણે ભુવનો આપનામાં જ સ્થિત છે. તેનું પાલન–પોષણ પણ આપ કરો છો. બહારનાં અને અંદરનાં સકળ કલંકનો આપ જ નાશ કરો છો. આપ સ્વયંપ્રકાશ છો. નિરાધાર મનુષ્યોના આપ રક્ષક છો. આપ સર્વશક્તિમાન હરિ છો, અજ છો, અચ્યુત છો, ઈશ્વર છો. હું આપને શરણે આવ્યો છું. (૩૮) શ્યામકમળ અને નીલમણિ જેવા આપ સુંદર છો, શરદઋતુના આકાશ જેવા નિર્મળ છો અને ભ્રમર, તિમિર અને કાજળ જેવું આપનું સ્વરૂપ શ્યામ છે. શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનાર આપ વિષ્ણુને હું શરણે આવ્યો છું. (૩૯) આપનાં અંગો ભ્રમરની પાંખ જેવાં સુંદર છે. આપનો શંખ પુંડરીક કમળ જેવો શ્વેત છે. આપના નાભિકમળમાં વેદોચ્ચાર કરનાર વિરંચીરૂપી ભ્રમર છે. ભક્તોનાં હૃદયકમળમાં આપનો નિવાસ છે. હું આપને શરણે આવ્યો છું. (૪૦) આપ શરદઋતુના આકાશ જેવા છો. આપના શ્વેત નખો નક્ષત્રો જેવા છે. મંદ હાસ્ય કરતું આપનું મુખકમળ પૂર્ણિમાના ચંદ્ર જેવું શોભે છે, અને વક્ષઃસ્થળમાં જે મણિની માળાઓ છે તે જ ગંગા છે. હું આપને શરણે આવ્યો છું. (૪૧) ત્રિભુવનરૂપી સરોવરમાં શ્વેત કમળરૂપે આપ શોભો છો, જ્ઞાનના પ્રતિબંધક મોહરૂપી અંધકારને દૂર કરનાર આપ દીપક સમાન છો, નિત્ય સ્વયંપ્રકાશ છો, ચિદ્રૂપ છો અને તેથી આત્મતત્ત્વનો-આપનો–સાક્ષાત્કાર થતાં જગતનાં સઘળાં સંકટો દૂર થાય છે.

એવા પરમાત્માને શરણે હું આવ્યો છું. (૪૨) તાજાં વિકસેલાં પદ્મનાં રેણુ જેવાં આપનાં ગૌરવર્ણ અંગો લક્ષ્મીજીનાં સુંદર શરીરથી શોભે છે. સાયંકાળના સૂર્ય જેવાં લાલ સુગંધી દ્રવ્યો વડે આપનું શરીર સુવાસિત બન્યું છે અને આપે પીતાંબર ધારણ કર્યું છે. હું આપને શરણે આવ્યો છું. (૪૩) આ વિશ્વને આપ નિત્ય સર્જો છો, છતાં પોતે અજન્મા છો; વૃદ્ધિ આદિ વિકારશૂન્ય હોવા છતાં આપ સર્વત્ર વ્યાપક છો, અને અનંત યુગોથી જીર્ણ હોવા છતાં આપનું શરીર રમ્ય છે. એવા વટ-પત્રશાયી ભગવાન બાલમુકુંદને હું શરણે આવ્યો છું. (૪૪) દિતિપુત્ર દૈત્યોનો આપ નાશ કરનાર છો, દેવતાઓનું રક્ષણ કરો છો, કમલજ બ્રહ્માના આધાર છો અને સૌના હૃદયકમળ-માં આપ નિત્ય રહો છો. હું આપને શરણે આવ્યો છું."(૪૫) આમ વિવિધ શબ્દોમાં અસુરેન્દ્ર પ્રહ્લાદે સુંદર રીતે સ્તુતિ કરી; એટલે અસુરોનો વિનાશ કરનારા અને જેની પડખે લક્ષ્મીજી બેઠાં છે એવા અવિનાશી ભગવાન નારાયણે મેઘ જેમ મયૂરને ઉત્તર આપે તેમ તેને કહ્યું. (૪૬)

શ્રીભગવાન બોલ્યા: "હે દૈત્યકુળભૂષણ! જન્મનાં દુઃખો નાશ પામે એવું તમે મનગમતું વરદાન માગો." (૪૭)

પ્રહ્લાદ બોલ્યા: "આપ સર્વ સંકલ્પોનું ફળ આપનાર છો. આપ સર્વ ભૂતાન્તરાત્મા છો. મારું કાર્પણ્ય દૂર થાય, એવું કંઈક વરદાન આપો." (૪૮)

શ્રીભગવાન બોલ્યા: "હે અનઘ! જે વડે બ્રહ્મ અને આત્માની એકતારૂપ તત્ત્વનો સાક્ષાત્કાર થાય, એવો શાન્તિ આપનાર વિચાર તમને પ્રાપ્ત થાઓ. એ વિચાર પ્રાપ્ત થતાં સર્વે અનર્થો દૂર થશે, અને નિરતિશય આનંદનો તમને અનુભવ થશે." (૪૯)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! પ્રહ્‌લાદને આવું વરદાન આપી, વિષ્ણુભગવાન સાગરનાં ખળખળ અવાજ કરતાં મોજાંની પેઠે અદૃશ્ય થઈ ગયા. (૫૦) વિષ્ણુના ગયા પછી પ્રહ્‌લાદે શ્રેષ્ઠ મણિથી શોભતી છેલ્લી કુસુમાંજલિ ભગવાનને અર્પણ કરી. પછી પદ્માસન વાળી આસન પર બેઠા અને આનંદથી સ્તોત્રોનો પાઠ કરતાં કરતાં તેમણે વિચાર કર્યો. (૫૧,૫૨)

પ્રહ્‌લાદની વિચારણા; હું કોણ?

"જન્મોનો નાશ કરનાર દેવે મને કહ્યું, કે હું વિચારવાન બનું; માટે હું મનમાં આત્માનો વિચાર કરું. (૫૩) હું બોલું છું, જાઉં છું, ઊભો છું, ઉદ્યોગ કરું છું અને ફરું છું. આમ આ જગતમાં સર્વે ઇન્દ્રિયોનો વ્યવહાર કરનાર હું કોણ છું? વૃક્ષ, તૃણ અને લતાવાળું આ જગત હું નથી. જે બાહ્ય છે અને જડ છે. તે હું કેમ હોઈ શકું? (૫૪,૫૫) પંચભૂતોનો બનેલો દેહ હું નથી; કારણ કે વસ્તુતઃ તે અસત્ કલ્પના છે, મૂક છે અને પ્રાણવાયુના બળથી તે ક્રિયા કરે છે, એટલે તે અચેતન છે અને અલ્પ કાળમાં નાશ પામે છે. (૫૬) અચેતન શબ્દ પણ હું નથી; કારણ કે તે જડ કર્ણેન્દ્રિયની કલ્પના છે, જરા વારમાં નાશ પામે છે, તેનું મૂર્તસ્વરૂપ ન હોવાથી તે શૂન્યાકાર છે, અને આકાશમાંથી ઉત્પન્ન થયેલો હોવાથી શૂન્ય છે. (૫૭) અચેતન સ્પર્શ પણ હું નથી; કારણ કે ક્ષણમાં નાશ પામે તેવી ત્વચા–ઇન્દ્રિય વડે તેનો અનુભવ થાય છે, બીજી રીતે થતો નથી; અને તેનું સ્વરૂપ ઇન્દ્રિયસત્તા વડે પ્રકાશે છે. (૫૮) અચેતન રસ પણ હું નથી; કારણ કે ક્ષણિક સત્તાવાળી જીભ તેનો અનુભવ કરે છે, તેનો સ્વાદ જીભથી કંઠ પર્યંત જ હોવાથી સ્વલ્પ છે, અને પદાર્થમાં જ તે રહે છે. (૫૯) અચેતન રૂપ પણ હું નથી; કારણ કે તે ઘટાદિ દૃશ્ય પદાર્થો અને નેત્રમાં

લીન છે, ઘડો તેમ જ નેત્ર ક્ષણુમાં નાશ પામે છે તથા તેમનો ઉપભોગથી નાશ થાય છે. ( ૬૦ ) અચેતન ગંધ પણુ હું નથી; કારણુ કે તે જડ અને વિનાશી ઘ્રાણેન્દ્રિયની કલ્પના છે અને અનિત્ય છે. ( ૬૧ )

"હું પંચેન્દ્રિયના ભ્રમરહિત છું, મારામાં અહંકાર નથી, તેમ હું મનના વ્યાપારથી રહિત છું. માયાના સંબંધથી પણુ હું રહિત છું અને શુદ્ધ ચૈતન્યસ્વરૂપ છું. ( ૬૨ ) હું ચેત્યરહિત કેવળ ચિદ્રૂપ છું, હું જ પ્રકાશક છું. બહાર અને અંદર સર્વત્ર વ્યાપી રહ્યો છું, નિરવયવ છું અને સન્માત્ર છું. (૬૩) અરે! હવે યાદ આવ્યું, કે હું જ સત્યસ્વરૂપ, સર્વાત્મક, સર્વવ્યાપી, નિર્વિકલ્પ અને ચિદાભાસ આત્મા છું. ( ૬૪ ) જેમ ઉત્તમ તેજસ્વી દીવો સર્વે પદાર્થોને પ્રકાશ આપે છે, તેમ હું જ ચૈતન્યસ્વરૂપ આત્મા ઘટ, પટ અને સૂર્ય વગેરે સર્વ પદાર્થોને પ્રકાશિત કરું છું. ( ૬૫ ) જેમ અંદર રહેલા તેજ વડે અગ્નિમાંથી તણુખા નીકળે છે, તેમ અંતઃપ્રકાશમાન મારા વડે (આત્મા વડે) ઇન્દ્રિયોની વિચિત્ર વૃત્તિઓ સ્ફુરે છે. ( ૬૬ ) મારું ચૈતન્યસ્વરૂપ સત્યલોકથી પણુ વિશેષ છે, અને કલ્પને અન્તે પણુ હું રહેવાનો છું; અર્થાત્ દેશ અને કાળથી આત્મા અપરિચ્છિન્ન હોવાથી, મારું સ્વરૂપ સર્વત્ર પરિપૂર્ણ છે. ( ૬૭ ) આત્મા અપરિચ્છિન્ન છે, તો પછી પરિચ્છેદવાળી દેહાત્મબુદ્ધિ આધાર વિના આવી ક્યાંથી? મારું સ્વરૂપ અનંત છે; એટલે હું સ્વલ્પ કેમ હોઈ શકું? ( ૬૮ ) સમસ્ત વસ્તુઓમાં એક જ આત્માનું હું દર્શન કરું છું; એટલે એ આત્મદૃષ્ટિ મને અનંત આનંદનો અનુભવ કરાવે છે. એ દૃષ્ટિ શુદ્ધ, ચિન્મય અને શાન્ત છે. એનો સર્વત્ર વિજય જ છે. ( ૬૯ ) હું, સર્વે પદાર્થોમાં અન્તર્યામી સ્વરૂપે રહેલો છું અને ચેત્યમુક્ત ચિદાત્મા છું, એવા પ્રત્ય-

આત્મા–મને હું નમસ્કાર કરું છું. (૭૦) સ્વચ્છ, સમ, નિર્વિકાર અને કલંકરૂપી મલથી મુક્ત ચિત્ વડે જગતસૃષ્ટિને અનુકૂળ બ્રહ્માદિ મૂર્તિઓ થાય છે. (૭૧) તે ચિત્ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળનું અનુસંધાન કરતું નથી. તે ચૈત્યનાં બંધન વિનાનું છે. આમ દૃશ્યની ઉપેક્ષા કરવાથી ચિત્‌ની પૂર્ણતા જ અવશેષ રહે છે. (૭૨) એ ચિત્ વાણીનો વિષય ન હોવાથી જાણે તે અસત્ હોય, અને તેણે શૂન્યભાવ પ્રાપ્ત કર્યો હોય એમ લાગે છે. વસ્તુતઃ તે સદા સદ્રૂપ છે. (૭૩) જેમ જાળમાં ફસાયેલું પક્ષી ઊડવા અસમર્થ છે, તેમ રાગદ્વેષાદિ મનના દોષોનું આવરણ ચિત્‌ને ઢાંકી દે, તો તે મોક્ષ મેળવવા સમર્થ થઈ શકે નહિ. (૭૪) સુખની ઇચ્છા કરવી અને દુઃખનો દ્વેષ કરી તેનો પ્રતિકાર કરવો, એવા મોહ વડે મનુષ્યો પૃથ્વીના સાધારણ કીડા જેવા થઈ જાય છે. (૭૫) સર્વને જ્ઞાનપ્રકાશ આપનાર આત્મદેવ! ઘણા વખત પછી મને આત્મભાન થયું છે. હું અવિચ્છિન્ન ચિદાત્મા છું. હું મને પોતાને જ–આત્મદેવને નમસ્કાર કરું છું. (૭૬) હે આત્મદેવ! શ્રુતિ અને આચાર્યોનાં વચનોનું લાંબા કાળ પર્યંત શ્રવણમનન વગેરે કરવાથી તમારું બરાબર ચિન્તન થયું; પછી કલ્પિત દેહાદિ આકારથી તમે ભિન્ન છો એવો નિશ્ચય થયો; ત્યાર પછી તમે સત્ય, જ્ઞાન, આનંદ વગેરે સ્વરૂપે પ્રકટ થયા અને છેવટે એ બ્રહ્મ હું છું, એવો અપરોક્ષ અનુભવ થયો. આપને હું નમસ્કાર કરું છું. (૭૭) જીવ અને બ્રહ્મ એક હોવાથી, મારારૂપ તમને હું નમસ્કાર કરું છું અને તમારારૂપ મને પણ હું નમસ્કાર કરું છું. દેવાધિદેવ પરમાત્માને પણ હું નમસ્કાર કરું છું. (૭૮) વાદળાંનું આવરણ દૂર થતાં જેમ પૂર્ણચંદ્ર પ્રકાશે છે, તેમ અવિદ્યાનું આવરણ દૂર થતાં સ્વ–સ્વરૂપ પણ

પ્રકાશે છે. પોતાના જ આનંદાત્મક સ્વરૂપમાં સ્વતંત્ર સત્તાથી તે સ્થિત છે. તે સ્વયં આવિર્ભૂત થયા છે અને પોતાને જ વશ હોવાથી અન્યને અધીન નથી, એવા આત્મદેવને હું પ્રેમપૂર્વક નમસ્કાર કરું છું. (૭૯)

"આત્મા નિષ્ક્રિય છે, એટલે તે સ્થિત છતાં બેઠો નથી એવું દેહના અનહંકારને લીધે જણાય છે. સર્વત્ર વ્યાપી રહેલો હોવાથી, તેની ગતિ છે; છતાં દેહનિષ્ઠાએ તે જતો નથી. તે નિર્વિકાર છે, છતાં સર્વે ઇન્દ્રિયોની પ્રવૃત્તિ દ્વારા તે વ્યવહાર કરે છે. આમ વ્યવહાર કરવા છતાં તેમાં અહંકારબુદ્ધિ ન હોવાને લીધે આત્માને કર્મોનાં પાપ–પુણ્ય નડતાં નથી. (૮૦) જેમ પવન ઝાડનાં પાંદડાંને ડોલાવે છે, તેમ એ જ આત્મા મન, બુદ્ધિ વગેરેને ક્ષુબ્ધ કરે છે, અને જેમ સારથી ઘોડાઓને દોરે છે, તેમ એ જ આત્મા બાહ્ય ઇન્દ્રિયસમૂહને ચલાવે છે. (૮૧) એ આત્માનું જ સર્વદા અન્વેષણ કરવું, એની જ સ્તુતિ કરવી અને એનું જ ધ્યાન ધરવું; કારણ કે એના સ્વરૂપનો અનુભવ કરવાથી વૃદ્ધાવસ્થા, મરણ વગેરે દુઃખો આપનારો સંસાર તરી જવાય છે. (૮૨) જ્ઞાન–સાધનથી એ આત્મા જાણવો સુલભ છે અને સગાંવહાલાંની પેઠે તેના સ્મરણ માત્રથી એ સહેલાઈથી જીતી શકાય છે; કારણ કે એ સર્વના હૃદયાકાશમાં રહેલો ભ્રમર છે. (૮૩) ભોગો મેળવવાની કે તેનો ત્યાગ કરવાની મને જરા ય ઇચ્છા નથી. જે મળે તે ભલે મને મળે અને જે જાય તે ભલે જાય. (૮૪) અત્યાર સુધી અજ્ઞાનરૂપી શત્રુએ મારી સર્વ વિવેકશક્તિ હરી લીધી હતી, એણે બીજાઓ ન જાણે તેમ મને મારી નાખ્યો હતો. (૮૫) શાસ્ત્ર વડે, સંસ્કારી થયેલા મન વડે, સંસારવાસનાઓથી કલુષિત થયેલા મનનો નાશ થયો છે અને તે નિરહંકારી બન્યું છે; તેમ જ બ્રહ્માદ્વૈતના જ્ઞાન વડે સંસારનો

ભાવ નષ્ટ થયો છે, એટલે હવે હું કેવળ સ્વચ્છ સ્વરૂપે રહ્યો છું. (૮૬) હવે મારું શરીર સંસારની વાસનાથી રહિત થયું છે, તેમાંથી અહંકાર ગળી ગયો છે અને તે અમન બની ગયું હોવાથી, તેને કંઈ પણ ઇચ્છા થતી નથી; એટલે તે કેવળ શુદ્ધ આત્મામાં જ શ્વાસોચ્છ્વાસ લેવાની ક્રિયા કરે છે. (૮૭) દુષ્ટ અહંકારરૂપી પક્ષી તૃષ્ણારૂપી દોરડાંને કાપીને મારા શરીરરૂપી પાંજરામાંથી કોણ જાણે ક્યાં ઊડી ગયું? (૮૮) જેમ સ્ત્રીનું રૂપ હોવા છતાં અંધ પુરુષ તેને જોઈ શકતો તથી, તેમ તમારા સંકલ્પને અભાવે પદાર્થશક્તિ જણાતી નથી. (૮૯) હે આત્મદેવ ! આપનો આકાર ભૈરવ વગેરે જેવો ભયંકર છે, તેમ જ આપ શાન્તિપરાયણ છો. નામ, જાતિ વગેરે ન હોવાથી આપ સર્વથી અતીત છો, તેમ જ સર્વાત્મક હોવાથી સર્વેનું સ્થાન છો. અજ્ઞાનદૃષ્ટિએ આપ જન્મ ધારણ કરો છો, ક્ષય પામો છો, ભાવરૂપ છો અને જીતી શકાઓ છો; પણ પારમાર્થિક દૃષ્ટિએ તમે અજન્મા છો, અવિનાશી છો, પદાર્થથી અલગ છો અને અજિત છો. આપનો સર્વ પ્રકારે જય થાઓ." (૯૦,૯૧)

પ્રહ્‍લાદની સમાધિથી વિષ્ણુને થયેલી ચિન્તા

વસિષ્ઠ બોલ્યા: શત્રુઓ ઉપર વિજય મેળવનાર દૈત્યેન્દ્ર પ્રહ્‍લાદે એવી રીતે આત્મચિન્તન કર્યું અને નિર્વિકલ્પ સમાધિના આનંદમાં તેઓ ગરકાવ થઈ ગયા. આવી ચિત્રવત્ સ્થિતિમાં પાંચ હજાર વર્ષ સુધી એક આત્મતત્ત્વને અનુભવતાં બ્રહ્મભાવે તેઓ રહ્યા. (૯૨,૯૩) એ સમયે પાતાળમાં અરાજકતા વ્યાપી, સ્થળે સ્થળે હિંસા થવા લાગી અને બળવાન દૈત્યો મત્સ્યન્યાયે દુર્બળોને પીડવા લાગ્યા. (૯૪) તેથી અખિલ વિશ્વના વર્ણાશ્રમધર્મની મર્યાદાનું પાલન કરનાર શેષશાયી ભગવાન હરિને આ પ્રમાણે વિચાર થયો: "પ્રહ્‍લાદ પોતાના સ્વરૂપમાં

વિશ્રામ પામ્યા છે, તેથી પાતાળમાં કોઈ નાયક રહ્યો નથી, એ એહની વાત છે; કારણ કે પૃથ્વી દૈત્યો વિનાની થઈ ગઈ, એ સ્થિતિ થતાં સર્વે દેવતાઓ દૈત્યો પર વિજય મેળવવાની પ્રવૃત્તિનો ત્યાગ કરશે અને શાન્ત થઈને નિર્દ્વંદ્વ મોક્ષસુખ મેળવશે. (૯૫-૯૭) દેવતાઓ શાન્ત થશે, એટલે સ્વર્ગના અભાવે કર્મની ભોગભૂમિ પૃથ્વી ઉપર યજ્ઞયાગાદિ સત્કર્મો થતાં અટકશે; એટલે ભૂલોકનો પણ અસ્ત થશે અને કર્મના અભાવે સંસારનો પણ ઉચ્છેદ થશે. (૯૮,૯૯) ચંદ્ર, સૂર્ય અને તારાઓ નાશ પામતાં, મારી લીલાનો નાશ થશે; એટલે લીલા માટે ધારણ કરેલા આ શરીરનો ઉપસંહાર કરીને ફરીથી સંસાર ન થાય તે માટે, હું પણ સ્વ-પદમાં વિશ્રાન્તિ લઈશ. (૧૦૦) આમ અકાળે જગત શાન્ત થશે, તેથી એમાં કંઈ શ્રેય હું જોતો નથી; માટે દૈત્યો ભલે જીવે, એમ મને લાગે છે. (૧૦૧) દૈત્યોના ઉદ્યોગથી દેવોની તેમને જીતવાની પ્રવૃત્તિ શરૂ થશે, તેથી યજ્ઞયાગાદિ સત્પ્રવૃત્તિઓ પૃથ્વી પર ફરીથી ચાલુ થશે અને તેથી સંસારનો ક્રમ ચાલુ રહેશે; એ માટે બીજો ઉપાય નથી. (૧૦૨) પ્રહ્લાદે આ જ દેહે અહીં કલ્પ સુધી રહેવું, એવો પરમેશ્વરની નિયતિશક્તિએ નિશ્ચય કર્યો છે." (૧૦૩)

એમ વિચાર કરી, સર્વાત્મા ભગવાન વિષ્ણુ ક્ષીરસાગરમાંથી બહાર આવ્યા અને પ્રહ્લાદના નગરમાં જઈ, તેના મહેલમાં પ્રવેશ કર્યો. (૧૦૪) વિષ્ણુ ભગવાન ગરુડજી ઉપર સવાર થયા હતા, લક્ષ્મીજી ચામર ઢોળતાં હતાં, આયુધો અને પરિવાર પણ સાથે હતાં અને દેવર્ષિઓ તથા મુનિઓ તેમને નમસ્કાર કરતા હતા. (૧૦૫) "હે સાધો ! જાગો" એમ કહી, ભગવાન વિષ્ણુએ પાંચજન્ય શંખના ધ્વનિ વડે દિશાઓ ગજાવી મૂકી.

પ્રહ્લાદને પ્રભુનો ઉપદેશ

(૧૦૬) વિષ્ણુના પ્રાણુવાયુથી થયેલા મહાન શબ્દથી પ્રહ્‌લાદ ધીમે ધીમે જાગ્યા. (૧૦૭) સમાધિ–સમયે જે ચૈતન્યશક્તિ બ્રહ્મરન્ધ્રમાં જ સ્થિત હતી, તે ધીમે ધીમે તેની સર્વે નાડીઓમાં ફરી વળી. (૧૦૮) ઇન્દ્રિયોમાં પ્રાણ ફરી વળ્યા, એટલે અંતઃકરણમાં પ્રતિબિંબિત થયેલું ચિત્ ચેત્યોન્મુખી થયું. (૧૦૯) એવું ચિત્ દશ્યમાં લાગતાં દર્પણમાં દેખાતાં બીજાં મુખની પેઠે મન જડરૂપ થયું. (૧૧૦) એવી રીતે મન જાગ્રત થયું, એટલે સવારનાં નીલ કમળની પેઠે તેનાં નેત્રો પણ ઊઘડયાં. (૧૧૧) પ્રાણ અપાન વાયુ ચાલવા લાગવાથી, નાડીઓ પણ સચેત થઈ અને પવનથી જેમ કમળ ચલાયમાન થાય, તેમ તેનું શરીર પ્રાણસ્પન્દથી ચાલવા લાગ્યું. (૧૧૨) એક ક્ષણમાં તેનું મન વધારે પુષ્ટ થયું અને નેત્ર, મન તથા પ્રાણ વડે તેનું શરીર વિકાસ પામ્યું. (૧૧૩) મેઘ જેમ મયૂરને જગાડે, તેમ ત્રૈલોક્યપતિ ભગવાન વિષ્ણુએ સમાધિમાંથી જાગ્રત થયેલા પ્રહ્‌લાદને કહ્યું: (૧૧૪)

"હે સાધો! તમારી અખૂટ સંપત્તિ તેમ જ તમારા દેહને સંભારો. અકાળે તમે દેહને શા માટે શાન્ત કરો છો? તમને હવે વિષયોના સંકલ્પો થતા નથી, એટલે શરીરસંબંધી ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થોથી તમને શું હાનિ છે? માટે સમાધિમાંથી ઊઠો અને જીવન્મુક્ત જીવન ગાળો. (૧૧૫,૧૧૬) એવી જીવન્મુક્ત દશામાં રહીને રાજ્ય કરો અને અભય થઈને આ દેહે કલ્પપર્યંત વ્યવહાર કરો. (૧૧૭) હજી બારે સૂર્યો ઊગ્યા નથી, ઊંચા પર્વતો પડ્યા નથી અને જગત ભસ્મ થયું નથી; એટલે પ્રલયકાળને હજી વિલંબ છે, તેથી તમે શા માટે શરીરનો વૃથા ત્યાગ કરો છો? (૧૧૮) "હું કૃશ થઈ ગયો છું, ઘણું દુઃખ મારા પર આવી પડયું છે, હું મૂઢ છું" એવી દરિદ્ર-

તાથી અને દીન વાસનાથી જેનું ધૈર્ય નાશ પામ્યું છે, એવાઓ મરવાને યોગ્ય છે. (૧૧૯) અંતઃકરણમાં અનેક આશાઓ ઉદ્ભવતાં જેની મનોવૃત્તિ ઘણી ચંચળ બની ગઈ છે, અને તેથી જે પશુવત્ અહીં-તહીં અથડાય છે, તેને માટે મરવું વધારે સારું છે. (૧૨૦) જેના અંતઃકરણમાં "અહમ્-મમ" ભાવ નથી, જેની બુદ્ધિને હર્ષવિષાદ વગેરે ભાવો અસર કરી શકતા નથી, અને જે સર્વ ભૂતો તરફ સમાન દૃષ્ટિએ જુએ છે, તેનું જીવન ધન્ય છે. (૧૨૧) રાગદ્વેષ રહિત બુદ્ધિ વડે જે હૃદયમાં પરમ શીતળતાનો અનુભવ કરે છે, અને જગતના વ્યવહારો સાક્ષીવત્ જુએ છે, તેનું જ જીવન ધન્ય છે. (૧૨૨) જેણે આત્મતત્ત્વ બરાબર જાણ્યું છે, પ્રિય અને અપ્રિય ભાવોથી જે મુક્ત છે અને આત્મામાં જ જેણે ચિત્તને લીન કર્યું છે, તેનું જીવન કૃતાર્થ થયું ગણાય. (૧૨૩) ગ્રાહ્ય અને ગ્રાહક વગેરે ભેદની પ્રતીતિ દૂર થતાં ચિત્ત જે નિર્વિકારપણું અનુભવે છે, તે મોક્ષ કહેવાય છે. (૧૨૪) હે દૈત્યેન્દ્ર! માટે તમે ઊઠો અને સિંહાસન પર બેસો. હું પોતે તમારો અભિષેક કરીશ. (૧૨૫) પાંચજન્ય શંખનો ધ્વનિ સાંભળી જે સિદ્ધો, ગન્ધર્વો અને દેવતાઓ અહીં આવ્યા છે, તેઓ તમારું કલ્યાણ કરો."(૧૨૬) પછી મગાવવામાં આવેલાં ક્ષીરોદ વગેરે સમુદ્રોનાં, ગંગા વગેરે નદીઓનાં અને સર્વ તીર્થોનાં જળ વડે ભગવાન નારાયણે પ્રહ્લાદનો અભિષેક કર્યો અને દેવો તથા અસુરોએ પ્રહ્લાદની સ્તુતિ કરી. પછી દેવદાનવો જેની સ્તુતિ કરતા હતા, એ ભગવાન મધુસૂદન બોલ્યાઃ "હે અનઘ! જ્યાં સુધી પૃથ્વી પર મેરુ પર્વત છે, અને સૂર્ય-ચંદ્ર પ્રકાશ આપ્યા કરે, ત્યાં સુધી ધર્મ અને નીતિની મર્યાદાનું પાલન કરી રાજ્ય કરો."(૧૨૭-૧૨૯)

વસિષ્ઠ બોલ્યા : પુંડરીકાક્ષ ભગવાન નારાયણ એમ કહીને

દેવતાઓ વગેરે સહિત અદૃશ્ય થઈ ગયા. (૧૩૦)

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્! પ્રહ્‌લાદનું મન બ્રહ્મમાં તાદાત્મ્યભાવ અનુભવતું હતું, તે પાંચજન્ય શંખના અવાજથી કેમ જાગ્યું? (૧૩૧)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! જીવન્મુક્ત પુરુષોના હૃદયમાં જન્મરૂપી અંકુર રહિત શુદ્ધ વાસના રહેલી હોય છે. પાપ રહિત હોવાથી પવિત્ર, કૈવલ્યસુખ આપનાર હોવાથી પરમ ઉદાર, રજોગુણ અને તમોગુણ રહિત સત્ત્વગુણી અને આત્માના ધ્યાનમાં જ લીન થઈ ગયેલી એ શુદ્ધ વાસના સુષુપ્તિમાં રહેલી વાસનાની પેઠે જીવન્મુક્ત દશા અનુભવતા પુરુષમાં રહે છે. હે રામ! દેહ હોવા છતાં હજાર વર્ષ પછી પણ કોઈક કારણસર ધીમે ધીમે જગાડવાથી એ પુરુષને તેની અંદર રહેલી વાસના સમાધિમાંથી જગાડે છે. (૧૩૨-૧૩૪)

## સર્ગ પાંચમો

### ગાધિવૃત્તાન્ત

ગાધિનું તપ

વસિષ્ઠ બોલ્યા: હે રામ! અપરિમિત ભ્રાન્તિના કારણરૂપ આ સંસારની માયા પોતાના ચિત્ત ઉપર વિજય મેળવવાથી જ નાશ પામે છે. તેને વશ કરવાનું સાધન બીજું એકે નથી. (૧) આ પ્રપંચનું મિથ્યાત્વ અને નાનાત્વ સાબિત કરવા માટે હું તમને એક પ્રાચીન ઇતિહાસ કહું છું, તે સાંભળો. (૨) પૃથ્વી પર કોશલ નામે એક દેશ છે. ત્યાં ગાધિ નામે એક સદ્‌ગુણી બ્રાહ્મણ રહેતો હતો. કંઈક કાર્ય કરવાનો મનમાં નિશ્ચય કરી, તે પોતાનાં સગાંવહાલાંનો ત્યાગ કરી, તપ કરવા એક વનમાં ગયો. (૩,૪) ત્યાં તેણે નાના પ્રકારનાં

વિકસેલાં કમળોથી ભરપૂર એક સરોવર જોયું. તેની અંદર ગળા સુધી જળમાં ઊભા રહી, તેણે તપ આદર્યું. (૫) એમ જળમાં તપ કરતાં કરતાં આઠ માસ વીતી ગયા, ત્યારે એક દિવસ ભગવાને તેને દર્શન દીધાં. (૬)

શ્રીભગવાન બોલ્યા: “હે વિપ્ર ! જળમાંથી બહાર આવો. તમારા તપનું ફળ ભોગવવાનો સમય આવી પહોંચ્યો છે. મનોવાંછિત વરદાન માગો.” (૭)

ગાધિ બોલ્યા: “હે ભગવન્ ! આપ સર્વ ભૂતોના અંતરમાં રહ્યા છો અને અખિલ જગતનું અધિષ્ઠાન છો. આપને હું નમસ્કાર કરું છું. તમે રચેલી પરમાત્મા સંબંધી આ સંસારની માયા અમને પરમ આશ્ચર્ય પમાડે છે. એ જોવાની મને ઇચ્છા છે.” (૮,૯)

વસિષ્ઠ બોલ્યા: “મારી માયાનું દર્શન તમને થશે અને પછી તમે તેનો ત્યાગ કરજો.” એમ કહીને ગંધર્વોની નગરીની પેઠે ભગવાન વિષ્ણુ અદૃશ્ય થઈ ગયા. (૧૦) જગદીશ્વરનાં દર્શન થવાથી ગાધિ સંતુષ્ટ થયા અને એમના ગયા પછી તેઓ જળમાંથી બહાર આવ્યા. (૧૧) હરિદર્શનથી થયેલા આનંદનો અનુભવ કરતાં અને બ્રાહ્મણને ઉચિત કર્મો કરતાં તેઓએ કેટલાક દિવસો એ વનમાં ગાળ્યા. (૧૨)

એક દિવસ કમળથી સુશોભિત સરોવરમાં સ્નાન કરવાનું શરૂ કર્યું, ત્યારે તેમને ભગવાનના વરદાન સંબંધી વિચારો આવ્યા. (૧૩) સ્નાન કરતાં કરતાં મંત્ર, ધ્યાન વગેરે બધું તે ભૂલી ગયા અને અંદર ફરતાં ફરતાં તેમને એમ થયું, કે પોતાના ઘરમાં તેમનું મૃત્યુ થયું અને પ્રાણ તથા અપાન વાયુ ક્રિયા કરતા બંધ પડ્યા. ખિન્ન

ગાધિને માયાનો અનુભવ–તેમનું મૃત્યુ અને ચાંડાળને ત્યાં જન્મ

થયેલાં સગાં-વહાલાં તેમને વીંટળાઈ બેઠાં હતાં, તેમની સ્ત્રી પગ આગળ પડી હતી અને યૌવનને લીધે દાઢીમૂછવાળું મુખ પકડીને તેમની માતા વત્સલતાથી રુદન કરતી હતી. (૧૪-૧૬) પછી તેમના શબને રડતા અને વિલાપ કરતા સંબંધીઓ સ્મશાનમાં લઈ ગયા. માંસ વગેરે પદાર્થોથી જમીન ખરડાયેલી હતી ત્યાં ચિતા પ્રજ્વલિત કરી, શબને ભસ્મસાત્ કર્યું. (૧૭)

ચિંતામાં પડેલા ગાધિએ જોયું, કે પોતે હૂણ-મંડળ નામના ગામને સીમાડે આવેલા એક ચાંડાળને ત્યાં તેની સ્ત્રીના ગર્ભમાં રહ્યા. ત્યાં તે આકુળવ્યાકુળ થતા હતા. વખત જતાં તે સ્ત્રીએ શ્યામવર્ણા પુત્રને જન્મ આપ્યો. (૧૮,૧૯) ત્યાં તે ઊછર્યો. ચાંડાળ તેના પર સ્નેહ રાખતો. તે બારનો અને પછી સોળ વર્ષનો થયો. (૨૦) મેઘઘટાની પેઠે તેનાં અંગો પુષ્ટ થવા લાગ્યાં. પછી તમાલલતા જેવી એક સુંદર સ્તનવાળી કન્યા સાથે લગ્ન-ગ્રંથિથી તે જોડાયો. વનકુંજોમાં તે વિશ્રાન્તિ લેતો, ગિરિકંદરાઓમાં તે નિદ્રા લેતો, લતાગૃહોમાં સંતાતો અને ઝાડીઓમાં નિવાસ કરતો. વખત જતાં પોતાના વંશને વધારે તેવા પુત્રો તેને થયા. (૨૧-૨૩) આમ પત્નીની સાથે જીવન ગુજારતાં તેનું યૌવન ક્ષીણ થયું; એટલે વનમાં એક પર્ણકુટી બનાવી, મુનિની પેઠે તે રહેવા લાગ્યો. (૨૪) વૃદ્ધાવસ્થાથી તેનું શરીર શિથિલ થયું. થોડા વખતમાં તેનાં કુટુંબીઓ એક પછી એક મરણ પામ્યાં; આથી તેને ઘણો શોક થયો અને તે વિલાપ કરવા લાગ્યો. અશ્રુપૂર્ણ આંખે તેણે એ દેશ છોડ્યો. અનેક મુશ્કેલીઓ વચ્ચે ઘણા દેશોમાં તે ફર્યો. (૨૫-૨૭) આમ ભ્રમણ કરતાં કરતાં કીર દેશના પાટનગરમાં તે આવ્યો. શહેરના સ્વર્ગ જેવા રાજમાર્ગ પર અનેક સામન્તો, લલનાઓ અને અન્ય નગરજનો ફરતાં હતાં. ત્યાંનો રાજા મરી ગયો હતો; એટલે

મણિ તથા રત્નો વડે શણગારેલો સંસાર જેવો ચંચળ અને મેરુ પર્વત જેવો એક મહાન હાથી રાજાની શોધમાં અહીં-તહીં ફરતો હતો. (૨૮-૩૦) આ ચાંડાળને જોતાં હાથીએ પોતાની સુંદર સૂંઢ વડે તેને ઉપાડી પોતાની પીઠ પર આદર પૂર્વક બેસાડ્યો. આવી રીતે તે હાથી પર બેઠો; એટલે તરત જ દુંદુભિ વાગવા લાગ્યાં અને "અમારી આશા પૂરી થઈ છે." એવા જયજયનાદો પ્રાતઃકાળના પક્ષીઓના અવાજની પેઠે થવા લાગ્યા. (૩૧,૩૨) ત્યાર પછી નાના પ્રકારના અલંકારો પહેરાવવા માટે સ્ત્રીઓએ તેને ઘેરી લીધો. અલંકારો વડે વિભૂષિત થયેલા રાજાને તેની પ્રજા મળવા આવી. (૩૩) આવી રીતે ચાંડાળને કીર દેશનું રાજ્ય મળ્યું. ત્યાંના સેવકો તેના ચરણ ચાંપતા. (૩૪) એવી રીતે તેની રાજ્યશક્તિ સર્વ દિશાઓમાં પ્રકાશવા લાગી. સર્વ લોકો તેની આજ્ઞા માનવા લાગ્યાં. તેણે ગવલ નામ ધારણ કર્યું. કેટલાક દિવસો સુધી તેની ઇચ્છા વડે જ દેશની વ્યવસ્થા સિદ્ધ થઈ; અને અમાત્યોએ પણ રાજ્યકારભાર સારી રીતે ચલાવ્યો. (૩૫)

વસિષ્ઠ બોલ્યા: છત્ર-ચામર વડે શોભતા રાજાની સેવામાં વિલાસકુશળ સ્ત્રીઓ હાજર રહેતી. મંત્રીમંડળ તેને માન આપતું અને સર્વ સામન્તો તેને પગે પડતા. (૩૬) આવી રીતે આઠ વર્ષ સુધી તેણે રાજ્ય કર્યું. એક વખત અકસ્માત પોતાના અલંકારો વિના તે રાજ્યમહેલના બહારના ભાગમાં આવ્યો. ત્યાં તેણે એક શ્યામવર્ણી પુષ્ટ ચાંડાળોની મંડળી જોઈ. તેઓ તંતુવાદ્ય વગાડતા હતા. તેમાંથી એક વૃદ્ધ રાતી આંખોવાળો ચાંડાળ ઊભો થયો અને રાજાને એકદમ કહ્યું: "હે કંટક! હે ભાઈ! તું ક્યાં હતો? ઘણા વખત પછી તને જોતાં મને આનંદ થાય છે. આટલા વખત સુધી બીજા ક્યા

વનમાં તું વિશ્રાન્તિ લેતો હતો?" (૩૭-૪૧) જ્યારે તેણે આમ કહ્યું ત્યારે ફક્ત ચેષ્ટાથી જ કંઈ પણ બોલ્યા વિના રાજાએ તે વૃદ્ધની ઉપેક્ષા કરી; (૪૨) પણ તે વખતે ગોખમાં-થી તેની સ્ત્રીઓએ તેમ જ કેટલાક પ્રજાજનોએ આ દૃશ્ય જોયું અને તેમને જાણવામાં આવ્યું, કે આ રાજા તો શ્વપચ છે. તેથી તેમને ઘણું દુ:ખ થયું. (૪૩) સર્વે તરત જ અંતઃપુરમાં ગયા. મંત્રીઓ, નગરજનો, સ્ત્રીઓ કોઈ પણ તે મહીપતિનો ઘરમાં પડેલા શબની પેઠે સ્પર્શ કરતું નહોતું. આમ સમુ-દાયમાં રહેવા છતાં તે એકલો પડી રહ્યો. (૪૪,૪૫) પરદેશમાં રસ્તે જતા વટેમાર્ગુના ટોળાંએ છોડી દીધેલા મુસાફર જેવો તે એકલો થઈ ગયો. નગરજનોએ તથા અમાત્યોએ વિચાર કર્યો, કે આ શ્વપચ આપણને ઘણાં વર્ષો સુધી સાથે રહી ભ્રષ્ટ કર્યા છે. પ્રાયશ્ચિત્ત કરવાથી પણ આપણે શુદ્ધ થઈ શકીશું નહિ, માટે અગ્નિમાં પ્રવેશ કરીએ. એવો નિર્ણય કરી, તેઓએ અગ્નિની ચિતા રચી અને તેમાં સગાંવહાલાં સહિત બળી ભસ્મ થયા. સજ્જનોના સંપર્કથી પવિત્ર થયેલી બુદ્ધિવાળા અને એકલા થઈ ગયેલા રાજાએ શોકાતુર ચિત્તે વિચાર કર્યો, કે કીર દેશના આ મહાન અનર્થનું હું જ કારણ છું. દુઃખી જીવન ગાળીને મારે શું કરવું? હવે મરણથી જ મને મહોત્સવ જેવો આનંદ થશે. એવો નિશ્ચય કરીને રાજા ગવલે પોતાની આગળ બળતા અગ્નિમાં પતંગિયાની પેઠે જરા પણ ઉદ્વેગ કર્યા વિના શરીરની આહુતિ આપી. અગ્નિશિખાથી ક્ષુબ્ધ થતાં એ જ વખતે ગાધિ મોહમાંથી જાગ્યો. (૪૬–૫૧)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! બે મુહૂર્તમાં ગાધિનો ભ્રમ દૂર થયો. "હું કોણ છું? હું શું જોઉં છું? હું શું કરતો હતો?"

એવા અનેક પ્રકારના વિચારો કરતો તે

માયાનો મહિમા   જળમાંથી બહાર આવ્યો. ભ્રાન્તિઓ અનેક છે. વનમાં જેમ પ્રમત્ત સિંહ રખડે, તેમ મનુષ્યોનું ચિત્ત તેમાં નિત્ય ભમ્યા કરે છે, એવો નિશ્ચય કરી, ગાધિએ કેટલાક દિવસો આશ્રમમાં ગાળ્યા. એક વખતે તેના આશ્રમે ગાધિનો એક પ્રિય અતિથિ આવ્યો. (૫૨–૫૫) ફળ, પુષ્પો વગેરેથી ગાધિએ તેનો સત્કાર કર્યો. પછી બંનેએ સંધ્યાવંદન કર્યું, જપ કર્યો અને શયનની તૈયારી કરતી વખતે તેમની વચ્ચે પવિત્ર વાર્તાલાપ શરૂ થયો. ગાધિએ અતિથિને પ્રસંગોચિત પ્રશ્ન પૂછ્યો: "હે બ્રહ્મન્! દૂબળા કેમ દેખાઓ છો? કેમ થાકયા છો?" (૫૬–૫૮)

અતિથિ બોલ્યો: "આ પૃથ્વી પર ઉત્તર દિશામાં કીર નામે એક પ્રખ્યાત દેશ છે. ત્યાં હું એક માસ રહ્યો. નગરજનોએ મારો સારો સત્કાર કર્યો. કથાપ્રસંગમાં એક દિવસ કોઈક મનુષ્યે મને કહ્યું, કે અહીં આઠ વર્ષ સુધી એક ચાંડાળરાજાએ રાજ્ય કર્યું. પાછળથી ઓળખાઈ જતાં તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો. અનેક બ્રાહ્મણો પણ અગ્નિમાં પડી ભસ્મ થયા. આ વાત સાંભળી ત્યાંથી હું ચાલી નીકળ્યો અને પ્રાયશ્ચિત્ત કરવા માટે પ્રયાગમાં મેં સ્નાન, જપ વગેરે ક્રિયા કરી, ચાંદ્રાયણ વ્રત પણ કર્યાં. ત્રીજા વ્રતનું પારણું કર્યા પછી હું અહીં આવ્યો છું. એને લીધે હું આટલો દૂબળો થઈ ગયો છું અને ખૂબ થાકયો છું." (૫૯–૬૪)

વસિષ્ઠ બોલ્યા: બ્રાહ્મણ અતિથિએ આમ કહ્યું, એટલે વિસ્મિત ચિત્તે ગાધિએ વિચાર કર્યો, કે આ તો મારા મનોભ્રમ જેવો જ વૃત્તાન્ત છે. (૬૫) જરા પણ ખેદ કર્યા વિના એ શ્વપચનું સ્થાન જોવા હું જાઉં. આમ વિચાર કરી તે નીકળી પડ્યો. અનેક દેશોમાં ફરતાં ફરતાં હૂણમંડળમાં તે આવી પહોંચ્યો.

શ્વપચ તરીકે પોતે જ્યાં રહ્યો હતો, તે ઘર તેમ જ બીજાં સ્થાનો બારીકાઈથી તપાસતાં તેના જોવામાં આવ્યાં. મનો-ભ્રમમાં પૂર્વે અનુભવેલા શ્વપચનું જીવન તેને સાંભર્યું; (૬૬–૬૮) એથી વિસ્મય પામતાં તેણે શિરઃકંપ અનુભવ્યો અને પરમેશ્વરની માયાનો વિચાર કર્યો. પછી ત્યાંથી તે કીર દેશમાં આવ્યો. (૬૯) ત્યાં નગરમાં પોતે અનુભવેલાં સ્થાનો જોયાં તેમ જ બનાવો વિષે નગરજનો પાસેથી સાંભળ્યું. (૭૦) "અહો ! આ તો ચક્રપાણિ ભગવાન વિષ્ણુએ મને માયા બતાવી. હવે મને બધું યાદ આવે છે." (૭૧) આમ તેણે વિચાર કર્યો. પછી ત્યાંથી તે પર્વતની ગુફામાં ગયો અને સિંહની પેઠે ત્યાં રહ્યો. એ સ્થળે એક વર્ષ પર્યંત સ્વલ્પ ભોજન લઈને વિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવા માટે તે તેજસ્વી બ્રાહ્મણે તપ કર્યું. શંખ, ચક્ર, ગદાધારી મેઘશ્યામ ભગવાન નારાયણે ગિરિકન્દરામાં બ્રાહ્મણને દર્શન આપ્યાં. (૭૨–૭૪)

શ્રીભગવાન બોલ્યા : "હે વિપ્રશ્રેષ્ઠ ! મારી મહાન માયાનું દર્શન તમે કર્યું. હવે અહીં તપ કરો છો, તો તમારી શું ઇચ્છા છે ?" (૭૫)

ભગવાનનું પુષ્પો વડે ગાધિએ પૂજન કર્યું. તેમની પ્રદ-ક્ષિણા કરી પ્રણામ કર્યા અને ચાતક જેમ વાદળાંને કહે, તેમ તેમણે વિષ્ણુને કહ્યું. (૭૬)

ગાધિ બોલ્યા : "હે પ્રભો ! તમે મને જે માયા દેખાડી તે અતિ તમોમયી હતી. આનો મર્મ હું જાણતો નથી. મનનો ભ્રમ સત્ય કેમ થયો ?" (૭૭)

શ્રીભગવાન બોલ્યા : "હે વિપ્ર ! પૃથ્વી વગેરે જગત ચિત્તમાં જ રહ્યું છે. વસ્તુતઃ કોઈ પદાર્થ બહાર રહેલો નથી. સ્વપ્નમાં દેખાય છે, તેવું ચિત્તનું પરિસ્ફુરણ છે. (૭૮) ચિત્તમાં

અનંત જગત સ્થિત છે. તો પછી સર્વ પ્રપંચને ધારણ કરનારા ચિત્ત વડે ચાંડાળપણું પ્રકટ થાય, તેમાં શું આશ્ચર્ય? (૭૯) જેમ ભ્રાન્તિને લીધે ચાંડાળપણાનો ભાસ થયો, તેવી જ રીતે અતિથિ આવ્યો, એ વાત પણ ભ્રાન્તિને લીધે જ જણાઈ. (૮૦) તે જ પ્રમાણે હું જાઉં છું. હૂણમંડળમાં હું આવ્યો, આ કટંજનું પહેલાનું ઘર છે, હું કીરનગરમાં આવ્યો અને ત્યાં ચાંડાળને રાજ્ય મળ્યુ" વગેરે પણ ભ્રાન્તિ જ હતી. (૮૧,૮૨) જેમ તમારા ચિત્તમાં ચાંડાળપણું સ્થિત હતું, તેવી જ રીતે કાકતાલીય યોગે હૂણ તથા કીરવાસીઓના ચિત્તમાં પણ ભ્રમને લીધે તેવી જ ભાવનાનું પ્રતિબિંબ પડયું. (૮૩) કોઈક વખતે ઘણા મનુષ્યોના મનમાં એક જ જાતની ભ્રાન્તિ કાકતાલીય ન્યાયે ઉત્પન્ન થાય છે. મનની ગતિ વિચિત્ર છે. હૂણમંડળમાં જે ચાંડાળ હતો તેનાં શરીર, ગામ, ઘર, સ્ત્રી વગેરે તમારા જોવામાં આવ્યાં તેવાં જ હતાં. (૮૪,૮૫) તેવી જ રીતે તેનું કુટુંબ ભાગ્યવશાત્ નાશ પામવાથી તે કીર દેશમાં ગયો અને ત્યાંનો રાજા બન્યો. પછી તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો. એ કટંજની સ્થિતિ અને આચાર તમારા ચિત્તમાં ભ્રાન્તિને લીધે તમારા જેવાં જણાયાં. (૮૬,૮૭) 'આ હું છું અને આ મારું છે' એવી ભેદની ભાવના કરવાથી અનાત્મજ્ઞ મનુષ્ય સંસારમાં ગોથાં ખાય છે; પણ યથાર્થ તત્ત્વનો અનુભવ કરનાર મનુષ્ય 'આ સર્વે હું છું' એવી અદ્વૈત ભાવનાનું સેવન કરવાથી, સંસાર તરી જાય છે.(૮૮) હે વિપ્ર! સંસૃતિ નામની માયા અનંત છે. એનો નાશ કરવાનો ઉપાય ફક્ત આત્મચિંતન જ છે; અન્ય કોઈ ઉપાય નથી. (૮૯) તત્ત્વજ્ઞ પુરુષ અજ્ઞાનમાં ડૂબી જતો નથી; કારણ કે તે પદાર્થોમાં અનર્થકારી ભેદદૃષ્ટિ કરતો નથી. (૯૦) તમારું આત્મજ્ઞાન અપૂર્ણ છે, એટલે તમે

મનોભ્રમને દૂર કરી શકતા નથી અને વારંવાર એ ભ્રાન્તિ તમને હેરાન કરે છે. (૯૧) સંસારચક્રનું મધ્યબિન્દુ ચિત્ત છે. એ મધ્યબિન્દુનો નિરોધ થાય તો માયાચક્ર જરા પણ બાધ ન કરે. (૯૨) તમે ખિન્ન થયા છો, માટે ગિરિકુંજમાં જઈ દસ વર્ષ સુધી તપ કરો; એથી તમને અનંત જ્ઞાનનો અનુભવ થશે." (૯૩)

એમ કહીને કમળનયન ભગવાન વિષ્ણુ ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. કરુણ ચિત્તવાળા ગાધિને વિવેક થયો અને તેથી તેને પરમ વૈરાગ્ય ઉત્પન્ન થયો. પર્વત પર જઈ, તે નિયમમાં રહ્યો અને સર્વ સંકલ્પોનો ત્યાગ કરી, તેણે તીવ્ર તપ આદર્યું. દસ વર્ષ પસાર થતાં તેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું. (૯૪-૯૬) ભય અને શોક રહિત થતાં તેણે જીવન્મુક્ત દશા પ્રાપ્ત કરી. તેનું ચિત્ત ભ્રમ રહિત થયું અને ભોગોની ઇચ્છાનો અભાવ થતાં, તેણે પરમ શાન્તિનો અનુભવ કર્યો. આમ તે ચંદ્રની પેઠે પ્રકાશવા લાગ્યો અને મહાન સત્તા પ્રાપ્ત કરી, આત્માના આનંદમાં તલ્લીન થઈ ગયો. (૯૭)

## સર્ગ છઠ્ઠો

### ઉદ્દાલકનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રઘુનન્દન! પરમાત્મા સંબંધી આ માયા અતિ વિસ્તીર્ણ છે, અચિન્ત્ય છે, વિષમ છે અને તે મહાન મોહ ઉપજાવે છે; માટે હું કહું છું, કે જે પ્રમાદી મનુષ્ય અસાવધ મનથી વ્યવહાર કરે છે, તેને આ માયા સંકટમાં ફસાવે છે. સંસારરૂપી મહાન રોગનો નાશ કરવા માટે

આત્મવિચાર વડે ચિત્તનાશ

ચિત્તને વશ કરવા સિવાય અન્ય કોઈ ઔષધ નથી. (૧-૩) ભૂત અને ભવિષ્યનું જરા પણ અનુસંધાન કર્યા વિના, જે મનુષ્ય વર્તમાન કાળમાં પ્રાપ્ત થયેલા વર્ણાશ્રમ ધર્મને ઉચિત કર્મો અનાદરબુદ્ધિથી કરે છે, તેનું ચિત્ત નિર્વિકલ્પ બને છે. (૪) જો તમે પ્રત્યેક ક્ષણે "આ હું કરું." એવા માનસિક સંકલ્પો અને "આ મને મળે." એવી આશાઓનો ત્યાગ કરતા રહેશો, તો તમે નિઃસંશય નિર્વિકલ્પ બની જશો. (૫) વિકલ્પો રહિત ચૈતન્ય પ્રત્યગાત્મસ્વરૂપ ચૈતન્ય કહેવાય છે. એવા શુદ્ધ ચૈતન્યમાં અમનપણાને લીધે અવિદ્યાકૃત કલંક રહેતું નથી. (૬) જે દશામાં મન નષ્ટ થઈ ગયું છે, તેને જ જીવન્મુક્ત અવસ્થા કહેવાય છે અને તેને જ વિદેહમુક્ત અવસ્થા જાણવી. તે જ અવસ્થા પરમાત્મસ્વરૂપ, સર્વજ્ઞસ્વરૂપ અને આનંદસ્વરૂપ છે. (૭) ઉત્સાહથી નિશ્ચય કરીને મનમાંથી દેહાભિમાન વગેરે અવિવેક દૂર કરવો અને પુરુષાર્થ વડે અધ્યાત્મશાસ્ત્ર અનુસાર તથા સજ્જન પુરુષોના આચારક્રમ પ્રમાણે તમારે વ્યવહાર કરવો. (૮)

બોલતાં, ત્યાગ કરતાં, આંખો ઉઘાડતાં કે બીડતાં અથવા કોઈ પણ ક્રિયા કરતાં પણ તમે કેવળ સાક્ષીસ્વરૂપ, નિર્વિકલ્પ અને અનંત સંવિદ્સ્વરૂપ બનો. (૯) "હું અને મારું" વગેરે ભેદદૃષ્ટિ પોષતી ભાવનાઓનો ત્યાગ કરીને, સર્વનું અધિષ્ઠાન એક બ્રહ્મ જ છે, એવો નિશ્ચય કરો અને અંતસ્થ સંવિદ્સ્વરૂપ થાઓ. (૧૦) આશારૂપી પાશને બરાબર કાપીને દ્વૈત-પ્રપંચરૂપી મેલ દૂર કરો અને એમ મનને સ્વચ્છ બનાવી, આત્મસ્વરૂપના જ્ઞાનનો અનુભવ કરો. (૧૧) શુભાશુભ દૃષ્ટિનો ત્યાગ કરીને, આશારૂપી વિષૂચિકા રોગને મટાડો અને પદાર્થોમાં ઇષ્ટ કે અનિષ્ટ દર્શન ન કરતાં, સ્વ-સ્વરૂપના જ્ઞાનનો અનુભવ કરો. (૧૨) મિથ્યા-પ્રપંચમાં "આ મારું, આ પારકું;"

એવી ભેદબુદ્ધિનો ત્યાગ કરો. યજ્ઞ–સ્તંભ જેમ સ્થિર છે, તેમ નિર્વિકલ્પ બની, મનને અડગ બનાવો અને કેવળ આત્માનું જ અનુસંધાન કરો. (૧૩) જ્યારે આશા રહિત બનેલા સ્વચ્છ મનમાં આત્મજ્ઞાન ટકે છે, ત્યારે સંસારની ભ્રાન્તિના કારણ-રૂપ મોહ સંપૂર્ણ રીતે નષ્ટ થાય છે. (૧૪) હે રામ! પોતાના યથાર્થ સ્વરૂપનો સાક્ષાત્કાર કરતાં કરતાં મનુષ્ય નિજાનંદમાં ગરકાવ થઈ જાય છે, ત્યારે અમૃત જેવાં મધુર રસાયણો પણ તેને ઝેર સમાન કડવાં લાગે છે. (૧૫)

વાદળાંઓ ચારે તરફથી ચડી આવવાથી જેમ પ્રકાશ ઢંકાઈ જાય છે, તેમ સંસારની વાસનાઓ જો ચિત્તને પુષ્ટ કરે, તો થોડુંઘણું મેળવેલું આત્મજ્ઞાન પણ દૂર ચાલ્યું જાય છે. (૧૬) દેહાદિ અનાત્મ–વસ્તુમાં આત્મબુદ્ધિ કરીને, પુત્ર–દારા વગેરેમાં આદરબુદ્ધિ થવાથી ચિત્ત સ્થૂલ થાય છે. (૧૭) અહંકારને લીધે "આ મારું" વગેરે ભાવનામાં પ્રવૃત્ત થતાં, મમતારૂપી જાળમાં ચિત્ત ફસાય, તો એ પુષ્ટ થાય છે. (૧૮) આધિવ્યાધિ વધવાથી, સંસારમાં શુભ નિશ્ચય કરવાથી અને પ્રિય વસ્તુ મેળવવાનો તથા અપ્રિય વસ્તુને છોડી દેવાનો ઉદ્યમ કરવાથી, ચિત્ત પુષ્ટ બને છે. (૧૯) પુત્રદારામાં સ્નેહ રાખવાથી, અવિચારે રમ્ય લાગતાં રત્નો અને સ્ત્રીના લાભથી, તથા તેથી વધારે ધન મેળવવાના લોભથી ચિત્ત સ્થૂલ બને છે. (૨૦) ચિત્તરૂપી મહાન સર્પ દુષ્ટ આશારૂપી દૂધ પીવાથી, ભોગવિલાસોરૂપી પવન મળવાથી અને ઇન્દ્રિયોના વિષયોમાં વિચરવાથી પુષ્ટ બને છે. (૨૧) હે રામ! ઉદ્દાલકની પેઠે તમે આ પંચમહાભૂતના બનેલા દેહને શિથિલ કરો અને અંતરમાં રહેલા સદ્રૂપ બ્રહ્મને શોધવા ધૈર્યથી વિચાર કરો. (૨૨)

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્! ઉદ્દાલકે કેવી રીતે પાંચ

ભૂતના બનેલા શરીરને શિથિલ કર્યું અને કેવી રીતે તેણે હૃદયમાં વિચાર કર્યો ? (૨૩)

ઉદ્દાલકની કથા

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! પૂર્વે પંચમહાભૂતો વિષે વિચાર કરવાથી, જે રીતે ઉદ્દાલક મુનિએ અખંડ જ્ઞાનદૃષ્ટિ મેળવી તે સાંભળો. (૨૪) ગંધમાદન નામના કોઈ એક પર્વત પર એક સ્થળ હતું. ત્યાં કપૂર જેવી સુગંધ ફેલાવતાં પુષ્પોની શોભા ચારે તરફ ફેલાયેલી હતી. તેના એક શિખર પર મહાતપસ્વી ઉદ્દાલક નામે ઋષિ રહેતા હતા. (૨૫,૨૬) પહેલાં તેઓ અલ્પપ્રજ્ઞ અને અવિચારી હતા. પછી ક્રમે ક્રમે તપ, શાસ્ત્રાર્થ, યમ, નિયમ વગેરે સાધનો વડે તેમને વિવેક પ્રાપ્ત થયો. પછી તેમણે વિચાર કર્યો, કે "જે પદ પ્રાપ્ત કરવાથી પરમ વિશ્રાન્તિ મળે અને ફરીથી શોક કરવાનો પ્રસંગ ઉપસ્થિત ન થાય, એવું મુખ્યપદ કયું હશે ? મેરુ પર્વત પર જેમ વાદળું વિશ્રાન્તિ લે, તેમ મનન વિનાના પરમ બ્રહ્મપદમાં હું કયારે દીર્ઘ કાળ સુધી સ્થિત થઈશ ? આ કામ કરીને તે કામ કરવું છે, એવા પ્રકારની ચંચળ ભોગવિલાસો સંબંધી મારા હૃદયમાં રહેલી વાસનાઓ કયારે શાંત થશે ? અવિવેક વડે વૃદ્ધિ પામતી, તૃષ્ણારૂપી ઘણાં મોજાંઓવાળી નદી, પરમ પવિત્ર અને શુદ્ધ બુદ્ધિરૂપી હોડી વડે હું કયારે તરી જઈશ ? પદાર્થોમાં પ્રિય કે અપ્રિય બુદ્ધિનો ત્યાગ કરી તથા આ લઉં અને તેનો ત્યાગ કરું એવી ભાવનાને દૂર કરી, સ્વયંપ્રકાશ પરબ્રહ્મપદમાં હું કયારે સ્થિત થઈશ અને આત્મકલ્યાણ સાધીશ ? સર્વે સંકલ્પો શાંત થતાં, શિલાની પેઠે સ્થિર થઈ, કોઈ ગુફામાં હું નિર્વિકલ્પ સમાધિમાં કયારે લીન થઈશ ? નિર્વિકલ્પ સમાધિમાં લીન થતાં, મારા મસ્તક પર વનપતંગો તૃણના માળા કયારે બાંધશે ?"

એવી ચિન્તામાં મગ્ન થયેલા ઉદ્દાલક મુનિ વારંવાર આસન પર બેસતા અને ધ્યાનનો અભ્યાસ કરતા. (૨૭–૩૫) મર્કટ જેવા ચંચળ ચિત્તને વિષયો અહીં–તહીં ખેંચી જતા હતા, એને લીધે મુનિના હૃદયને આનંદ આપનાર સ્વસ્થતાનો અનુભવ થયો નહિ. (૩૬) કોઈક વખતે તેઓ બાહ્ય વિષયોનો ત્યાગ કરતા, ત્યારે તેમને મનમાં મનોરથોએ કલ્પેલા વિષયો હેરાન કરતા. (૩૭) કેટલીક વખત મનમાં સ્ફુરેલા વિષય સંબંધી મનોરથો બાહ્ય વિષયોમાં પરિણમતા અને ત્રાસેલાં પક્ષીની પેઠે તેમનું મન ધ્યાનભંગ થતાં તેમાં જતું. (૩૮) કોઈક વખતે રજોગુણનો ઉદ્રેક થતાં, ઉદય પામેલા સૂર્ય જેવું વિસ્તૃત તેજ તેમને જણાતું. કેટલીક વખત સત્ત્વગુણનો ઉદ્રેક થતાં, કેવળ આકાશ જણાતું. અને કોઈક વખત તમોગુણનો ઉદ્રેક થતાં, ઘન અંધકાર દેખાતો. (૩૯) આમ તેમનું અંતઃકરણ ક્ષુબ્ધ થયું અને તેઓ ધ્યાનમાં ન રહી શક્યા તેથી તેમનું ચિત્ત વ્યગ્ર બનતાં, તે ગિરિકંદરામાં તેમને આનંદ આવતો નહોતો. (૪૦) જેમ મોક્ષદશા પ્રાપ્ત કરવી સર્વે પુરુષો માટે દુર્લભ છે, તેમ બધા મનુષ્યો જ્યાં તકલીફ વિના ન જઈ શકે, એવી એક કંદરામાં તે મુનિ ગયા. ત્યાં કોઈનો પણ સંચાર ન હતો. (૪૧) એ ધર્માત્મા મુનિએ તેમાં પ્રવેશ કર્યો અને ત્યાં લીલાં પત્રો વડે એક આસન ગોઠવ્યું. (૪૨) તેના ઉપર એક સુંદર મૃગ-ચર્મ પાથર્યું અને અંતઃકરણની વૃત્તિઓને આવેશપૂર્વક ક્ષીણ કરી તેના પર બેઠા. (૪૩) ઉત્તરાભિમુખ થઈ, તેમણે જ્ઞાની પુરુષોની માફક પદ્માસન વાળ્યું અને પેની વડે વૃષણને દબાવી હાથ જોડી, બ્રહ્માદિ ગુરુઓને નમસ્કાર કરવા લાગ્યા. (૪૪) મનરૂપી મૃગ વિષયો પાછળ દોડતું હતું, નિર્વિકલ્પ સમાધિમાં લીન થવા માટે તેમણે મનને વાસનાઓમાંથી ખેંચી લીધું અને

નીચે પ્રમાણે વિચાર કરવા માંડ્યા. (૪૫)

"હે મૂર્ખ મન! સંસારની વૃત્તિઓ સાથે તારે શું પ્રયોજન છે? યથાર્થ તત્ત્વ જાણનાર ધીમાન પુરુષો પરિણામે દુઃખ આપે તેવા વિષયોનું સેવન કરતા નથી.

મનને ઉદ્બોધન

જે મનુષ્ય શમરૂપી રસાયણને મૂકી, ભોગોની પાછળ દોડે છે તે મન્દારવનને છોડી, વિષવૃક્ષોથી ભરપૂર વનમાં જાય છે. (૪૬,૪૭) તું પાતાળમાં જા કે બ્રહ્મલોકમાં જા, પણ ઉપશમરૂપી અમૃત વિના તને નિરતિશય સુખ ક્યાંય પણ નહીં મળે. (૪૮) ઇષ્ટ સંપાદન અને અનિષ્ટ નિવારણ સંબંધી વિવિધ કલ્પનાઓ તને ભયંકર દુઃખ આપશે, કોઈ પણ સંજોગોમાં તે સુખ નહિ આપે. (૪૯) હે મૂર્ખ! તું શબ્દાદિ વિષયોની પાછળ ભમનારી વૃત્તિઓ વડે શા માટે હણાયો છે? જે શમ વડે તને કૈવલ્યસ્વરૂપ પ્રાપ્ત થાય અને જેમાંથી તને સ્વરૂપસુખનો અનુભવ થાય, એવી શાન્તિ માટે તું શા માટે ઉદ્યોગ કરતો નથી? (૫૦) હે મૂર્ખ! શ્રવણની ઇચ્છા થવાથી શબ્દને અનુસરતી બુદ્ધિ વડે શ્રવણેન્દ્રિયને કંઈ પણ પ્રયોજન વિના શા માટે બહિર્મુખ બનાવે છે? શિકારીના ગીતમાં મુગ્ધ થયેલા હરણની માફક તું નાશ ન પામ. (૫૧) સ્પર્શસુખનો અનુભવ કરવાની ઇચ્છાથી દુઃખ માટે સ્પર્શભાવ પામેલી સ્પર્શેન્દ્રિયને વશ થઈ, હાથણીમાં આસક્ત થયેલા હાથીની માફક બન્ધનમાં ન ફસા. (૫૨) હે અન્ધ! દુષ્ટ અન્નનો આસ્વાદ લેવાની આકાંક્ષાથી રસનાપણાને પામેલી સ્વાદેન્દ્રિયને વશ થઈ, લોઢાના કાંટા પર રહેલા અલ્પ માંસ માટે મરી જતી માછલીની પેઠે તું નાશ ન પામ. (૫૩) લાવણ્યયુક્ત રૂપને જોવાની ઇચ્છાથી તેમાં આસક્ત થયેલી નેત્રેન્દ્રિયને વશ થઈ, તેજમાં લુબ્ધ થયેલા પતંગની પેઠે તું નાશ ન પામ.(૫૪)

સુગંધમાં આસક્ત થયેલી ઘ્રાણેન્દ્રિયને વશ થઈ, શરીરરૂપી કમળમાં તું ભ્રમરની પેઠે મા બંધા. (૫૫) હે અજ્ઞ! હરણ, હાથી, મત્સ્ય, પતંગ અને ભ્રમર ફક્ત પોતાના એક જ વિષયમાં ફસાતાં નાશ પામે છે; તો એ સર્વે વિષયોમાં ફસાયેલા મનુષ્યને સુખ ક્યાંથી મળે? (૫૬) હે ચિત્ત! એ વાસના–જાળ તને ચારે તરફથી બંધનમાં નાખે છે. એનો ત્યાગ કરીને તું શાંત થઈશ, તો તારો અનંત જય થશે. (૫૭) અથવા તારા અનુશાસન પ્રમાણે હું શા માટે વર્તું? આત્માથી અતિરિક્ત ચિત્ત શું છે, એવા વિચાર કરનાર પુરુષને મન ચિત્ત છે જ નહિ. (૫૮) જેમ હાથી બિલ્વફળમાં ન રહી શકે, તેમ સૂક્ષ્મ મનમાં આત્મતત્ત્વની સ્થિતિ ન સંભવે. (૫૯) પગનાં અંગૂઠાથી શિર પર્યંત પ્રત્યેક પરમાણુ જોયાં, પણ એ દેહમાં ક્યાંય પણ 'અહં' પદાર્થ જોવામાં ન આવ્યો.' (૬૦) ત્રણે જગતમાં એક જ સ્વયંપ્રકાશ આત્મતત્ત્વ વિલસી રહ્યું છે. એ સર્વત્ર વ્યાપ્ત છે; કોઈ જગ્યા એના વિના ખાલી નથી. એ અપરિચ્છિન્ન છે તેમજ નામ રહિત છે. એ તત્ત્વની એકત્વ સંખ્યા નથી તેમ જ તે ભેદ રહિત છે. તે મહાન નથી, તેમ અલ્પ પણ નથી. જ્ઞાનસ્વરૂપ હોવાથી, હું સ્વયંપ્રકાશ છું. હે ચિત્ત! તું જ મને દુઃખ આપે છે. એને લીધે હું વિવેક વડે થયેલા જ્ઞાન વડે તારો નાશ કરીશ. (૬૧–૬૩) દેહમાં માંસ, લોહી, હાડકાં અને પ્રાણવાયુ વગેરેમાં હું કોણ? (કોઈ જ નહિ.) હે ચિત્ત! માંસ, લોહી, હાડકાં, જ્ઞાનેન્દ્રિયવ્યાપાર અને સ્પન્દનથી હું જુદો જ છું. (૬૪,૬૫) ઘ્રાણેન્દ્રિય, રસના, સ્પર્શેન્દ્રિય, કર્ણેન્દ્રિય, ચક્ષુ અને કર્મેન્દ્રિયગણમાં હું કોણ? (૬૬) આ જગતમાં જે જે દેખાય છે, તેનું અધિષ્ઠાન આત્મા છે; એટલે સર્વત્ર હું જ વ્યાપી રહ્યો છું. અથવા જે જે કંઈ પ્રતીત થાય

છે, તે હું નથી; આ જ વાસ્તવિક દૃષ્ટિ છે; પરિચ્છિન્ન દૃષ્ટિ વાસ્તવિક નથી. (૬૭) જેમ વરુ મૃગનાં બચ્ચાંને વનમાં દુઃખ આપે છે, તેમ દીર્ઘકાળ સુધી મને "આ દેહ જ આત્મા છે" એવા અહંકારે દુઃખ આપ્યું. (૬૮) મારું મોટું ભાગ્ય છે, કે અજ્ઞાનરૂપી ચોર આખરે પકડાયો. હવે યથાર્થ સ્વરૂપરૂપી સંપત્તિનો નાશ કરનાર એ અજ્ઞાનનો હું વિશ્વાસ નહિ કરું. (૬૯) વાસના વિના આ દેહ પડી જશે એમ ન માનવું; કારણ કે વાસના વિના પણ નેત્રાદિ ઇન્દ્રિયો વડે દેહ બાહ્ય વિષયોમાં પ્રવૃત્ત થાય છે; માટે વાસના એમાં કારણ નથી. (૭૦) હે મૂર્ખ ઇન્દ્રિયો! એ માટે અંતરની વાસનાનો ત્યાગ કરો અને સર્વે કાર્યો કરો, એથી તમને દુઃખ થશે નહિ. જેમ રેશમનો કીડો પોતે ઉત્પન્ન કરેલા તન્તુઓ વડે બંધાય છે, તેમ તમે પણ તમારી તૃષ્ણા વડે વ્યર્થ બંધન ભોગવો છો. (૭૧,૭૨) હે ચિત્ત! હે સર્વ ઇન્દ્રિયોના આધાર! ઉપર કહ્યું એટલા માટે સર્વે ઇન્દ્રિયો વડે એકતા સાધી તારા અસત્ સ્વભાવ વિષે વિચાર કર; અને કેવળ એક જ શુદ્ધ પરમતત્ત્વ છે, એવો અનુભવ થાય તે માટે તારા સર્વે વ્યવહારોનો ત્યાગ કર. અનંત વિષયોરૂપી વિષૂચિકાને તેમ જ અહંસ્થિતિની વાસનાને ઇષ્ટ વસ્તુના ત્યાગરૂપી મંત્ર વડે ચતુરાઈથી દૂર કર અને નિર્ભય ભગવત્સ્વરૂપ પ્રાપ્ત કર." (૭૩,૭૪)

ઉદ્દાલક બોલ્યા: "મનરૂપી મહાન વનમાં સંકલ્પોરૂપી વૃક્ષો છે, તૃષ્ણારૂપી એની અનેક શાખાઓ છે, એનો હું નાશ કરીશ; અને મારા ચિદાકાશ-સ્વરૂપનો અનુભવ કરી, આનંદથી વિહરીશ. (૭૫) મનનો અભાવ થઈ જતાં, મેં કેવળ બ્રહ્મભાવ પ્રાપ્ત કર્યો છે; એટલે ત્રણે તાપ

મુનિને થયેલા બ્રહ્માનંદનો અનુભવ

શાન્ત થઈ જવાથી હું નિર્વાણરૂપ છું, અને પરિપૂર્ણ હોવાથી અવયવ રહિત છું. મારી સર્વે ઇચ્છાઓ તૃપ્ત થવાથી હવે મને કોઈ પણ પ્રકારની ઇચ્છા રહી નથી અને કોઈ પ્રકારની ચેષ્ટા પણ મારે કરવી પડતી નથી. મને આત્મભાન થતાં મારો સર્વત્ર વિજય જ છે. (૭૬) મારું મન નિર્મળ થયું છે, અને દૈન્ય નાસી ગયું છે. હું સદ્રૂપ છું અને આત્મભાવે સર્વને પ્રિય છું. હું અબાધિત સત્ય છું અને મને ખરા જ્ઞાનનો અનુભવ થયો છે. હું આનંદસ્વરૂપ છું, નિર્વિકાર છું અને પુણ્યકર્મમાં મને નિત્ય પ્રીતિ રહે છે. પૂર્ણતા, વાસ્તવિક ઉત્કૃષ્ટતા, બ્રહ્મસાક્ષાત્કાર થતાં અનુપમ કાન્તિ, અભેદભાવ, પ્રેમભાવ, સર્વાત્મભાવ, નિર્ભયતા, દ્વૈતાદિ વિકલ્પોની ક્ષીણતા વગેરે ગુણો મારા હૃદયમાં પ્રકાશ પામ્યા છે. એ ગુણો નિત્યસ્વસ્થ છે, એટલે વ્યુત્થાનદશામાં હૃદયને સ્ત્રીની પેઠે એ વિનોદ આપે છે." (૭૭–૭૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! મુનિએ સ્વચ્છ બુદ્ધિ વડે આમ નિશ્ચય કર્યો અને તેઓ બદ્ધપદ્માસન વાળીને અર્ધોન્મીલિત નેત્રે બેઠા. (૮૦) તેઓ ઉચ્ચ સ્વરે ॐકારનું ઉચ્ચારણ કરવા લાગ્યા. તેમનું મુખ ગોળ ઘંટા જેવું અને જીભ લોલક જેવી હોવાથી, એ પ્રણવગાન મૃદુ ઘંટાનાદ જેવું મધુર લાગતું હતું. એ નાદ બ્રહ્મરન્ધ્ર સુધી વ્યાપી રહ્યો. પ્રણવોચ્ચાર કરતા ઉદ્દાલક વિસ્તૃત અને વિમલ સ્વરૂપ ચૈતન્યમાં લીન થઈ ગયા ત્યાં સુધી તેમણે ॐકારનું ગાન કર્યું. નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થવા માટે પ્રથમ ॐકાર વડે દેહ શુદ્ધ કરી, તેમાં સાડાત્રણ માત્રાવાળા ॐકારનો પ્રથમ અંશ જે ઉદાત્ત અકાર છે, તેનું ઉચ્ચ સ્વરે સ્પષ્ટ ઉચ્ચારણ કર્યું. એ વખતે પ્રાણવાયુ બહાર

ઉદ્દાલકનું નિર્વાણ

નીકળતો હતો; તેથી મૂલાધારથી હોઠ સુધી ઉદ્દાલકનું શરીર રણુરણાટ કરતું હતું. એવી રીતે રેચક પ્રાણાયામ વડે ઉદ્દાલકે સાગરને પી જનાર અગસ્ત્યની પેઠે પોતાના શરીરને શોષી લીધું. (૮૧-૮૪) રેચક પ્રાણાયામ વડે ચૈતન્યથી ભરપૂર આકાશમાં નિરુદ્ધ થયેલો પ્રાણ-પવન એવી જ રીતે રહ્યો; અને તેથી પ્રજ્વલિત થયેલા હૃદયાગ્નિએ પાપરૂપી દેહને ભસ્મ કર્યો. (૮૫) પ્રણવપ્રાણાયામની આ રેચક નામની પ્રથમ અવસ્થા તેમની ઇચ્છા હતી ત્યાં સુધી રહી. એ અવસ્થા ટકાવવા તેમણે બળાત્કાર ન કર્યો; કારણ કે મહામુદ્રા વગેરે સાધનો વડે બળાત્કારે પ્રાણનો નિરોધ કરીને મનનો નિરોધ કરવાના પ્રયત્નો કરતો હઠયોગ દુઃખ આપનાર છે. (૮૬) રેચકપ્રાણાયામ પછી એના જ પ્રયત્નના પરિણામે મુનિની કુંભકપ્રાણાયામની અવસ્થા થઈ. તેમાં ૐકારના બીજા અંશ અનુદાત્ત ઉકારનું ગંભીર ઉચ્ચારણ થતું હતું. ઘડામાં રહેલા પાણીની પેઠે એ અવસ્થામાં પ્રાણપવન નિશ્ચલ રહ્યો. (૮૭) કુંભકપ્રાણાયામની અવસ્થામાં ચામડાની કોથળીમાં ભરી દીધેલા પવનની પેઠે પ્રાણવાયુ અંદર, બહાર, નીચે કે ઉપર કોઈ પણ દિશામાં ન જતાં, જે આકાશ-દેશમાં તેનો નિરોધ થયો હતો ત્યાં જ રહ્યો. (૮૮) દેહરૂપી નગરીને ભસ્મ કરીને અગ્નિ વીજળીની પેઠે શાન્ત થયો, ભસ્મ હિમ જેવી ધોળી દેખાઈ, અને શરીરનાં હાડકાં જાણે કે કર્પૂરની શય્યામાં સૂતાં હોય તેમ ભાવનાદૃષ્ટિએ નિશ્ચલ અને ધોળાં દેખાવા લાગ્યાં. (૮૯-૯૦) એ ભસ્મ અને હાડકાં પ્રચંડ વાયુ વડે શરદઋતુનાં વાદળાંની પેઠે ક્ષણમાં ક્યાંક અદૃશ્ય થઈ ગયાં. (૯૧) આ કુંભક નામની પ્રાણાયામની અવસ્થા પણ તેમની ઇચ્છા હતી ત્યાં સુધી ટકી, બળાત્કારે તેને ટકાવવાનો પ્રયત્ન ઋષિએ ન કર્યો; કારણ કે હઠયોગથી મનુષ્ય દુઃખમાં

આવી પડે છે. (૯૨) કુંભકપ્રાણાયામ પછી ચિત્તની શાન્તિ માટે પ્રણવના ત્રીજા અંશ મકારનું ઉચ્ચારણ થતું હતું. આ પૂરકપ્રાણાયામમાં પ્રાણ શરીરમાં ભરાતો હતો. (૯૩) એ પ્રાણાયામ થતો હતો ત્યારે પ્રાણવાયુ આકાશમાં ચેતનરૂપી અમૃતની મધ્યમાં હોવાથી, હિમસ્પર્શ જેવો શીતળ લાગતો હતો. (૯૪) આકાશમાં જતાં જેમ ધૂમાડો વાદળું બની જાય, તેમ ગગનમધ્યમાં રહેલો પ્રાણ ચંદ્રમંડળમાં ગયો. (૯૫) અનેક કિરણોવાળા ચંદ્રમંડળમાં એ પ્રાણ અમૃતની મહાન ધારાઓના સ્વરૂપમાં ફેરવાઈ ગયો. (૯૬) પૂર્વે શંકરની જટા પર જેમ ભાગીરથી પડ્યાં હતાં, તેમ એ અમૃતમય ધારા આકાશમાંથી શેષ રહેલા શરીરની ભસ્મ પર પડી. (૯૭) ઉદ્દાલક મુનિનું ચતુર્ભુજ થયેલું નારાયણસ્વરૂપ શરીર ચંદ્રબિંબની પેઠે પ્રકાશવા લાગ્યું. (૯૮) પછી અમૃતમય પ્રાણે શરીરને પૂર્ણ કર્યું અને અંદરની કુંડલિનીને પણ ભરી દીધી. (૯૯) મુનિએ પદ્માસન વાળ્યું અને દેહને દૃઢ રીતે સ્થિર કર્યો. પછી હાથીને જેમ બાંધવામાં આવે, તેમ તેમણે પાંચે ઇન્દ્રિયોને વશ કરી લીધી. (૧૦૦) હૃદયકમળમાં ચિત્તરૂપી ભ્રમર ચિન્તા વડે ચંચળ બન્યો હતો. જેમ સેતુ બાંધીને જળને રોકવામાં આવે, તેમ ખૂબ પ્રયત્ન કરીને તેમણે તેનો જલદી નિરોધ કર્યો. (૧૦૧) સંધ્યાકાળે જેમ કમળ પાંખડીઓ બીડી દે, તેમ તેમણે આંખની કીકીઓ સ્થિર કરી દીધી અને અરધાં નેત્રો બંધ કર્યાં. (૧૦૨) ઉચ્છ્વાસ અને નિઃશ્વાસરૂપી પ્રાણ અને અપાન વાયુને તેમણે પ્રશાન્ત બનાવ્યા, અને પ્રયત્નપૂર્વક ઇન્દ્રિયોને તેના વિષયોથી અલગ કરી. (૧૦૩) ધીર બુદ્ધિવાળા ઉદ્દાલકે બાહ્ય વિષયોનો દૂરથી જ ત્યાગ કર્યો, અને આંતર વિષયોરૂપી મનોવાસનાને બ્રહ્મમાં જ લીન કરી. (૧૦૪) જળમાં અધોમુખ રહેલા ઘડાની પેઠે તેમણે પેની વડે ગુદાને

દબાવીને નવે દ્વારના પવનને રોકી લીધા. (૧૦૫) મેરુ પર્વતના શિખરની પેઠે તેમણે પોતાની ડોક સ્થિર રાખી. તેમાં આત્મ-તત્ત્વનો પ્રકાશ પડતો હતો અને તેમનું મુખકમળ પ્રસન્ન હોવાથી, તે સ્પષ્ટ શોભતી હતી. (૧૦૬) વિંધ્યની ખીણમાં અનેક યુક્તિ પ્રયુક્તિ વડે જેમ ઉન્મત્ત હાથીને ખાડામાં નાખે, તેમ જેણે શિક્ષા પ્રાપ્ત કરી હતી તેવા મનને મુનિએ હૃદયાકાશમાં ધારણ કર્યું. (૧૦૭) એવી રીતે તેમણે પોતાના મનને શરદઋતુના આકાશની પેઠે અતિ સૌમ્ય અને વિમલ બનાવ્યું; તથા ધ્યાનાવસ્થામાં કોઈક વખતે સ્ફુરી આવતા સંકલ્પોને તે ઉડાડી દેતા. (૧૦૮) વારંવાર ઇચ્છા વિરુદ્ધ સંકલ્પો મનમાં ઊઠતા. રણમાં જેમ શૂરવીર યોદ્ધો શત્રુઓનો સંહાર કરે, તેમ મન વડે તેઓ એ સંકલ્પોનો નાશ કરતા. (૧૦૯) વિકલ્પોને દૂર કરી દીધા પછી ઉદ્દાલકને હૃદયમાં તમોગુણને લીધે કાજળ જેવા મલિન રંગનો મહાન અંધકાર દેખાયો. વિવેકરૂપી સૂર્યને એ અંધકારે ઢાંકી દીધો હતો. (૧૧૦) અંતઃકરણમાં ઉત્પન્ન થયેલા જ્ઞાનપ્રકાશ વડે એ અંધકારનો મુનિએ નાશ કર્યો. આવી રીતે તમોગુણનો નાશ થતાં, તેમને હૃદયમાં પ્રકાશમાન સત્ત્વગુણના તેજઃપુંજનું દર્શન થયું. એ તેજનો પણ તેમણે બાધ કર્યો. (૧૧૧) તેજનો બાધ થતાં સત્ત્વવૃત્તિઓ ઉપરામ પામી; એટલે મુનિના મનને વિશ્રાંતિ ન મળવાથી ફરીથી તેઓ રાત્રિના કમળની પેઠે તામસી નિદ્રામાં લીન થયા. આ સ્થિતિને પણ તેમણે તત્કાળ દૂર કરી. (૧૧૨) આ નિદ્રા દૂર થતાં, શૂન્યાકાર સંવિત્ તેમને પ્રાપ્ત થયું, અને એ સંવિત્ નષ્ટ થતાં તેમનું મન જડ બન્યું. મનની મૂઢતાને પણ તેમણે દૂર કરી. ત્યાર પછી તેજ, નિદ્રા, મોહ વગેરેથી રહિત નિર્વિકલ્પ સમાધિમાં તેમના મને ક્ષણભર વિશ્રાંતિ અનુભવી. (૧૧૩,૧૧૪)

જેમ સરોવરમાંથી બહાર વહેતા પાણી આગળ બંધ બાંધવાથી તે પાછું સરોવરમાં આવે છે, તેમ સર્વાત્મિકા બ્રહ્માત્મૈક્ય અવસ્થામાં જરા વિશ્રાંતિ લઈને તે મન પાછું પડ્યું. (૧૧૫) જેમ સોનું નૂપુરનો આકાર ધારણ કરે, તેમ સ્વરૂપનું ચિરકાળ અનુસંધાન કરવાથી ઉદ્ભવેલા સ્વરૂપના આનંદનો અનુભવ કરવાથી તેમનું મન ચિન્મય થયું. (૧૧૬) પાણી વહી જવાથી ઘડામાં રહેલો કાદવ જેમ વખત જતાં પોતાના કાદવરૂપનો ત્યાગ કરીને ઘડાના આકારવાળી માટી બની જાય છે, તેમ ચિત્તે પોતાના ચિત્તરૂપનો ત્યાગ કર્યો અને ચિત્‌ના પારમાર્થિક-રૂપે થતાં તે ચૈતન્ય થયું. (૧૧૭) તરંગ આદિ ભેદ દૂર કરીને એકાકાર બુદ્ધિએ સમુદ્રને જોવામાં આવે, તો જેમ શુદ્ધ જળ સિવાય અન્ય કંઈ જોવામાં આવતું નથી, તેમ ચૈત્યનો ત્યાગ કરી શુદ્ધ થયેલી ચિત્ બ્રહ્મભાવ પામી. (૧૧૮) ઉદ્દાલક મુનિને સ્વરૂપસાક્ષાત્કાર થતાં તેમની બાહ્યાન્તર ઇન્દ્રિયવૃત્તિઓ ઉપરામ પામી અને તેઓ શુદ્ધ મહાચિદાકાશ ભાવને પામ્યા. (૧૧૯) એ ચિદાકાશમાં અમૃતરૂપ સમુદ્રની પેઠે મુનિને દૃશ્ય અને દર્શન રહિત ઉત્તમ અને અનંત આનંદનો અનુભવ થયો. (૧૨૦) જીવભાવનું અભિમાન ગળી જતાં, તેઓ ચિદાકાશમાં સ્થિત થયા અને યથાર્થ સ્વરૂપના પરમાનંદનો અનુભવ કરવા લાગ્યા. (૧૨૧) શરદકાળના સ્વચ્છ આકાશમાં જેમ ચંદ્ર શોભે, તેમ પરમાત્મભાવ પામેલા ઉદ્દાલક આનંદસરોવરમાં મગ્ન થયા. (૧૨૨) પવન વિનાના સ્થાનમાં જેમ દીવો સ્થિર રહે, ચિત્રનું પૂતળું જેમ સ્થિર હોય, તરંગ વિનાનો સમુદ્ર શાંત હોય અને આસાર વરસી રહ્યા પછી નિઃશબ્દ બનેલાં વાદળાંની જે સ્થિતિ હોય, એવી ઉદ્દાલક મુનિની સ્થિતિ થઈ. (૧૨૩) આમ નિર્વિકલ્પ સમાધિની અવસ્થામાં ઉદ્દાલક મુનિ ચિરકાળ

પર્યંત રહ્યા. તેમણે આકાશમાં રહેતા અનેક સિદ્ધગણો, દેવતાઓ અને સિદ્ધિ આપનારાં વિવિધ ટોળાંઓને જોયાં; પણ તેમના તરફ તેઓ ઉદાસીન રહ્યા. (૧૨૪-૧૨૫) આવી રીતે તેમનો અનાદર કરી, મુનિ છ માસ સુધી શિખર પર નિર્વિકલ્પ સમાધિમાં રહ્યા. (૧૨૬) જે સ્થિતિમાં બ્રહ્મા, શંકર, સિદ્ધ અને સાધ્ય વગેરે દેવતાઓ રહે છે, તેવું જીવન્મુક્તનું પદ તેમણે મેળવ્યું. (૧૨૭) મુનિની સ્થિતિ આનંદમાં પરિણમવાથી સ્વરૂપના આનંદ સિવાય અન્ય કોઈ આનંદ રહિત પદ તેમણે મેળવ્યું; એટલે આત્મા વડે સર્વત્ર સ્વરૂપાનુભવ કરતાં તેઓ બ્રહ્માનંદમાં લીન થયા. (૧૨૮) આવું જીવન્મુક્ત પદ એ જ ખરું પદ છે, શંભુની ગતિ છે, એ જ શાશ્વત કલ્યાણકારક શ્રેય છે. એક ક્ષણમાં કે અનેક વર્ષો પછી પણ જે સાધુ પુરુષો એ પદ મેળવે છે, તેમના મનમાં સંસારના હેતુરૂપ પ્રપંચનું સ્ફુરણ થતું નથી. (૧૨૯,૧૩૦) આવી સ્થિતિમાં ઉદ્દાલક છ માસ સુધી રહ્યા, તે દરમિયાન સિદ્ધિઓ તરફ તેઓ ઉદાસીન રહ્યા. સમાધિમાંથી જાગ્યા ત્યારે ઉદ્દાલકે ચંદ્ર જેવા રમણીય સિદ્ધોને અને પોતાની સ્ત્રીઓથી વીંટાયેલા વિદ્યાધરોને જોયા. તેઓએ મુનિને કહ્યું: "હે ભગવન્! અમે તમને પ્રણામ કરીએ છીએ, તે તરફ આપ કૃપાદૃષ્ટિ કરો. આ વિમાનમાં આપ બેસો અને સ્વર્ગમાં ચાલો. હે વિભો! ભોગો ભોગવવાની સીમા સ્વર્ગ છે. કલ્પ પર્યંત મનને ગમે તેવા ઉચિત ભોગો ભોગવો." (૧૩૧-૧૩૪) સિદ્ધોએ આમ કહ્યું, એટલે તેમને અતિથિ સમજીને મુનિએ તેમનો યોગ્ય સત્કાર કર્યો, અને પોતે દ્વૈતના ભ્રમ રહિત થયા, ધીર બુદ્ધિવાળા તેમણે એ સિદ્ધિને આવકાર ન આપતાં તેનો ત્યાગ કર્યો, અને "હે સિદ્ધો! તમે પાછા જાઓ" એમ કહી, ફરીથી તે સમાધિસ્થ થયા. (૧૩૫,૧૩૬) મુનિ તો પોતાનાં કર્મમાં લીન હતા.

તેમને ભોગોમાં પ્રીતિ બિલકુલ ન હતી. તેઓ સમાધિમાંથી જાગ્યા નહિ, એટલે સિદ્ધો થોડા દિવસ રહી, પાછા ચાલ્યા ગયા. (૧૩૭) આ મુનિ જીવન્મુક્ત અવસ્થામાં વનમાં કે ઋષિઓના આશ્રમમાં યથેચ્છ રીતે વિહરવા લાગ્યા. (૧૩૮) ધ્યાનાસક્ત થયેલા તે મુનિ કોઈક વખતે એક દિવસે ધ્યાનમાંથી જાગતા, કોઈક વખતે એક વર્ષે જાગતા અને કોઈક વખતે તો ઘણાં વર્ષો પણ નીકળી જતાં. (૧૩૯) ચિત્તનું નિરંતર અનુસંધાન કરવાના અભ્યાસથી તેઓ પરિપૂર્ણ ચિદ્ભાવને પામ્યા અને ચિત્સામાન્યના ચિર અભ્યાસથી દૃશ્ય અને તેના સંસ્કારોનો ઉચ્છેદ થતાં, સત્તાસામાન્યપણાને પામ્યા. (૧૪૦) જીવન્મુક્તિપદ મેળવવાથી તેમનું ચિત્ત પ્રશાન્ત થયું, જગતના વિલાપો ગળી ગયા અને મનના સંદેહો દૂર થયા. મુનિની એવી સ્થિતિ થતાં, તેમનું શરીર શરદ ઋતુના દિવસ જેવું શાન્ત, બ્રહ્મસત્તાની સ્ફૂર્તિથી બળવાળું, આવરણ રહિત હોવાથી સ્પષ્ટ અને આગળની અવસ્થાનું અત્યંત વિસ્મરણ થતાં મન વિનાનું બ્રહ્મરૂપ થયું. (૧૪૧)

સત્તાસામાન્ય એટલે શું?

શ્રી રામે પૂછ્યું : હે બ્રહ્મન્ ! આપ આત્મજ્ઞાનરૂપી દિવસના સૂર્ય છો, મારા સંશયોને બાળી નાખનાર અગ્નિ છો, અને મારા અજ્ઞાનદાહને શાન્ત કરવા પણ સમર્થ છો. સત્તાસામાન્ય એટલે શું તે કહો. (૧૪૨)

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! ત્રણે કાળમાં દૃશ્યનો વસ્તુતઃ અભાવ છે એવું શ્રુતિ, યુક્તિ અને અનુભવથી નિરંતર અનુસંધાન કરવામાં આવે, અને તેથી ચિત્તનો સંપૂર્ણ લય થાય, ત્યારે આત્માની સત્તાસામાન્યતા રહે છે; અર્થાત્ વિક્ષેપના કારણભૂત ચિત્તનો અભાવ થતાં, સ્વરૂપની સત્તા જ બાકી રહે છે. (૧૪૩) મનનો વિલય થતાં ચિત્ ચેત્ય રહિત થાય, અને જાણે કે એ વિદ્યમાન જ નથી એવી રીતે તે આત્મામાં લય

પામે, ત્યારે સ્વરૂપની સ્વચ્છ સત્તા જ બાકી રહે છે. (૧૪૪) બહાર અને અંદર જે કંઈ દૃશ્ય દેખાય છે, તે બધું મિથ્યા છે, એવો જ્યારે નિશ્ચય થાય છે, અને અખંડ ચૈતન્ય રહે છે, ત્યારે સ્વરૂપની સત્તા જ બાકી રહે છે. (૧૪૫) ચિત્ત અન્તર્મુખ થતાં જ્યારે સઘળાં દૃશ્યો કાચબાના અંગની પેઠે વિના પ્રયત્ને સ્વ-સ્વરૂપમાં લીન થાય, ત્યારે સ્વરૂપની સત્તા બાકી રહે છે. (૧૪૬) જીવન્મુક્ત અને વિદેહમુક્ત પુરુષો જ આ જ્ઞાનાવસ્થા પ્રાપ્ત કરી શકે છે. એ જ્ઞાનદશાને તુરીયાતીત અવસ્થા કહેવામાં આવે છે. (૧૪૭) પોતાના યથાર્થ સ્વરૂપના જ્ઞાનમાંથી જન્મેલી આ દૃષ્ટિ વ્યુત્થાનદશામાં અને સમાધિ અવસ્થામાં કેવળ જ્ઞાનીઓને જ સંભવે. અજ્ઞાનીઓ આ દશા પ્રાપ્ત કરી શકતા નથી. (૧૪૮) હે રાઘવ! અમે, નારદ અને અન્ય મુક્ત ઋષિઓ પૃથ્વીની ઉપર છ રસની પેઠે આ જ્ઞાનદશાનો અનુભવ કરીએ છીએ. બ્રહ્મા, વિષ્ણુ, હર વગેરે પણ આ જ્ઞાનાવસ્થામાં રહે છે. જન્માદિ સમસ્ત ભયનો નાશ કરનાર આ જ્ઞાનદશાનું અવલંબન લઈ, ઉદ્દાલક મુનિ પણ જગતમાં પોતાની ઇચ્છા પ્રમાણે રહ્યા. વખત જતાં તેમણે દૃઢ નિશ્ચય કર્યો, કે હવે વિદેહમુક્ત બનવા આ શરીરનો ત્યાગ કરું. એમ વિચારી તેઓ ગુફામાં બદ્ધપદ્માસન વાળી અડધાં બીડેલાં નેત્રથી પાંદડાંના આસન પર બેઠા. (૧૪૯-૧૫૩) તેમણે ગુદા આદિ નવ દ્વારોને રોક્યાં, મન વડે ઇન્દ્રિયો તેમ જ સ્પર્શાદિ વિષયો પર અંકુશ મૂક્યો અને સ્વસ્વરૂપની ભાવના કરી. (૧૫૪) તેમણે પ્રાણપવનને રૂંધ્યો, ડોકને બરાબર સ્થિર કરી અને જીભના મૂળવડે ગળાંના છિદ્રને રોકી, ખેચરી મુદ્રા કરી. (૧૫૫) બહાર, અંદર, નીચે, ઊંચે, રૂપ વગેરે વિષયો કે શૂન્યમાં તેમણે મન અને દૃષ્ટિ ન રાખ્યાં. દાંત પણ દાંતને અડતા ન હતા. (૧૫૬)

પ્રાણવાયુને રોકેલો હોવાથી, તેમના મુખ ઉપર સમતા અને પ્રસન્નતા ચમકતી હતી. (૧૫૭) સ્વરૂપચૈતન્યનો સાક્ષાત્કાર થતાં તેમણે બ્રહ્માનંદના હર્ષનો રોમાંચ અનુભવ્યો અને સ્વરૂપનું નિરંતર અનુસંધાન થતાં, અવિચ્છિન્ન પરમાત્મતત્ત્વનો અનુભવ કર્યો. (૧૫૮) ચિત્‌ના અનુસંધાનના અભ્યાસથી તેમના હૃદયમાં આનંદનો પ્રકાશ પડ્યો અને એ પરાનંદનો અનુભવ કરતાં ચિદ્રૂવૃત્તિનું સ્ફુરણ વિલીન થયું. (૧૫૯) તેઓએ પરિપૂર્ણ અને અપરિચ્છિન્ન આત્મસત્તાનો અનુભવ કર્યો, અને એ શુદ્ધ સ્વરૂપમાં નિરંતર મગ્ન રહેવાથી, તેઓએ બ્રહ્માકારવૃત્તિ અનુભવી. અખંડ શાન્તિનો અનુભવ કરતાં તેઓ પરમ વિશ્રાન્તિ પામ્યા. (૧૬૦,૧૬૧) તેમનું મુખ આનંદને લીધે મનોહર લાગતું હતું; છતાં તેઓ શાન્ત અને નિર્વિકાર હોવાથી, એ આનંદવાળું મુખ નિરાનંદ જેવું ભાસતું હતું. નિર્મળપદ પ્રાપ્ત થતાં, તેમનો દીર્ઘ કાળનો મનનાદિ જગતનો ભ્રમ નષ્ટ થયો અને ચિત્રના પૂતળાંની પેઠે સ્થિર ચિત્તે તેઓ બ્રહ્માકારવૃત્તિમાં લીન થયા. (૧૬૨,૧૬૩) શરદઋતુ પસાર થઈ ગયા પછી વૃક્ષનો રસ જેમ સૂર્યના તેજમાં સમાઈ જાય, તેમ કેટલાક દિવસ પછી ઉદ્દાલક મુનિ સંસારદશાને ઓળંગી, વિમલ સ્વસ્વરૂપમાં લીન થઈ ગયા. (૧૬૪) તેમના સઘળા વિકલ્પો અને વિકારો નષ્ટ થયા અને અનિર્વચનીય સુખ આપનાર પરમપદ તેમણે મેળવ્યું. આ સુખ મેળવ્યા પછી ઇન્દ્રનું સ્વર્ગસુખ પણ તૃણવત્ તુચ્છ લાગે છે. (૧૬૫) જે બ્રહ્મપદ દેશ, કાળ અને વસ્તુ એ ત્રણેથી અપરિચ્છિન્ન છે, એવું શાશ્વતપદ ઉદ્દાલક મુનિએ પ્રાપ્ત કર્યું. એ જ પદ સત્ય છે, અનંત છે, આદ્ય છે, અમૃતમય છે, સુખ આપનાર છે અને આનંદસ્વરૂપ છે. આમ તેમણે બ્રહ્મના સંપૂર્ણ સુખનો અપરોક્ષ સાક્ષાત્કાર કર્યો. (૧૬૬)

# સર્ગ સાતમો

## સુરઘુનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા : હે કમળનયન રામ ! ઉદ્દાલક મુનિની પેઠે યોગના દૃઢ અભ્યાસથી ચિત્તને શાન્ત કરો અને આત્માનો વિચાર કરી, અનંત પરમાત્મતત્ત્વનો અનુભવ કરો. (૧) સતત અભ્યાસને પરિણામે સર્વ દૃશ્યનો ક્ષય થતાં, અનંત પદ મેળવાય ત્યાં સુધી વેદાન્તશ્રવણ, અર્થતત્ત્વની પરીક્ષા અને ગુરુનાં વચનોમાં દૃઢ શ્રદ્ધા વડે આત્મા સંબંધી વિચાર કરવો આવશ્યક છે. (૨) વૈરાગ્ય, અભ્યાસ, અધ્યાત્મશાસ્ત્રનું અધ્યયન, વસ્તુતત્ત્વની પરીક્ષા, ગુરુનો ઉપદેશ અને યમનિયમ વગેરે સાધનો વડે અથવા કેવળ પ્રજ્ઞા વડે એ પરમપદ મેળવાય છે. (૩) જે બુદ્ધિ જ્ઞાનમાં તીક્ષ્ણ અને શુદ્ધ છે તે પ્રજ્ઞા કહેવાય છે. ઉપર કહેલાં અન્ય સાધન વિના પણ કેવળ પ્રજ્ઞા જ પ્રાપ્ત કરવા લાયક પરમપદ અપાવે છે. (૪)

શ્રેષ્ઠ સમાધિ

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્ ! સમાધિનું સુખ અનુભવનાર કોઈ મુમુક્ષુ કોઈક વખત તેમાંથી જાગી વ્યવહાર કરતાં છતાં પણ આત્મસુખમાં જ લીન રહે છે. વળી કેટલાક એકાન્તમાં રહીને ફક્ત સમાધિમાં જ નિયમપૂર્વક રહે છે. આ બન્નેમાંથી કયો શ્રેષ્ઠ છે ? (૫,૬)

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! સત્ત્વાદિ ગુણોના સમુદાયરૂપ સઘળો પ્રપંચ અનાત્મા હોવાથી મિથ્યા છે, એવો અનુભવ કરનાર પુરુષના સર્વે સંતાપો દૂર થાય છે; અને તેથી હૃદયમાં જે શીતળતા અનુભવાય છે એ જ એની સમાધિ છે. (૭) કેટલાક મનુષ્યો "દૃશ્ય જગત સાથે મારે કંઈ સંબંધ નથી"

એવો દૃઢ નિશ્ચય કરી, હૃદયમાં શીતળતા અનુભવતા પોતાનો પ્રાપ્ત વ્યવહાર કરે છે; અને કેટલાક પુરુષો ધ્યાનમાં જ સ્થિત રહે છે. હે રામ! આમ શીતળતાનો અનુભવ કરનારા બન્ને સુખી છે; કારણ કે અનંત તપને પરિણામે મનુષ્ય હૃદયની શીતળતાનો અનુભવ કરી શકે છે. (૮,૯) સમાધિ અવસ્થામાં હર્ષવિષાદ વગેરે લાગણીને વશ થઈ, મનની વૃત્તિઓ જો ક્ષુબ્ધ થાય, તો એ સમાધિ ઉન્મત્ત મનુષ્યના નૃત્ય જેવી સમજવી. (૧૦) પણ ઉન્મત્તની પેઠે નૃત્ય કરનાર પુરુષના મનની વાસનાઓ ક્ષીણ થઈ ગઈ હોય, તો એ તેની સમાધિ છે એમ જાણવું. (૧૧) આત્મતત્ત્વને યથાર્થ રીતે જાણીને જે જ્ઞાની દુન્યવી વ્યવહારમાં રહે તેમ જ જે જ્ઞાની એકાન્ત વનનું સેવન કરે, એ બન્ને સમાન છે. તેમણે બન્નેએ સંદેહ વિનાનું પરમપદ પ્રાપ્ત કર્યું છે. (૧૨) મન દૂર દૂર ભટકતું હોવાથી, જેમ પુરાણની કથા સાંભળવા આવનાર પુરુષ કથામંડપમાં બેઠો હોય છતાં તે સાંભળતો નથી, તેમ જેઓનું મન વાસના વિનાનું થઈ ગયું હોય, એવા પુરુષો વ્યવહારનાં કાર્યો કરે છતાં તેઓ અકર્તા છે. (૧૩) નિદ્રામાં બાહ્ય ઇન્દ્રિયો શાન્ત પડી રહી હોય, છતાં સ્વપ્નમાં "હું કૂવામાં પડું છું" વગેરે પ્રતીતિ થવાથી મનુષ્ય કંઈ નથી કરતો, છતાં ભયકંપ વગેરેનો અનુભવ કરવાથી એ જેમ કર્તા કહેવાય છે, તેમ એકાન્ત વનમાં બેસી કંઈ ન કરવા છતાં જેના મનમાં ગાઢ વાસનાઓ સ્ફુરે છે તેને કર્તા સમજવો. (૧૪) ચિત્તનું અકર્તાપણું એ જ શ્રેષ્ઠ સમાધિ છે. એને જ તમે કૈવલ્યપદ સમજો. પરમ વિશ્રાન્તિ પણ એનાથી જ મળે છે. (૧૫) અચંચળ ચિત્ત ધ્યાનદૃષ્ટિનું કારણ છે, અને ચંચળ ચિત્ત અસમાધિનું કારણ છે; માટે તમે ચિત્તમાંથી વાસનાઓને દૂર કરો. (૧૬) વાસના વિનાના સ્થિર

મનથી ધ્યાન ધરતાં જે સ્થિતિનો અનુભવ થાય છે, એ જ પરમ કૈવલ્યપદ છે, અને એ જ પરમ શાન્તિનું ધામ છે. (૧૭) વાસનાઓ ક્ષીણ થવા લાગે, ત્યારે સમજવું કે મન મોક્ષ મેળવવા ઉદ્યમ કરે છે. વાસનાઓ વિનાનું મન અકર્તા છે અને પરમપદ અપાવે છે; (૧૮) પણ જે મનમાં અનેક વાસનાઓ સ્ફુરતી હોય, તે મન કર્તા કહેવાય છે, સઘળાં દુ:ખોનું એ કારણ છે; માટે તમારે વાસનાઓને જેમ બને તેમ ક્ષીણ કરવી. (૧૯) સર્વે દૃશ્ય પદાર્થોમાં 'અહં–મમ' નો ત્યાગ કરો અને પછી પર્વત પર કે ઘરમાં જ્યાં રહેવું હોય ત્યાં યથેચ્છ રીતે રહો. (૨૦) જેનું મન સારી પેઠે સ્વસ્થ છે, અને જેનો અહંકાર શાન્ત પડી ગયો છે, એવા ગૃહસ્થને ઘર પણ નિર્જન વન જેવું છે. (૨૧) જેમ બજારમાં ફરતા લોકોનો બીજા દેશથી આવેલા મનુષ્યની સાથે કંઈ પણ સંબંધ ન હોવાથી, તેને મન અસત્ જેવા છે, તેમ આત્મતત્ત્વને જાણનારો પુરુષ ગ્રામની સાથે પોતાને કંઈ લેવાદેવા ન હોવાથી તેને વન સમાન માને છે. (૨૨) જે પુરુષ અંતર્મુખ થઈને સૂવું, ફરવું, જાગવું વગેરે જગતના વ્યવહાર કરે છે અને સઘળું આત્મવત્ જુએ છે, એવા પુરુષને મનુષ્યની વસતિવાળો પ્રદેશ પણ અરણ્ય જેવો ભાસે છે; કારણ કે મન અંતર્મુખ થતાં, તેને બધું આકાશ-વત્ લાગે છે. (૨૩) જેના હૃદયે શીતળતા અનુભવી છે, તેને જગતનો સઘળો વ્યવહાર શીતળ લાગે છે; પણ જેના ચિત્તને તૃષ્ણા સંતાપે છે, તેને આખું જગત સંતપ્ત લાગે છે. (૨૪) સર્વે પ્રાણીઓના અંત:કરણની જેવી વૃત્તિઓ હોય છે, તેવું બહાર જોવામાં આવે છે. સ્વર્લોક, પૃથ્વી, અંતરિક્ષ, વાયુ, પર્વત, નદી અને દિશાઓ એ સર્વે અંત:કરણના ભાગ બહાર રહ્યા હોય એમ લાગે છે. (૨૫) જે મનુષ્ય કર્મેન્દ્રિયો વડે

વ્યવહારનાં કાર્યો કરતાં છતાં તેમાં આસક્ત થતો નથી, અને આત્મામાં જ નિષ્ઠા રાખે છે, તથા જેને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી હર્ષ થતો નથી કે અનિષ્ટ બનાવથી શોક થતો નથી, એ જ મનુષ્ય સ્વસ્થ અને શાન્ત છે. (૨૬) જે મનુષ્ય પ્રાણીમાત્રને આત્મવત્ જુએ છે, અને પારકા ધનને માટી સમાન તુચ્છ સમજે છે, એની જ દૃષ્ટિ સાચી છે. તેમનો સ્વભાવ જ આવા વર્તનનું કારણ છે, નહિ કે કોઈની બીક. (૨૭) "હમણાં જ મૃત્યુ આવે કે કલ્પ પછી આવે" એવા નિશ્ચયથી આ સમદર્શી તત્ત્વજ્ઞ કાદવમાં પડેલા સુવર્ણની પેઠે નિષ્કલંક રહે છે. (૨૮) આ સઘળું જગત પ્રશાન્ત, અજન્મા, એક અને અનાદિ બ્રહ્મરૂપે છે; એ પૂર્ણ પ્રકાશસ્વરૂપ છે, આનંદૈકરસ છે અને અચિન્ત્ય છે. આ વિશેષણો વડે પણ શબ્દમયી ભેદદૃષ્ટિ થાય છે તે બોધ થવા માટે છે. તે વ્યર્થ હોવાથી મિથ્યા છે; માટે આ સઘળું પરબ્રહ્મ પ્રતિપાદક ૐકાર જ છે. (૨૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આ વિષયમાં એક પુરાતન ઇતિહાસ છે. કિરાત દેશના રાજા સુરઘુનું વિસ્મય પમાડે તેવું વૃત્તાન્ત તમને કહું છું. (૩૦) હિમાલયના કૈલાસ શિખરની તળેટીમાં હેમજટા નામના કિરાતો વસતા હતા. સુરઘુ નામે તેનો એક રાજા હતો. એ ઉદારાત્મા, બળવાન, શત્રુને જિતનાર અને તેના અભિમાનનો નાશ કરનાર હતો. (૩૧,૩૨)

સુરઘુને માંડવ્યનો ઉપદેશ

તે દુષ્ટોનું દમન કરતો અને નીતિની મર્યાદાનું પાલન કરનારાની ઉપર અનુગ્રહ કરતો. આમ તે રાજ્યકારભાર ચલાવતો હતો. આવી રાજ્યનીતિથી પ્રજાને થતાં સુખદુઃખનો વિચાર કરતાં તેને મનમાં ચિન્તા થઈ, કે જેમ તલ ઘાણીમાં પીલાય તેમ પ્રજાને હું શા માટે પીડું? જેમ મને દુઃખ થાય, તેમ સર્વે

પ્રાણીઓને પણ પીડા થાય. (૩૩,૩૪) અથવા દુષ્ટોને ધર્મ-શાસ્ત્રમાં બતાવેલા યોગ્ય દંડ હું કરીશ; કારણ કે પાણી વિનાની નદીની પેઠે પ્રજા કામક્રોધાદિને વશ થઈ, સ્વ-માર્ગ-મર્યાદાનું ઉલ્લંઘન કરશે. (૩૫) આમ તેનું ચિત્ત ડોલાયમાન થતાં, તેણે મનની શાન્તિ ગુમાવી. એક દિવસ રાજાને ત્યાં માંડવ્ય ઋષિ પધાર્યા. (૩૬) રાજાએ યોગ્ય પૂજા કરી તેમનો સત્કાર કર્યો અને પૂછ્યું: "હે મુને! આપના આગમનથી હું પરમસુખ અનુભવું છું અને મને પરમ ભાગ્યશાળી સમજું છું. હે ભગવન્! આપ સઘળું ધર્મતત્ત્વ જાણો છો, એટલે દીર્ઘ કાળથી આપ પરમ વિશ્રાન્તિસુખ અનુભવો છો; માટે જેમ સૂર્ય અંધકારનો નાશ કરે, તેમ મારો એક સંશય આપ દૂર કરો. ખરેખર, મહાન પુરુષોનો સમાગમ થતાં કોનાં દુઃખો દૂર ન થાય? સંદેહથી મનને ખૂબ પીડા થાય છે. પ્રજાને નિયમમાં રાખવા માટે હું તેમને દંડ આપું છું, તેમ જ તેના ઉપર અનુગ્રહ પણ કરું છું. જેમ સિંહ પંજા વડે હાથીને સંતાપે, તેમ રાજ્યકારભાર ચલાવતાં થતી વિવિધ ચિન્તાઓ મને સતાવે છે. સૂર્યનાં કિરણો જેમ સમતાથી સર્વત્ર ફરી વળે છે, તેમ મારું મન વિષમ ન બનતાં સમત્વનો અનુભવ કરે એવો રસ્તો બતાવો. તમારા સમાન બીજો કોઈ નથી, માટે મારા પર દયા બતાવો." (૩૭-૪૨)

માંડવ્ય બોલ્યા: "હે રાજન્! વૈરાગ્ય તથા ત્યાગ વગેરે સાધન વડે આત્મજ્ઞાન મેળવવા માટે શ્રવણ, મનન વગેરે ઉપાયો યોજવા. એવા સ્વપ્રયત્નથી હર્ષશોક વગેરે કારણોથી થતી આ તમારા મનની ડોલાયમાન સ્થિતિ બરફની પેઠે લય પામશે. (૪૩) "હું કોણ? આ કેમ થયું? જન્મ અને મરણનું શું કારણ?" વગેરે પ્રશ્નો વિષે પોતે જ વિચાર કરવાથી મનનો મેલ તત્કાળ દૂર થાય છે. આત્મવિચાર તમને

જરૂર મહાન પદ અપાવશે; અને એવી રીતે વિચાર કરવાથી તમારું સત્યસ્વરૂપ સમજાતાં મન પોતાના સ્વરૂપનો ત્યાગ કરશે, અને ત્રિવિધ તાપ રહિત થઈ, વિક્ષેપ વિનાના બ્રહ્મપદને પામશે. એમ થવાથી તે જીવન્મુક્તના વ્યવહારને યોગ્ય બની જશે. (૪૪–૪૬) હે રાજન્ ! જીર્ણ મચ્છર જેમ ખાબોચિયામાં ડૂબે છે, તેમ જેનું મન કામથી કૃપણ બન્યું છે, તે પુરુષ ક્ષુદ્ર કાર્યમાં પણ મોહ પામે છે. (૪૭) અખિલ દૃશ્યની ઉપેક્ષા કરી જ્યારે તેમાં વૈરાગ્યબુદ્ધિ થાય, ત્યારે તેને પરિણામે માત્ર સ્વયંપ્રકાશ પરમાત્મા જ બાકી રહે છે. (૪૮) જ્યાં સુધી સઘળા પ્રપંચનો ત્યાગ કરવામાં ન આવે, ત્યાં સુધી આત્માનો અનુભવ થતો જ નથી. દૃશ્ય વસ્તુનો પરિત્યાગ થતાં, માત્ર દ્રષ્ટા જ બાકી રહે છે. (૪૯) જ્યાં સુધી બીજી વસ્તુઓનો ત્યાગ થતો નથી, ત્યાં સુધી રત્નાદિ સામાન્ય વસ્તુ પણ ન મળે, તો પછી સ્વાત્મલાભનું તો પૂછવું જ શું ? (૫૦) આત્માનો સતત અનુભવ કરવા માટે, જે કંઈ દૃશ્ય દેખાય છે, તેનો ત્યાગ કરવો. એવી રીતે મિથ્યા દ્વૈત–પ્રપંચનો ત્યાગ કરતાં પરમપદ જ અવશેષ રહે છે. (૫૧) કાર્ય–કારણરૂપ જગતની વાસનાઓએ કલ્પેલા મનમાંથી અનાત્મ–ભાવનાઓ દૂર કરવાથી મનોભાવ નાશ પામે છે, અને શરીર એ આત્મા નથી એવો ભાવ દૃઢ થતાં બાકી જે રહે છે, તે જ બ્રહ્મનું સ્વરૂપ છે." (૫૨)

વસિષ્ઠ બોલ્યા : હે રઘુનંદન ! સુરઘુને આ પ્રમાણે ઉપદેશ આપી, માંડવ્ય ઋષિ પોતાને આશ્રમે ગયા. (૫૩) મુનિના ગયા પછી રાજા એકાન્ત સ્થાનમાં ગયા અને "હું કોણ ?" એવો વિચાર પોતે કરવા લાગ્યા. (૫૪) "હાથપગવાળો આ

સુરઘુનું મનન

દેહ જ આત્મા છે એમ હું માનું છું. એને વિષે હૃદયમાં વિચાર કરું તો માંસ, હાડકાં વગેરે હું નથી; કારણ કે તે અચેતન છે. કર્મેન્દ્રિયો હું નથી, તેમ તે ઇન્દ્રિયો પણ મારી નથી. (૫૫,૫૬) બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિય વગેરે જડસ્વરૂપો હું નથી, આમ શરીરાદિ હું નથી. (૫૭) વિકલ્પ રહિત અને વિશુદ્ધ ચૈતન્ય બાકી રહ્યું, તે જ હું છું. જેમ અખિલ બ્રહ્માંડમાં વાયુ વ્યાપ્ત છે, તેમ એ ચૈતન્ય સકળ પ્રાણી માત્રમાં વ્યાપ્ત છે. (૫૮) એ જ ભગવાન છે; અને મોતીઓમાં જેમ દોરો પરોવાયેલો છે, તેમ એ જ આત્મા બધામાં રહેલો છે. ચેત્યરૂપી રોગ રહિત એ જ નિર્મળ ચિત્શક્તિ વડે સર્વ દિશાઓ ભરપૂર છે. અજ્ઞ જનોને તે ભય પમાડે છે. (૫૯) એ શક્તિ સર્વે મનોવૃત્તિમાં રહે છે, એ સૂક્ષ્મ છે, ભાવ તથા અભાવ રહિત છે, સર્વે બ્રહ્માંડમાં વ્યાપ્ત છે અને સર્વ શક્તિઓનો તે ભંડાર છે. (૬૦) જગતમાં જે કંઈ દૃશ્ય દેખાય છે, તે સઘળું ચિત્ના સ્ફુરણના અંશ માત્ર છે. અન્ય કોઈ વસ્તુ શાશ્વત નથી. (૬૧) વાસનાઓ નિર્મૂળ થતાં, મન વિષયોમાં આનંદ લેતું નથી. આમ નિર્વિષયી સ્થિતિ થતાં તેની સર્વે ચેષ્ટાઓ શમે છે, અને ભવની ભ્રાન્તિ દૂર થાય છે; એટલે હું ગાઢ સુષુપ્તિ-દશાનો અનુભવ કરી, શાન્તિ અને સમતાથી આત્મસ્વરૂપમાં સ્થિત રહું છું." (૬૨)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! ગાધિના પુત્ર વિશ્વામિત્ર જેમ બ્રહ્મર્ષિ થયા તેમ વિવેકના દૃઢ અભ્યાસથી રાજા સુરઘુએ ઉત્તમ પદ પ્રાપ્ત કર્યું. (૬૩) તેમની ચિત્તવૃત્તિઓ નિર્વિકાર થતાં, તેઓ શોભવા લાગ્યા. (૬૪) એ નિર્દય ન હતા તેમ દયાવાળા પણ ન હતા; સ્નેહ રાખનાર ન હતા કે દ્વેષ રાખ-

સુરઘુ અને પરિઘની જ્ઞાનચર્ચા

નાર પણ ન હતા; અને ઇચ્છાવાળા કે ઇચ્છા વિનાના પણ ન હતા. આમ તેઓ રાગદ્વેષ વિનાના થતાં, નિર્દ્વંદ્વ બની ગયા.(૬૫) આ વિષે જ્ઞાનનો અનુભવ કરનાર સુરઘુ અને પર્ણાદ વચ્ચે જે અદ્ભુત સંવાદ થયેલો તે સાંભળો. (૬૬) શત્રુઓનો પરાજય કરનાર પરિઘ નામે એક પારસિક દેશનો રાજા હતો. હે રઘુનંદન! તે સુરઘુનો મિત્ર થતો હતો. એક વખત તેના દેશમાં મહાન દુષ્કાળ પડ્યો. ભૂખમરાથી પ્રજાનો નાશ થવા લાગ્યો. આ સંકટ જોઈને રાજાને ખૂબ દુઃખ થયું, પણ તેનો પ્રતિકાર કરવાને તે અસમર્થ નીવડતાં રાજ્ય છોડી ચાલતો થયો અને વનમાં તપ કરવા લાગ્યો. શાન્ત મનવાળો તે રાજા તપ કરતાં સૂકાં પાંદડાંનું ભોજન કરતો, ત્યારથી તે પર્ણાદના નામે ઓળખાવા લાગ્યો. હજાર વર્ષ પછી દારુણ તપના પ્રભાવે અભ્યાસને લીધે તેનું ચિત્ત શુદ્ધ થયું, અને ઈશ્વરનો અનુગ્રહ થયો; એથી તેણે જ્ઞાનનો અનુભવ કર્યો. તેની આશાઓ નાશ પામી, તે દ્વંદ્વ રહિત થયો અને સર્વત્ર સમાન દૃષ્ટિએ જોવા લાગ્યો. (૬૭–૭૨) ત્રણે લોકમાં તે યથેચ્છ વિહાર કરવા લાગ્યો. એક વખત તેને ઘેર સુરઘુ આવ્યો. તેને જોતાં તેઓ એક બીજાને કહેવા લાગ્યા, "તમારા દર્શનથી મને ખૂબ આનંદ થયો છે. ખરેખર, મારા પુણ્યનું ફળ મને મળ્યું." (૭૩,૭૪)

પરિઘે પૂછ્યું: "હે અનઘ! જેમ તમે જ્ઞાન મેળવ્યું, તેમ મેં પણ મેળવ્યું છે. સદ્બુદ્ધિથી પ્રસન્ન અને ગંભીર ચિત્તે તમે અવશ્ય કરવાનાં રાજ્ય સંબંધી કર્મો કરો છો! તમારું શરીર આધિવ્યાધિ વિનાનું નીરોગી તો છે ને? (૭૫,૭૬) ઉપર ઉપરથી રમ્ય ભાસતા ભોગોમાં આસક્ત થતા નથી ને? જે નિર્વિકલ્પ–સ્થિતિ પરમ શાન્તિનો અનુભવ કરાવે છે, જે વિક્ષેપને નસાડે છે અને જે સાંસારિક સુખો કરતાં વધારે

ઉત્તમ છે, એવો સમાધિસુખનો અનુભવ કરો છો?" (૭૭,૭૮)

સુરઘુએ જવાબ આપ્યો: "હે મહાત્મન્! જે પુરુષ આત્મજ્ઞ નથી, તે સતત મૌન સેવે કે વ્યવહાર કરે તોપણ તેનું ચિત્ત સમાધિસુખનો અનુભવ કરી શકે નહીં. (૭૯) પણ જ્ઞાનદશામાં સ્થિર રહીને જે તત્ત્વજ્ઞ પુરુષો જગતના વ્યવહાર કરે છે, તેઓ હમેશાં બ્રહ્માનંદની સમાધિના સુખનો અનુભવ કરે છે. (૮૦) જેઓ બદ્ધપદ્માસન વાળીને બ્રહ્મને અંજલિ આપતા હોય, તોપણ જેનું મન અવિશ્રાન્ત હોઈ, વિષયોમાં ભટકે છે; એવા પુરુષો સમાધિસુખનો આનંદ કેમ લઈ શકે? (૮૧) જે વડે સઘળી આશાઓ બળીને ભસ્મ થાય, એવા તત્ત્વબોધને જ સમાધિ કહેવામાં આવે છે. કંઈ પણ કર્યા વિના માત્ર મૌન બેસી રહેવું, એ સાચી સમાધિ ન કહેવાય. (૮૨) જે પરાપ્રજ્ઞા સ્થિર છે, નિત્યતૃપ્ત છે અને જે વડે સર્વત્ર આત્મદર્શન કરી શકાય છે, એને પંડિતો સમાધિ કહે છે. (૮૩) જે અક્ષુબ્ધ છે, અહંકાર રહિત છે. રાગ-દ્વેષાદિ દ્વંદ્વોથી પર છે અને જે મેરુની પેઠે અચળ છે, એવી પરાપ્રજ્ઞા-સમાધિ કહેવાય છે. (૮૪) જે મનોગતિ ચિન્તા રહિત છે, "આ લઉં અને એનો ત્યાગ કરું" એવી ભેદભાવનાથી રહિત છે, અને તેથી જે સઘળી ઇચ્છાઓથી પર છે એને જ પરિપૂર્ણ સમાધિ કહી શકાય. (૮૫) જેમ કાળ પોતાની ગતિને જરા પણ ભૂલતો નથી, તેમ જ્ઞાની પુરુષને સ્વ-સ્વરૂપનું બિલકુલ વિસ્મરણ થતું નથી. (૮૬) જેમ વાયુ પોતાની ગતિ જરા પણ ચૂકતો નથી, તેમ જ્ઞાની પુરુષ પોતાના ચિન્માત્ર આત્મસ્વરૂપને ક્ષણ ભર પણ ભૂલી શકતો નથી. (૮૭) પરિપૂર્ણ જ્ઞાનસ્વરૂપ મહાત્માઓ સુખઃદુઃખાદિ વિકારો વડે થતી ભેદભાવનાથી રહિત છે, એથી તેઓ સમદર્શી છે; તેમ જ તેઓ સમાહિત ચિત્તે સંસારમાં

વિચરે છે. આમ હોવાથી સમાહિત કે અસમાહિતના ભેદની કલ્પના વડે મિથ્યા વાક્પ્રપંચ કેમ સંભવે?" (૮૮)

પરિઘ બોલ્યાઃ "હે રાજન્! ખરેખર, તમને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થયું છે, તમે પરમપદ પામ્યા છો. તમારા અંતઃકરણે શીતળતાનો અનુભવ કર્યો છે. તમે ગંભીર અને પ્રકટ આશયવાળા છો, તમારું સ્વરૂપ નિર્મળ છે, વ્યાપક છે, પૂર્ણ છે, અહંકારની વ્યાકુળતા રહિત છે અને તમે સર્વત્ર વ્યાપ્ત હોવાથી, સ્વસ્થપણે પ્રકાશો છો. (૮૯,૯૦) વિષયો તરફ ઉદાસીન ભાવ થતાં, સમરસ બનેલું મન જો આત્મસુખમાં જ તૃપ્ત રહે, તો એ અંતર્મુખ દૃષ્ટિ એને સુખ અપાવે છે. એ જ દૃષ્ટિ સર્વોત્તમ છે અને એ જ જીવન્મુક્તિ છે." (૯૧)

## સર્ગ આઠમો

### ભાસ-વિલાસસંવાદ

વસિષ્ઠ બોલ્યા : હે રઘુનંદન! આ પ્રમાણે સુરઘુ અને પરિઘ વચ્ચે જગતના ક્રમ સંબંધી ચર્ચા થઈ. એક બીજાનું પ્રેમથી પૂજન કર્યું અને પછી "આ જગત

સંસાર તરવાના ઉપાય ભ્રાન્તિ માત્ર છે" એવો નિશ્ચય કરી, પ્રસન્ન ચિત્તે પોતપોતાના વ્યવહારમાં પ્રવૃત્ત થયા.

(૧) જે પુરુષ નિત્ય આત્મા સંબંધી વિચાર કરે છે, વિષયોમાં આસક્ત ન થતાં અંતર્મુખવૃત્તિ રાખી પોતાનો વ્યવહાર ચલાવે છે, અને ચિતનું અનુસંધાન કરે છે, તેને શોક નડતો નથી. (૨) સંસારરૂપી અરણ્યમાં અહીંતહીં ભટકતો જીવરૂપી ગોધો સેંકડો આશાઓની જાળમાં ફસાયો છે. વિષયોરૂપી ઘાસ ખાવા તે ઉત્સુક છે અને દુઃખરૂપી મહાન બોજો તેને ઊંચકવો પડે છે. મોહરૂપી નાનકડા સરોવરમાં તે પડ્યો

છે, અનેક રોગોરૂપી ડાંસ તેને કરડે છે અને તૃષ્ણારૂપી ચામડાંનાં દોરડાં વડે તે દોરાય છે. પાપરૂપી કાદવથી તે ખરડાયેલો છે. તેને ક્યાંય પણ વિશ્રામસ્થાન મળતું નથી; માટે હે રામ! ખૂબ મહેનત કરીને એ જીવનો સંસારમાંથી ઉદ્ધાર કરવો એ આપણી પવિત્ર ફરજ છે. (૩-૫) નૌકામાં છિદ્ર પડતાં જેમ નાવિકની મદદથી તરી જવાની યુક્તિ સૂઝે છે, તેમ તત્ત્વજ્ઞ પુરુષોનો સંપર્ક સાધવાથી આ સંસાર તરી જવાની યુક્તિ પ્રાપ્ત થાય છે. (૬) જે દેશમાં જ્ઞાનરૂપી ફળ અને શાન્તિ આપનાર આત્મતત્ત્વ જાણનાર સજ્જનોરૂપી વૃક્ષો નથી, ત્યાં ડાહ્યા માણસોએ રહેવું નહિ. (૭) દેહ અને ઇન્દ્રિયો જ આત્મા છે એ માન્યતા દૂર કરીને, આત્માનો ઉદ્ધાર કરવા માટે પુરુષોને ધન, મિત્ર, અનાત્મવિષયોની ચર્ચા કરતાં શાસ્ત્રો કે સગાંવહાલાં કોઈ પણ કામ આવતાં નથી. (૮) નિત્ય સાથે રહેતા શુદ્ધ મન વડે "હું કોણ?"નો બરાબર વિચાર કરતાં આત્મા દેહથી જુદો છે એવું જ્ઞાન થાય છે, અને આત્માનો ઉદ્ધાર થાય છે. (૯) દેહને કાષ્ઠલોષ્ટ સમાન માનવાથી તેની અંદર અનાત્મદૃષ્ટિ થાય છે, અને એ નિશ્ચય થતાં જ દેવાધિદેવ પરમાત્મ-સ્વરૂપનું દર્શન થાય છે. (૧૦) એ પરમાત્મા પરિપૂર્ણ છે, વાણીથી પર છે, તેના સમાન કે અધિક અન્ય કંઈ જોવામાં આવતું નથી, અને દૃશ્ય વસ્તુમાં તે આસક્ત થતા નથી. (૧૧) મનોહંકાર ગળી જતાં સર્વ ભાવોની અંદર રહેલા જે પરાનંદ પરમાત્મ-સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, તે ચૈતન્યના પ્રકાશનો જ અંશ છે. તે નિર્વિકલ્પ અવસ્થા સ્થિર થતાં પોતે જ પોતાની ઉપમા થાય તેમ છે. પરિપૂર્ણ અને આકાશ જેવી વ્યાપક એ પરમાત્મભાવની દશા સુષુપ્તિ અવસ્થાને લીધે નજીકમાં નજીક રહેલાની પેઠે પાસે જ જોવામાં આવે છે. (૧૨-૧૪) હે રામ!

સમાધિ વડે પરમાત્મભાવની દશા સુષુપ્તિ અવસ્થાની પેઠે નજીક જોવામાં આવે છે, અને તેનો હૃદયમાં જ અનુભવ થાય છે; વાણીથી એ દશા પર છે. (૧૫) સઘળું જગત અનંત આત્માનું સ્વરૂપ જ છે. વાસનાઓ વડે વિકાર પામેલા મનને સમાધિથી શાન્ત બનાવીએ, તો તેનો લય થતાં હૃદયસ્થ ચરાચર આત્મદેવ પોતે જ પ્રકાશ આપે છે. (૧૬) અંદર તેમ જ બહાર સર્વત્ર પરમાત્મદર્શન થયા પછી વાસનાના સંસ્કારો નાશ પામે છે અને તે નાશ પામતાં પરમાત્માના પ્રકાશનો સ્પષ્ટ અનુભવ થવા માંડે છે. એમ થતાં સમતાને લીધે અચિન્ત્ય પરમાત્મ-સ્વરૂપમાં નિષ્ઠા થાય છે. (૧૭) હે રામ! શાસ્ત્રાભ્યાસ વડે, વિવેકશક્તિ પામેલા મન વડે, સંસારમાં આસક્ત થયેલા મનનો નાશ કરીને જો આત્માનું અવલોકન ન થાય, તો સંસારનાં દુઃખો કોઈ પણ દિવસ નાશ ન પામે. મનોનાશ થતાં આત્મ-સુખનો અનુભવ થાય છે. (૧૮)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આ વિષયમાં સહ્ય પર્વત પર ભાસ અને વિલાસ નામના બે મિત્રો વચ્ચે થયેલો સંવાદરૂપ એક પુરાતન ઈતિહાસ તમને કહું છું.

ભાસ-વિલાસ સંવાદ

(૧૯) ગગનચુંબી સહ્યાદ્રિ પર્વત પૃથ્વી ઉપર વિસ્તીર્ણ રીતે પથરાયેલો હતો અને તેનો મૂળભાગ પાતાળમાં હતો. (૨૦) તે પર્વત ઉપર ઉત્તર તરફના એક શિખર પર ફળોથી લચી રહેલાં વૃક્ષો હતાં. ત્યાં સિદ્ધ પુરુષોના શ્રમને હરી લે તેવો અત્રિ ઋષિનો રમણીય આશ્રમ હતો. (૨૧) આકાશમાં શુક્ર અને બૃહસ્પતિ જેવા ત્યાં કોઈક બે તપસ્વીઓ રહેતા હતા. (૨૨) તે બંને ઋષિઓને વિલાસ અને ભાસ નામના બે પુત્રો થયા. ઉત્તરોત્તર તેઓ મોટા થવા લાગ્યા. (૨૩) દંપતીની પેઠે તેઓ એક-

બીજામાં ગાઢ સ્નેહ રાખતા અને તેઓનું મન એક જ હોવા છતાં બે રૂપ થયું હોય એમ લાગતું હતું. (૨૪) બંનેના પિતાએ દેહોત્સર્ગ કર્યો, એટલે તેમની ઔર્ધ્વદૈહિક ક્રિયા કરી, તેઓએ વિલાપ કર્યો. (૨૫) વિરક્તપણે બંને જણા જુદા જુદા રહીને વનમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા. તપ કરતાં કરતાં તેમનાં અંગ ક્ષીણ થઈ ગયાં. છેવટે તેમને સંસારમાંથી વિશ્વાસ ઊઠી ગયો. (૨૬) દિવસો, મહિનાઓ, વર્ષો પસાર થયાં. એક દિવસ તેઓ મળ્યા અને પરસ્પર કહેવા લાગ્યા. (૨૭)

વિલાસ બોલ્યો: "હે શ્રેષ્ઠ મિત્ર! તમે જગતમાં મારું વિશ્રામસ્થાન છો. હું તમારું સ્વાગત કરું છું. (૨૮) મારા વિના આટલાં વર્ષો તમે ક્યાં ગાળ્યાં? હે સાધો! તમારું તપ ફળ્યું ને? તમારી બુદ્ધિ ત્રિવિધ તાપ રહિત થઈ? તમને આત્મબોધ થયો? તમારી વિદ્યા સફળ થઈ? તમે કુશળ છો?" (૨૯,૩૦)

ભાસ બોલ્યો: "હે સાધો! હું તમારાં દર્શનથી ધન્ય થયો છું. સંસાર વચ્ચે રહેવાથી અમે કુશળ કેમ હોઈ શકીએ? જ્યાં સુધી જાણવા યોગ્ય જ્ઞાનનો અનુભવ નથી થયો, જ્યાં સુધી મનનો નાશ નથી થયો અને જ્યાં સુધી સંસારના ભેદભાવને તરી પાર નથી ગયા, ત્યાં સુધી કુશળતા કેમ સંભવે? (૩૧,૩૨) દાતરડાં વડે જેમ લતાઓ કપાઈ જાય, તેમ અમારા મનમાં ઉદ્ભવતી અનેક આશાઓનો નાશ ન થાય ત્યાં સુધી અમે કુશળ કેમ હોઈ શકીએ? (૩૩) જ્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત થયું નથી, સમતાનો ગુણ જ્યાં સુધી કેળવાયો નથી, અને અપરોક્ષ સાક્ષાત્કાર થયો નથી, ત્યાં સુધી અમારી કુશળતા કેમ સંભવે? હે સાધો! આત્મલાભ વિના અને જ્ઞાનરૂપી મહાન ઔષધનું સેવન કર્યા વિના, સંસારરૂપી દુષ્ટ વિષૂચિકા રોગ ફરી ફરી

ઉત્પન્ન થાય છે. (૩૪,૩૫) વિવિધ પ્રકારનાં સુખદુઃખમાં પડેલો અને જરામરણરૂપી પર્વતથી નીચે પડી જતાં ભગ્ન થઈ ગયેલો જીવ, જગતરૂપી પર્વતમાં આળોટવાથી સૂકાં પાંદડાંની પેઠે જર્જરિત થઈ જાય છે." (૩૬)

## સર્ગ નવમો

### વીતહવ્યનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે મહાબાહો! ઉપર પ્રમાણે બંને વચ્ચે કુશળ પ્રશ્નો પૂછાયા. વખત જતાં તેઓએ વિમલ જ્ઞાન પ્રાપ્ત કર્યું અને મોક્ષપદ મેળવ્યું. (૧) માટે હું

સંગ અને તેની ચિકિત્સા

કહું છું, કે સંગમાં ફસાયેલા પુરુષ માટે સંસાર તરવાનો જ્ઞાન સિવાય અન્ય કોઈ ઉપાય છે જ નહિ. (૨) સંસારના વ્યવહારમાં રહેવા છતાં પણ જેનું સ્વચ્છ ચિત્ત સંસારના વિષયોમાં આસક્ત નથી, તે પુરુષને મુક્ત સમજવો; અને ચિરકાળ પર્યંત તપ કરનાર તપસ્વીનું ચિત્ત સંસારના વિષયોમાં આસક્ત હોય, તો એને બંધનમાં ફસાયેલો સમજવો. (૩) જેમ મધમાખી એક પુષ્પમાંથી મધ લઈ અનાસક્તપણે બીજા પુષ્પ ઉપર બેસે છે, તેમ જે મનુષ્ય હૃદયમાં કોઈ પણ પ્રકારની આસક્તિ વિના જીવન વ્યતીત કરે છે, તે બહારથી કર્મ કરે કે ન કરે, તોપણ એ કર્મોનો તે કર્તા કે ભોક્તા બનતો નથી. (૪)

શ્રીરામે પૂછ્યું: હે ભગવન્! સંગ કેવા પ્રકારનો છે? મનુષ્યોને કેવો સંગ બંધનમાં નાખે છે અને કેવો સંગ મોક્ષ અપાવે છે? એ સંગની ચિકિત્સા કેમ કરવી? (૫)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દેહ અને દેહી વચ્ચે વિવેક કર્યો

વિના દેહ એ જ હું છું, એવા પ્રકારના મિથ્યા દેહાભિમાનને સંગ કહેવાય છે. એ સંગ બંધનનો હેતુ છે. (૬) દેશ, કાલ વગેરેથી અપરિચ્છિન્ન આત્મામાં દેહપરિમિત બુદ્ધિ થતાં, અંતઃકરણમાં વિષયસુખ ભોગવવાની જે ઇચ્છાઓ સ્ફુરે છે એ જ બંધનનો હેતુ છે. (૭) "આ જગત અને હું એ સઘળું આત્મા જ છે. કઈ વસ્તુ લઉં અને કઈ વસ્તુનો ત્યાગ કરું" આવો નિશ્ચય કરનાર પુરુષ અસંગ કહેવાય છે, અને એ સ્થિતિનો જીવન્મુક્ત પુરુષો અનુભવ કરે છે. (૮) "આત્મા અપરિચ્છિન્ન હોવાથી દેહાભિમાની હું એ નથી, તેમ આત્મા સિવાય અન્ય પણ કંઈ નથી; માટે સુખ આવે કે ન આવે" આવી દૃઢ અને અનાસક્ત ભાવનાવાળો પુરુષ મોક્ષપદના સુખનો અનુભવ કરે છે. (૯) જે પુરુષ કર્મત્યાગની પ્રસંશા કરતો નથી, જે કર્મોમાં આસક્ત થતો નથી, કાર્ય સિદ્ધ થાય કે ન થાય તોપણ જે સમાન ભાવે રહે છે, અને કર્મફળની જે સ્પૃહા રાખતો નથી; તેને અસંગ સમજવો. (૧૦) જે પુરુષ કર્મફળનો મનથી ત્યાગ કરીને અનાસક્તપણે લોકસંગ્રહ અર્થે કર્મો કરે છે, તેને અસંગ સમજવો. (૧૧) અસંગભાવે થતાં નાના પ્રકારનાં સઘળાં કર્મો પુરુષને અસર કરતાં નથી; અને તેને કૈવલ્યપદ અપાવે છે. (૧૨) પાપપુણ્યના અધિકારી જીવો કીડા વગેરે અનેક યોનિમાં વારંવાર જન્મે છે, વૃદ્ધ થાય છે અને મરે છે. એ સઘળો સંસક્તિનો વિલાસ થાય છે (૧૩) સમુદ્રમાં જેમ મોજાંઓ ઉત્પન્ન થાય છે અને પાછાં તેમાં લય પામે છે, તેમ અનંત પ્રાણીઓ જન્મે છે અને મરે છે; એનું કારણ સંસક્તિ છે. (૧૪) હે રાઘવ! સંસક્તિના બે પ્રકાર છે- વંધ્યા અને વંદ્યા. અજ્ઞાની પુરુષોની સંસક્તિ નિષ્ફળ નીવડવાને કારણે વંધ્યા છે અને આત્મસ્વરૂપ જાણનાર જ્ઞાની પુરુષની

સંસક્તિ મુક્તિ અપાવનાર હોવાથી, સ્તુતિ કરવા લાયક છે. (૧૫) દીર્ઘ ભાવનાને પરિણામે દેહાદિ પદાર્થોમાંથી જન્મતી આત્મજ્ઞાન વિનાની જે દૃઢ આસક્તિ છે, અને જે ફરી ફરી સંસાર-ચક્રમાં મનુષ્યને ફસાવે છે, તે વંધ્યા કહેવાય છે. (૧૬) આત્મસ્વરૂપનો નિશ્ચય થતાં, આત્મા અને અનાત્માનો વિવેક થાય છે; એ વડે અબાધ્ય આત્મતત્ત્વ મેળવી આપનાર અને સંસારમાંથી હમેશને માટે મુક્તિ અપાવનાર આસક્તિ વંધ્યા કહેવાય છે. (૧૭) શંખ, ચક્ર, ગદાધારી શ્રીવિષ્ણુ પણ આ બીજા પ્રકારની આસક્તિને વશ થઈ, નાના પ્રકારની ચેષ્ટાઓ કરી (વિવિધ અવતાર લઈ) ત્રણે જગતનું પરિપાલન કરે છે. (૧૮) વિજ્ઞાનાત્મક બ્રહ્મમાં જ જેઓ નિષ્ઠ છે એવા સિદ્ધો અને લોકપાલો વંધ્યા સંસક્તિને વશ થઈ, જગતમાં નિર્વિઘ્ને વિચરે છે. (૧૯) જેમ ગીધ માંસ પર પડે છે, તેમ વંધ્યા આસક્તિને વશ થઈ, જગતના અરમ્ય વિષયોમાં મિથ્યા રમ્ય બુદ્ધિ કરી, મન તેના તરફ દોડે છે. (૨૦) જેઓનું મન વંધ્યા આસક્તિને વશ છે, તેઓ માટે રૌરવ, અવીચિ, કાલસૂત્ર વગેરે નરકોરૂપી રમ્ય અંતઃપુરો રચાયેલાં છે; અર્થાત્ દેહમાં જ રમનાર મનુષ્યોનું નરક જ વિશ્રામસ્થાન છે. (૨૧) દુઃખ વડે સુકાઈ ગયેલો અને વંધ્યા આસક્તિને વશ થયેલો પુરુષ નરકરૂપી અગ્નિના ઇંધન જેવો છે. તેના વડે એ અગ્નિ હમેશાં બળ્યા કરે છે. (૨૨) જ્યારે બ્રહ્મદૃષ્ટિનો ઉદય થાય છે, અને પ્રપંચનું અનુસંધાન થતું નથી, ત્યારે મનુષ્યના મનમાંથી સર્વ દૃશ્ય વસ્તુની આસક્તિ ટળી જાય છે. નિજાનંદમાં મસ્ત રહેનાર આવો પુરુષ મુક્ત જ છે. (૨૩)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! પ્રાપ્ત થયેલી સર્વ અવસ્થામાં જ્ઞાની પુરુષે નિત્ય નૈમિત્તિક કર્મો કરતાં, અને મૂર્ખ કે

જ્ઞાનીઓ સાથે પરિચયમાં આવતાં થતી બ્રહ્મમાં મનની સ્થિરતા

વિવિધ ચેષ્ટાઓમાં મનને આસક્ત ન કરવું.

ચિંતામાં, વસ્તુમાં, આકાશમાં, પાતાળમાં, ઊંચે, વિશાળ દિશાઓમાં, વિપુલ ભોગોમાં, ઇન્દ્રિયોમાં, શરીરમાં, પ્રાણમાં, મસ્તકમાં કે તાલુમાં તેણે મનને આસક્ત ન કરવું. ભ્રૂકુટિના મધ્ય ભાગમાં, નાસાગ્રે, મુખમાં કે આંખમાં, અંધકારમાં કે ચિત્પ્રતિબિંબમાં, હૃદયાકાશમાં, જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્તિમાં, શુદ્ધ વસ્તુમાં, સત્ત્વ, રજ કે તમોગુણમાં તેણે મનને આસક્ત ન કરવું. કોઈ કાર્યમાં કે અવ્યક્ત કારણમાં, દૂર રહેલા પદાર્થોમાં કે સમીપમાં, મધ્યમાં કે બીજે ક્યાંય, દૂર કે નજીક પદાર્થોમાં, પોતાનામાં, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરે વિષયોમાં, મોહ, મદ વગેરે વૃત્તિમાં, ખેચરાદિ અને ચિરંજીવ રહેવાની સિદ્ધિઓમાં મનને આસક્ત ન કરવું. કેવળ બુદ્ધિવૃત્તિના સાક્ષી આત્મામાં જ વિશ્રાન્તિ લેતાં આત્માનંદના રસાસ્વાદ વડે સર્વત્ર તૃપ્તિ અનુભવવી. (૨૪-૩૧)

હે રામ! આત્મનિષ્ઠ પુરુષ સંગ રહિત થતાં, જીવન્મુક્ત સ્થિતિ પ્રાપ્ત કરે છે; એટલે તે સઘળો વ્યવહાર કરે કે ન કરે એ સરખું છે. (૩૨) જેમ આકાશને વાદળી સાથે કંઈ સંબંધ નથી, તેમ આત્મામાં જ રમનાર પુરુષનાં કર્મોનો તેનાં ફળ સાથે કંઈ સંબંધ ન હોતાં, તે વ્યવહાર કરે કે ન કરે. (૩૩) અથવા આગળ કહેલા બુદ્ધિસાક્ષી ભાવનો પણ ત્યાગ કરી, પ્રકાશના મણિની પેઠે નિર્વિકાર ચિદ્રૂપ સ્વરૂપમાં લીન થઈ, આત્મનિષ્ઠ પુરુષોએ શાન્ત સ્થિતિમાં રહેવું. (૩૪) જે પુરુષો આત્મામાં જ વિશ્રાન્તિ લે છે, અને જેમને આત્મજ્ઞાન થયું છે, એવા પુરુષો વ્યવહારમાં બહારથી પીંછાંના અગ્રભાગ

અસંગ પુરુષ અને વ્યવહાર

જેવા ચંચળ દેખાય છે, પણ આત્મનિષ્ઠ હોવાથી અંતઃકરણમાં તેઓ મેરુ પર્વત જેવી અચળ સ્થિતિ અનુભવતા હોય છે. (૩૫) ચિત્તની વૃત્તિઓ દૂર થતાં જેનું ચિત્ત ક્ષીણ થયું છે, એવા પુરુષોની વાસનાઓ પ્રશાન્ત થાય છે, અને તેમની એ સ્થિતિ જાગ્રદાવસ્થામાં પણ સુષુપ્તિ જેવી છે. (૩૬) હે રામ! આ સુષુપ્ત સ્થિતિ દૃઢ અભ્યાસથી પ્રૌઢ બને છે, ત્યારે તત્ત્વજ્ઞો તેને તુરીયાવસ્થા કહે છે. (૩૭) આ અવિનાશી તુર્યાવસ્થા પ્રાપ્ત થતાં એકાન્તમાં આનંદથી રહેનાર આત્મનિષ્ઠ પુરુષ બ્રહ્મભાવનો અનુભવ કરે છે, અને પછી તેથી પણ પર જઈ, ચિન્માત્રરૂપ તુર્યાતીત અવસ્થા પ્રાપ્ત કરે છે. (૩૮,૩૯) જેમ મીઠાનો કકડો પાણીમાં ભળી જઈ પોતાની દ્રવરૂપ સત્તા પ્રાપ્ત કરે છે, તેમ જેના જન્મ આપનાર કર્મોના પાશ નાશ પામ્યા છે, અને દેહ તથા ઇન્દ્રિયોમાં "હું અને મારું" એવું જેનું અજ્ઞાનજનિત અભિમાન ગળી ગયું છે, એવો મહાત્મા પરમાનંદસત્તાનો અનુભવ કરે છે. (૪૦)

બ્રહ્માનંદનો અનુભવ

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દૃશ્યવિષયક જડદૃષ્ટિ અને દ્રષ્ટા-વિષયક અજડદૃષ્ટિ વચ્ચે જે ચિન્માત્રરૂપી વસ્તુ પ્રકાશે છે, તે જ પરમાત્માનું સ્વરૂપ છે, એમ બૃહદારણ્યક વગેરે શ્રુતિઓનું કહેવું છે. (૪૧) રમ્ય વસ્તુઓનાં વૃત્તિજ્ઞાન વડે સંબંધ થતાં, આત્મામાં જે અનુભવાત્મક સુખ થાય છે, તે જ બ્રહ્મ કહેવાય છે. (૪૨) દૃશ્ય અને દર્શનના સંબંધથી જે અનુત્તમ સુખનું જ્ઞાન થાય છે, તે જો દૃશ્ય વિષયની ઉપાધિવાળું હોય, તો મનુષ્યને બંધનમાં નાખે છે અને દૃશ્ય વિષયો તેનો સ્પર્શ ન કરતા હોય, તો એ નિરુપાધિક સુખ મનુષ્યને મુક્તિ અપાવે છે. (૪૩) હે રામ! દૃશ્ય અને દર્શનના સંબંધથી જે સુખમય

અનુભૂતિ થાય છે, તેનું જ અવલંબન લઈ તેમાં જ શાન્તિ મેળવો અને પૂર્વોક્ત સુષુપ્તઅવસ્થામાં સ્થિર થાઓ. (૪૪) તુર્યાવસ્થાને જ સુષુપ્તિઅવસ્થા કહેવામાં આવે છે. આત્મા અમૂર્ત હોવાથી સ્થૂલ નથી, તેમ પરિપૂર્ણ હોવાથી અણુ પણ નથી; ઇન્દ્રિયગમ્ય ન હોવાથી પ્રત્યક્ષ નથી, તેમ તેનો અપરોક્ષ અનુભવ થઈ શકતો હોવાથી પરોક્ષ પણ નથી; સ્વયં ચૈતન્યરૂપ હોવાથી ચેતન પણ નથી, તેમ તે સર્વપ્રકાશક હોવાથી જડ પણ નથી; સદ્રૂપ હોવાથી તે અસત્ નથી, તેમ તે પ્રતીતિનો અવિષય હોવાથી સત્ પણ નથી. દેહ અને ઇન્દ્રિયોથી અપરિચ્છિન્ન હોવાથી "હું" નથી, તેમ સર્વાત્મક હોવાથી અન્ય પણ નથી; નિર્ગુણ હોવાથી એક પણ નથી, તેમ સંખ્યાના ગુણરૂપ હોવાથી અનેક પણ નથી. (૪૫,૪૬) હે રાઘવ! પાંચ ઇન્દ્રિયો અને મનને આશ્રયે રહેલા વિષયભૂત, દૃશ્યજગતથી જે અતીત છે, એ આત્મતત્ત્વ સિવાય અહીં અન્ય કંઈ નથી. (૪૭) આકાશમાં, પાતાળમાં કે ભૂતળમાં મોક્ષ રહેલો નથી. ચિત્તમાંથી સર્વે આશાઓનો સંપૂર્ણ ક્ષય થતાં જે અવસ્થા રહે તે જ મોક્ષની દશા છે. (૪૮) "મને મોક્ષ મળે" એવી ચિન્તા હૃદયમાં ઉત્પન્ન થતાં મનનાં સ્ફુરણો શરૂ થાય છે અને સંકલ્પોથી જાગ્રત થયેલું એ મન જ સંસારના દૃઢ બંધનનું કારણ છે. (૪૯) સકળ વસ્તુથી આત્મા અતીત હોવાથી અથવા સર્વાત્મક અને વ્યાપ્ત હોવાથી બંધ કે મોક્ષ કેમ રહે? માટે હે રામ! મનમાંથી સઘળા સંકલ્પોને દૂર કરો. (૫૦) જે મનુષ્ય નિત્ય આત્મક્રીડ છે, જે પ્રશાન્ત છે, જેની દૃષ્ટિ પરિપૂર્ણ છે, આત્મજ્ઞાન વડે પાપો ધોવાઈ જતાં જેનું મન વિશુદ્ધ થયું છે, જેનો કામરૂપી કાદવ સાફ થઈ ગયો છે, પોતે બંધનમાં છે એવો જેનો ભ્રમ દૂર થઈ ગયો છે, જેના રાગ-

દ્વેષાદિ દોષો તેમ જ ભય ટળી ગયા છે, જે સંસારસાગર તરી પાર નીકળી ગયો છે, જેણે ઉત્તમ આત્મપદમાં વિશ્રાન્તિ અનુભવી છે, જેણે અલભ્ય પદ પ્રાપ્ત કર્યું છે, મન, વચન અને કર્મ વડે ફરી પાછું ન આવવું પડે એવું પદ જેણે મેળવ્યું છે, અને સઘળા લોકોનો આપ્તજન હોવાથી એ બધા જેનાં ચરિત્રને ઇચ્છે છે એવો મનુષ્ય કોઈ પણ વસ્તુની ઇચ્છા કરતો નથી. (૫૧–૫૩) આશાનો અભાવ સઘળી આપત્તિઓ દૂર કરે છે, પરમ નિવૃત્તિનું તે પદ છે, અને શાન્તિરૂપી વૃક્ષનું તે પુષ્પ-ગુચ્છ છે; માટે સઘળી આશાઓને દૂર કરો. (૫૪) હે રામ! જેણે નિરાશાનો ગુણ કેળવ્યો છે, તેને મન પૃથ્વી ગાયની ખરી જેવડી છે, મેરુ પર્વત સ્થાણુ સમાન છે, દિશાઓ નાનકડી દાબડી જેવી છે અને ત્રણે જગત તેને તૃણવત્ લાગે છે. (૫૫) "સુખસ્વરૂપ આત્મા શરીરથી તદ્દન અલગ છે" એવું જ્ઞાન થતાં પોતાનો દેહ કપાય, તોપણ તેને મન કંઈ કપાતું નથી. અર્થાત્ જ્ઞાની પુરુષને વિવેક થયો હોવાથી પોતાના શરીર પ્રત્યે પણ અનાદર થાય છે, તો પછી બાહ્ય વસ્તુ વિષે કહેવું જ શું? (૫૬) જેમ ગોળના સ્વાદનો એક વખત અનુભવ થયા પછી સ્વાદ લેનારના શરીરને બાળો કે કાપો તોપણ એ અનુભવ અન્યથા થતો નથી, તેમ એક વખત આત્માની અનુભૂતિ થતાં સ્વરૂપસુખનું કોઈ પણ દિવસ વિસ્મરણ થતું ન હોવાને લીધે એ અનુભૂતિ અન્યથા થતી નથી. (૫૭) જેમ પરપુરુષમાં આસક્ત થયેલી દુરાચારી સ્ત્રી પોતાના ગૃહકાર્યમાં પ્રવૃત્ત હોવા છતાં, મનમાં પૂર્વે અનુભવેલા નૂતન સંભોગસુખનું અનુસંધાન કરે છે, તેમ શુદ્ધ પરમતત્ત્વમાં જેની નિષ્ઠા થઈ છે, એવો ધીર પુરુષ બહારથી વ્યવહાર ચલાવતો હોવા છતાં, ચિત્તમાં પરમાત્મ-તત્ત્વનું અનુસંધાન કરે છે; અર્થાત્ આત્મનિષ્ઠ પુરુષને વ્યવહાર

બાધક નથી. (૫૮,૫૯) જગતના મિથ્યા પદાર્થોમાં અસંગભાવ થતાં ચિત્ત આત્મામાં લય પામે એને જ મુક્તિ જાણવી. નિષ્પાપને માટે દેહ હોય કે ન હોય, તો પણ આ દશા સંભવે. (૬૦) બાહ્ય વસ્તુમાં અનાસક્ત ભાવ રાખી જે વિચરે છે, તે પુરુષ જીવન્મુક્ત કહેવાય છે. દેહ છૂટ્યા પછી તે વિદેહમુક્ત કહેવાય છે, પણ બાહ્ય પદાર્થોમાં આસક્ત થઈ જેનો દેહ સાથેનો તાદાત્મ્ય અધ્યાસ દૂર નથી થયો, તે સદા પ્રપંચમાં ફસાયેલો જ છે. ( ૬૧ )

જીવન્મુક્ત પુરુષ ભૂતકાળનું સંસ્મરણ કરતો નથી, વર્તમાનમાં વિશ્વાસ રાખતો નથી અને ભવિષ્યકાળની પણ અપેક્ષા રાખતો નથી. આવી રીતે તે અનાસક્ત મને વ્યવહાર ચલાવે છે. અનુકૂળ માણસની સાથે તે અનુકૂળતાથી વર્તે છે, અને પ્રતિકૂળ માણસ સાથે તેવી રીતે વર્તે છે. તેનું મન અસંગપણે વ્યવહાર ચલાવે છે. જ્ઞાનીઓ ભક્ત સાથે ભક્ત જેવું, શઠ સાથે શઠ જેવું, બાળક સાથે બાળક જેવું, વૃદ્ધ સાથે વૃદ્ધ જેવું, ધીર પુરુષ સાથે ધીર પુરુષ જેવું, યુવાન સાથે યુવાન જેવું અને દુઃખી સાથે તેના જેવું વર્તન રાખે છે. એ ધૈર્યશાળી પ્રાજ્ઞ પુરુષ સદા આનંદમાં મગ્ન રહે છે. દીનતાથી એ પર છે. તેમનો સ્વભાવ મૃદુ છે અને પવિત્ર કથાવાર્તામાં તે ભાગ લે છે. સૂર્ય પોતાનો ઉષ્ણ સ્વભાવ ભૂલી જઈ શીતળ બને, ચંદ્ર ખૂબ ઉષ્ણ બને કે અગ્નિશિખાઓ નીચે પ્રસરે, તો પણ જીવન્મુક્ત મહાત્માને આશ્ચર્ય થતું નથી. ચિદાત્માની આ શક્તિઓ બહુ રીતે સ્ફુરે છે, એટલે આ બધો ચિત્‌શક્તિનો વિલાસ જ છે એવું અનુસંધાન કરનારા મહાત્માને આશ્ચર્ય થતું નથી, અને કોઈ પ્રકારનું કુતૂહલ પણ તેના મનમાં જાગતું નથી. (૬૨–૬૭) જેમ જળના ચાલવાથી તેની અંદર થતાં

ફૂંડાળાં જળથી ભિન્ન ભાસે છે, તેમ ચિત્તસ્પન્દને કારણે આ જગત વિવિધરૂપે ભાસે છે. (૬૮) જેમ તડકામાં જોતાં આકાશમાં મોરપીંછાં જેવું લાગે છે, અને બીજી બાજુ જોતાં મોતીની માળા જેવું લાગે છે, તેમ ચિત્તસ્પન્દનને લીધે ચિદાકાશમાં અસત્ જગત સત્ જેવું ભાસે છે. (૬૯)

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્! જેને લીધે ચિત્તનું સ્પંદન થાય છે, અને જેને લીધે એ સ્પંદન નથી થતું તે મને કહો. એ જાણવાથી તેની ચિકિત્સા મારાથી થઈ શકે. (૭૦)

ચિત્તનાશનો ઉપાય; યોગ

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેમ હિમ અને શ્વેતપણું ભિન્ન નથી, તથા તલમાં જેમ તેલ રહેલું છે, તેમ ચિત્ત અને સ્પંદનના વિભાગ સંભવતા નથી. (૭૧) ચિત્તનો નાશ કરવાના બે ઉપાય છે; યોગ અને જ્ઞાન. ચિત્તવૃત્તિના નિરોધને યોગ કહેવામાં આવે છે, અને સર્વત્ર ભગવદ્દૃષ્ટિ કરી આત્મતત્ત્વનો અનુભવ કરતાં નિજાનંદે વિચરવું એને જ્ઞાન કહેવામાં આવે છે. (૭૨,૭૩) વેદાંતભૂષણ તત્ત્વજ્ઞો પ્રાણસ્પંદને જ ચિત્ત કહે છે, અને પ્રાણનો નિરોધ થવાથી ચિત્ત શાંત થાય છે. જેમ સૂર્યનો પ્રકાશ અદૃશ્ય થતાં વ્યવહાર શાંત થાય છે, તેમ ચિત્તનાં સ્ફુરણો શાંત થતાં સંસારનો લય થઈ જાય છે. (૭૪,૭૫)

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્! જે પ્રાણાપાનાદિ વાયુ દેહમાં નિત્ય ફર્યા કરે છે, અને જેના ફરવાની ક્રિયા સમજવી ઘણી મુશ્કેલ છે; એ પ્રાણાદિનો પરિસ્પંદ વાયુ વડે કેમ રોકાય?

વસિષ્ઠ બોલ્યા: હે રામ! અધ્યાત્મશાસ્ત્રનું શ્રવણ, બ્રહ્મવિદ્નો સત્સંગ, વૈરાગ્ય અને અભ્યાસ વડે પ્રથમ સંસારના વ્યવહારમાં દૃઢ અનાદરબુદ્ધિ થાય, ત્યારે ચિરકાળ પર્યંત એક જ અભિવાંછિત વસ્તુ–સ્વરૂપનું એક જ પ્રકારે ધ્યાન ધરી, પુનઃ

પુનઃ તેનું અનુસંધાન કરવાથી પ્રાણવાયુની ચંચળતાનો નિરોધ થાય છે. (૭૬,૭૭) પુનઃ પુનઃ અભ્યાસ થતાં દૃઢ થયેલો અને વિના પ્રયત્ને સિદ્ધ થતો જે પૂરક, કુંભક અને રેચક પ્રાણાયામ છે, તે વડે અને એકાંતમાં ધ્યાન ધરવાથી પ્રાણસ્પંદનો નિરોધ થાય છે. (૭૮) પ્રણવોચ્ચાર કરતાં તેની ચતુર્થ અર્ધમાત્રાનું અનુસંધાન થતાં, ચિત્તની બહિર્મુખવૃત્તિનો લય થઈ જાય છે; એટલે પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. (૭૯) તાલુના મૂળ ભાગમાં રહેલા કાકડાને જીભ વડે યત્નપૂર્વક દબાવવાથી પ્રાણવાયુ બ્રહ્મરન્ધ્રમાં જાય છે, અને તેથી પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. (૮૦) નાસાગ્રની પાસેના બાર અંગુલ સુધી રહેલા વિમલ આકાશમાં વૃત્તિજ્ઞાન પ્રશાન્ત થતાં, પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. (૮૧) યોગશાસ્ત્રમાં બતાવેલા પવનનિરોધના અભ્યાસથી પ્રાણવાયુ બ્રહ્મરન્ધ્રમાં જાય છે, એટલે ચિત્તનું બહિર્મુખ જ્ઞાન ગળી જાય છે. એ રીતે પણ પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. (૮૨) ભ્રૂમધ્યે ચિન્મય જ્યોતિનું ધ્યાન ધરતાં નેત્રો જ્યારે સ્થિર થાય, અને વિકલ્પ જ્ઞાનનો બાધ થાય ત્યારે પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. (૮૩) જિજ્ઞાસા થયા વિના અકસ્માત જ્ઞાન થાય, તો તે જ્ઞાન દૃઢ થતાં અને ચિત્તના સંકલ્પોનો નાશ થતાં પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. (૮૪) મૌન ધારણ કરી યોગીઓ એક આકાશની ભાવના કરે, તો તેથી એના મનમાંથી વિષયવાસનાઓ દૂર થાય છે. એમ ચિત્તનો નાશ થતાં જે ધ્યાન ધરવામાં આવે છે, એથી પણ પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. [ચિત્તના નિરોધ સાથે જ પ્રાણના નિરોધનો અભ્યાસ થવો જોઈએ.] (૮૫) ઉપર દર્શાવેલી રીતથી, અને આચાર્યો બીજી જે વિવિધ પ્રકારની પ્રાણનિરોધની રીતો બતાવે એ પ્રમાણે ઉપાયો યોજવાથી, પ્રાણસ્પન્દનો નિરોધ થાય છે. (૮૬)

સતત અભ્યાસથી ભાગ્યવાન યોગીઓ વિવિધ યુક્તિઓને વિચારપૂર્વક અજમાવે છે; અને તેથી તેઓ સંસારથી મુક્તિ મેળવે છે. (૮૭) આમ પ્રાણુનિરોધનો અભ્યાસ કરવાથી ચિત્તનો નિરોધ થાય છે, અને તેથી મનની સઘળી વાસનાઓ શાંત થઈ જતાં બાકી કૈવલ્યરૂપ આત્મતત્ત્વ જ અવશેષ રહે છે. (૮૮)

ચિત્તનાશનો ઉપાય; જ્ઞાન

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્! આપે યોગ વડે ચિત્તને શાન્ત કરવાનો ઉપાય કહ્યો. હવે સમ્યક્ જ્ઞાન એટલે શું એનું નિરૂપણ કરવા મારા પર અનુગ્રહ કરો. (૮૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! ત્રણે જગતમાં જે કંઈ નજરે પડે છે, તે સર્વ આત્મા જ છે એવો નિશ્ચય થતાં જે પરિપૂર્ણ દૃષ્ટિ થાય છે, એને જ યથાર્થ પરમાર્થ-દર્શન કહેવામાં આવે છે. (૯૦) અભ્યાસથી દૃઢ થયેલા અને વૈરાગ્ય યુક્ત જે પ્રાણાયામ વાસનાઓને નિર્મળ કરે છે, તેને સફળ પ્રાણાયામ કહેવાય છે. (૯૧) મનુષ્યના સર્વે વિકલ્પોનો સંપૂર્ણ ક્ષય થતાં જે પદને કલ્પનાયુક્ત મન સહિત વાણી પહોંચી ન શકતાં પાછી ફરે છે, એ પરબ્રહ્મપદ જ અવશેષ રહે છે. (૯૨) "ઘટપટાદિ અનેક પદાર્થો અને તેની શક્તિઓ એ સઘળું આત્મા જ છે, અન્ય કોઈ વસ્તુ નથી" એવા નિશ્ચયને સાચું જ્ઞાન કહેવાય છે. (૯૩) "અનાદિ, અનંત અને પ્રકાશમાન પરમાત્મા જ સર્વત્ર રહેલા છે" એવા દૃઢ નિશ્ચયને જ પંડિતો સાચું જ્ઞાન કહે છે. (૯૪) હે રામ! આ બધું આત્મા જ છે, એટલે "આ ભાવ છે કે આ અભાવ છે; તે અહીં સ્થિત છે" એવું નિરૂપણ કેમ થઈ શકે? બંધ કે મોક્ષની કલ્પના ક્યાં રહી? અને શોક કરવાનો અવસર પણ ક્યાં રહ્યો? (૯૫)

ચેત્ય કે ચિત્ત જેવું કંઈ છે જ નહિ, બ્રહ્મનો જ એ વિલાસ છે. આમ સઘળું બ્રહ્મ હોવાથી, મોક્ષ કે બંધન કેમ સંભવે? (૯૬) વિસ્તૃત બ્રહ્મ મહાનથી પણ વધારે મહાન છે. દૂરથી જ દ્વૈતનો લય થઈ જાય છે, માટે તમે પોતે જ પરિપૂર્ણ પરમાત્મા બની જાઓ. (૯૭) કાષ્ઠ, પાષાણ કે વસ્ત્રના સ્વરૂપનો યથાર્થ વિચાર કરતાં તમને તરત અનુભવ થશે, કે અધિષ્ઠાન એક જ હોવાથી જરા પણ ભેદ નથી; તો આત્માથી ભિન્ન કોઈ વસ્તુ ન હોવાથી સંકલ્પવિકલ્પ કરનાર તમે ક્યાંથી? (૯૮) ઉત્પન્ન થયા પહેલાં અને નાશ થયા પછી, અહીં પ્રતીત થતી વસ્તુઓનું અને આત્માનું જે અવિનાશી અને શાન્ત સ્વરૂપ છે એ સ્વરૂપમાં તમે લીન થઈ રહો. (૯૯) જેમ જળ તરંગાદિ વિવિધ સ્વરૂપે સ્ફુરે છે, તેમ આત્મા પણ જરા-મરણ વગેરેનો વિલાસ કરતાં દ્વૈતાદ્વૈતનાં લક્ષણવાળા ચિત્તરૂપે સ્ફુરે છે. (૧૦૦) સર્વદા અંતર્મુખ બુદ્ધિ વડે નિરૂપાધિક આત્મા સાથે તાદાત્મ્ય-ભાવનો અનુભવ કરતાં જે વ્યવહાર કરે છે, તેને ભોગો બંધનમાં કેમ ફસાવી શકે? (૧૦૧) જેમ મંદ પવન પર્વતને ભેદી ન શકે, તેમ જેણે યથાર્થ તત્ત્વનો વિચાર કરી દઢ નિશ્ચય કર્યો છે, એવા સજ્જનોનાં મનને કામાદિ શત્રુઓ બિલકુલ અસર કરી શકતા નથી. (૧૦૨) નાના પ્રકારનાં સરોવરોમાં જેમ જળ એક જ છે, તેમ વિકલ્પબુદ્ધિમાં નાનાત્વ છે; આત્મતત્ત્વમાં નાનાત્વ નથી. જે મનુષ્ય આમ દઢ નિશ્ચય કરે છે, તેના ચિત્તનો આત્યંતિક નાશ થતાં તે વિમુક્ત કહેવાય છે. (૧૦૩)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જે દૃષ્ટિ વડે પરમ પદ મેળવાય છે, અને જે દૃષ્ટિ વડે વીતહવ્ય મુનિએ નિઃશંક સ્થિતિ પ્રાપ્ત

કરી હતી, એ વિષે તમે સાંભળો. (૧૦૪)

વીતહવ્યનો મનને ઉપદેશ

વિન્ધ્ય પર્વત ઉપર વીતહવ્ય મુનિ ક્રિયા-કાંડમાં પરાયણ રહી, લાંબા કાળ સુધી રહ્યા; પણ સંસારના ઘોર ભ્રમમાં ફસાવનાર આધિ, વ્યાધિ વગેરેથી તેઓ કંટાળ્યા; નિર્વિકલ્પ સમાધિમાં પરમાનંદનો અનુભવ લેવા માટે સઘળી ક્રિયાઓનો તેમણે ત્યાગ કર્યો, અને કેળનાં પાંદડાંની બનાવેલી પર્ણકુટિમાં તેમણે પ્રવેશ કર્યો. (૧૦૫–૭) તેમણે શુદ્ધ અને સપાટ સ્થાને મૃગચર્મ પાથર્યું. બદ્ધ પદ્માસન વાળ્યું હોવાથી, તેમની આંગળીઓ પગની પેની પર હતી. (૧૦૮) બાહ્ય તેમજ અંદરના સ્પર્શાદિ વિષયોનો ત્યાગ કરી, વિચલિત થયેલા મનને ધીમે ધીમે વશ કર્યું. (૧૦૯) ત્યાર પછી પોતાનું મન સ્થિર થાય એવી તેમની ઇચ્છા હોવાથી, નિષ્પાપ મન વડે આ પ્રમાણે તે મુનિએ વિચાર કર્યો. (૧૧૦)

વીતહવ્ય બોલ્યા: "આશ્ચર્યની વાત છે, કે વિષયોમાંથી મનને ખેંચવા પ્રયત્ન કરું છું; છતાં જેમ મોજાં વડે ખેંચાતું પાંદડું સ્થિર ન રહી શકે, તેમ મારું મન સ્થિર રહી શકતું નથી. (૧૧૧) જેમ વાંદરો એક ઝાડથી બીજાં ઝાડ પર જાય, તેમ મન ઘડા પરથી વસ્ત્ર ઉપર અને વસ્ત્ર ઉપરથી ગાડાં તરફ દોડી જાય છે. આમ ચિત્ત સંસારના પદાર્થોમાં આસક્ત રહી, તેના તરફ ખેંચાયા કરે છે. મનનાં ચક્ષુ વગેરે પાંચ બારણાંઓ જ તેને માટે બસ છે. (૧૧૨) આત્માના બહિ-ર્ભાવથી ચક્ષુ વગેરે ઇન્દ્રિયોનું જ્ઞાન થાય છે, પણ તેથી સ્વર્ગ અને પાતાલની પેઠે સાક્ષીચૈતન્ય અને ઇન્દ્રિયોનો કંઈ સંબંધ નથી. (૧૧૩) હે દેશદેશાંતરમાં ભટકનાર ચિત્ત! તું આત્માનો વિચાર કરતું જ નથી. તારો સ્વભાવ ચારે દિશામાં રખડતા

ભિક્ષુક જેવો છે. વ્યર્થ ખેદ કરી જગતમાં તું ભટક નહિ. (૧૧૪) હે શઠ! હું ચેતન છું. એ તારી વાસના અસત્ છે. ચિત્ અને મન અત્યંત ભિન્ન હોઈ, બન્ને વચ્ચે ઐક્ય કેમ સંભવે? (૧૧૫) 'જીવ એ હું છું' એવો દુષ્ટ અહંકાર વ્યર્થ છે. 'આ હું છું અને તે હું છું' એવા અહંકારને લીધે થતા સંભ્રમનો ત્યાગ કર. જીવન અહંકારને અધીન નથી, એટલે એ અહંકાર દુઃખ આપનાર જ છે. (૧૧૬) હે સાધો! અવિદ્યાને લીધે તારું સ્વરૂપ એવું ભાસે છે. જેમ પ્રકાશ થતાં અંધકારનો નાશ થાય, તેમ વિચાર કરતાં તું શાન્ત થઈશ. (૧૧૭) હે મન! ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં તું નથી. તારું કલ્યાણ થાઓ. મને તું બાધક નીવડીશ નહિ. (૧૧૮) હવે મારી વૃત્તિ ઉપરામ પામી છે. હું શાન્ત થયો હોવાથી, નિશ્ચિન્ત બન્યો છું. મારા ત્રિવિધ તાપ ટળી ગયા છે અને મારા સ્વરૂપમાં સ્થિત થયો હોવાથી મેં તુર્યપદ પ્રાપ્ત કર્યું છે. (૧૧૯) ચિદાત્મસ્વરૂપ અજન્મા ભગવાન સકળ જગતનો વ્યવહાર સાક્ષીભાવે ચલાવે છે, તો પછી હે ઇન્દ્રિયગણો! તમે શા માટે આકુળવ્યાકુળ થાઓ છો? (૧૨૦) સર્પથી ભય પામી જેમ મુસાફર દૂર રહે છે અને ચાંડાળથી બ્રાહ્મણ દૂર રહે છે; તેમ અનામય ચિન્માત્રસ્વરૂપ આત્મા ઇન્દ્રિયોથી દૂર-અલગ રહે છે. (૧૨૧) સંકલ્પો તરફ અભિમુખતા રાખવી એ જ દુઃખપ્રદ છે. એ મન સંકલ્પવિકલ્પ રહિત થતાં સંવિત્ અને સંવેદ્યથી મુક્ત જે સ્વરૂપ અવશેષ રહે છે, તે જ સારવસ્તુ છે; અન્ય કંઈ નથી." (૧૨૨)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! વીતહવ્ય મુનિએ એવો નિશ્ચય કર્યો અને વાસના રહિત થતાં બળપૂર્વક ચિત્તનું સમાધાન

વીતહવ્યની સમાધિ

કર્યું. આથી તેમની ઇન્દ્રિયોનું સ્પન્દન બંધ પડયું. (૧૨૩) જેમ ઇન્ધન બળી જતાં અગ્નિની જ્વાળાઓ શમી જાય છે, તેમ ધીમે ધીમે તેમનું પ્રાણસ્પન્દન પણ અંદર શાંત પડયું. (૧૨૪) તેમણે નાસાગ્ર પર સૂક્ષ્મ દૃષ્ટિ કરી હતી, તેથી તેમનાં પ્રકાશમાન નેત્રો અર્ધ બિડાયેલાં કમળ જેવાં શોભતાં હતાં. (૧૨૫) તેમનું શરીર, મસ્તક અને ગ્રીવા સમાન સ્થિતિમાં રહેલું હોવાથી, તે મહાત્મા પર્વતમાંથી કોતરી કાઢ્યા હોય કે ચિત્રમાં ચિતરેલા હોય તેવા લાગતા હતા. (૧૨૬) એવી સમાધિસ્થિતિમાં તેઓ વિન્ધ્યાચળ પર્વતની ગુફામાં ત્રણસો વર્ષ રહ્યા, પણ તે કાળ અર્ધ મુહૂર્તની પેઠે જલદી પસાર થઈ ગયો. (૧૨૭) કેટલોક કાળ વીતી જતાં મુનિના શરીરની આસપાસ વર્ષાદનો કાદવ એકઠો થવા લાગ્યો. મહાતેજસ્વી મુનિ ત્રણસો વર્ષ પછી જાગ્યા, પણ તેમનો પૃથ્વીની કોટરથી પીડાયેલો દેહ ચાલ્યો ન ગયો. (૧૨૮,૧૨૯) પૃથ્વી નીચે દબાયેલો મુનિનો દેહ પ્રાણના સંયમ વિના થતા પ્રાણસ્પન્દથી ટક્યો ન હતો, પણ પ્રાણવાયુનો નિરોધ હોવાથી સંવિદ્ વડે જીવતો રહ્યો. દેહના સર્વે દ્વારોનો અવરોધ કર્યો હોવાથી, પ્રાણનું સ્ફુરણ થતું ન હતું. (૧૩૦) હૃત્પુંડરીક મધ્યે રહેલી મનની કલ્પનાએ જન્માંતર વિષે સ્થૂલ બનીને તે હૃદયમાં જ અન્ય જન્મોના અખિલ વૃત્તાન્તનો તેને અનુભવ કરાવ્યો. (૧૩૧) એ મુનિ કૈલાસપર્વતના એક વનમાં કદંબવૃક્ષ નીચે નિર્મળ જીવન્મુક્ત સ્થિતિનો અનુભવ કરતા સો વર્ષ સુધી રહ્યા. દુઃખ રહિત સ્થિતિમાં વિદ્યાધર તરીકે એક સો વર્ષ તેઓ રહ્યા; પાંચ યુગ સુધી દેવતાઓના પૂજનીય ઇન્દ્ર તરીકે તેઓ રહ્યા અને એક કલ્પ પર્યંત ચંદ્રમૌલિ ભગવાન શંકરના

ગણ તરીકે રહ્યા. આ સર્વનો તેમણે પ્રતિભાસને લીધે અનુભવ કર્યો. (૧૩૨-૧૩૪) પછી અનંત આત્માનો અનુભવ લીધેલા વીતહવ્યના મનને પોતાના સઘળા પૂર્વજન્મોને જાણવાની ઇચ્છા થઈ. નષ્ટ થયેલા અને નષ્ટ ન થયેલા પોતાના સઘળા દેહો, અને તેમાં નાશ ન પામેલા વીતહવ્યનું શરીર પણ જોયું. તે બધાને જોવાની ઇચ્છાથી કાદવમાં દટાઈ ગયેલા દેહનો ઉદ્ધાર કરવાની મુનિને ઇચ્છા થઈ. (૧૩૫-૧૩૭) એમણે વિચાર કર્યો, કે આ કાયા કાદવથી ખરડાયેલી છે; એનો ઉદ્ધાર કરવા યોગ વડે સૂર્યભગવાનમાં હું પ્રવેશ કરું, એટલે પિંગલ નામનો ગણ સૂર્યની આજ્ઞાથી મારા દેહનો ઉદ્ધાર કરશે. એમ વિચાર કરી સૂક્ષ્મસ્વરૂપ ધારણ કરી, વાયુરૂપે મુનિએ ધમણમાં જેમ વાયુ પ્રવેશ કરે, તેમ આદિત્ય ભગવાનમાં પ્રવેશ કર્યો. સ્વકાર્ય જાણનાર સૂર્યનારાયણે હૃદયમાં આવેલા મુનિને જોઈ, આગળ ઊભેલા પિંગલને તરત આજ્ઞા કરી. (૧૩૮-૧૪૦) વીતહવ્યપદમાં શાન્ત થયેલા એ સૂક્ષ્મ શરીરનું મન પ્રધાન હોવાથી, એવા મનોભાવને પામે એવી સૂર્યે આજ્ઞા કરી; એટલે એણે વિન્ધ્ય પર્વત તરફ જનાર પિંગલના દેહમાં પ્રવેશ કર્યો. (૧૪૧) આકાશમાંથી નીકળી પિંગલ નાના પ્રકારનાં વૃક્ષોથી શોભતા વિન્ધ્ય પર્વતના વનમાં આવી પહોંચ્યો; અને ત્યાં જઈ મુનિના દેહને જોતાં નખ વડે ભૂમિ ખોદી નાખી. જેમ સારસ પક્ષી કમળની દાંડીને બહાર કાઢે, તેમ તેણે મુનિના કલેવરને બહાર કાઢ્યું. (૧૪૨-૧૪૪) મુનિના સૂક્ષ્મ શરીરે પોતાના કલેવરમાં પ્રવેશ કર્યો, અને પિંગલ આકાશમાં ચાલ્યો ગયો. પછી વીતહવ્ય મુનિ નિર્મળ સરોવર તરફ સ્નાનાર્થે ગયા. સરોવરમાં કમળો ખીલ્યાં હતાં. તેમાં મુનિએ સ્નાન કર્યું, મંત્રનો જપ કર્યો અને સૂર્યની પૂજા

કરી. આમ તેઓએ પોતાનો પૂર્વનો મનોભૂષિત દેહ પાછો મેળવ્યો. (૧૪૫-૧૪૭) એ મુનિ મૈત્રી, સમતા, પરમ શક્તિ, આત્મદષ્ટિ, મુદિતા, કૃપા વગેરે ગુણો વડે શોભવા લાગ્યા. તેના ચિત્તમાંથી બધી વસ્તુ પ્રત્યેની આસક્તિ દૂર થઈ અને વિન્ધ્યવનમાં નદીના તટ પર તેમણે કાળ નિર્ગમન કર્યો. (૧૪૮)

વીતહવ્યની ઇન્દ્રિયો વગેરેને અંજલિ

વસિષ્ઠ બોલ્યા: હે રઘુનંદન! જેણે આત્મસાક્ષાત્કાર કર્યો હતો, એવા વીતહવ્ય મુનિએ એક દિવસ મનને શાંત કરવા માટે ફરીથી વિચાર કર્યો. (૧૪૯) "મેં પ્રથમથી જ ઇંદ્રિયો પર વિજય મેળવ્યો છે, તો હવે ફરીથી ચિંતાનું મારે શું પ્રયોજન હોઈ શકે? કુમળી ડાળની પેઠે "છે અને નથી" એવી ભેદદૃષ્ટિનો નાશ કરીને અવ્યપદેશ્ય* ચિન્માત્ર આત્મસ્વરૂપનું અનુસંધાન કરતાં પર્વતની પેઠે અચળ રહ્યો છું. (૧૫૦,૧૫૧) આત્મા પ્રકાશમાન હોવા છતાં નિષ્ક્રિય હોવાથી, હું ઉદય પામેલો છતાં અસ્ત પામ્યા જેવો છું; અને તે ઇંદ્રિયોને અગોચર હોવા છતાં સર્વનો સાક્ષી હોવાથી, હું અસ્ત પામેલો છતાં ઉદય પામ્યા જેવો છું. હું એકરૂપ છું, ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુમાં મને એક જ પ્રકારના સ્વાદનો અનુભવ થાય છે; એટલે મારી સ્થિતિ નિષ્કલંક થઈ છે. ઇંદ્રિયો વડે વ્યવહાર કરવાથી હું પ્રબુદ્ધ છું, છતાં તેમાં હર્ષ વિષાદ ન હોવાથી સૂતેલા જેવો છું. સમાધિ-નિષ્ઠાને લીધે બાહ્ય પદાર્થોના અનુસંધાનને અભાવે સુષુપ્તિનો અનુભવ કરું છું, છતાં સ્વ-સ્વરૂપમાં નિત્ય જાગ્રત છું. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ રહિત તુર્યાવસ્થાનો આશ્રય લઈ, હૃદયમાં જ ચિત્તવૃત્તિને નિયમમાં રાખી રહું છું." (૧૫૨,૧૫૩) એવી રીતે વિચાર કરી તેઓ ફરીથી સમાધિસ્થ

* જેને નામ આપી શકાય નહિ તેવું.

થયા. છ દિવસ પછી ક્ષણવાર સૂતેલા મુસાફરની પેઠે તેઓ જાગ્યા. (૧૫૪) મહાન તપસ્વી વીતહવ્ય મુનિ ચિરકાળ પર્યંત જીવન્મુક્ત દશામાં રહી, જગતમાં અનાસક્ત ભાવે વિચર્યા. (૧૫૫) હેય અને ઉપાદેયના અભિમાન વડે "આ લઈશ અને તેનો ત્યાગ કરીશ" એવી તેમની દૃષ્ટિ નાશ પામી, અને તેમનું મન, ઇચ્છા તેમ જ અનિચ્છા રહિત થતાં નિર્વિકલ્પ બન્યું. (૧૫૬) જન્મ અને કર્મની સીમાને ઓળંગી જતાં સંસારની આસક્તિનો બરાબર ત્યાગ થયો, અને વિદેહકૈવલ્યમાં સ્થિત થવાની શ્રેષ્ઠ ઉત્કંઠા તેમને થઈ. (૧૫૭) એક વખત ગિરિકંદરામાં તેઓએ પ્રવેશ કર્યો અને બદ્ધ પદ્માસન વાળી, મનમાં બોલ્યાઃ (૧૫૮) "હે રાગ! મારા વિષયોનો રાગ મૂકી દે. હે દ્વેષ! તને હું છોડું છું, માટે મારા પ્રતિ દ્વેષ ન કર. બન્ને સાથે હું ખૂબ રમ્યો. (૧૫૯) હે ભોગો! હું તમને નમસ્કાર કરું છું. બાળકનું જેમ લાલનપાલન થાય તેમ સેંકડો જન્મ સુધી તમે જગતમાં મારું ખૂબ લાલનપાલન કર્યું. (૧૬૦) જે વિષયસુખને લીધે હું મારું નિરતિશય આનંદરૂપ પરમ નિર્વાણપદ ભૂલી ગયો છું, એ સુખોને પણ હું નમસ્કાર કરું છું. (૧૬૧) હે દુઃખ! તેં મને દુઃખ આપ્યું, એટલે એ શાંત કરવા મેં આદરપૂર્વક આત્મતત્ત્વનું અન્વેષણ કર્યું. આમ મારામાં વૈરાગ્યવૃત્તિ ઉત્પન્ન કરી, તેં મને મોક્ષમાર્ગનો ઉપદેશ આપ્યો; માટે તું તો મારો ગુરુ છે; હું તને નમસ્કાર કરું છું. (૧૬૨) હે કાર્યમિત્ર દેહ! ધર્માદિ સાધન વડે આત્મવિજ્ઞાન મેળવીને હું તારો ત્યાગ કરું છું, મોક્ષ મેળવવાનો ઉદ્યમ કરી તેં જ તારો નાશ કર્યો છે. (૧૬૩) હે તૃષ્ણે! જ્યારે હું શાંત પામું ત્યારે તું એકલી રહી સુકાઈશ; તો દીનતાથી તારે

શોક ન કરવો, હું તને પ્રણામ કરું છું. (૧૬૪) હે કામદેવ! વિપરીત અપરાધોને લીધે થયેલા મારા અનેક દોષો માફ કરજે. હું આત્મસ્વરૂપ જાણવા ઉપશમ પામું છું; તો તમે મંગળ આજ્ઞા કરો. (૧૬૫) હે સુકૃત! તને હું નમસ્કાર કરું છું; કારણ કે પૂર્વે તેં મને નરકમાંથી બચાવી, સ્વર્ગ અપાવ્યું હતું. (૧૬૬) હે પ્રાણ! તમે પણ સાથે જન્મેલા હોઈ મારા સુહૃદ છો, તમને પણ મારે નમસ્કાર કરવા જોઈએ; તમારું કલ્યાણ થાઓ. હું જાઉં છું.” (૧૬૭)

**વીતહવ્યની વિદેહમુક્તિ**

વસિષ્ઠ બોલ્યા: હે રામ! વીતહવ્ય મુનિએ એ પ્રમાણે વિચાર કર્યો. તેમના પુત્રૈષણાદિ સંકલ્પો શાંત થયા. ધીમે ધીમે ઉચ્ચતર ૐકારનું ગાન કરતાં તેમણે યોગની ભૂમિકા પ્રાપ્ત કરી. બાહ્ય અને અંદરના સંકલ્પવિકલ્પને લીધે ત્રણે લોકમાંથી ઉદ્‌ભવેલા સ્થૂલ અને સૂક્ષ્મ ભાવોનો તેમણે ત્યાગ કર્યો. પ્રણવગાન કરતાં એ ગાનના અંત સુધીના નાદ સાથે જ જેમ પવન ગંધને છોડે, તેમ ઇન્દ્રિયો તેમજ તેના શબ્દાદિ વિષયોનો તેમણે ત્યાગ કર્યો. (૧૬૮-૧૭૦) પછી જેમ પ્રાજ્ઞ પુરુષ કોપનો ત્યાગ કરે, તેમ ચિદાકાશમાં સાક્ષી વડે સ્ફુરતા લાગતા તમસનો તેમણે ત્યાગ કર્યો. (૧૭૧) અર્ધ નિમેષ વિચાર કરી સાત્ત્વિકતાનો પણ તેમણે ત્યાગ કર્યો. આમ અંધકાર કે પ્રકાશનો ત્યાગ થતાં તેઓ ત્રણે ગુણોથી પર થયા. (૧૭૨) નિસ્ત્રૈગુણ્ય અવસ્થા થતાં તેમણે સર્વ સંકલ્પોનું કારણ અને જરાક પણ સ્ફુરતા મનનો અર્ધ નિમેષમાં નાશ કર્યો. (૧૭૩) ત્યાર પછી તેઓએ સ્વરૂપચૈતન્યનો સાક્ષાત્કાર કર્યો, અને તરતના જન્મેલા બાળકના જેવી તેમની નિર્વાસિત સ્થિતિ થઈ. (૧૭૪) જેમ પવન સ્પન્દશક્તિનો ત્યાગ કરે, તેમ ફક્ત

પા નિમેષમાં મુનિએ ચિત્તની નિર્વિકલ્પસ્થિતિનો પણ ત્યાગ કર્યો. (૧૭૫) જેમાં સાક્ષીમાત્ર શેષ રહે છે, એવા પશ્યંતિ-પદને પ્રાપ્ત થઈ, એક સત્તા માત્ર સુષુપ્તઅવસ્થાનો આનંદ લેતા તેઓ પર્વતની પેઠે નિશ્ચલ રહ્યા. (૧૭૬) નિર્વિકલ્પ સમાધિમાં સ્થિર થઈ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાથી અતીત તુર્યાવસ્થામાં સ્વરૂપના આનંદ સિવાય અન્ય પ્રકારના આનંદનો અભાવ હોવાથી નિરાનંદ થયા, છતાં સ્વરૂપના આનંદનો અનુભવ કરવાથી સાનંદ થયા. આત્મા સદ્રૂપ હોવાથી સત્ હોવા છતાં સર્વે વ્યવહારોની નિવૃત્તિ થતાં તેઓ અસત્ થયા. ચૈત્યનો અભાવ થતાં અચિન્મય દશા પ્રાપ્ત કરી, છતાં ચિત્‌ને કારણે તેઓએ ચિન્મયપદ પ્રાપ્ત કર્યું. વાણીથી અગોચર હોવાથી, વેદ પણ એ પદ વિષે "નેતિ નેતિ" કહી અટકે છે. (૧૭૭) મુનિએ જે પદ પ્રાપ્ત કર્યું, તેનું વર્ણન થઈ શકતું નથી. એ પદને શૂન્યવાદીઓ શૂન્ય કહી ઓળખાવે છે, બ્રહ્મવિદ્ વિદ્વાનો બ્રહ્મ કહી સમજાવે છે, વિજ્ઞાન જાણનાર પંડિતો તેને સ્વચ્છ વિજ્ઞાન માત્ર કહે છે, સાંખ્યશાસ્ત્રીઓ તેને પુરુષ કહે છે, યોગવાદના વિદ્વાનો એને ઈશ્વર કહે છે, શૈવમતના અનુયાયીઓ શિવ કહી ઓળખાવે છે, કાલમતનું પ્રતિપાદન કરનારા પંડિતો એને કાલ કહે છે, આત્મવાદીઓ એ પદને આત્મા કહે છે, ક્ષણિકવાદીઓ એને નિરાત્મતા કહે છે, માધ્યમિકો એને મધ્ય કહી ઓળખાવે છે અને જીવન્મુક્ત પુરુષો એ પદને પૂર્ણ બ્રહ્મ કહે છે. (૧૭૮–૧૮૧) સર્વે શાસ્ત્રોનો જે સિદ્ધાંત છે, અંતર્યામી હોવાથી સર્વેના હૃદયમાં જે સ્થિત છે, જે સર્વાત્મક છે, વ્યાપક હોવાથી જે સર્વત્ર છે, જે સર્વરૂપ છે અને સર્વનું તત્ત્વ છે, એવા બ્રહ્મપદમાં મુનિએ વિશ્રાંતિ લીધી. એ પદ અત્યંત નિશ્ચલ છે, સૂર્યાદિ તેજસ્વી પદાર્થો પણ એ

પદ વડે પ્રકાશે છે, અને સ્વાનુભૂતિ જ એનું પ્રમાણ છે. વસ્તુતઃ અદ્વિતીય હોવાથી એ એક છે, છતાં માયાને વશ થઈ તે અનેકરૂપે ભાસે છે. શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ આચાર્યોનાં વાક્યો વડે તેની ગમ પડે છે, એટલે તે પ્રકાશક છે; છતાં સ્વયંપ્રકાશ હોવાથી તે નિરંજન છે. સર્વાત્મક હોવાથી એ સર્વ છે, છતાં સકળ પ્રપંચથી અતીત હોવાથી અ–સર્વ છે. એવું પરમાત્મસ્વરૂપ તેમણે પ્રાપ્ત કર્યું. (૧૮૨–૧૮૪) એ મુનિએ અજ, અમર, અનાદિ, આદિ, એક અને સકળ તથા નિષ્કળ બંનેરૂપે નિર્મળ પદ પ્રાપ્ત કર્યું; એટલે તેમનું સ્વરૂપ આકાશથી પણ વધારે સ્વચ્છ થતાં તેઓ ઈશ્વર થઈ ગયા. (૧૮૫) હે રામ! એવી રીતે ત્રીસ હજાર વર્ષ સુધી સુખપૂર્વક રહી, ફરીથી મનનું સ્ફુરણ ન થતાં વીતહવ્ય મુનિ વિદેહમુક્ત થઈ ગયા. (૧૮૬)

## સર્ગ દશમો

### આકાશગત્યભાવાદિ નિરૂપણ

તત્ત્વવિદ્‌નો મહિમા

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્! આત્મતત્ત્વનો અનુભવ કરી ચૂકેલા જીવન્મુક્ત પુરુષોમાં આકાશમાં ગમન કરવું વગેરે સિદ્ધિઓ કેમ દેખાતી નથી? (૧)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જે આત્મતત્ત્વ ન જાણતો હોય અને જેણે મુક્તિ મેળવી ન હોય એવો પુરુષ પણ રસાયનાદિ દ્રવ્ય, મંત્ર, દૃઢ અભ્યાસ, દીર્ઘ કાળ સુધી અભ્યાસ વગેરે શક્તિ વડે આકાશગમનાદિ સિદ્ધિઓ મેળવી શકે છે. (૨) આત્મજ્ઞ પુરુષોનો એ વિષય નથી. એ પુરુષો તો આત્મા સિવાય અન્ય કંઈ જોતા જ નથી, આત્મા વડે આત્મસ્વરૂપમાં જ

સંતૃપ્ત રહે છે; અને અવિદ્યા પાછળ વ્યર્થ ફાંફાં મારતા નથી. (૩) એવો પુરુષ આત્મવાન હોવાથી સઘળા પ્રપંચથી અતીત છે. તેની બધી એષણાઓ શાન્ત થઈ ગઈ છે અને આત્મતત્ત્વમાં જ સંતુષ્ટ હોવાથી તે કંઈ કર્મો કે ચેષ્ટાઓ કરતો નથી. (૪) જગતના જે જે ભાવો છે, તેને અવિદ્યામય જાણવા જોઇએ. જે આત્મનિષ્ઠ પુરુષે અવિદ્યાનો ત્યાગ કર્યો છે, એવો પુરુષ અવિદ્યામાં કેમ ડૂબે ? (૫) જે પુરુષ આત્મજ્ઞાન મેળવવાની ઇચ્છા રાખે છે, તે પણ ઇચ્છા કરે તો સિદ્ધિસાધક દ્રવ્યો વડે ક્રમે ક્રમે તે સિદ્ધિઓ મેળવે છે. (૬) દ્રવ્યો, મંત્ર, ક્રિયા, કાળ વગેરે શક્તિઓ સિદ્ધિ આપનાર છે; પણ તેમાંથી કોઈ પણ વસ્તુ પરમાત્મપદનો અનુભવ કરાવે તેમ નથી. (૭) પૂર્ણ આત્મજ્ઞાન મેળવી જે સંતુષ્ટ થયો છે, તેને માટે અન્ય કોઈ ઇચ્છા સંભવતી નથી. જે કોઈને સિદ્ધિ મેળવવાની ઇચ્છા હોય તે કદાચ એ મેળવે. (૮) સઘળી ઇચ્છાઓ શાન્ત થતાં જે આત્મલાભ થાય છે, તે સર્વે સિદ્ધિઓની વાંછા દૂર થતાં કેમ ન મળે ? (૯)

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મવિદ્વસિષ્ઠ ! યોગીઓ દીર્ઘ કાળ પર્યંત કેમ જીવે છે ? મારો એ સંશય આપ દૂર કરો. (૧૦)

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! પ્રાણાદિ વાયુનું ચલન થતાં દેહ અસ્થિર બને છે. એનો નિરોધ થતાં યોગીઓ દીર્ઘ કાળ સુધી શિલાવત્ સ્થિર રહે છે. એ રીતે પ્રાણનિરોધના અભ્યાસમાં સ્થિત રહેવાથી યોગીઓ નાશ પામતા નથી. (૧૧) જેઓ અંદર તેમ જ બહાર ચિત્ત કે પ્રાણના ચલનને રોકે છે, એવા યોગીઓથી વૃદ્ધાવસ્થા અને મૃત્યુ દૂર રહે છે. (૧૨) બહાર તેમ જ અંદર પવન અને ચિત્તનું સ્પન્દન શાન્ત થતાં તત્ત્વવેત્તાના શરીરની ધાતુઓ દેહને કોઈ પણ દિવસ છોડતી

નથી. (૧૩) જે તત્ત્વવેત્તાઓએ આત્માનુભવ કર્યો છે, જેઓ રાગદ્વેષ વગેરેથી રહિત છે, જેઓ મહાન બુદ્ધિવાળા છે અને જેઓની ગ્રંથિઓ ગળી ગઈ છે એવા યોગીઓ પોતાનું શરીર સ્વતંત્ર ઇચ્છાએ ગ્રહણ કરી શકે છે અને છોડી શકે છે. (૧૪)

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્! વિવેકનો ઉદય થતાં મુનિનું ચિત્ત સ્વરૂપમાં શાન્ત થાય છે, તો પછી આત્મા નિર્ગુણ હોવાથી અને ચિત્તનો લય થવાથી, મૈત્રી વગેરે ગુણો ક્યાંથી હોઈ શકે? (૧૫)

ચિત્તનાશના પ્રકાર

વસિષ્ઠ બોલ્યા: હે રામ! ચિત્તનાશના બે પ્રકાર છે; સરૂપ અને અરૂપ. જીવન્મુક્ત અવસ્થામાં વિચરતા યોગીઓનો ચિત્ત-નાશ પહેલા પ્રકારનો કહેવાય છે; અને દેહની મુક્તિ થયા પછી ચિત્તનો નાશ થાય છે, એને અરૂપ કહેવાય છે. (૧૬) ચિત્ત જે સત્તા ભોગવે છે, એથી મનુષ્યને દુ:ખ થાય છે; પણ ચિત્તનો નાશ થતાં એ સુખી થઈ જાય છે. માટે ચિત્તનો નાશ બધા મનુષ્યોએ કરવો. (૧૭) તત્ત્વનો અનુભવ ન થયો હોવાથી સત્ત્વાદિ ગુણોને પોતાના માનીને સંસારનાં દુ:ખો ભોગવતું ચિત્ત જીવ કહેવાય છે. (૧૮) "હું સુખી છું અને હું દુ:ખી છું" એવું જે મન માને છે, તે મનને તમારે સંસારવૃક્ષનાં ફળ, ફૂલ અને પાંદડાં ઉત્પન્ન કરનાર સમજવું. (૧૯) હે રઘુકુળભૂષણ! ચિત્તની સત્તાનું મેં તમારી પાસે વર્ણન કર્યું. હવે તેનો નાશ કેમ કરવો તે સાંભળો. (૨૦) એક નિ:શ્વાસ માત્રથી જેમ પર્વત ન ડગે, તેમ સુખ અને દુ:ખની અવસ્થાઓ જે જ્ઞાની પુરુષને સમત્વમાંથી જરા પણ ડગાવી ન શકે, તેવા પુરુષનું ચિત્ત નષ્ટ થયું સમજવું. (૨૧) પુત્રના મરણ વગેરે પ્રસંગોથી આવી પડતાં સંકટો, દરિદ્રતા, પુત્રજન્મ વગેરે પ્રસંગોથી આવતો ઉત્સાહ, મદ,

મંદતા અને વિવાહાદિ ઉત્સવો જેના મનમાં વિકારો ઉત્પન્ન ન કરી શકે, એવા જ્ઞાનીઓનું ચિત્ત નષ્ટ થયું સમજવું. (૨૨) મનની સત્તાને જ તમારે મૂઢતા જાણવી. જ્યારે મનની રજોગુણી અને તમોગુણી મૂઢતાનો નાશ થાય, ત્યારે ચિત્તનાશરૂપી જ્ઞાનનો ઉદય થાય છે. (૨૩) એ જ સત્ત્વ મૈત્રી વગેરે ગુણોવાળું, બ્રહ્માકાર વાસનાવાળું અને ફરી ફરી જન્મ ન આપનારું જીવન્મુક્ત પુરુષોનું મન બને છે. (૨૪) જીવન્મુક્ત પુરુષોનો એ ચિત્તનાશ સમાન રૂપવાળો કહેવાય છે. (મનથી ભિન્ન આત્મ-સ્વરૂપ સ્ફુરે છે.) વસંતઋતુમાં મંજરીની પેઠે ભ્રાન્તિ અને મૈત્રી વગેરે ગુણો તેમાં રહેલા છે. (૨૫) મેં તમને જે અરૂપ મનોનાશ વિષે કહ્યું, તે વિદેહમુક્તના નિરંશ સ્વરૂપ મનનો હોય છે. (૨૬) મૈત્રી વગેરે સમગ્ર શ્રેષ્ઠ ગુણોના આધારભૂત સત્ત્વનો વિદેહમુક્તિ રૂપી પરમ પવિત્ર અને સ્વચ્છ પદમાં લય થાય છે, અને ચિત્તનો લય થતાં ગુણદોષ જેવું કંઈ રહેતું નથી. ત્યાં મૈત્રી વગેરે ગુણો કે મનના દોષો, ગુણોની સમૃદ્ધિ કે દોષોની સંપત્તિ, ચંચળતા, ઉદય કે અસ્ત અને હર્ષ કે અસહિષ્ણુતા વગેરે દ્વૈત રહેતું નથી. તેજ, અંધકાર, દિવસ, સંધ્યા, રાત્રિ, સત્તા, અસત્તા અને મધ્યપદ પણ સંભવતું નથી. (૨૭-૩૦) આકાશ જેમ પવનનું આશ્રયસ્થાન છે, તેમ જે પુરુષો બુદ્ધિ અને સંસારના મિથ્યા પ્રપંચને તરી પાર નીકળી ગયા છે, તેઓ માટે વિદેહ-કૈવલ્ય પરમ વિશ્રાન્તિસ્થાન છે. (૩૧) જે પદ દુઃખ રહિત છે, જે ચેતનસ્વરૂપ છે, સર્વદા ચિત્ત લીન થઈ ગયું હોવાથી, જે સદા સુષુપ્ત છે અને રજોગુણ તથા તમોગુણ રહિત જે પદ બ્રહ્માનંદમાં નિર્ભર છે, એવા વિદેહમુક્ત પદમાં સ્થૂલ, સૂક્ષ્મ કે કારણ શરીર વિનાના મહાન પુરુષો તેમના ચિત્તનો લય થયો હોવાથી વિશ્રામ લે છે. (૩૨)

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્ ! વિસ્તૃત આકારવાળી આ સંસારરૂપી દ્રાક્ષલતા છે, તેનું બીજ શું ? એ બીજનું પણ બીજ કયું છે ? અને તેનું પણ કયું બીજ છે ?

સંસારનું બીજ. તમારો ઉપદેશ મારા હૃદયમાં વધારે દૃઢ થાય, અને જ્ઞાનસાર સિદ્ધ થાય તે માટે મને એ વિષે આપ કંઈ કહો. (૩૩,૩૪)

વસિષ્ઠ બોલ્યા : હે રાઘવ ! સંસારલતાનું બીજ શરીર છે. એ શરીરની અંદર શુભ અને અશુભ કર્મોરૂપી મહાન અંકુરો લીન થયા છે. (૩૫) એ શરીરનું બીજ ચિત્ત છે. એ ચિત્ત જન્મ, મરણ વગેરે અવસ્થાનું આશ્રયસ્થાન છે, દુઃખરૂપી રત્નો સાચવવાનો દાબડો છે અને આશાને તે સદા અધીન છે. (૩૬) સ્વપ્નાવસ્થામાં શરીરનો જે અનુભવ થાય છે, તે ચિત્તને લીધે છે, તેમ વિદ્યમાન અને અવિદ્યમાન શરીર પણ ચિત્તમાંથી જ જન્મે છે. (૩૭) સત્ત્વાદિ વૃત્તિઓ જેની શાખાઓ છે એવા ચિત્તરૂપી વૃક્ષનાં બે બીજ છે-**પ્રાણપરિસ્પન્દ** અને **દૃઢ વાસના.** (૩૮) મન તરફ વહેનાર નાડીઓમાં જ્યારે પ્રાણનું ચલન થાય છે, ત્યારે ચિત્ત તત્કાલ વૃત્તિજ્ઞાન વડે પ્રચુર બને છે. (૩૯) હે રાઘવ ! સર્વત્ર રહેલી સંવિત્ પ્રાણના ચલનથી વિક્ષોભ પામે છે, માટે બહિર્મુખ સંવિત્નો નિરોધ કરવો એ જ શ્રેયસ્કર છે. (૪૦) સંવિત્ સંક્ષુબ્ધ થતાં તત્કાળ સંવેદ્ય બની જાય છે. આ દૃશ્યનું અનુસંધાન કરવાથી ચિત્ત અનંત પ્રકારનાં દુઃખો પેદા કરે છે. (૪૧) સંવિત્ જ્યારે બહિર્મુખતાનો હમેશને માટે ત્યાગ કરી પોતાના સ્વરૂપમાં વિશ્રામ લે છે, ત્યારે મેળવવા લાયક પરમ પવિત્ર નિર્મળ પરમાત્મપદ મેળવાય છે. (૪૨) એને લીધે પ્રાણસ્પન્દ અને વાસના વડે જો તમે સંવિત્ને ક્ષુબ્ધ નહિ કરો, તો તમે જન્માદિ વિકારો રહિત

થશે. (૪૩) સંવિત્‌નો સંક્ષોભ એ જ ચિત્ત છે. ખંડિત અને જર્જરિત થઈ ગયેલા જીવોથી ભરપૂર અને અનેક અનર્થો કરનાર સંસારરૂપી પ્રપંચને એ જ ચિત્ત જન્મ આપે છે. (૪૪) યોગીઓ ચિત્તને શાન્ત કરવા માટે, યોગશાસ્ત્રોએ બતાવેલી મહામુદ્રાદિ યુક્તિઓ વડે પ્રાણાયામ અને ધ્યાન કરતાં કરતાં પ્રાણનો નિરોધ કરે છે. (૪૫) પ્રાણનો નિરોધ કરવાથી ચિત્ત શાન્ત થાય છે, પરમ શમતા પ્રાપ્ત કરી શકાય છે અને સંવિત્ પણ વિક્ષેપ રહિત બને છે. (૪૬)

હે રાઘવ! પ્રાણના ચલનથી ચિત્તની ઉત્પત્તિ તમને કહી. ચિત્તનું બીજું બીજ વાસના છે. તે વિષે જ્ઞાનીઓએ જે કહ્યું છે અને અનુભવ્યું છે તે સાંભળો. (૪૭) આનું કારણ કે કાર્ય શું છે તેનો વિચાર કર્યા વિના પદાર્થનું જે ગ્રહણ કરવામાં આવે છે, તેનું નિરંતર પરિશીલન થતાં તે દૃઢ બને છે. એ દૃઢ ભાવનાને વાસના કહેવામાં આવે છે. (૪૮) હે મહાબાહો! દૃઢ અભ્યાસને લીધે પુરુષ એક વસ્તુની ચિત્તમાં ભાવના કરે છે, તેને અન્ય વસ્તુઓનો વિચાર આવતો જ નથી; એટલે તે પુરુષ તત્કાળ એ જ ભાવનામય બની જાય છે. (૪૯) વાસના વડે વિવશ થયેલો પુરુષ વાસનામય બની જતાં જે વસ્તુની તે ભાવના કરે છે, એ જ વસ્તુ સત્ છે એવું માને છે અને તેમાં મોહ પામે છે. (૫૦) દુષ્ટ વાસનાથી જેની દૃષ્ટિ દૂષિત થઈ છે, એવો પુરુષ વાસનાના પ્રભાવે પોતાનું સચ્ચિદાનંદ-સ્વરૂપ ભૂલી જાય છે; અને મદને વશ થયેલાની પેઠે સર્વે વસ્તુને ભ્રાન્તિ પૂર્વક અન્યથા રીતે જુએ છે. (૫૧) હે રાઘવ! જેને લીધે વસ્તુમાં વિપરીત દર્શન થાય છે, અનાત્મપદાર્થોમાં આત્મબુદ્ધિ થાય છે અને અવસ્તુમાં વસ્તુની કલ્પના કરવામાં આવે છે એવા અન્યથા જ્ઞાનનું કારણ ચિત્ત જ છે. (૫૨) દૃઢ અભ્યાસથી

પદાર્થોમાં થતી વાસના વડે અતિ ચંચળ ચિત્ત ઉત્પન્ન થાય છે. જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા વગેરે દુઃખોનું કારણ એ જ ચિત્ત છે. (૫૩) હેય અને ઉપાદેયરૂપ જગત મિથ્યા છે એમ સમજીને જ્યારે સકળ વસ્તુનો ત્યાગ થાય, અને નિર્વાસન થઈ શાન્તિથી રહેવાય, ત્યારે ચિત્ત ઉત્પન્ન ન થાય. (૫૪) વાસનાનો સંપૂર્ણ ક્ષય થતાં મન જ્યારે કંઈ પણ સંકલ્પ કરતું નથી, ત્યારે તે પરમ શાન્તિ આપનાર અમન બની જાય છે. (૫૫) જગતમાં કોઈ પણ વસ્તુની અંદર જ્યારે સત્તાની ભાવના થતી નથી, ત્યારે નિર્વાસિત સ્થિતિ થતાં શૂન્ય હૃદયાકાશમાં ચિત્ત કેમ ઉત્પન્ન થાય? (૫૬) હે રાઘવ! પદાર્થની અંદર આદર-બુદ્ધિથી વસ્તુસ્વરૂપની જે ભાવના કરવામાં આવે છે, એટલું જ ચિત્તનું સ્વરૂપ છે; એમ અમારું માનવું છે. (૫૭) જે પુરુષ સંકલ્પોને યોગ્ય દૃશ્ય-પ્રપંચનું જરા પણ અનુસંધાન કરતો નથી, એવા પુરુષના આકાશ જેવા નિર્મળ હૃદયમાં ચિત્તનો ઉદય કેમ સંભવે? (૫૮) સઘળા દૃશ્ય પદાર્થોનું વિસ્મરણ, એ દૃશ્યનું માર્જન અને સર્વત્ર યથાર્થ વસ્તુનું દર્શન એ ત્રણે અચિત્તપણું કહેવાય છે. (૫૯) જ્ઞાની પુરુષને કંઈ પણ રાગદ્વેષ હોતા નથી, એટલે તે અનાસક્ત હોવાથી તેણે હૃદયથી વસ્તુનો સંપૂર્ણ ત્યાગ કર્યો છે; અને "આ સર્વ બ્રહ્મ છે" એવો દૃઢ નિશ્ચય કરી, પરમ શીતળતાનો અનુભવ કરતાં વ્યવહાર કરે છે. એને લીધે તેનું ચિત્ત વૃત્તિવાળું હોવા છતાં અચિત્ત જ છે. (૬૦) જેને ફરીથી જન્મ આપનાર દૃઢ વાસના નથી તેને જીવન્મુક્ત જાણવો. જેમ કુંભારનું કામ પુરું થયા છતાં પણ તેનું ચક્ર થોડો વખત ફર્યા કરે છે, તેમ અવિદ્યાનો સંપૂર્ણ નાશ અને જ્ઞાનપ્રકાશ થયો હોવા છતાં, શેષ રહેલા સંસ્કારના બળે પ્રારબ્ધ ભોગવતાં સુધી જીવન્મુક્ત પુરુષોનો

વ્યવહાર ચાલે છે. (૬૧) જેઓની વાસના બળી ગયેલા બીજની પેઠે ફરી જન્મ અપાવતી નથી, અને જેને વિષયોમાં આદર-બુદ્ધિ થતી નથી, એવા પુરુષો જીવન્મુક્ત કહેવાય છે. (૬૨) રજોગુણ અને તમોગુણની નિવૃત્તિ થતાં જેઓનું ચિત્ત સત્ત્વરૂપ બને છે, એવા જ્ઞાનનિષ્ઠ પુરુષોને અચિત્તવાળા જ સમજવા. પ્રારબ્ધનો ક્ષય થતાં તેઓ દેહ છોડે છે અને ચિદાકાશસ્વરૂપ બને છે. (૬૩) હે રામ! પ્રાણસ્પન્દ અને વાસના એ ચિત્ત-વૃક્ષનાં બે બીજ છે. બન્નેમાંથી એકનો નાશ થતાં બન્ને શીઘ્ર નાશ પામે છે. (૬૪) વાસનાને વશ થતાં પ્રાણનું ચલન થાય છે, અને પ્રાણનું ચલન થતાં વાસના જાગે છે, આમ બીજાં-કુરની પેઠે એ બંને એક બીજાનું પરસ્પર કારણ છે. (૬૫)

પ્રાણસ્પંદ અને વાસના બંનેનું બીજ સંવેદ્ય (દૃશ્ય) છે. એને લીધે દૃશ્યમાંથી એ બંને સ્ફુરે છે. (૬૬) જેમ મૂળ કાપી નાખતાં ઝાડનો નાશ થાય છે, તેમ દૃશ્ય-પ્રપંચનો સંપૂર્ણ ત્યાગ કરવાથી પ્રાણસ્પંદ અને વાસનાનો પણ તરત સમૂળ નાશ થાય છે. (૬૭) હે ધીર! સંવેદ્યનું બીજ સંવિત્ છે. જેમ તેલ વિનાના તલ ન સંભવે, તેમ સંવિત્ વિના દૃશ્ય ન સંભવે. (૬૮) બહાર કે અંદર સંવિત્ સિવાય સંવેદ્ય જેવી પૃથક્ કોઈ વસ્તુ જ નથી. સંવિત્ પોતે જ સંવેદ્યની કલ્પના કરે છે અને પોતે જ પોતાને સંવેદ્યસ્વરૂપે જુએ છે. (૬૯) જેમ સ્વપ્નમાં પોતાની જ ભાવનાના બળે પોતે જીવતો હોવા છતાં મનુષ્ય પોતાનું મરણ જુએ છે, અને જાણે કે તે પરદેશ ગયો છે એવી તેને પ્રતીતિ થાય છે, તેમ સંવિત્ને લીધે સંવેદ્યની પ્રતીતિ થાય છે. (૭૦) પૂર્વે દૃષ્ટિએ પડેલી કે ન પડેલી જે કંઈ દૃશ્ય વસ્તુની સંવિત્ને લીધે પ્રતીતિ થાય છે, તેનો જ્ઞાની પુરુષે પ્રયત્નપૂર્વક નિરાસ કરવો. (૭૧)

સંવેદ્યનું અવિસ્મરણ એને જ મહાન સંસાર જાણવો. દૃશ્યનું સંપૂર્ણ વિસ્મરણ થતાં મોક્ષની દશાનો અનુભવ થાય છે. (૭૨) સંવેદ્યનું અનુસંધાન થયા કરે તો જન્માદિ અનંત દુઃખો ભોગવવાં પડે છે; પણ તેનું અનુસંધાન જે જડ વસ્તુ સાથે સંબંધ ન રાખતાં ફક્ત અખંડ એકરસ આત્મામાં જ પ્રતિષ્ઠિત છે, તે મોક્ષના સુખનો અનુભવ કરાવે છે. (૭૨,૭૩) હે રાઘવ! તમે પણ જડ રહિત થઈ, આત્માના સુખનો અનુભવ કરો; અને દૃશ્ય–પ્રપંચમાં આસ્થા ન રાખતાં તેને ભૂલી જાઓ. સંવેદ્યનું વિસ્મરણ થતાં જ તમે જે પ્રકાશમાન પરમાત્મા છો એ સ્વરૂપનો તમને ચોક્કસ અનુભવ થશે. (૭૪)

શ્રીરામે પૂછ્યું: હે પ્રભો! જડતા સાથે સંબંધ ન રાખનાર અસંવિત્તિ કેવી છે? અને તેનું નિવારણ કેમ થઈ શકે? (૭૫)

વસિષ્ઠ બોલ્યા: હે રઘુનંદન! જે જીવ સઘળા દૃશ્ય–પ્રપંચને અનાદરબુદ્ધિએ જુએ છે, અને એમાં ક્યાંય પણ વિશ્રામ ન લેતાં કોઈ પણ દૃશ્ય વસ્તુનું ચિત્તમાં અનુસંધાન કરતો નથી, એ જ અસંવિત્ છે અને ચૈતન્યસ્વરૂપ હોવાથી અ–જડ છે. (૭૬) જે પુરુષ ભૂતાદિ વસ્તુમાં સત્યત્વબુદ્ધિ કરતો નથી, તે વ્યવહારનાં સેંકડો કામો કરતો હોવા છતાં અસંવિત્ અને અ–જડ કહેવાય છે. (૭૭) વાસનાઓ નિર્મૂળ થઈ જતાં જે પુરુષનું ચિત્તાકાશ દૃશ્ય વસ્તુથી જરા પણ લેપાતું નથી એને જીવન્મુક્ત, અસંવિત્ અને અ–જડ કહેવામાં આવે છે. મન વાસના રહિત થતાં જ્યારે હૃદયમાં કોઈ પણ દૃશ્ય વસ્તુનું અનુસંધાન થતું નથી, અને નિર્વિકલ્પ અવસ્થા થતાં બાળક તથા મૂકની પેઠે પોતાના સ્વરૂપમાં જ સ્થિર થાય છે, ત્યારે જડતા રહિત અસંવેદન કહેવાય છે; અને એનો આશ્રય લેવાથી

મનુષ્ય ફરીથી પુણ્યપાપ વગેરેથી બંધાતો નથી. (૭૮–૮૦) સમસ્ત વાસનાઓનો ત્યાગ થતાં નિર્વિકલ્પ સમાધિનો અનુભવ થાય છે, અને તેમ થતાં આકાશમાં કલ્પેલી નીલતાની પેઠે વ્યાપક પરમાનંદનો અનુભવ થાય છે. (૮૧) નિર્વિકલ્પ સમાધિમાં લીન થતાં યોગીઓની સંવિત્ સંવેદ્યના અનુસંધાન વિનાની બને છે, એટલે તેમની બ્રહ્માકારવૃત્તિ થયેલી હોવાથી એ આનંદ પણ અનાદિ અને અનંત અંતઃસ્વરૂપમાં લીન થઈ જાય છે. (૮૨) જેણે સંવેદનનો ત્યાગ કર્યો છે, એવો જીવન્મુક્ત પુરુષ જવું, ઊભા રહેવું, સ્પર્શવું, સૂંઘવું વગેરે ગમે તે વ્યવહારની ક્રિયા કરતો હોય, છતાં તે અ-જડ અને આનંદૈકરસ હોવાથી સુખી છે. (૮૩) યત્નપૂર્વક પ્રાણાયામ વગેરે સાધનો વડે એ અ-જડ જ્ઞાનદૃષ્ટિનો આશરો લઈને આપણે દુઃખરૂપી સમુદ્રની પાર તરી જવું જોઈએ. એથી આપણને અનંત સુખનો અનુભવ થશે. (૮૪) જે સંવિત્ સંવેદ્યનું બીજ છે, એ સંવિત્નું બીજ અવિચ્છિન્ન ચિત્સ્વરૂપ છે; કારણ કે જેમ સૂર્યાદિ તેજસ્વી પદાર્થો વડે પ્રકાશ થાય છે, તેમ એ સંવિત્ સન્માત્રમાંથી જ થાય છે. (૮૫) સ્વરૂપસત્તા બે પ્રકારે રહેલી છે. નાના પ્રકારે રહેલી છે તે એક અને વિક્ષેપ રહિત એકરૂપે રહેલી તે બીજી. એ વિભાગ વિષે કહું છું તે ધ્યાન-પૂર્વક સાંભળો. (૮૬) ઘટતા, પટતા, તેપણું, તારાપણું, મારાપણું વગેરે નાના પ્રકારે રહેલી સત્તાને વ્યાવહારિક સત્તા કહેવાય છે. (૮૭) નામ, જાતિ વગેરે ભેદનો ત્યાગ કરી જે નિર્દોષ સન્માત્રરૂપ છે, તે એક સત્તાને પારમાર્થિક સત્તા કહેવાય છે. (૮૮) ભૂત, ભવિષ્ય અને વર્તમાનાદિ ભેદે થતી કાલસત્તા; સ્થૂળ, સૂક્ષ્મ, હ્રસ્વ, દીર્ઘાદિ ભેદે થતી અંશસત્તા; તથા ઘટપટાદિ ભેદે થતી વસ્તુસત્તા વગેરે ભેદભાવનાનો ત્યાગ

કરી કેવળ સન્માત્ર ચિત્સ્વરૂપમાં જ તમે સ્થિર થાઓ. (૮૯) જો કે કાલસત્તા, કલાસત્તા અને વસ્તુસત્તા ઉપાધિનો ત્યાગ થતાં ઉત્તમ સદ્રૂપ સત્તારૂપે જ શેષ રહે છે; તોપણ એ વાસ્તવિક સત્તા નથી. (૯૦) કાલસત્તા વગેરે વિભાગો ભેદબુદ્ધિનું કારણ છે; તેથી ઉપાધિને લીધે સર્વત્ર નાનાત્વની પ્રતીતિ કરાવનાર તે શુદ્ધ કેમ હોઈ શકે ? (૯૧) વ્યાપક, વિભુ, કેવળ, એક સત્તા-સામાન્યની દૃઢ ભાવના કરો; અને સર્વત્ર પરિપૂર્ણ પરમાનંદનો અનુભવ કરતાં વ્યવહાર કરો. (૯૨) હે રાઘવ ! જે અવિકૃત સત્તાસામાન્ય સર્વ સત્તાનો અવધિ છે, તે જ પારમાર્થિક સત્તા વડે આગળ કહેલા ક્રમ પ્રમાણે જગત ઉત્પન્ન થાય છે. [સત્તાસામાન્યમાંથી સંવિત્, સંવિત્માંથી સંવેદ્ય, સંવેદ્યમાંથી પ્રાણસ્પન્દન અને વાસના, તેમાંથી ચિત્ત, ચિત્તમાંથી દેહ અને દેહથી સંસાર.] (૯૩) સર્વ સત્તાના પરમ અવધિરૂપ અનાદિ, અનંત અને સર્વે કલ્પનાથી મુક્ત પારમાર્થિક સત્તાનું કંઈ બીજ નથી. (૯૪) એ પરમપદ પ્રાપ્ત થતાં સત્તા લય પામે છે અને નિર્વિકાર રીતે વ્યવહાર કરતાં પુરુષને ફરીથી દુઃખો અનુભવવાં પડતાં નથી. (૯૫) એ સત્તાસામાન્યપદ સર્વે હેતુનો હેતુ છે, પણ એનો કોઈ હેતુ નથી. સર્વે સારવસ્તુઓનો એ સાર છે, પણ એનાથી અન્ય કોઈ સારવસ્તુ નથી. (૯૬) જેમ તટ પરનાં વૃક્ષોનું પ્રતિબિંબ તળાવમાં પડે છે, તેમ સમસ્ત વસ્તુઓ એ અનંત ચિત્રૂપી દર્પણમાં દેખાય છે. (૯૭) હે રાઘવ ! અમલ અને અજર આત્માના યથાર્થ સ્વરૂપનો અપરોક્ષ અનુભવ થતાં ચિત્તનો નાશ થાય છે; માટે એવા તત્ત્વજ્ઞ જેવા થશો તો સંસારના ભયથી મુક્ત સચ્ચિદાનંદ પરમાત્મસ્વરૂપ થઈ જશો. (૯૮)

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્ ! આપે મને સંસારના વિવિધ

બીજો વિષે કહ્યું. હવે કયા ઉપાય વડે શીઘ્ર પરમપદ પાસ થઈ શકે? (૯૯)

સંસારની નિવૃત્તિના ઉપાય

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! દુઃખ આપનારાં સંસારનાં બીજો વિષે મેં જે કહ્યું, તે ઉત્તરોત્તર બીજોની ભાવના કરવાથી તરત પરમપદ મળે છે. (૧૦૦) પુરુષાર્થની મદદ વડે વાસનાનો બળપૂર્વક ત્યાગ કરીને જો અખંડૈકરસ પરમપદમાં એક ક્ષણ પણ અક્ષય સમાધિ થઈ જાય, તો તે જ વખતે તમે એ પદ મેળવી શકશો. (૧૦૧,૧૦૨) જગતના શુદ્ધ કારણતત્ત્વ સત્તાસામાન્યપદમાં નિષ્ઠા રાખવી હશે, તો વિશેષ પ્રયત્ન કરવાની જરૂર રહેશે. (૧૦૩) હે રાઘવ! સંવિત્તત્ત્વની સમાધિમાં જો તમારે લીન રહેવું હોય, તો એથી પણ વિશેષ પ્રયત્ન કરવાથી એ પદ મેળવી શકશો. (૧૦૪) કેવળ સંવેદ્યમાં ધ્યાન સંભવતું નથી; કારણ કે સંવિત્ સાથે જ રહેલું છે. સંવેદ્યમાં વાસનાનો ત્યાગ કરવો એ મેરુ પર્વતને ખસેડી નાખવા કરતાં વધારે અઘરું છે. (૧૦૫) જ્યાં સુધી મન અમન ન બને, ત્યાં સુધી વાસનાનો ક્ષય થવો પણ અશક્ય છે; અને જ્યાં સુધી વાસનાઓ ક્ષીણ થઈ નથી, ત્યાં સુધી આપણે ધ્યાન પણ ન ધરી શકીએ. (૧૦૬) સંવેદ્ય સાથે સર્વત્ર સર્વદા સંવિત રહેલી છે, એટલે જો વાસનાનો સંપૂર્ણ પરિત્યાગ કરવા તમે યત્ન કરશો, તો તમારી બધી આધિવ્યાધિઓ એક ક્ષણમાં શિથિલ થઈ જશે. (૧૦૭,૧૦૮) પૂર્વે કહેલા ઉપાયો કરતાં આ પ્રયત્ન વધારે વિષમ છે; કારણ કે વાસનાઓનો ત્યાગ કરવો એ મેરુ પર્વતને ઊખેડી નાખવા કરતાં વધારે દુઃસાધ્ય છે. (૧૦૯) જ્યાંસુધી મનનો નાશ થયો નથી, ત્યાં સુધી વાસનાઓ ક્ષય ન પામે, અને જ્યાં સુધી વાસનાઓ નાશ પામી

નથી ત્યાં સુધી ચિત્તનો પણ નાશ થતો નથી. (૧૧૦) જ્યાં-સુધી તત્ત્વનો અનુભવ કર્યો નથી, ત્યાં સુધી ચિત્તનો પણ સંક્ષય સંભવતો નથી; અને ચિત્તના સંક્ષય વિના તત્ત્વ પણ જાણવામાં આવતું નથી. (૧૧૧) જ્યાંસુધી વાસનાઓ નાશ પામી નથી, ત્યાં સુધી તત્ત્વનું જ્ઞાન કેમ સંભવે? અને જ્યાં સુધી તત્ત્વનું જ્ઞાન થયું નથી, ત્યાં સુધી વાસનાનો ક્ષય પણ કેમ સંભવે? (૧૧૨) આમ વાસનાક્ષય, મનોનાશ અને તત્ત્વજ્ઞાન પરસ્પર જરૂરનાં છે. તે એક બીજાનું કારણ હોવાથી, ઘણી મુશ્કેલીથી સાધી શકાય છે. (૧૧૩) હે રાઘવ! માટે પરમ પુરુષાર્થ વડે વિવેકપુરઃસર સઘળા ભોગોની ઇચ્છાઓને મનમાંથી દૂર કરવા પ્રયત્ન કરવો, અને વૈરાગ્યબુદ્ધિપૂર્વક એ ત્રણેનો સાથે સાથે અભ્યાસ કરવો. (૧૧૪) જ્યાં સુધી એ ત્રણેનો સાથે સાથે વારંવાર અભ્યાસ થતો નથી, ત્યાંસુધી સેંકડો વર્ષે પણ તત્ત્વજ્ઞાન મેળવવાની આશા ન રાખવી. (૧૧૫) હે બુદ્ધિશાળી રામ! વાસનાક્ષય, મનોનાશ અને વિજ્ઞાનનો જો એક સાથે સારી રીતે અભ્યાસ થાય, તો સાધકમુનિને તે અત્યંત ફળપ્રદ નીવડે છે. (૧૧૬) જો તે ત્રણમાંથી એક એકનો દીર્ઘ કાળ પર્યંત અભ્યાસ કરવામાં આવે, તોપણ જેમ અરસપરસ જરૂરના શિવશક્તિના મંત્રોનું એક પછી એક થતું પુરશ્ચરણ ફળ આપતું નથી, તેમ તે અભ્યાસ પણ કોઈ સિદ્ધિ અપાવતો નથી; (૧૧૭) પણ એ ત્રણેનો જો સાથે સાથે દીર્ઘ કાળ સુધી અભ્યાસ કરવામાં આવે, તો કમળના તંતુની પેઠે હૃદયની અંદર દૃઢ થયેલી સંસારની ગાંઠ ચોક્કસ ગળી જાય છે. (૧૧૮) હે રામ! અનેક જન્મોના અભ્યાસથી દૃઢ થયેલી સંસારની વાસના તેને દૂર કરવાના દીર્ઘ અભ્યાસ વિના કોઈ પણ કાળે નાશ પામતી નથી. (૧૧૯) તત્ત્વજ્ઞોનું

માનવું છે, કે પ્રાણસ્પન્દ અને વાસના બન્ને ચિત્તનું બીજ હોવાથી વાસનાનો ત્યાગ કરવાની જેટલી જરૂર છે, તેટલી જ જરૂર પ્રાણનો નિરોધ કરવાની છે; માટે વાસનાત્યાગ, મનોનાશ અને વિજ્ઞાનના અભ્યાસ સાથે પ્રાણના નિરોધનો અભ્યાસ પણ આવશ્યક છે. (૧૨૦) વાસનાનો સંપૂર્ણ ત્યાગ કરવાથી તેમ જ પ્રાણનિરોધથી ચિત્ત અચિત્ત બને છે, માટે તમને યોગ્ય લાગે તે ઉપાય ગ્રહણ કરો. (૧૨૧) પ્રાણાયામનો દૃઢ અભ્યાસ કરવાથી, અને ગુરુ પાસેથી મેળવેલા આસનાદિ ઉપાયો વડે પ્રાણના ચલન પર અંકુશ મેળવી શકાય છે. (૧૨૨) બહિર્મુખ જનોના સંગને દૂર રાખી, નિઃસંકલ્પ સ્થિતિમાં પ્રાપ્ત વ્યવહાર આચરતાં, સંસાર આપનારી મલિન વાસનાઓનો ત્યાગ કરતાં અને શરીરના નાશનો વિચાર કરતાં વાસના ઉત્પન્ન થતી નથી. (૧૨૩) જેમ પવન શાંત થતાં આકાશમાં રહેલી રજ ઊડતી નથી, તેમ વાસનાનો નાશ થતાં ચિત્તની પ્રવૃત્તિ પણ બંધ પડે છે. (૧૨૪) પ્રાણનું ચલન થતાં ચિત્તમાં અનેક સ્ફુરણો ઊઠે છે. પ્રાણસ્પન્દ એટલે જ ચિત્તસ્પન્દ; માટે ખૂબ પ્રયત્ન કરીને પણ ધીમાન પુરુષોએ પ્રાણ ઉપર વિજય મેળવવો. (૧૨૫) જેમ દુષ્ટ હાથી અંકુશ વિના વશ થતો નથી, તેમ અધ્યાત્મજ્ઞાન વડે મનને સમજાવ્યા વિના માત્ર હઠયોગથી એક જ સ્થળે વારંવાર બેસી રહેવાથી મન ઉપર વિજય મેળવી શકાતો નથી. (૧૨૬,૧૨૭) ચિત્ત ઉપર વિજય મેળવવા માટે અધ્યાત્મવિદ્યાનું જ્ઞાન, આત્મજ્ઞાની સજ્જનોનો સંગ, વાસનાનો સંપૂર્ણ ત્યાગ અને પ્રાણનો નિરોધ એ ચારે અકસીર ઉપાય છે. જેમ જળની ધારાથી ધૂળ નાશ પામે, તેમ એ યુક્તિઓ વડે ચિત્ત નાશ પામે છે. (૧૨૮,૧૨૯) આવી સજ્જડ યુક્તિઓ હોવા છતાં

જે સાધકો હઠયોગનાં સાધનો વડે ચિત્ત પર વિજય મેળવવા પ્રયત્ન કરે છે, તેઓ દીવાને મૂકી કાજળ વડે અંધકારને દૂર કરવાના પ્રયત્ન કરે છે. (૧૩૦) હઠથી ચિત્તને નાશ કરવા તૈયાર થયેલા વિમૂઢ સાધકો કમળના તંતુથી ઉન્મત્ત હાથીને બાંધે છે. (૧૩૧) જેમ ગામમાં ફસાઈ ગયેલી મૃગલીને ક્યાંય પણ વિશ્વાસ બેસતો નથી, તેમ હઠયોગ સંબંધી છિન્નભિન્ન થઈ ગયેલી બુદ્ધિને પણ કોઈ સ્થળે વિશ્વાસ બેસતો નથી. (૧૩૨) એવા હઠયોગી સાધકો યથાર્થ જ્ઞાન સંપાદન કર્યા વિના યજ્ઞ, તપ, દાન, તીર્થ, દેવપૂજન વગેરે પાછળ મૃગની પેઠે ફાંફાં મારી વ્યર્થ કાળક્ષેપ કરે છે. (૧૩૩) હે રઘુનંદન! માટે એ દુષ્ટ દૃષ્ટિનો ત્યાગ કરી શુદ્ધ સંવિત્‌ને જાણો, અને વીતરાગ બની આત્મસ્વરૂપમાં સ્થિર થાઓ. (૧૩૪) સંવેદ્ય રહિત, એક, અનાદિ અને અનંત સંવિત્પદનું હૃદયમાં ધ્યાન ધરો, ચિત્તમાંથી સઘળી વાસનાને દૂર કરો અને મનને શાંત કરી કર્તૃત્વાભિમાન વિના અનાસક્તપણે પ્રાપ્ત વ્યવહારનાં કામકાજ કરો. (૧૩૫)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જે સજ્જને થોડો પણ આત્મા-સંબંધી વિચાર કરીને જરાક મનનો નિગ્રહ કર્યો છે, તે ક્રમે ક્રમે મોક્ષ મેળવે છે. આમ તે પોતાનો તત્ત્વજ્ઞની સમાન સ્થિતિ જન્મ સાર્થક કરે છે. (૧૩૬) હૃદયમાં આત્મવિચારનો જે અંકુર સ્ફુરે છે, તે કલ્પવૃક્ષની પેઠે અભ્યાસથી ઉત્તરોત્તર વધે છે. (૧૩૭) રૂઢ થયેલા વિચારરૂપી અચલ વૃક્ષ હૃદયમાં બરાબર સ્થિત થયેલું હોવાથી, ચિંતારૂપી પવન તેને ડગાવી શકતો નથી. (૧૩૮) જે મનુષ્ય ચાલતાં, ઊભા રહેતાં, જાગતાં, સૂતાં વગેરે વ્યવહારનાં કાર્યો કરતાં મનમાં આત્મા સંબંધી વિચાર

કરતો નથી, તેને મરણ પામેલો સમજવો. (૧૩૯) પોતાની મેળે અથવા સજ્જનોની સાથે "આ શું છે? જગત શું છે? હું કોણ?" વગેરે પ્રશ્નો સંબંધી અધ્યાત્મ-દૃષ્ટિએ તમે અહોનિશ વિચાર કરો. (૧૪૦) અધ્યાત્મવિદ્યાના વિચારને જ જ્ઞાન કહેવાય છે. જેમ દૂધની અંદર મધુરતા રહેલી છે, તેમ એ જ્ઞાનની અંદર જ્ઞેય રહેલું છે. (૧૪૧) સમ્યક્‌જ્ઞાનનો અનુભવ થતાં સમાન દૃષ્ટિ થાય છે, અને એ પુરુષ જાણવા યોગ્ય બ્રહ્મ જેવો જ બની જાય છે. સર્વત્ર એક જ આત્મતત્ત્વનું દર્શન કરતો હોવાથી તે બીતો નથી, વિવશ થતો નથી અને દીન પણ બનતો નથી. દારૂનો નશો કરનારા મનુષ્યની પેઠે તે સર્વદા આત્માના આનંદમાં મસ્ત રહે છે. સમ, ચિદ્રૂપ અને નિર્મળ બ્રહ્મ પરમ જ્ઞેય કહેવાય છે, અને જ્ઞાન વડે તે પરબ્રહ્મ અવિદ્યાથી રહિત થતાં પ્રસન્ન થાય છે. (૧૪૨,૧૪૩) એવો જ્ઞાની પુરુષ અપવિત્ર, અપથ્ય, ઝેરવાળું અને વાસી થઈ જતાં બગડી ગયેલું ભોજન પણ તે સમદર્શી હોવાથી મધુર અન્નની પેઠે સ્વીકારે છે, અને તરત પચાવી દે છે. (૧૪૪) એ જ્ઞાની પુરુષ વિષ, પ્રતિવિષ, દૂધ, પાણી કે અન્નનો પણ અનાસક્ત બુદ્ધિથી સમાન ભાવે સ્વાદ લે છે. (૧૪૫) એ જ્ઞાનવાન પુરુષ જીવનનો નાશ કરનાર કે જીવનનું દાન આપનાર બંને પ્રત્યે પ્રસન્ન દૃષ્ટિથી એક ભાવે જુએ છે. (૧૪૬) એ સમદર્શી પુરુષ માનસિક ચિંતા વિનાની બુદ્ધિ વડે કોઈ પણ વખત કોઈ ઇન્દ્રિયને વિષયોમાં આસક્ત થવાનો અવકાશ આપતો નથી. (૧૪૭) જેમ મૃગલાં પાંદડાં ગળી જાય છે, તેમ જેણે તત્ત્વ જાણ્યું નથી, જેનું મન શાંત થયું નથી અને જે આત્મનિષ્ઠ થયો નથી, તેને ઇન્દ્રિયો તરત વશ કરી લે છે. (૧૪૮) હે નિષ્પાપ રામ! સર્વે પદાર્થોનું કારણ સંગ છે,

એ જ સંગ સંસાર અપાવે છે, આશાઓ પણ એ જ સંગમાં-થી ઉદ્ભવે છે અને સઘળી આપત્તિઓનું પણ એ સંગ જ કારણ છે. સંગનો ત્યાગ કરવાથી મોક્ષ મળે છે, અને સંસારમાં ફરી જન્મ લેવો પડતો નથી; માટે પદાર્થોમાંથી આસક્તિનો ત્યાગ કરી તમે નિઃસંગભાવે વ્યવહાર કરો અને જીવન્મુક્ત બની જાઓ. (૧૪૯,૧૫૦)

સંગ એટલે શું? શ્રીરામે પૂછ્યું : હે પ્રભો! સંગ કોને કહેવાય છે તે સંક્ષેપમાં મને કહો. આપનાથી મારા સર્વે સંશયો દૂર થાય છે. (૧૫૧)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! કોઈ પદાર્થ પ્રાપ્ત થતાં જેથી હર્ષ થાય, અને તેનો અભાવ થતાં અસહિષ્ણુ બની જવાય, એવી મલિન વાસનાને સંગ કહેવામાં આવે છે. (૧૫૨) હર્ષ અને વિષાદથી મુક્ત થતાં જીવન્મુક્ત પુરુષોની વાસના શુદ્ધ બને છે, અને તે ફરીથી જન્મ અપાવતી નથી. (૧૫૩) જેઓ જીવન્મુક્ત નથી, જેઓ દીન છે અને જેઓનું મન સંસારમાં મોહ પામ્યું છે, તેમની જન્મમરણમાં ફસાવનાર વાસનાને સંગ કહેવાય છે. (૧૫૪) જો તમે હર્ષ, અસહિષ્ણુતા અને વિષાદને વશ થશો, તો હર્ષ અને વિષાદ વડે તમારી વાસના તમને બંધનમાં નાખશે. (૧૫૫) હે રાઘવ! હર્ષ અને વિષાદથી મુક્ત થતાં તમે જો વિકાર નહિ પામો, અને રાગ, ભય અને ક્રોધ વિનાના થશો તો તમે અસંગ જ છો. (૧૫૬) જો દુઃખોથી તમને ખેદ નહિ થાય, સુખોથી તમને હર્ષ નહિ થાય અને આશાઓ તમને આકુળ-વ્યાકુળ નહિ બનાવે તો તમે અસંગ જ છો. (૧૫૭) સંપત્તિ તેમ જ વિપત્તિમાં સમાન ભાવે રહી, એક જ આત્માનું તમે દર્શન કરશો; અને અવશ્ય કરવાનો પ્રાપ્ત વ્યવહાર અનાસક્ત

બુદ્ધિ વડે કરશો, તો તમે અસંગ જ છો. (૧૫૮) હે રામ! સંસારની સમસ્ત વસ્તુઓમાં સમાન દૃષ્ટિ રાખીને અને હૃદયમાંથી દીનતાને દૂર કરીને તમારે જે કંઈ સ્વાભાવિક પ્રાપ્ત કર્તવ્યો બજાવવાનાં હોય તે સુખેથી કરો, અને આત્મસુખના અનુભવનો સ્વાદ ચાખો. (૧૫૯)

# નિર્વાણ–પ્રકરણ

## સર્ગ પહેલો

### ભુશુંડજીનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! "હું પંચભૂતનો બનેલો દેહ નથી; પણ દેશ, કાળ અને વસ્તુથી અપરિચ્છિન્ન હોઈ અક્ષય, શાન્ત અને ચિન્માત્ર બ્રહ્મસ્વરૂપ છું"

સંસારનું કારણ અજ્ઞાનઃ તેનો નાશ

એવો મનથી દૃઢ નિશ્ચય કરી દેહના અભિમાનનો ત્યાગ કરો, અને પ્રારબ્ધાનુસાર દેહ ભોગવતાં મૌનવૃત્તિથી વ્યાપક, એકરૂપ અને પ્રશાન્ત આત્માના આનંદમાં મસ્ત રહો. (૧,૨) જ્યાં સુધી "આ સર્વ બ્રહ્મ છે" એવો નિશ્ચય ન થયો હોવાને લીધે મનુષ્ય અજ્ઞાનમય બંધનમાં ફસાયેલો છે, અને તેથી તેને જ્યાં સુધી સંસારનો પ્રપંચ સાચો લાગે છે, ત્યાં સુધી ચિત્ત, જીવ, વિદ્યા વગેરે ભેદની કલ્પના રહે છે. (૩) વાસ્તવિક દૃષ્ટિએ ચિત્ત (શુદ્ધ સત્ત્વગુણપ્રધાન અંતઃકરણ) અવિદ્યા, મન (રજોગુણપ્રધાન સંકલ્પવિકલ્પાત્મક અંતઃકરણ) અને જીવ એવો કોઈ ભેદ નથી; એ સર્વ કલ્પના બ્રહ્મની જ છે. સમુદ્રની માફક એક, અનાદિ અને અનંત બ્રહ્મસત્તા જ જુદે જુદે સ્વરૂપે ભાસે છે. (૪) જ્યાં સુધી મનુષ્ય દેહમાં જ અહંબુદ્ધિ

કરે છે, પારકા દેહો પ્રત્યે પણ તે ચૈતન્યદૃષ્ટિએ જુએ છે અને "આ મારું" એવા મિથ્યા દ્વૈતપ્રપંચમાં તે આસ્થા રાખે છે, ત્યાં સુધી તેને ચિત્તાદિ જગતનો ભ્રમ સાચો લાગે છે. (૫) "હું સર્વાત્મક છું" એવી પરિપૂર્ણ આત્મભાવના વડે જે સાધુ પુરુષો ઉપેક્ષા કરવા યોગ્ય દૃશ્યને તૃણવત્ સમજે છે, અને દ્રષ્ટાથી અતિરિક્ત દૃશ્યનો સંભવ ન હોવાથી સર્વ પ્રપંચના અધિષ્ઠાન ભૂત સ્વાત્મચૈતન્યમાં દૃશ્યને વિલીન કરે છે; એવા પુરુષોની ચિત્ત, જીવ વગેરે ભેદદૃષ્ટિ ટળી જાય છે. (૬) "હું ચિદાત્મા છું, નિરવયવ છું, અસીમ છું" એવું સમજી તમારા વ્યાપ્ત સ્વરૂપનું તમે નિત્ય અનુસંધાન કરો. સ્વ-સ્વરૂપને ભૂલી જઈ તમારે જડ દેહને જ આત્મા ન માનવો. (૭) પોતાને મારી નાખવા તૈયાર થયેલા શત્રુ પ્રત્યે પણ જે સમદર્શી પુરુષો રાગદ્વેષ વિના મિત્રરૂપે જુએ છે, તેઓએ જ યથાર્થ રીતે આત્મતત્ત્વ જાણ્યું છે. (૮) કિનારાનાં વૃક્ષોને જેમ નદી સમૂળ ઊખેડી નાખે છે, તેમ જે પુરુષ રાગદ્વેષનો વાસના રહિત પરિત્યાગ કરે છે, તે હર્ષ, અસહિષ્ણુતા વગેરે દોષોનો નાશ કરે છે. (૯) જેમ શરદઋતુમાં બરફ નાશ પામે, તેમ દીર્ઘ કાળ સુધી અંતઃકરણમાં વિચારેલા અધ્યાત્મશાસ્ત્રરૂપી મંત્ર વડે તૃષ્ણારૂપી ઝેરને કારણે થયેલો વિષૂચિકા રોગ નાશ પામે છે. (૧૦) જેનું વચન આપ્તપણાને કારણે ગ્રહણ કરવા યોગ્ય છે, એવો નિશ્ચય પોતાના મનમાં જેણે કર્યો છે, એવા મનુષ્યને તેનાં વાક્યો તપ્તભૂમિ જેમ જળને શોષી લે, તેમ અંતઃકરણને અસર કરે છે. (૧૧) આત્મતત્ત્વનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોનો અને સ્વરૂપજ્ઞાનનો જેણે યથાર્થ વિચાર કર્યો નથી, એવા ચૈતન્યદૃષ્ટિથી વિમુખ થયેલા મૂઢ પુરુષો તણખલાંની પેઠે સંશયમાં અહીંતહીં ગોથાં ખાય છે. (૧૨) સર્વે જીવોમાં

આ અવ્યય ચૈતન્ય રહેલું છે એ વાત સાચી છે, પણ અનાદિ અવિદ્યાના પ્રભાવે તે ચૈતન્યનું અનુસંધાન થતું ન હોવાથી તે જીવ ક્ષુદ્ર બની જાય છે. (૧૩) ધનુષટંકાર જેમ બીજાઓના નાશ માટે સંભળાય છે, તેમ સ્વરૂપચૈતન્યના બોધ વિનાના અજ્ઞાની લોકોના બરાડા કે ઠપકાનાં વચનો ભૂતમાત્રનો દ્રોહ કરે છે; માટે એવાઓ પાસેથી ઉપદેશ ન લેવો. (૧૪) એવા અજ્ઞ અને અધમ પુરુષોને કંઈ આપવું તે ખારી જમીનમાં ઉગાડેલા બીજ જેવું છે, અને એની સાથે જ્ઞાનચર્ચા કરવી એ આકાશમાંથી ફૂતરા બોલાવવા જેવું છે. (૧૫) જન્મમરણ વગેરે દુઃખોનું કારણ અજ્ઞાન જ છે. અજ્ઞ પુરુષોને શું દુઃખ ન નડે ? અજ્ઞાનને લીધે જ આ સઘળો સંસાર છે. (૧૬) જ્ઞાનનિષ્ઠ બુદ્ધિવાળા મહાત્માઓને મન જે સંસાર ખાબોચિયાં જેવો અલ્પ છે, તે જ સંસાર અજ્ઞાનીઓને અગાધ સમુદ્રની પેઠે દુસ્તર થઈ પડે છે. (૧૭)

દૃશ્યથી પર જે શાન્ત, સર્વાત્મક, નિષ્કલ, સચ્ચિદાનંદમય વસ્તુ છે, તે જ પારમાર્થિક દૃષ્ટિએ સત્ય છે. (૧૮) એ પર-

અવિદ્યાની ચિકિત્સા

બ્રહ્મમાંથી સંસારના બંધનમાં ફસાવનારી અવિદ્યા પોતાની મેળે જ ઉદય પામે છે. સૂક્ષ્મ, મધ્યમ અને સ્થૂલ એમ ત્રણ ભાગમાં તેની કલ્પના કરવામાં આવે છે. (૧૯) સત્ત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો પ્રકૃતિના છે. એ ત્રિગુણાત્મિકા અવિદ્યા સંસારનું કારણ છે, અને તેની નિવૃત્તિ એ જ પરમ કૈવલ્યપદ છે. (૨૦) એ દરેક ગુણના ત્રણ ભાગ છે. એમ એ અવિદ્યા નવ* ભાગમાં

---

* એ નવ ભાગ આ પ્રમાણે છેઃ—

શુદ્ધ સત્ત્વ, રજોમિશ્રિત સત્ત્વ, તમોમિશ્રિત સત્ત્વ
શુદ્ધ રજ, સત્ત્વમિશ્રિત રજ, તમોમિશ્રિત રજ
શુદ્ધ તમ, સત્ત્વમિશ્રિત તમ, રજોમિશ્રિત તમ.

વહેંચાયેલી છે. (૨૧) ઋષિમુનિઓ, સિદ્ધો, નાગ, વિદ્યાધર દેવતાઓ એ અવિદ્યાના સાત્ત્વિક વિભાગમાં આવે છે. એ સાત્ત્વિક ભાગમાં નાગ અને વિદ્યાધરો તમોમિશ્રિત સત્ત્વમાં, મુનિ તથા સિદ્ધ રજોમિશ્રિત સત્ત્વમાં અને હર વગેરે દેવતાઓ શુદ્ધ સત્ત્વમાં આવે છે. (૨૨) અવિદ્યાનો આ ભાગ એવી રીતે વિદ્યાપણાને પામ્યો છે; કારણ કે અવિદ્યાનો શુદ્ધ સાત્ત્વિક અંશ વિદ્યા કહેવાય છે. (૨૩) એ જ પ્રમાણે રજોગુણી અને તમોગુણી સૃષ્ટિ પણ ત્રણ ત્રણ પેટા ભાગોમાં વહેંચાયેલી છે. અજ્ઞાનરૂપ જડ સ્થાવરસૃષ્ટિ તામસી સૃષ્ટિનો પરમ અવધિ છે. (૨૪)

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્! ગાઢ અજ્ઞાનને લીધે અવિવેકની સીમારૂપ સ્થાવરસૃષ્ટિ કેમ થઈ અને કેવી રીતે એ સ્થિત છે તે કહો. (૨૫)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! પ્રવૃત્તિનો અસંભવ હોવાથી પાષાણવત્ સ્થાવરજીવમાં હિત અને અહિત જાણવાની યોગ્યતા નથી, એટલે એવા મનોલયને પ્રાપ્ત થયો નથી, તેમ જ સ્મરણ વગેરે શક્તિઓની પણ ખામી હોવાથી મનોભાવથી પણ તે જીવ ચ્યુત થયેલ છે, એવા સ્થાવરજીવમાં મન અને અમનપણા વચ્ચે અજ્ઞાનને લીધે ચિત્ તટસ્થરૂપે રહે છે. (૨૬)

શ્રીરામે કહ્યું: હે પ્રભો! સ્થાવરજીવમાં ચિત્‌ની મનો-વ્યાપાર વિનાની અવસ્થા થાય છે, તો તેનાથી મોક્ષ દૂર નથી એમ હું માનું છું. (૨૭,૨૮)

વસિષ્ઠ બોલ્યા: જે સ્થાવર શરીરમાં અંતઃકરણ, બુદ્ધિ, કર્મ, કરણ વગેરેથી બનેલું પુર્યષ્ટક સુષુપ્તિ અવસ્થાની પેઠે સુખ આપનાર ચૈતન્યમાં લીન થયેલું છે, એવાં સ્થાવર શરીરમાં ચિત્ મૂક, અંધ અને જડની પેઠે માત્ર સત્તારૂપે રહે છે. (૨૯)

શ્રીરામે કહ્યું: હે બ્રહ્મન્! જે સ્થાવર જીવમાં ચૈતન્ય

સત્તા માત્રથી અભિન્ન રહેલું છે, તે સ્થાવર જીવની સ્થિતિ સંકલ્પ-વિકલ્પને અભાવે સમાધિઅવસ્થા જેવી હોવાથી, તેનાથી મુક્તિ દૂર નથી એમ હું માનું છું. (૩૦)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! શ્રુતિ, યુક્તિ અને બ્રહ્મનિષ્ઠ સાધુઓના અનુભવ વડે આ જગતનો વિચાર કરી પરમાર્થ-તત્ત્વનો દૃઢ નિશ્ચય થાય છે, અને તેથી જે એક સત્તાનો અનુભવ થાય છે, તે જ ફરીથી જન્મ ન અપાવનાર મોક્ષ છે; (નહિતર મહાન પાપોને પરિણામે સ્થાવરત્વ પામનાર જીવને પણ મોક્ષ સુલભ થતાં મોક્ષનો ઉપાય સૂચવનાર શાસ્ત્રો વ્યર્થ નીવડે.) વાસનાઓ સંસાર અપાવે છે, માટે તેનો ત્યાગ કરવો જોઈએ, એવો વિચાર કરી ફરીથી સંસારમાં ન આવવું પડે, એવી રીતે વાસનાનો ત્યાગ થાય તો ચિત્ સર્વે ઉપાધિથી મુક્ત થતાં સત્તાસામાન્યરૂપે રહે છે; એને જ કૈવલ્યપદ જાણવું. (૩૧,૩૨) સમર્થ ગુરુની મદદ વડે અધ્યાત્મશાસ્ત્રનું અવલોકન કરી બ્રહ્મજ્ઞો સાથે યુક્તિપુરઃસર તેનું ચિંતન કરવું. એ રીતે અધ્યાત્મ-ભાવનાનું નિત્ય અનુસંધાન થતાં જે સત્તાસામાન્યનિષ્ઠા રહે છે તે જ પરમબ્રહ્મ છે. (૩૩) બીજમાં અંકુર રહે તેમ સ્થાવર-દશામાં મંદ વાસના અંતઃકરણમાં તંદ્રાવસ્થામાં રહેલી છે. તેની આવી સુષુપ્તસ્થિતિ ફરીથી જન્મ અપાવે તેવી છે. (૩૪) જેના મનોવ્યાપારનો અંદર લય થઈ ગયો છે, અને વાસનાઓ સૂતેલી હોવાથી જેની દશા સુષુપ્ત જેવી છે, એવી જડ વસ્તુઓની દશા અનેક દુઃખો અપાવે છે. (૩૫) સ્થાવરાદિ સમસ્ત જડ-ધર્મી પદાર્થો સુષુપ્તપદમાં રહ્યા છે, તોપણ ફરી ફરી જન્મ લેવા યોગ્ય છે. (૩૬) હે સાધો! જેમ બીજમાં ફળફૂલ સૂક્ષ્મ રીતે રહેલાં છે, અને માટીના ઢગલામાં ઘડા વગેરે વાસણો સૂક્ષ્મ રીતે રહેલાં છે, તેમ અન્ય જન્મ અપાવનાર પુણ્ય અને

અપુણ્યના સંસ્કારરૂપી પોતાની વાસનાઓ સ્થાવર વસ્તુઓની અંદર રહેલી છે. (૩૭) જે સ્થાવરદશામાં વાસના અને સંસાર અપાવનાર તેનું બીજ–અજ્ઞાન રહેલાં છે, તે સુષુપ્ત–અવસ્થા કૈવલ્યપદ અપાવી શકે નહિ; પણ જે જીવન્મુક્ત અવસ્થામાં અજ્ઞાનરૂપ બીજ વિનાની શુદ્ધ વાસના રહેલી છે, તેને તુર્યાવસ્થા કહેવામાં આવે છે, અને તે દશા કૈવલ્યપદનો અનુભવ કરાવી શકે. (૩૮) અગ્નિ, ઋણ, વ્યાધિ, શત્રુ, સ્નેહ, વૈર અને વિષ સ્વલ્પ હોય તોપણ હેરાન કરે છે; તેમ સ્વલ્પ વાસના પણ મનુષ્યને બાધક નીવડે છે. (૩૯) જે મનુષ્યની વાસના અને તેનું બીજ–અજ્ઞાન બળી ગયાં છે, અને તેથી જેણે સત્તાસામાન્યરૂપનો અપરોક્ષ સાક્ષાત્કાર કર્યો છે, એવો પુરુષ જીવન્મુક્ત હોય કે વિદેહમુક્ત હોય, તોપણ તેને ફરીથી દુઃખ પડતું નથી. (૪૦) વાસના અને અજ્ઞાન વડે ચિચ્છક્તિ સર્વે પ્રાણીઓમાં ઢંકાયેલી છે. એવા સ્વરૂપચૈતન્યની અપ્રતીતિને જ પંડિતો અવિદ્યા કહે છે. (૪૧) જ્યાં સુધી વિદ્યા અને અવિદ્યાનું પરસ્પર સંઘર્ષણ થતાં તે બરાબર શાન્ત ન થાય, ત્યાં સુધી અવિદ્યાના પ્રધાનભાગ શુદ્ધ સત્ત્વગુણ (વિદ્યા) વડે અન્ય આઠ ભાગોનો નાશ કરવો; એમ થતાં સૌ સુખી થઈ જશે. (૪૨) "આ જગત બ્રહ્મ ન હોવાથી દેખાય છે તે રીતે સત્ય છે" એવા નિશ્ચયને જ અવિદ્યા કહેવામાં આવે છે, અને "આ સર્વ બ્રહ્મ છે" એવા નિશ્ચય વડે અવિદ્યાનો નાશ થાય છે. (૪૩) હે રાઘવ! હર વગેરે દેવતાઓ અને નારદ આદિ ઋષિઓએ હૃદયમાં જે નિર્મળ નિશ્ચય કર્યો છે, એવો દૃઢ નિશ્ચય કરી તમે જીવન્મુક્ત બની જાઓ. (૪૪)

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્! જે નિશ્ચય વડે મહાબુદ્ધિ-

સર્વત્ર બ્રહ્મદર્શન; એ જ નિશ્ચય

શાળી અને ધીર સાધુ પુરુષોએ શોક રહિત પદ મેળવ્યું, એ વિષે આપ મને યથાર્થ રીતે કહો. (૪૫)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જે કંઈ આ વિસ્તૃત દૃશ્ય જગત દેખાય છે, તે સર્વે પારમાર્થિક દૃષ્ટિએ શુદ્ધ બ્રહ્મ જ છે. પ્રકાશિકા ચિત્ બ્રહ્મ છે, ભુવન પણ બ્રહ્મ છે, ભૂત માત્ર બ્રહ્મ છે, હું બ્રહ્મ છું, મારા શત્રુઓ પણ બ્રહ્મ છે, મારા મિત્રો અને સગાંવહાલાંઓ પણ બ્રહ્મ છે. (૪૬,૪૭) જેમ અંધ પુરુષને સર્વત્ર અંધકાર લાગે છે, અને દેખતા માણસને સર્વત્ર પ્રકાશ જ દેખાય છે, તેમ પરમાત્મ-તત્ત્વ ન જાણનાર અજ્ઞને જગત અનેક દુઃખોનું સ્થાન થઈ પડે છે, પણ તત્ત્વ જાણનાર મહાત્માઓ સર્વત્ર આનંદનો અનુભવ કરે છે. (૪૮) જે કંઈ દેખાય છે તે બ્રહ્મ જ છે, એવો નિશ્ચય થતાં પુરુષ બ્રહ્માકારવૃત્તિ અનુભવે છે. અમૃત પીવાથી કોણ અમૃતમય નથી બનતું? (૪૯) વિષયોથી પર જે વસ્તુ પ્રાણી માત્રને અવબોધરૂપ છે, શુદ્ધ છે, સર્વત્ર રહેલી છે અને શાન્ત છે, તે સર્વ બ્રહ્મ છે; આવો અનુભવ બ્રહ્મવિદ્ પુરુષો કરે છે. (૫૦) મન મધ્યમ રહેલા વિષયોને મૂકી, દૂર રહેલા વિષયોને જાણે છે, ત્યારે વચમાં રહેલા પદાર્થના સંબંધ વિનાની નિર્વિકલ્પપણાને લીધે વિષયદોષો રહિત જે નિર્મળ પ્રતીતિ થાય છે, તે ચિદ્બ્રહ્મ હું છું. (૫૧) સમસ્ત જગતના પ્રભુ હોવાથી, જે સર્વે સંકલ્પોનું ફળ આપે છે, સૂર્ય વગેરે તેજસ્વી પદાર્થોને જે પ્રકાશ આપે છે, અને સ્વીકારવા લાયક વસ્તુની જે પરમ સીમા છે, એવા ચૈતન્યદેવની અમે ઉપાસના કરીએ છીએ. (૫૨) જેના સર્વે સંકલ્પો પ્રશાન્ત થયા છે, જેના સર્વે કામ નાશ પામ્યા છે, અને જેનો ક્રોધ તદ્દન નષ્ટ થયો

છે, એવા ચૈતન્યસ્વરૂપ આત્મદેવની અમે ઉપાસના કરીએ છીએ. (૫૩) આવો નિશ્ચય થતાં નારદાદિ નિષ્પાપ મહાત્માઓ એકરૂપ, નિર્વિકાર અને અબાધ્ય સ્વરૂપ પરબ્રહ્મમાં સુખપૂર્વક લીન થઈ ગયા. (૫૪) આ પ્રકારે બ્રહ્મનિષ્ઠ સ્થિતિનો અનુભવ થતાં પરિપૂર્ણ બુદ્ધિવાળા ધીર પુરુષો સમત્વ અનુભવે છે અને તેમનું ચિત્ત રાગ વિનાનું થાય છે. એ રીતે તેઓ આત્મરમણમાં જ લીન હોવાથી જીવનની પ્રશંસા કરતા નથી અને મૃત્યુને ધિક્કારતા નથી. (૫૫)

જ્ઞાન અને યોગ

શ્રીરામે પૂછ્યું: હે બ્રહ્મન્! યથાર્થ જ્ઞાન થતાં મારી સર્વે વાસનાઓ શાન્ત થઈ છે, અને મને જીવન્મુક્ત દશામાં વિશ્રાન્તિ મળી છે. પ્રાણસ્પન્દનો નિરોધ કરતાં વાસનાનો ક્ષય કેમ થાય અને તેથી જીવન્મુક્ત દશામાં કેમ વિશ્રાન્તિ મળે? (૫૬,૫૭)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! સંસાર તરી જવાની યુક્તિને યોગ કહેવામાં આવે છે. તે બે પ્રકારના છેઃ–આત્મજ્ઞાન અને પ્રાણસ્પન્દનો નિરોધ. (૫૮) યોગશબ્દ જો કે ઉપર્યુક્ત બન્ને પ્રકારના અર્થમાં વપરાય છે, તોપણ યોગનો રૂઢ થયેલો અર્થ પ્રાણસ્પન્દનો નિરોધ એવો થાય છે. (૫૯) કેટલાક સાધકોને યોગ અસાધ્ય લાગે છે અને કેટલાકને જ્ઞાનનો નિશ્ચય કરતાં મુશ્કેલી નડે છે; માટે જ પરમ કલ્યાણકારક દેવે બે યુક્તિઓ બતાવી છે. (૬૦) તેમાંથી જ્ઞાન વિષે તમને મેં કહ્યું. હવે યોગ વિષે જે કહું છું તે સાંભળો. હું તમને એક પરમ અદ્ભુત આખ્યાન કહેવા માગું છું. (૬૧) એક વખત હું સ્વર્ગમાં ઇન્દ્રની સભામાં બેઠો હતો અને નારદ વગેરે મહાત્માઓ ચિરંજીવીઓની કથા કહેતા હતા તે સાંભળતો હતો.

(૬૨) ત્યાં કથાપ્રસંગમાં શાન્તાતપ ઋષિએ ચિરંજીવીઓ સંબંધી પ્રસ્તાવ કરતાં નીચે પ્રમાણે કહ્યું: (૬૩)

"મેરુ પર્વતના ઈશાનભાગમાં પદ્મરાગ મણિના સુંદર શિખર પર એક કલ્પતરુ છે. તે કલ્પતરુની ઉપર સોનારૂપાની લતાથી વીંટાયેલા દક્ષિણશાખાના કોતર પર એક નિર્મળ સ્થાન છે; તેમાં ભુશુંડ (સર્વે ભુવનમાં સુખેથી ઊડનાર-વિહરનાર) નામે એક કાગડો રહે છે. તે પરમ વૈરાગ્યવાન છે અને પોતાના સ્થાનમાં બ્રહ્મા જેવો શોભે છે. હે દેવો! ચિરકાળ સુધી જીવનાર એ ભુશુંડજી જેવું જીવન ગાળે છે, તેવું જીવન સ્વર્ગમાં આગળ પણ ન હતું અને થશે પણ નહિ. (૬૪-૬૭) તે દીર્ઘાયુષી છે, રોગ રહિત છે, શ્રીમાન છે અને મહાબુદ્ધિશાળી છે. તેની બુદ્ધિ વિશ્રાન્તિ પામી હોવાથી, તે શાન્તિનો અનુભવ કરે છે. તે સુંદર છે અને કાળની ગતિને જાણનાર છે." (૬૮) ફરીથી પૂછતાં પણ શાન્તાતપે દેવોની સભામાં ભુશુંડજીનું એવું જ વર્ણન કર્યું. (૬૯) કથાપ્રસંગ પૂરો થતાં સૌ દેવતાઓ પોતપોતાને સ્થાને ગયા, અને ભુશુંડજીને મળવાની મને ઉત્કંઠા થતાં હું ત્યાંથી ચાલતો થયો. (૭૦) મેરુના સુંદર શિખર પર જ્યાં ભુશુંડજી રહેતા હતા, ત્યાં મેં શાખાચક્રની પેઠે રહેલું એક કલ્પવૃક્ષ જોયું. ભુશુંડજીની શોધ કરતાં મેં તેની જળમય કોટરોમાં, કુંજોમાં, શાખાઓમાં, લતાપત્રોમાં, ડાંખળીઓમાં અને પુષ્પોમાં માળા બાંધી રહેલાં પક્ષીઓ જોયાં. (૭૧,૭૨) ત્યાં મૃણાલ જેવા સફેદ ચંદ્રનાં કિરણો વડે વૃદ્ધિ પામેલા બ્રહ્માના હંસ હતા. તેનાં બચ્ચાં સામવેદનું ગાન કરતાં હતાં. મંત્રોચ્ચાર કરતા અને 'સ્વાહા' જેવા શબ્દો બોલતા પોપટ, કાગડા અને કોયલ પણ ત્યાં હતાં. જેનાં પીંછાં પાર્વતીજીના અંબોડાને શોભાવતાં હતાં, અને જેઓને કાર્તિકસ્વામીએ

શૈવ વિજ્ઞાનનો ઉપદેશ આપ્યો હતો, એવા મયૂરો પણ ત્યાં હતા. જ્યારે હું આ બધાં પક્ષીઓને જોતો હતો, ત્યારે એક એકાન્ત સ્થળે સભામાં નિશ્ચલ અને એકાગ્ર ચિત્તે બેઠેલા કાગડાઓને મેં જોયા. (૭૩-૭૬) તેમની મધ્યમાં શ્રીમાન ભુશુંડજી બેઠા હતા. તેમનું શરીર સુંદર હતું. એવા સમદર્શી અને મૌની ભુશુંડજીનું મન જ્ઞાન થવાને લીધે પરિપૂર્ણ હતું. (૭૭) તેઓએ પ્રાણ ઉપર સંયમ મેળવ્યો હતો, એટલે તેમની વૃત્તિ હમેશાં અંતર્મુખ રહેતી. આનંદનો અનુભવ તેઓ કરતા, એટલે તેમનું મન પ્રસન્ન અને ગંભીર હતું. તેઓ ચતુર અને પ્રિયભાષી હતા. (૭૮)

હું મારાં સુંદર શરીરથી તેમની પાસે આકાશમાં ઊતર્યો, ત્યારે નીલકમળોવાળાં સરોવર પાસે આવેલી એ કાગડાઓની સભાને ક્ષણ વાર ક્ષોભ થયો. (૭૯) હું ત્યાં અકસ્માત જઈ ચઢ્યો હતો, છતાં મહાત્મા ભુશુંડજી તરત જાણી ગયા કે આ વસિષ્ઠ છે. નાનકડા મેઘ જેવા અચલપર્ણના ઢગલા પરથી તેઓ ઊભા થયા, અને સ્નેહથી મધુર શબ્દોમાં મને કહ્યું: "હે મુનિ! આપ ભલે પધાર્યા. હું આપનું સ્વાગત કરું છું." (૮૦,૮૧) એ જ વખતે સંકલ્પ માત્રથી ઉત્પન્ન થયેલ હાથો વડે તેણે મને કુસુમાંજલિ આપી. (૮૨) "આ લ્યો આસન" એમ કહી, એ બુદ્ધિશાળી ખગાધિપે પોતે કલ્પદ્રુમનું નવું પલ્લવ મને આપ્યું. (૮૩) હું આસને બેઠો ત્યારે મારું દર્શન કરવા પક્ષીઓ મારી તરફ જોવા લાગ્યાં. (૮૪) પ્રસન્ન ચિત્તે ભુશુંડજીએ મારું અર્ઘ્ય, પાદ્ય વગેરેથી પૂજન કરી, પ્રેમથી મધુર રીતે મને આ પ્રમાણે કહ્યું. (૮૫)

ભુશુંડજી બોલ્યા: "હે ભગવન્! ઘણા હર્ષની વાત છે કે આપે ઘણા વખત પછી અમારા પર કૃપા કરી. આપનાં

દર્શનરૂપી અમૃતના સ્નાનથી અમે તથા આ સ્થળ પાવન થયાં છીએ. (૮૬) અહીં પધારવાની આપે કેમ તકલીફ લીધી? આપનાં વચનો સાંભળવા અમે ઉત્સુક છીએ; આજ્ઞા આપો. (૮૭) આપનાં દર્શનથી જ હું જાણી ગયો છું, કે ચિરંજીવી-ઓના કથાપ્રસંગમાં મારું નામ સાંભળતાં આપે અમને સંભાર્યો. (૮૮) આપના આગમનનું કારણ હું જાણું છું, છતાં આપનાં વચનામૃતોનો સ્વાદ લેવા હું આ પ્રશ્ન પૂછું છું." (૮૯) ચિરંજીવી અને ત્રણે કાળનું જ્ઞાન ધરાવનાર ભુશુંડજીએ એ રીતે મને કહ્યું, એટલે હું બોલ્યો: "હે પક્ષીરાજ! આપનું કહેલું સત્ય છે. હું આપ ચિરંજીવીનાં દર્શને જ આવ્યો છું. મને સંશય ઉત્પન્ન થયો છે, તે આપ દૂર કરો. આપ કયા કુળમાં જન્મ્યા છો? પ્રાપ્ત કરવા યોગ્ય જ્ઞાન આપે કેમ મેળવ્યું? આપનું આયુષ્ય કેટલું? ગયેલા કલ્પો આપને સાંભરે છે? આ કલ્પ-વૃક્ષનું નિવાસસ્થાન આપને કોણે બતાવ્યું?" (૯૦–૯૩) હે રામ! હર્ષ કે શોકની લાગણીને વશ થયેલા ભુશુંડજીએ કહ્યું: "હે મુનિ! હું આપને કહું છું તે સાંભળો. આપ જેવા મહાત્માઓની આજ્ઞાનું ઉલ્લંઘન કોણ કરી શકે?" એમ કહી તે પક્ષીરાજે સર્વ વૃત્તાન્ત કહેવા માંડયું. (૯૪,૯૫)

ભુશુંડજી બોલ્યા: "હે મુનિશ્રેષ્ઠ! આ જગતમાં સર્વે દેવોમાં જ્ઞાન, ઐશ્વર્ય, બળ વગેરે ગુણો વડે મહાદેવ શ્રેષ્ઠ છે. બ્રહ્માદિ દેવો તેને પૂજ્ય માની, તેની સ્તુતિ

માતૃકાઓનો મહોત્સવ અને નમસ્કાર કરે છે. મહાદેવ પાસે તેમની

અને ભુશુંડજીનો જન્મ ક્રીડાર્થે કેટલાક ગણો છે. કેટલાકનાં માથાં પર ખરી છે, કેટલાકના હાથો ખરીના આકારના છે, કેટલાકના હાથોમાં દાંત છે, કેટલાકનાં મુખ તેમના ઉદરમાં છે અને તેમના અવયવો ઊંટ, રીંછ, હાથી અને

બકરાં જેવાં વક્ર છે. (૯૬-૯૭) ગણોની પેઠે તેમની પાસે કેટલીક માતૃકાઓ પણ સ્વપરિવાર સાથે રહે છે, અને ભૂત-ગણોની સરદારી હેઠળ તેઓ મહાદેવની આગળ હમેશાં નૃત્ય કરે છે. (૯૮) તેઓ ગિરિકંદરાઓમાં, આકાશમાં, અન્ય લોકમાં, વનમાં, સ્મશાનમાં અને પ્રાણીઓના શરીરમાં વસે છે. (૯૯) આ બધી માતૃકાઓમાં જયા, વિજયા, જયંતી, અપરાજિતા, સિદ્ધા, રક્તા, અલંબુષા અને ઉત્પલા નામની મુખ્ય આઠ માતૃકાઓ છે. બધી માતૃકાઓ એને અનુસરે છે અને અન્ય તેમને અનુસરે છે. (૧૦૦,૧૦૧) હે મુનિનાયક! એ મહાન માતૃકાઓમાં અલંબુષા નામની એક વિખ્યાત માતા છે. (૧૦૨) જેમ વૈષ્ણવીનું વાહન ગરુડ છે, તેમ વજ્ર જેવાં મુખવાળો ચંડ નામનો એક કાગડો અલંબુષાનું વાહન છે. તેનો રંગ ઇન્દ્રનીલમણિ જેવો છે. (૧૦૩) એક વખત ઐશ્વર્ય યુક્ત આઠ માતૃકાઓ સર્વે માતૃકાઓ સહિત વિહાર કરવાના ઇરાદાથી એકઠી થઈ અને પરમાર્થપ્રકાશક પરમ ઉત્સવ તેઓએ આદર્યો. સૌ સાથે મળી હસવા લાગ્યાં, નૃત્ય કરવા લાગ્યાં અને ઉચ્ચ સ્વરે ગાવા લાગ્યાં. (૧૦૪,૧૦૫) આ ઉત્સવ ચાલતો હતો તે દરમિયાન માતૃકાઓનાં વાહનો પણ નાચતાં હતાં, હસતાં હતાં અને મદ્યપાન કરતાં હતાં. (૧૦૬) એ ઉત્સવમાં બ્રહ્માણીની વાહન હંસીઓ અને અલંબુષાનું વાહન કાગડો આકાશમાં ઉન્મત્ત અવસ્થામાં આવી જઈ નૃત્ય કરવા લાગ્યાં. (૧૦૭) એ દરમિયાન પરસ્પર અનુરાગ થતાં હંસીઓ કામાંધ થઈ અને ચંડ કાગડા સાથે તેઓએ પોતાની ઇચ્છા પૂરી કરી. (૧૦૮) તેઓને ગર્ભ રહ્યો અને તેઓ ખૂબ સંતોષ પામી. દેવીઓનું નૃત્ય પણ પૂર્ણ થતાં તેઓ શાન્ત થયાં. ત્યારપછી માતૃકાઓ અને મહાદેવ પરિવાર સહિત પોતપોતાને સ્થાને

ગયાં. (૧૦૯,૧૧૦) ગર્ભવતી થયેલી હંસીઓએ પોતાનું સઘળું વૃત્તાન્ત યથાર્થ રીતે બ્રહ્માણીને કહેતાં તેમણે કહ્યું : (૧૧૧) 'હે પુત્રીઓ! તમે ગર્ભવતી હોવાથી મારો રથ ખેંચવા અસમર્થ છો, એટલે તમારી ઇચ્છાનુસાર હમણાં ફરો' એમ કહી તે દયાળુ દેવી સુખપૂર્વક નિર્વિકલ્પ સમાધિમાં લીન થઈ ગયાં. (૧૧૨,૧૧૩) વખત થતાં હંસીઓએ બ્રહ્માજીના વિશાળ તળાવમાં એક પછી એક એકવીશ પુત્રોને જન્મ આપ્યો. હે મુનિ! એવી રીતે અમે ચંડના દીકરાઓએ હંસીઓને પેટે જન્મ લીધો. (૧૧૪,૧૧૫) ત્યાર પછી સમાધિમાં રહેલાં બ્રહ્માણીની અમે અમારી માતાઓ સાથે દીર્ઘ કાળ સુધી આરાધના કરી. સમય જતાં દેવી સમાધિદશામાંથી જાગ્યાં અને અમને તત્ત્વસાક્ષાત્કારનું ફળ આપી, અમારા ઉપર તેઓએ ખૂબ કૃપા કરી. (૧૧૬,૧૧૭) મન સંતુષ્ટ થતાં અમે શાન્તિ અનુભવી અને 'હવે એકાન્તમાં ધ્યાન ધરીએ' એવો નિશ્ચય કરી, અમે પિતા પાસે ગયા. (૧૧૮) પિતાને તેમ જ અલંબુષા દેવીને અમે ભાવથી નમસ્કાર કર્યા. દેવીએ અમારા પર અનુગ્રહ કર્યો. અમે બોલ્યાઃ "હે તાત! બ્રહ્માણી દેવીની કૃપાથી અમને જાણવા યોગ્ય જ્ઞાનનો સાક્ષાત્કાર થયો છે, પરંતુ હવે અમને એકાન્ત સ્થાનમાં રહેવાની ઇચ્છા છે! (૧૧૯,૧૨૦) અમારા જ્ઞાની અને સમદર્શી પિતાએ સર્વ વિઘ્નોથી રહિત આ કલ્પવૃક્ષ અમને બતાવ્યું. નમસ્કાર કરી ત્યાંથી આ વૃક્ષ પર અમે આવ્યા. ત્યારથી અમે આ સ્થળે ત્રિવિધ તાપથી રહિત થઈ, શાન્તિ અનુભવતા રહ્યા છીએ. (૧૨૧,૧૨૨) ચિરકાળથી સંચય કરેલા પુણ્યના પ્રભાવે આજે હું આપનાં દર્શન કરી કૃતાર્થ થયો છું. (૧૨૩) હે મુનીશ્વર! સંતસમાગમથી રાગાદિ દોષ દૂર થતા હોવાથી, એ રસાયન સમાન છે; ત્રણે તાપને તે દૂર કરી

શકે છે, એટલે તે શીતળ છે અને જ્ઞાન આપનાર હોવાથી તે પરમ આનંદ આપે છે. એવો સંતસમાગમ કોને આનંદ ન આપે? (૧૨૪) સર્વે એષણાઓનો જેણે ત્યાગ કર્યો છે એવા મહાત્માઓના અનુકરણ સિવાય અન્ય કોઈ શ્રેય હોય એમ મને લાગતું નથી. (૧૨૫) મેં પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે, તોપણ આજે આપના દર્શનથી મારાં સઘળાં દુષ્ટ પ્રારબ્ધ શાન્ત થતાં મારો જન્મ સાર્થક થયો છે. ખરેખર, સાધુઓનો સમાગમ સંસારના સઘળા ભય દૂર કરે છે." (૧૨૬)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! એમ કહીને ભુશુંડજીએ ફરીથી અર્ધ્યપાદ્ય વગેરેથી મારો સત્કાર કર્યો. મેં તેમને પૂછયુંઃ "હે વિહંગેશ! અહીં તમારા બુદ્ધિશાળી તત્ત્વજ્ઞ ભાઈઓ કેમ જોવામાં આવતા નથી? તમે એકલા જ કેમ છો?" (૧૨૭,૧૨૮)

ભુશુંડજી બોલ્યાઃ "હે મુનિરાજ! અહીં રહેતાં અમને ઘણો કાળ થયો. અનેક યુગો અને કલ્પ પસાર થઈ ગયા છે. એ કાલ દરમિયાન મારા બધા ભાઈઓએ દેહનો તૃણની પેઠે ત્યાગ કર્યો અને તેમણે પરમ કલ્યાણકારી કૈવલ્યપદ પ્રાપ્ત કર્યું છે. દીર્ઘાયુષી હોય, મહાન હોય, સંત પુરુષ હોય કે બળવાન હોય તોપણ તે સર્વે અગમ્ય કાળને અધીન થઈ, નાશ પામે છે. (૧૨૯–૧૩૧)

મેં (વસિષ્ઠે) કહ્યુંઃ "અગ્નિ, જળ, પવન અને તપતા સૂર્યો જ્યારે કલ્પાંતે જગત પર ફરી વળે છે, ત્યારે આપ ત્રિવિધ તાપ રહિત શીતળતા કેમ અનુભવી શકો છો?" (૧૩૨)

ભુશુંડજી બોલ્યાઃ "હે મહાત્મન્! કલ્પને અંતે જગતનો વ્યવહાર બંધ પડે, ત્યારે કૃતઘ્ન મિત્રની પેઠે હું આ માળાનો ત્યાગ કરું છું. શરીર અને તેના સર્વે અવયવોને નિશ્ચલ બનાવી તથા સઘળી કલ્પનાઓને દૂર કરી, જીવન્મુક્તની પેઠે

મનને નિર્વાસિત બનાવી હું આકાશમાં રહું છું. (૧૩૩,૧૩૪) પ્રલય સમયે જ્યારે બારે સૂર્યો તપે છે, ત્યારે 'હું અત્યંત શીતળ સર્વવ્યાપી જળનો આત્મા વરુણ છું' એવી વરુણ સંબંધી ભાવના કરીને નિશ્ચલ બુદ્ધિથી આકાશમાં રહું છું. (૧૩૫) પ્રલયના પ્રબળ પવનો ફૂંકાય છે અને પૃથ્વીના પર્વતોના ટુકડા થઈ જાય છે, ત્યારે પર્વત સંબંધી ભાવના કરી આકાશમાં સુખે રહું છું. (૧૩૬) જ્યારે મેરુ વગેરે ડૂબી જતાં સકળ જગત એકાર્ણવ થઈ જાય છે, ત્યારે વાયુની ભાવનાથી આકાશમાં જ ઊડું છું. (૧૩૭) બ્રહ્માંડની પાર જઈ ભૂમિ, પાણી, તેજ, વાયુ, આકાશ, અહંકાર, મહત્ પ્રકૃતિ એ સાત તત્ત્વોથી અતીત નિર્મળ ભૂમાપદમાં હું નિર્વિકલ્પ સમાધિ લગાવી રહું છું. જ્યારે ફરીથી બ્રહ્માજી સૃષ્ટિ નિર્માણ કરે છે, ત્યારે હું બ્રહ્માંડમાં પાછો આવી ફરીથી આ સ્થાનમાં નિવાસ કરું છું. (૧૩૮,૧૩૯) દરેક કલ્પમાં મારા સંકલ્પના પ્રભાવથી આ ગિરિશૃંગ પર આ કલ્પવૃક્ષ ફરી ફરી થાય છે." (૧૪૦)

વસિષ્ઠ બોલ્યા : "હે પક્ષીન્દ્ર! વિવિધ ભાવનાઓ કરીને જેમ તમે કલ્પાંતે પણ અખંડિત રીતે રહો છો, તેમ અન્ય યોગીઓ કેમ રહેતા નથી?" (૧૪૧)

ભુશુંડજી બોલ્યા : "હે બ્રહ્મન્! જીવના પ્રારબ્ધને અનુસરનાર સત્યસંકલ્પરૂપ પરમેશ્વરની નિયતિશક્તિનું ઉલ્લંઘન કરવું અશક્ય છે. મારે એ જ શરીરે રહેવું અને બીજાએ બીજી રીતે રહેવું એવો નિયતિનો નિશ્ચય છે. (૧૪૨) અવશ્ય ભવિતવ્યતાને અન્યથા કરવા કોઈ સમર્થ નથી, જે જે રીતે છે, તે તે જ રીતે રહે એવો નિયતિનો નિશ્ચય છે." (૧૪૩)

વસિષ્ઠ બોલ્યા : "હે મહાત્મન્! આપ જ્ઞાનવાન છો, ધીર છો, આપનું મન યોગ સાધવાને યોગ્ય છે. ત્રણે જગતમાં

થયેલા કયા કયા વિચિત્ર બનાવો આપને
વિવિધ સૃષ્ટિઓ યાદ છે?" (૧૪૪)

ભુશુંડજી બોલ્યા: "હે મુનિ! મને યાદ છે, કે કલ્પને અંતે શિલા, ઘાસ, વૃક્ષ, લતા, પર્વત અને વન વિનાની આ પૃથ્વી હતી. (૧૪૫) આ પૃથ્વી અગિયાર હજાર વર્ષ સુધી ભસ્મથી ભરપૂર હતી એમ મને યાદ આવે છે. (૧૪૬) ચાર યુગ સુધી પૃથ્વી પર વૃક્ષ સિવાય અન્ય કંઈ ન હતું, પછી ચાર યુગ સુધી પર્વતો સિવાય અન્ય કંઈ ન હતું. વળી બીજા યુગમાં અગસ્ત્ય વિનાની અને મેરુ પર્વત સિવાય બીજા પર્વતો વિનાની આ પૃથ્વી હતી એવું મને સ્મરણ છે. (૧૪૭,૧૪૮) હે તાત! એક સૃષ્ટિ મને એવી સાંભરે છે, કે જેમાં સુરાપાન કરનાર બ્રાહ્મણો, નિષેધ હોવા છતાં મદ્ય પીનાર શૂદ્રો અને સ્વચ્છંદ રીતે વર્તનાર સ્ત્રીઓ હતી. (૧૪૯) ચંદ્રસૂર્યની ઉત્પત્તિ, ઇન્દ્ર અને ઉપેન્દ્રને બાંધી દીધેલી મર્યાદા, હિરણ્યાક્ષે કરેલું પૃથ્વીનું હરણ, તેમાંથી વારાહ ભગવાને કરેલો પૃથ્વીનો ઉદ્ધાર, મન્વંતર–અધિપોની વ્યવસ્થા, મત્સ્યરૂપે ભગવાને કરેલો વેદનો ઉદ્ધાર, સમુદ્રમંથન કરવા માટે મંદરાચળનું ઊખેડવું, અમૃત મેળવવા માટે થયેલું સમુદ્રમંથન, જેને પાંખ પણ આવી ન હતી તેવો ગરુડ, સાગરોની ઉત્પત્તિ વગેરે જગતના સ્વલ્પ બનાવો મને યાદ આવે છે. નાનાં બાળકોને પણ એ સાંભરે છે. એ સ્મરણમાં આદર શું રાખવો હોય? (૧૫૦–૧૫૩) ત્યાર પછી જગતમાં આપ, ભરદ્વાજ, પુલસ્ત્ય, અત્રિ, નારદ, ઇન્દ્ર, મરીચિ, સનત્કુમાર, ભૃગુ, સ્કંદ, ગૌરી, સરસ્વતી, લક્ષ્મી, ગાયત્રી વગેરે ઉત્પન્ન થયાં. એ અને હમણાંના સર્ગોનું સ્મરણ કેમ ન હોય? અને તેમાં આદરબુદ્ધિ પણ શા માટે? (૧૫૪,૧૫૫) હે

મુનિ! તમે બ્રહ્માના પુત્ર છો. તમારો આ આઠમો જન્મ છે. તમારા આ જન્મમાં આપણે મળ્યા છીએ. (૧૫૬) કોઈક વખત આકાશમાંથી, કોઈક વખત જળથી, કોઈક વખત પર્વતથી અને કોઈક વખત અગ્નિથી તમે ઉત્પન્ન થાઓ છો. (૧૫૭) પૃથ્વી પાંચ વખત જળમાં ડૂબી ગઈ અને પાંચ વખત કૂર્માવતાર લઈ ભગવાને સમુદ્રમાંથી તેનો ઉદ્ધાર કર્યો. (૧૫૮) મને યાદ છે, કે બાર વખત અમૃત મેળવવા સમુદ્ર-મંથન થયું અને ત્રણ ત્રણ વખત હિરણ્યાક્ષ પૃથ્વીને પાતાળમાં લઈ ગયો. (૧૫૯) રેણુકાને પેટે પરશુરામરૂપે શ્રીહરિએ છઠ્ઠી વાર જન્મ લીધો અને સો કલિયુગમાં ભગવાને બુદ્ધાવતાર ધારણ કર્યો. (૧૬૦) ત્રીસ વખત શંકરે ત્રિપુરાસુરના શહેરને બાળ્યું, એ વખત દક્ષપ્રજાપતિના યજ્ઞનો નાશ કર્યો; કોઈક વખત અપરાધ કરવાથી શંકરે દશ વખત ઇન્દ્રને શિક્ષા કરી, બાણાસુર માટે આઠ વખત યુદ્ધ કર્યું વગેરે વૃત્તાંત મને સાંભરે છે. (૧૬૧) દરેક યુગમાં અભ્યાસકની બુદ્ધિ ન્યૂન કે અધિક હોવાથી વેદોક્ત કર્મ, વ્યાકરણ વગેરેનો અભ્યાસ અને શાસ્ત્રોનું અધ્યયન પણ તે પ્રમાણે ન્યૂન કે અધિક થતાં આવી વિચિત્રતાવાળા વેદો મને સાંભરે છે. (૧૬૨) દરેક યુગને અંતે ભારત વગેરે પુરાણો નિવૃત્ત થતાં બીજા યુગના પુરુષોના બુદ્ધિવૈચિત્ર્યને કારણે સમાન અર્થવાળાં ઘણાં પુરાણો રચાયાં એ પણ મને સાંભરે છે. (૧૬૩) મહાન આશ્ચર્યકારક વૃત્તાંતો-થી ભરપૂર મોક્ષના ઉપાયોનું નિરૂપણ કરતું અને પ્રસિદ્ધ રામાયણથી જુદું એક લાખ શ્લોકોવાળું બીજું રામાયણ પણ મને સાંભરે છે. (૧૬૪) પ્રસિદ્ધ વાલ્મીકિએ રચેલું, અથવા તપના પ્રભાવે વાલ્મીકિભાવે થયેલા અન્ય જીવે જે જ્ઞાનશાસ્ત્ર રચ્યું તે યુગને અંતે ભુલાઈ જતાં બારમી વખત રચાય છે.

(૧૬૫) એ જ પ્રમાણે પૂર્વે વ્યાસે રચેલું લાખ શ્લોકોવાળું ભારત પણ જગતમાં ભુલાઈ ગયું એ પણ મને સાંભરે છે. એ જ વ્યાસ અથવા તે નામનો ઋષિ ભુલાઈ ગયેલું મહાભારત સાતમી વખત રચે છે. (૧૬૬,૧૬૭) રાક્ષસોના સંહારાર્થે શ્રીવિષ્ણુનો રામરૂપે અગિયારમો જન્મ થશે. (૧૬૮) હે મુનીશ્વર! પૃથ્વીનો ભાર ઉતારવા શ્રીવિષ્ણુનો વસુદેવને ઘેર સોળમો જન્મ થશે. (૧૬૯) કલ્પને અંતે ક્યારેક જગતરૂપી ભ્રાંતિ હોતી જ નથી. કોઈ વાર સ્થિતિકાળે એ ભ્રાંતિ હોય છે. એટલે જગતનો ભ્રમ બુદ્બુદ્‌ની પેઠે રહેલો છે. (૧૭૦) આત્માનું અંતસ્થ સંવિદ્ એ જ આ અનિષ્ટ દૃશ્યરૂપે ભાસે છે. જેમ જળમાં લહરીઓ થાય છે અને સમાય છે, તેમ તે ભ્રાંતિ પણ થાય છે અને સમાય છે. (૧૭૧) પૂર્વે આ ઉત્તર દિશા અહીં ન હોતાં અન્યત્ર હતી; તેમ જ મેરુ પર્વત પણ અહીં ન હોતાં અન્યત્ર હતો. (૧૭૨) આદિત્ય વગેરે ગ્રહોનું ફરવું અને મેરુ વગેરે પર્વતોનું સ્થાન દિશાઓ નક્કી કરે છે; એટલે સૂર્ય વગેરેનો સંચાર અને મેરુ પર્વતનું સ્થાન અન્યથા થઈ જતાં, એ અપેક્ષાએ દિશાઓ પણ અન્યથા થઈ જાય છે. (૧૭૩) કલિયુગમાં કૃતયુગનાં, કૃતયુગમાં કલિયુગનાં અને ત્રેતામાં દ્વાપરયુગનાં મનુષ્યો માલૂમ પડે છે. આવો પલટો પણ મને સાંભરે છે." (૧૭૪)

મૃત્યુ ક્યારે બાધક નથી?

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જિજ્ઞાસાથી મેં એ પક્ષીરાજને પૂછ્યું, કે જગતના વ્યવહારમાં તત્પર રહેવા છતાં કયા ઉપાય વડે મનુષ્યના દેહને મૃત્યુ બાધક નીવડતું નથી? (૧૭૫,૧૭૬)

ભુશુંડજી બોલ્યા: "હે સર્વજ્ઞ! તમે જાણો છો, છતાં બ્રહ્મજિજ્ઞાસાને કારણે પ્રશ્ન પૂછો છો. શિષ્યોનું વાક્ચાતુર્ય પ્રકટ

કરવા માટે સમર્થ પુરુષો તેમને પ્રશ્નો પૂછે છે. (૧૭૭) જે તમે પૂછો છો તેનો ઉત્તર આપું છું. વિદ્વાન સજ્જનોની આજ્ઞાનું પાલન કરવું એ જ મુખ્ય આરાધના છે. (૧૭૮) વાસનારૂપી તંતુમાં પરોવાયેલી રાગદ્વેષાદિ મોતીથી બનેલી માળા જેના હૃદયમાં નથી, તેને મૃત્યુ મારવાની ઇચ્છા કરતું નથી. (૧૭૯) પુત્ર, મિત્ર વગેરેમાં વિશ્વાસરૂપી વૃક્ષનાં કરવત જેવાં પાંદડાંઓ વડે, સર્વેના દેહોને કાષ્ઠને કોરનારા કીડાની પેઠે કોરી ખાતાં માનસિક દુઃખો નડતાં નથી; એને મૃત્યુ મારવાની ઇચ્છા કરતું નથી. (૧૮૦) શરીરરૂપી વૃક્ષમાં તાપ આપનાર આશારૂપી સર્પો રહેલા છે. ચિન્તા તેની ફેણો છે. એ આશાઓ જેના હૃદયને સંતાપ આપતી નથી, તેને મૃત્યુ મારવાની ઇચ્છા કરતું નથી. (૧૮૧) રાગદ્વેષરૂપી વિષ જેની દાઢમાં છે, અને જે આપણા મનરૂપી દરમાં રહે છે, તે લોભ-રૂપી અજગર જેને કરડતો નથી; એવા પુરુષને મૃત્યુ મારવાની ઇચ્છા કરતું નથી. (૧૮૨) શરીરરૂપી સમુદ્રમાં વસનાર અને વિવેકરૂપી જળ પી જનાર કોપરૂપી વડવાનળ જેને સ્પર્શી શકતો નથી, એવા પુરુષને મૃત્યુ મારવાની ઇચ્છા કરતું નથી. (૧૮૩) ઘાણીમાં જેમ તલ પીલાય તેમ કામદેવ જેને આકુળ-વ્યાકુળ બનાવતો નથી, એવા પુરુષને મૃત્યુ મારવાની ઇચ્છા કરતું નથી. (૧૮૪) જેનું ચિત્ત એકજ પરમ પવિત્ર નિર્મળ પરમાત્મતત્ત્વમાં વિશ્રાન્તિ પામ્યું છે, એવાને મૃત્યુ મારવાની ઇચ્છા કરતું નથી. (૧૮૫) હે બ્રહ્મન્! આ દોષો સંસારરૂપી વ્યાધિનું કારણ છે. જે પુરુષનું ચિત્ત એક જ તત્ત્વની સમાધિમાં લીન થયું છે, તેને એ દોષો જરા પણ અસર કરી શકતા નથી. (૧૮૬) પુત્ર, કલત્ર વગેરે વિષયોને પરિણામે થયેલા વ્યામોહથી ઉત્પન્ન થતી આધિ કે વ્યાધિઓ સમાહિત ચિત્તવાળા

તત્ત્વનિષ્ઠ પુરુષને લેશ માત્ર દુઃખ આપી શકતી નથી. (૧૮૭) હૃદયાકાશમાં અંધારું ફેલાવનારી અને કામ, ક્રોધ વગેરે વિકારોને ઉત્પન્ન કરનારી ચિન્તા સમાહિત ચિત્તવાળા આત્મનિષ્ઠ પુરુષને કનડતી નથી. (૧૮૮) ધન વગેરે દુષ્ટ અર્થ, ગૃહ આદિ દુરારંભ, દુર્ગુણો, અનીતિ વગેરે સમાહિત મનને સંતાપ આપી શકતાં નથી. (૧૮૯) જે વસ્તુ પરિણામે હિતકર છે, અવિદ્યાનો નાશ થતાં જે સર્વે ઉપાધિ રહિત છે, જે સંસાર-દશાથી મુક્ત છે, અને જે અબાધ્ય છે, એવા પરમાત્મતત્ત્વમાં મનને લીન કરવું. (૧૯૦) ચિરકાળ સુધી વિરોધ કરતી અપ્રામાણિક ભેદદૃષ્ટિ જે વસ્તુનો સ્પર્શ કરી શકતી નથી એવા 'एकमेवाद्वितीयम्' બ્રહ્મમાં મનને લીન કરવું. (૧૯૧) આત્મા સંબંધી વિચાર કરવાથી સમસ્ત દુઃખો નાશ પામે છે. આપ જેવા જ્ઞાનનિષ્ઠ સજ્જનોને આત્મચિન્તા સુસાધ્ય છે, પણ અમારા જેવા મંદ બુદ્ધિવાળાઓ માટે એ દુષ્પ્રાપ્ય છે. (૧૯૨) સર્વે કલ્પનાઓથી પર એ પરમાત્મતત્ત્વ મંદ બુદ્ધિવાળા પુરુષો કેમ પ્રાપ્ત કરી શકે ? (૧૯૩) હે મુનીશ્વર ! આત્મ-ચિન્તા સમાન એની કેટલીક સખીઓ છે. તેમાંથી સર્વે દુઃખોને નષ્ટ કરનારી અને પરમ સૌભાગ્યની વૃદ્ધિ કરનારી પ્રાણચિન્તાનો મેં આશ્રય લીધો છે. એ જ જીવનનું કારણ છે." ભુશુંડજીએ એમ કહ્યું એટલે મેં જાણતાં છતાં ફરીથી અવ્યગ્રપણે પૂછ્યું. (૧૯૪–૧૯૬)

પ્રાણચિન્તા

વસિષ્ઠ બોલ્યા: "હે સાધો ! હે ચિરંજીવ ! આપ સર્વે સંશયો દૂર કરી શકો છો, માટે મને યથાર્થ રીતે કહો, કે પ્રાણચિન્તા કોને કહે છે ?" (૧૯૭)

ભુશુંડજી બોલ્યા: "હે ભગવન્ ! પ્રાણગતિના અનુસંધાન

વિષે હું કહું છું તે આપ સાંભળો. આ શરીરરૂપી મનોહર ઘર છે. તેમાં ઊર્ધ્વગમન અને અધોગમન કરનારા બે પ્રકારના વાયુ છે. તે દેહના મધ્યમાં આવેલા હૃદયકમળમાં સ્થિત છે. પ્રાણ અને અપાન એ નામે તે પ્રખ્યાત છે. એ બન્નેની ગતિને અનુસરીને હું નિત્ય રહું છું. (૧૯૮-૨૦૦) હૃદયાકાશમાં નિત્ય વિચરનારો પ્રાણ સૂર્ય છે અને તે ઉષ્ણ છે. અપાન ચંદ્રમા છે અને તે શીતળ છે. શરીરરૂપી મહાન યંત્રને કંઈ પણ શ્રમ વિના તે ચલાવે છે. પ્રાણ અગ્નિસ્વરૂપ છે, અને અપાન સોમસ્વરૂપ છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં નિત્ય સમાન રહેનાર આ પ્રાણ અને અપાનની ગતિને હું અનુસરું છું અને જીવન્મુક્તની પેઠે સુષુપ્ત અવસ્થામાં બ્રહ્મની જ વાસના રાખી રહું છું.(૨૦૧-૨૦૩).

વિદ્યમાન હોવા છતાં એ વાયુની ગતિ દુર્લક્ષ્ય છે અને હજારો ટુકડા થઈ ગયેલા કમળતંતુના એક ભાગથી પણ તે વધારે સૂક્ષ્મ છે. (૨૦૪) હે બ્રહ્મન્! પોતાની સ્પન્દશક્તિને લીધે પ્રાણ નિત્ય ચાલ્યા કરે છે. શરીરની અંદર અને બહાર તે રહે છે. તેની ગતિ ઊર્ધ્વ છે. (૨૦૫) એવી જ રીતે અપાનવાયુ પણ પોતાની સ્પંદશક્તિને લીધે નિત્ય ચાલ્યા કરે છે. શરીરની અંદર તેમ જ બહાર તે રહેલો છે, પણ તેની ગતિ નીચે થાય છે. (૨૦૬) પ્રાણ અને અપાનની ગતિ જાણનારો પુરુષ જાગ્રત અવસ્થામાં તેમ જ નિદ્રાવસ્થામાં જે પ્રકારે કલ્યાણને માટે ઉત્તમ પ્રાણાયામ કરે છે તે સાંભળો. (૨૦૭) કંઈ પણ યત્ન વિના હૃદયકમળમાંથી જે પ્રાણ બહાર નીકળે છે તેને અંતસ્થ રેચક કહેવાય છે. (૨૦૮) બાર અંગુલ પર્યંત બાહ્ય પ્રદેશમાં સંચરતા પ્રાણવાયુનો શરીરના અવયવો સાથે જે સ્પર્શ થાય છે તેને બાહ્ય પૂરક કહેવામાં આવે છે. (૨૦૯) બાહ્ય પ્રદેશમાંથી અપાનવાયુ જ્યારે

કંઈ પણ યત્ન વિના શરીરની અંદર પ્રવેશ કરે છે, ત્યારે જે સ્પર્શ થાય છે, તેને આંતરપૂરક કહેવામાં આવે છે. (૨૧૦) અપાનવાયુ શાંત થતાં જ્યાં સુધી હૃદયમાં પ્રાણવાયુ ઉદય ન થાય, ત્યાં સુધી વાયુની નિશ્ચલ ગતિને કુંભકાવસ્થા કહેવામાં આવે છે. યોગીઓ તેનો અનુભવ કરે છે. (૨૧૧) રેચક, પૂરક અને કુંભક-એમ પ્રાણાયામ ત્રણ પ્રકારના છે. માટીમાં રહેલા પણ ઉત્પન્ન ન થયેલા ઘડાની પેઠે નાસાગ્રથી બાર અંગુલ પર્યંત આકાશમાં જે અપાનવાયુની સ્થિતિ છે તેને પંડિતો કુંભક કહે છે. (૨૧૨,૨૧૩) બહાર નીકળતા પ્રાણ-વાયુની હૃદયથી નાસાગ્ર સુધી જે ગતિ છે, તેને પહેલો બાહ્ય પૂરક કહેવામાં આવે છે. (૨૧૪) નાસાગ્રથી બહાર નીકળીને બાર અંગુલ પ્રદેશની વાયુની જે ગતિ છે તેને બીજું બાહ્યપૂરક કહેવાય છે. (૨૧૫) પ્રાણવાયુ બહાર શાંત થયો હોય અને અપાનવાયુનો ઉદય ન થયો હોય ત્યાં સુધીની પૂર્ણ ઘડા જેવી અવસ્થાને બાહ્યકુંભક કહેવાય છે. (૨૧૬) અપાન વાયુના ઉદયરૂપી જે અંતર્મુખપણું છે, તેને બાહ્યરેચક જાણવો. તે પ્રાણાયામ મુક્તિ અપાવે છે. (૨૧૭) બાર અંગુલના છેલ્લા ભાગથી નાસાગ્ર પર્યંત અપાનવાયુની જે ગતિ છે તેને બીજો પૂરક કહે છે. (૨૧૮) બાહ્ય તેમ જ આંતરકુંભક વગેરે પ્રાણાયામ વડે પ્રાણ અને અપાનનો રોધ કરવાથી મનુષ્યને ફરીથી જન્મ લેવો પડતો નથી. (૨૧૯) હે મહા-બુદ્ધિમાન ! આ આઠ પ્રકારના પ્રાણાયામનું રાત્રિદિવસ સ્મરણ રાખી આચારમાં મૂકવાથી તે મુક્તિ અપાવે છે, એ વિષે આપને મેં કહ્યું. (૨૨૦) બાહ્ય પદાર્થોનો ત્યાગ કરી અવ્યગ્ર મન વડે જો આ પ્રાણચિંતન થાય, તો થોડા જ દિવસમાં અંતર્દૃષ્ટિ થતાં પરમ કૈવલ્યપદ પ્રાપ્ત થાય છે. (૨૨૧) જેમ

બ્રાહ્મણ શ્વાનના ચામડાંની મશકમાં ભરેલા દૂધ કે એવા કોઈ પદાર્થમાં પ્રીતિ કરતો નથી, તેમ પ્રાણનો બરાબર અભ્યાસ કરનારા પુરુષનું ચિત્ત બાહ્ય વિષયોમાં ફસાતું નથી. (૨૨૨) જે સજ્જન પુરુષો આ પ્રાણદૃષ્ટિનો આશરો લઈ બુદ્ધિને સ્થિર કરી જગતમાં વ્યવહાર કરે છે, તેઓ પ્રાપ્ત કરવા યોગ્ય આત્મતત્ત્વનો અનુભવ કરી શકે છે. તેમનો ક્લેશ તો નષ્ટ થયેલો જ છે. (૨૨૩) જેઓ ઊભા રહેતાં, ચાલતાં, જાગતાં કે સૂતાં આ દૃષ્ટિનો વિચાર કરી પ્રાણને નિયમમાં રાખે છે, તેઓ કોઈ પણ દિવસ સંસારના બંધનમાં ફસાતા નથી. (૨૨૪) હે મુનિ! પ્રાણ હૃદયકમળમાંથી ઉત્પન્ન થાય છે અને નાસાગ્રથી બહાર બાર અંગુલના પ્રદેશમાં તેનો લય થાય છે. જ્યાં પ્રાણનો લય થાય છે, ત્યાંથી જ અપાનનો ઉદય થાય છે; અને જ્યાંથી પ્રાણનો ઉદય થાય છે, તે હૃદયકમળમાં અપાનવાયુનો લય થાય છે. (૨૨૫,૨૨૬) અપાનવાયુ ચંદ્રમા છે, તે બહારથી શરીરનું પોષણ કરે છે; અને પ્રાણ સૂર્ય કે અગ્નિસ્વરૂપ છે, એટલે તે અંદરથી શરીરને પાકયુક્ત કરે છે. (૨૨૭) પ્રાણરૂપી સૂર્ય અપાનરૂપી ચંદ્રની શરીરની અંદર રહેલી કળાને આત્મ-તત્ત્વમાં લીન કરે છે; એટલે આત્મતત્ત્વનું અનુસંધાન થતાં મનુષ્યને જન્મરૂપી શોક નડતો નથી. (૨૨૮) તેવી જ રીતે પ્રાણરૂપી સૂર્યની અંદર રહેલી કળાને અપાનરૂપી ચન્દ્ર આત્મતત્ત્વમાં લીન કરે છે; એટલે મનુષ્ય ફરીથી જન્મનાં દુઃખો અનુભવતો નથી. જેના પ્રયત્નથી પ્રાણ અને અપાનનો પરસ્પર રોધ થાય છે, તે જ આત્માનું અનુસંધાન થતાં મુક્તિ મળે છે. (૨૨૯) જ્યારે અપાનવાયુ પ્રાણનું ભક્ષણ કરવા તૈયાર થાય, અને પ્રાણવાયુ અપાનનું ભક્ષણ કરવા તૈયાર થાય, ત્યારે એ બન્ને વચ્ચે મધ્યસ્થ રહી દૃષ્ટા તરીકે જે પદ રહે

છે, તે આત્મતત્ત્વનો અનુભવ થતાં મનુષ્યજન્મના ચક્કરમાંથી છૂટી જાય છે. (૨૩૦) પ્રાણનો ક્ષય થાય છે, ત્યારે પોતે ક્ષય ન પામતાં જે તત્ત્વ સાક્ષીભાવે રહે છે, અને અપાનનો ઉદય થાય ત્યારે પણ પોતે ઉદય ન પામતાં તે જ દ્રષ્ટાસ્વરૂપે રહે છે, એવા અપાન અને પ્રાણની મધ્યમાં રહેલા સાક્ષી ચૈતન્યની અમે ઉપાસના કરીએ છીએ. (૨૩૧) જ્યાં અપાન-વાયુ અસ્ત થયો છે અને પ્રાણવાયુનો ઉદય થયો નથી, એવા અવિદ્યા રહિત ચૈતન્યનું અમે અનુસંધાન કરીએ છીએ. (૨૩૨) નાસાગ્રની બહાર જે બાર અંગુલના ભાગમાં અપાનનો ઉદય થયો ન હોય, અને પ્રાણવાયુ અસ્ત થયો હોય એવી સંધિ-અવસ્થામાં જે ચૈતન્યતત્ત્વ છે, તેની અમે ઉપાસના કરીએ છીએ. (૨૩૩) પરમાત્મસ્વરૂપે જે સઘળી કલ્પનાઓથી રહિત છે, જીવરૂપે જે અવિદ્યાથી વ્યાપ્ત છે, જે પદ પોતાના અનુભવે જ જાણી શકાય છે, અને સકળ સુરવૃંદ જે પદને નમસ્કાર કરે છે, એવા પરમપદને હું શરણે જાઉં છું. (૨૩૪)

**ભુશુંડજીનું અનામય જીવન**

પૂર્વોક્ત ક્રમ અનુસાર પ્રાણસમાધિ દ્વારા સ્વચ્છ ચિદ્રૂપ આત્મામાં મેં વિશ્રાન્તિ મેળવી છે. (૨૩૫) ભૂત કે ભવિષ્યનું હું કોઈ પણ વખત અનુસંધાન કરતો નથી, પણ વર્તમાનદૃષ્ટિનું અવલંબન લઈ, આત્મસ્વરૂપે રહું છું. (૨૩૬) 'આ મેં મેળવ્યું અને અમુક નવીન વસ્તુ હું મેળવીશ' એવી ચિન્તા હું કરતો જ નથી. એથી હું ચિરકાળ સુધી અનામય જીવન ગુજારું છું. (૨૩૭) હે સાધો! પોતાની કે અન્યની કંઈ પણ વસ્તુની કોઈ પણ વખત હું નિંદા કે સ્તુતિ કરતો નથી, તેથી જ મને અનામય ચિરંજીવીપણું પ્રાપ્ત થયું છે. (૨૩૮) શુભ પદાર્થ મળતાં મારું મન પ્રસન્ન થતું નથી અને અશુભ પદાર્થ મળતાં

મને ક્લેશ થતો નથી. આમ સમત્વને લીધે હું અનામય જીવન ગાળું છું. (૨૩૯) જીવન વગેરે જગતના સર્વે પદાર્થોમાં નિત્ય તીવ્ર વૈરાગ્યબુદ્ધિ રાખી મેં એ સઘળાનો ત્યાગ કર્યો છે, એટલે હું અનામય જીવન ગાળું છું. (૨૪૦) મારું મન વર્તમાનમાં ઇષ્ટ વસ્તુનાં દર્શનથી ચલિત થતું નથી, ઇષ્ટ વસ્તુનો નાશ થતાં શોક કરતું નથી અને ભવિષ્યમાં ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ માટે ઇચ્છા કરતું નથી. આમ મારું મન શાન્ત થયું હોવાથી, હું અનામય જીવન ગાળું છું. (૨૪૧) 'આ મારા બંધુ છે, અમુક મનુષ્ય પારકા છે, આ વસ્તુ મારી છે, અમુક વસ્તુ મારી નથી' એવા ભેદને હું જાણતો નથી; એથી મને ચિરંજીવીપણું પ્રાપ્ત થયું છે. (૨૪૨) મારી બુદ્ધિ સમાહિત હોવાથી, અનેક આશાઓને પરવશ રહેલી ચિત્તવૃત્તિ મને ચંચળ બનાવી શકતી નથી; એટલે હું ઉપદ્રવ વિનાનું જીવન ગાળું છું. (૨૪૩) મનુષ્યોને સુખ થતાં હું સુખી થાઉં છું, અને તેમને દુઃખો પડતાં હું દુઃખી થાઉં છું. સર્વને આત્મવત્ સમજી તેમનો મિત્ર થઈ રહું છું; એથી હું અનામય જીવન ગાળું છું. (૨૪૪) સંકટ આવી પડે ત્યારે પર્વત સમાન ધીર બની જાઉં છું; અને સંપત્તિમાં સમસ્ત જગતનો મિત્ર છું. પદાર્થના ભાવ કે અભાવનું હું અનુસંધાન કરતો નથી; એને લીધે હું અનામય જીવન ગાળું છું. (૨૪૫) હે બ્રહ્મન્! આપની આજ્ઞાનું પાલન કરવાના હેતુથી જ 'હું ચિરંજીવી કેમ થયો?' એ આપને કહેવાની મેં ધૃષ્ટતા કરી છે." (૨૪૬)

વસિષ્ઠ બોલ્યા: "હે ભગવન્! ખરેખર, આપનું આ આશ્ચર્યજનક વૃત્તાન્ત કર્ણના આભૂષણરૂપ છે. (૨૪૭) આપનું કલ્યાણ થાઓ અને હવે આપની સુંદર ગુફામાં પધારો. મધ્યાહ્ન થયો છે, એટલે હું હવે મારે સ્થાને જઈશ. (૨૪૮)

હે પક્ષીરાજ! મને વિદાય આપવાના હેતુથી મારી સાથે આવવાનો શ્રમ આપ ન ઊઠાવો." એમ કહી એ સ્થાનેથી હું આકાશમાર્ગે પક્ષીની પેઠે ઉડ્યો; છતાં પણ મહાત્મા ભુશુંડજી એક યોજન સુધી મારી સાથે આવ્યા. પછી ખૂબ આગ્રહ કરી તેમને પાછા જવાનું કહેતાં તેઓ પાછા ફર્યા. ખરેખર, સજ્જનોનો સંગ છોડવો મુશ્કેલ લાગે છે. (૨૪૯,૨૫૦) હે રઘુનંદન! કૃતયુગની શરૂઆતમાં હું ફરીથી મેરુ પર્વત પર ભુશુંડજીને મળ્યો હતો. કૃતયુગ પૂરો થતાં હમણાં ત્રેતાયુગ ચાલે છે. ત્રેતાયુગની મધ્યમાં તમે જન્મ્યા છો. (૨૫૧,૨૫૨) આજથી આઠમે વર્ષે પણ એ મહાત્માજીને હું મળ્યો હતો. એવા ને એવા અજર રૂપમાં મેં તેમનાં દર્શન કર્યાં હતાં. (૨૫૩) હે રામ! આ પ્રમાણે મહાત્મા ભુશુંડજીનું પવિત્ર વૃત્તાન્ત તમને કહ્યું. એના શ્રવણ પછી હૃદયમાં તેનું યથા-યોગ્ય મનન કરો અને તે પ્રમાણે યોગ્ય લાગે તેવું આચરણ રાખો." (૨૫૪)

## સર્ગ બીજો

### દેવપૂજોપાખ્યાન

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! વાસ્તવિક દૃષ્ટિએ આ શરીર પ્રતીતિ માત્ર છે, છતાં અવિચાર દશામાં "એ દેહ હું છું" એવું અભિમાન અંતઃકરણમાં થાય છે.

દેહમિથ્યાત્વ

વિચાર કરતાં તરત સમજાય છે, કે શરીર અસત્ મિથ્યા છે. (૧) "માંસ, હાડકાં વગેરેથી નિર્માણ થયેલો દેહ હું છું" એવી ભ્રાન્તિનો ત્યાગ કરો. સંકલ્પ વડે થયેલા એવા હજારો દેહ છે. (૨) જ્યારે તમે સુખેથી સૂતા હો, ત્યારે સ્વપ્નમાં જે દેહ વડે દિશાઓમાં

ભટકો છો એ તમારો દેહ ક્યાં છે? (૩) જાગ્રત સ્થિતિમાં પણ જ્યારે તમે મનોરાજ્યની કાલ્પનિક સૃષ્ટિમાં સ્વર્ગ કે મેરુ સુધી મિથ્યા દેહ વડે અન્ય દેશમાં ફરો છો, તે તમારો દેહ ક્યાં સત્ય છે? (૪) હે રઘુનંદન! આ સંસારને દીર્ઘ કાળ સુધી ચાલનારા સ્વપ્ન જેવો, લાંબા અભ્યાસને કારણે થયેલી ચિત્તની ભ્રાન્તિ સમાન અથવા દીર્ઘ મનોરાજ્ય જેવો તમારે સમજવો. (૫) ત્રણે જગત વાસ્તવિક દૃષ્ટિએ બાધ્ય ન હોવાથી છે, અને માત્ર પ્રતીતિરૂપ ન હોવાથી નથી. આમ દ્વૈત–કલ્પના આભાસ માત્ર છે, વસ્તુતઃ નથી. એ દ્વૈત–કલ્પનાના ત્યાગને જ સાચું જ્ઞાન કહી શકાય. (૬) જન્મેલાને મૃત્યુ આવવાનું જ, એ વાત ચોક્કસ છે, તો પછી મરણ આવતાં પરિતાપ કરવો વ્યર્થ છે. (૭) જીવતા પુરુષે સારો વૈભવ કે એવા શ્રેય પદાર્થો અવશ્ય પ્રાપ્ત કરવા જોઈએ; તો પછી અર્થનો લાભ થતાં અભિમાન કરવું પણ ઉચિત નથી. (૮) પંચભૂતાત્મક પદાર્થોરૂપી પ્રપંચમાંથી ભેદબુદ્ધિનો ત્યાગ કરો અને સર્વમાં રહેલા સચ્ચિદાનંદ આત્માનું અનુસંધાન કરો. (૯) ચિત્તના સંબંધથી દૂષિત થયેલા સમસ્ત આભાસ માત્રનો પણ ત્યાગ કરી, તમે નિર્વિકલ્પ થાઓ. (૧૦) રાગદ્વેષરૂપી બે સર્પો મનમાંથી નીકળી જતાં મનુષ્ય કલ્પતરુ સમાન બને છે. એવા પુરુષને સઘળું મળી રહે છે. (૧૧) લૌકિક–વૈદિક વ્યવહારમાં નિપુણ હોવા છતાં 'અમે જ પંડિત છીએ' એવું અભિમાન જેઓ રાખે છે, અને રાગદ્વેષ રાખે છે તેઓ મોટા ગધેડા જેવા છે; તેમને ધિક્કાર હોજો! (૧૨) આ સંસાર ચક્ર જેવો છે અને સંકલ્પો કરતું ચિત્ત એ ચક્રની ધરી છે. ચિત્તનો નિરોધ થતાં સંસારચક્ર પોતાની મેળે અટકી જાય છે. (૧૩) મન રૂપી નાભિ ક્ષુબ્ધ થતાં સંસાર–ચક્રને બળપૂર્વક અટકાવ્યું

હોય તોપણ તે વેગથી ફર્યા કરે છે; પણ પુરુષાર્થ, બળ અને પ્રજ્ઞાનો આશરો લઈ સંસારચક્રની ચિત્તરૂપી ધરીનો યુક્તિપૂર્વક નિરોધ કરવો જોઈએ. (૧૪,૧૫) પ્રતિભા, શમાદિ સંપત્તિ, અધ્યાત્મવિદ્યા અને પુરુષોનાં કર્મથી જે વસ્તુ પ્રાપ્ત થતી નથી, તે ક્યાંય પણ મળી શકતી નથી. (૧૬) મનરૂપી પિશાચ ભય પમાડે છે, અકલ્યાણ કરે છે અને ધૈર્ય વગેરે સઘળા ગુણો હરી લે છે; માટે મનના વિકારોનો ત્યાગ કરી, અવશિષ્ટ રહેલા તમારા સચ્ચિદાનંદ સ્વરૂપમાં સ્થિર થાઓ. (૧૭) જે મનુષ્ય મનરૂપી પિશાચને વશ છે, તેનું શાસ્ત્રો, સગાંવહાલાં કે ગુરુઓ પણ રક્ષણ કરી શકતાં નથી. (૧૮) જેમ થોડા કાદવમાં ફસાયેલા મૃગને સહેલાઈથી બચાવી શકાય છે, તેમ જેનો ચિત્તરૂપી પિશાચ શાન્ત થઈ ગયો છે, એવા સજ્જન પુરુષનો ગુરુ, શાસ્ત્ર, બાંધવ વગેરે સહેલાઈથી ઉદ્ધાર કરી શકે છે. (૧૯) વિસ્તાર પામતા વિષયોનો બહિષ્કાર કરવો, જીવન્મુક્ત પુરુષોએ ગ્રહણ કરેલા માર્ગને અનુસરવું અને તેઓએ અનુભવેલા પરમાર્થતત્ત્વનો સંપૂર્ણ વિચાર કરી, આત્મામાં જ નિષ્ઠા રાખવી. (૨૦)

શંકરનું આગમન અને વસિષ્ઠનો પ્રશ્ન

હવે આત્મજ્ઞાન મેળવવાનો અન્ય ઉપાય કહું છું તે સાંભળો. પૂર્વે સંસારનાં દુઃખોનો નાશ કરવા ભગવાન ચંદ્રમૌલિએ એ કથા મને કૈલાસ ઉપર સંભળાવી હતી; એથી સંસારનો મોહ નાશ પામે છે. (૨૧) ચંદ્રનાં કિરણોથી ઝળહળતો, સ્વર્ગથી પણ વધારે ઉત્કૃષ્ટ કૈલાસ નામનો પર્વત છે. ત્યાં ઉમા સહિત ભગવાન ચંદ્રશેખર રહે છે. એક વખત મહાદેવનું પૂજન કરી ગંગાતટ પર તપ કરવા માટે હું આશ્રમ બાંધી રહ્યો હતો, તપસ્વીઓનો આચાર-

ધર્મ હું પાળતો હતો, સિદ્ધ પુરુષોના સત્સંગનો લાભ લેતો હતો, શાસ્ત્રાર્થ કરતો હતો, પુષ્પો રાખવા માટે નાનકડી છાબડીઓ બનાવતો અને જ્ઞાનશાસ્ત્રના વિષયોની ચર્ચા કરતાં પુસ્તકો રાખતો હતો. આવી રીતે કૈલાસની વનકુંજોમાં ભગવાનનું તપ આચરતાં મારો કાળ વ્યતીત થતો. (૨૨-૨૬) એક વખત શ્રાવણ માસની કૃષ્ણપક્ષની અષ્ટમીની રાતે હું બ્રહ્મસમાધિમાં હતો. કાષ્ઠમૌનનું વ્રત કરતા મુનિની પેઠે દિશાઓ શાંત હતી. ખડ્ગથી છેદી શકાય એવું ગાઢ અંધારું કુંજમાં વ્યાપ્યું હતું. એ વખતે અરધો પહોર નીકળી જતાં સમાધિમાંથી હું જાગ્રત થયો અને આસપાસ જોયું. ત્યાં ધોળાં વાદળાંના ઢગલા જેવું અને ચંદ્રના કિરણો જેવું તેજ મારા જોવામાં આવ્યું. (૨૭-૩૦) દિશાઓ પ્રકાશવા લાગી. એ જોતાં મને આશ્ચર્ય થયું. અંતઃકરણને પ્રકાશ આપતી બુદ્ધિ વડે વિચાર કરી જ્યાં જોયું, ત્યાં તો ગિરિ ઉપર પાર્વતીજીનો હાથ પકડી ભગવાન શંકર ચાલ્યા આવતા નજરે પડ્યા. નંદી તેની આગળ હતો. શિષ્યોને સમાધિમાંથી મેં જગાડ્યા અને ભગવાન માટે અર્ઘ્ય લઈ પ્રસન્ન ચિત્તે હું તેમની દૃષ્ટિ સમીપ ગયો. દૂરથી પુષ્પાંજલિ અને અર્ઘ્ય આપી ત્રિલોચન શંકરને મેં નમસ્કાર કર્યા. (૩૧-૩૪) ભગવાન શંકરે મારા તરફ સર્વ દુઃખોનો નાશ કરનારી શીતળ દૃષ્ટિ કરી. પુષ્પના શિખર પર બેઠેલા ત્રૈલોક્યસાક્ષી ભગવાન પાસે હું ગયો, અને અર્ઘ્ય, પાદ્ય, પુષ્પ વગેરેથી તેમનું પૂજન કર્યું. (૩૫,૩૬) તેમની પાસે મેં મંદારપુષ્પો મૂક્યાં અને વિવિધ રીતે નમસ્કાર કરી, શંકરની કેટલાંક સ્તોત્રો વડે સ્તુતિ કરી. ત્યાર પછી ભગવતી ભવાનીનું પણ તેમની સખીઓ સહિત એ જ રીતે પૂજન કર્યું અને તેમના ગણોનો પણ સત્કાર કર્યો. (૩૭,૩૮) પૂજન થયા પછી હું એમની

સમક્ષ બેઠો, એટલે ભગવાન શંકરે મને મધુર રીતે કહ્યું:(૩૯) "હે બ્રહ્મન્! ઉપશમથી શોભતી, વિશ્રાન્તિનો અનુભવ કરાવતી અને પરમ કલ્યાણકારી તમારી જ્ઞાનવૃત્તિ પરમ તત્ત્વમાં સ્થિર છે ને? તમારા તપમાં વિઘ્નો નડતાં નથી ને? તમારા મને પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુ પ્રાપ્ત કરી? તમારો ભય શાંત થયો?" હે રામ! સર્વે લોકોના એક કારણરૂપ ભગવાન મહાદેવે એ પ્રમાણે કહ્યું, એટલે અનુનયથી મેં તેમને નીચે પ્રમાણે કહ્યું: (૪૦–૪૨)

"હે મહેશ્વર! આપનું સતત અનુસંધાન કરતા ભક્તને દુષ્પ્રાપ્ય કંઈ નથી, અને તેઓ જગતમાં અભય બની વિચરે છે. આપના સ્મરણથી ઉદ્દ્ભવતા આનંદ વડે પરિપૂર્ણ મનવાળા આપનાં ભક્તોને નમસ્કાર ન કરનાર જગતમાં કોઈ નથી. એકાન્તમાં આપનું સ્મરણ કરનાર આપના ભક્ત સાધુ પુરુષો જ્યાં રહે છે, તે જ દેશ, શહેર કે પર્વત ધન્ય છે. (૪૩–૪૫) હે વિભો! આપનું પવિત્ર સ્મરણ ભૂતકાળના પુણ્યોનું ફળ છે, વર્તમાનમાં પુણ્યનું સંવર્ધન કરે છે અને ભવિષ્યમાં પુણ્ય કરવાની ઇચ્છાનું બીજ છે. (૪૬) આપનું સ્મરણ જ્ઞાનામૃતનો ઘડો છે, ધૃતિરૂપી જ્યોત્સ્ના ફેલાવનાર ચંદ્ર છે અને મોક્ષ-નગરીનું દ્વાર છે. (૪૭) આપના સ્મરણરૂપી ચિંતામણિ મને મળવાથી સર્વે આપત્તિઓને મેં દબાવી દીધી છે." (૪૮) હે રામ! એમ કહીને પ્રસન્ન થયેલા મહેશ્વરને મેં પ્રણામ કર્યા અને જે કહ્યું તે સાંભળો: "હે ભગવન્! આપની કૃપાથી મને સર્વ દિશાઓ પૂર્ણ લાગે છે, પણ મને એક સંદેહ છે; એ પ્રશ્ન આપને પૂછું છું. પ્રસન્નતાથી આપ મારો સંદેહ દૂર કરો. ઉદ્વેગ, આધિ, વ્યાધિ, ઉપાધિથી રહિત, સઘળાં પાપોને નષ્ટ કરનાર અને સર્વ પ્રકારના કલ્યાણને વધારનાર દેવાર્ચનનું

વિધાન કેવું છે?"

મહેશ્વર બોલ્યાઃ "હે બ્રહ્મન્! સર્વશ્રેષ્ઠ દેવપૂજન કોને કહેવાય તે સાંભળો. (૪૯-૫૨) પુંડરીકાક્ષ, ત્રિલોચન, દેહ કે ચિત્ત એ દેવ નથી. સાકારવસ્તુ પરિચ્છિન્ન અને નશ્વર હોવાથી, અનાદિ, અકૃત્રિમ, ચિન્માત્ર આત્મદેવ એ જ દેવ છે. (૫૩) આકારાદિ વડે પરિચ્છિન્ન અને મર્યાદિત વસ્તુમાં દેવબુદ્ધિ કરવાથી તે અકૃત્રિમ કે અનાદિ કેમ સંભવે? માટે અનાદિ અને અકૃત્રિમ ચિદ્રૂપ શિવ એ જ દેવ છે. (૫૪) દેવશબ્દથી ચિન્માત્ર આત્મા જ સમજવો. એનું જ પૂજનઅર્ચન કરવું જોઈએ. (૫૫) જેમ યોજન સુધી જવાને અશક્ત પુરુષ માટે એક કોશ છે, તેમ જેમણે શિવતત્ત્વ જાણ્યું નથી તેઓ માટે સાકાર પૂજન વિહિત છે. (૫૬) કલ્પને અંતે દૃશ્યથી પર જે વસ્તુ અવશેષ રહે છે, તે જ અનાદિ, અનંત આત્મા સર્વત્ર વ્યાપ્ત છે. (૫૭) પૂજનવિધિ જાણનાર તત્ત્વજ્ઞોનો અભિપ્રાય છે, કે તત્ત્વજ્ઞાન, પૂર્ણદૃષ્ટિ, નિર્વિકાર ચિત્ત વગેરે પુષ્પો વડે એ સ્વચ્છ ચિન્માત્ર શિવતત્ત્વનું પૂજન થવું જોઈએ; (૫૮) એટલે શમ, બોધ વગેરે પુષ્પોથી થયેલાં આત્માના પૂજનને ખરું દેવપૂજન સમજવું. સાકારના અર્ચનને સાચું અર્ચન ન કહી શકાય. (૫૯) ધન વગેરે બહારનાં સાધનોથી જેનું પૂજન ન થઈ શકે એવા અકૃત્રિમ, અનાદિ, અનંત, અદ્વિતીય અને અખંડ આત્મતત્ત્વનું પૂજન કરનાર સાધકોને સુખ મળે છે. (૬૦) પંચભૂતાત્મક પ્રપંચથી અતીત અને સર્વે પદાર્થોની અંદર વિલસી રહેલું જે સંવિત્, ભાવ અને અભાવની મધ્યમાં સત્તાસામાન્યરૂપે રહેલ છે, અને જે સર્વત્ર પરિપૂર્ણ હોવાથી મહાસત્તાના શબ્દે ઓળખાય છે; તેને જ દેવ સમજવો. (૬૧) તે જ સંવિત્

સર્વશ્રેષ્ઠ દેવપૂજન

વિકલ્પો વડે જડતાની ભાવના કરતાં કરતાં ક્રમે ક્રમે સ્વ-સ્વરૂપથી ચ્યુત થાય છે અને દૃશ્યભાવને પામે છે. (૬૨) દેશ, કાળ, વસ્તુ વગેરેના પ્રભાવે ક્ષુબ્ધ થતાં તે જીવભાવને પામે છે, અને પછી તત્કાળ અનુક્રમે બુદ્ધિ, અહંકાર અને મન થાય છે. (૬૩) "હું ચાંડાળ છું" એવો ખ્યાલ નાનપણથી રહેતાં વિપ્ર જેમ ચાંડાળ થઈ જાય છે, તેમ સંકલ્પવિકલ્પ કરતું ચિત્ત મન બને છે અને પરિણામે સંસાર થાય છે. (૬૪) એ સંવિત્ 'આ દેહ હું છું' એવા પરિચ્છિન્ન ભાવને પામે છે, એટલે દેહમાં અભિમાન થતાં તે મોહમાં ફસાય છે. એને પરિણામે મનુષ્યને અનેક દુઃખોની પરંપરાથી પસાર થવું પડે છે. (૬૫) સંકલ્પો કરવાથી મનુષ્યને સંસારનાં દુઃખો પ્રાપ્ત થાય છે, તેમ જ તે વધે છે, અને સંકલ્પોને મનમાંથી દૂર કરતાં એ દુઃખો નાશ પામે છે, તો પછી ક્લેશ કેમ રહે? (૬૬) જરા પણ સંકલ્પ થતાં મનુષ્ય દુઃખમાં ડૂબી જાય છે અને કંઈ પણ સંકલ્પો ન સ્ફુરે તો એ અવ્યય સુખનો અનુભવ કરે છે. (૬૭) સ્વ-વિવેકરૂપી પવન વડે સંકલ્પોરૂપી વાદળાંને વિખેરી નાખી, હૃદયરૂપી આકાશને શરદઋતુ જેવું સ્વચ્છ બનાવો. (૬૮) આત્મજ્ઞાન વડે સંકલ્પોરૂપી મલિનતાનું નિવારણ કરી, પ્રસન્ન બનો અને પરમાનંદનો અનુભવ કરો. (૬૯) આત્મા સમ છે, ચિન્માત્ર સ્વરૂપ છે અને આકાર રહિત છે; છતાં તે સર્વશક્તિમાન હોવાથી, અનેક શક્તિને પ્રભાવે સંસાર અને તેની નિવૃત્તિનું કારણ છે. (૭૦) ઇચ્છા, સત્તા, વ્યોમસત્તા, કાલસત્તા, નિયતિ-સત્તા અને મહાસત્તા—એ તેની સત્તાઓ છે. જ્ઞાનશક્તિ, ક્રિયા-શક્તિ, કર્તાશક્તિ, અકર્તાશક્તિ વગેરે અનેક શક્તિઓ અનંત પરમાત્માની છે; એનો અંત જ નથી. (૭૧,૭૨) પરમાત્માની ઉલ્લાસશક્તિને લીધે સંસાર સર્વત્ર પ્રવર્તે છે; અને તેની

નિરોધશક્તિને લીધે સંસારનો સંપૂર્ણ નાશ થાય છે. (૭૩) પૂજાના ક્રમમાં સ્નાન, આચમન વગેરેથી શુદ્ધ થયેલા દેહમાંથી દેહબુદ્ધિનો ત્યાગ કરી, હૃદયસ્થ સચ્ચિદાનંદ પરમાત્માને શોધવા પ્રયત્ન કરવો. એ જ આત્મદેવ પરમદેવ છે અને જ્ઞાની પુરુષો એને જ પૂજ્ય માને છે. ધ્યાન એ જ એનું ખરું પૂજન છે. એ સિવાય તેનું અન્ય કંઈ પૂજન નથી; (૭૪,૭૫) માટે ત્રિભુવનના આધાર આત્મદેવનું જ ધ્યાન વડે પૂજન કરવું. એ ચિદ્રૂપ અને પ્રકાશસ્વરૂપ છે. સૂર્યાદિ તેજસ્વી પદાર્થો આત્મદેવ વડે પ્રકાશે છે. ચિત્પ્રકાશરૂપે એ દેવ હૃદયમાં સ્ફુરે છે. સ્વરૂપભૂત અહંતાનો એ સાર છે. અપાર પરમાકાશનો વિસ્તાર એ જ એ પરમાત્માની ડોક છે, અનંત પાતાળ એનાં ચરણો છે, અનંત દિશાઓ એના હાથ છે, ભૂ વગેરે નાના પ્રકારના મહાન લોકરૂપી શસ્ત્રો તેણે હાથમાં ધારણ કર્યાં છે; અને અનેક બ્રહ્માંડોનો સમુદાય તેના હૃદયના એક ખૂણામાં સમાઈ ગયો છે. એમનું સ્વરૂપ અપાર છે અને પ્રકાશસ્વરૂપ પરમ આકાશથી ય તે પર છે. નીચે, ઊંચે, ચારે દિશામાં અને ખૂણાઓમાં એ તત્ત્વ વ્યાપી રહ્યું છે. (૭૬–૮૦) બ્રહ્મા, ઇન્દ્ર, ઈશ વગેરે દેવતાઓથી એ પરમાત્મા શોભે છે અને સમસ્ત ભૂતપરંપરા એનાં રુંવાડાં છે. (૮૧) ત્રણે જગતરૂપી યંત્રને ચલાવનાર ઇચ્છા વગેરે પૂર્વોક્ત શક્તિઓ પરમાત્મામાં જ રહેલી છે. (૮૨) એ જ આત્મદેવનું સાધુ પુરુષોએ પૂજન કરવું જોઈએ. એ ચિન્માત્ર છે, સર્વત્ર વ્યાપ્ત છે, સર્વનો આશ્રય છે અને અનુભવગમ્ય છે. (૮૩) એ દેવ અનંત છે, સર્વના આધાર છે અને તદ્રૂપ હોવાથી કેવળ સત્તામાત્ર સ્વરૂપ છે. એ દેવ વડે વિવિધ દૃશ્ય જગત પ્રવર્તે છે. કાળ તે દેવનો દ્વારપાળ છે. (૮૪) એ દેવ શરીરના સર્વ ભાગો જોવા, બધું સૂંઘવા, સ્પર્શ કરવા, રસના વડે સ્વાદ લેવા, સઘળું સાંભળવા અને મનન

કરવા શક્તિમાન છે. આવું તેનું વિશ્વરૂપ હોવા છતાં મનો-વ્યાપારથી તે અગમ્ય છે. એવા પરમ શિવસ્વરૂપ દેવાધિદેવનું વિધિવત્ પૂજન કરવું. (૮૫,૮૬) આ આત્મદેવનું બાહ્યો-પચારથી પૂજન થતું નથી, પણ ચિન્તારૂપી સંતાપરહિત થતાં શીતળ, અવિનાશી અને ક્લેશ વિના પ્રાપ્ત થતા આત્મજ્ઞાન વડે જ એનું નિત્ય પુજન થઈ શકે છે. (૮૭) અંતઃસ્થ શુદ્ધ ચિન્માત્રનું અવિચ્છિન્ન અનુસંધાન થાય તેને જ શ્રેષ્ઠ ધ્યાન સમજવું, અને એ જ શ્રેષ્ઠ પૂજન છે. (૮૮) પોતાના સાનિધ્ય માત્રથી સૂર્યવત્ સર્વે ઇન્દ્રિયોના વ્યાપારને ચલાવતાં જે સર્વનો સાક્ષી છે, તે વિશુદ્ધ સંવિન્માત્રરૂપ હું છું. જોતાં, સાંભળતાં, સ્પર્શ કરતાં, સૂંઘતાં, ખાતાં, ચાલતાં, સૂતાં, શ્વાસ લેતાં, બોલતાં, મૂકી દેતાં, ગ્રહણ કરતાં વગેરે વ્યવહારની ક્રિયાઓ કરતાં એવું અનુસંધાન નિત્ય કરતા રહેવું. (૮૯) ધ્યાન એ જ ઉપહાર છે અને ધ્યાન જ આત્મદેવનું પૂજન છે. એ વિના અન્ય કોઈ ઉપાયે આત્મસાક્ષાત્કાર થતો નથી. (૯૦) હે સુમતે ! તેર નિમિષ સુધી આવા ધ્યાન વડે જો આત્મદેવનું પૂજન થાય તો મૂઢ મનુષ્યને પણ ગોદાનનું પુણ્ય થાય છે. (૯૧) જો સો નિમિષ સુધી મનુષ્ય આવું પૂજન કરે તો તેને અશ્વમેધયજ્ઞનું ફળ મળે છે. (૯૨) અર્ધઘટિકા સુધી આત્મ-દેવનું ઉપર્યુક્ત પ્રકારે પૂજન થાય તો હજાર અશ્વમેધનું પુણ્ય તેને મળે છે. (૯૩) ધ્યાનરૂપી બલિનો ઉપહાર આપી જે મનુષ્ય એક ઘડી સુધી આત્માનું પૂજન કરે, તેને રાજસૂય યજ્ઞનું ફળ મળે છે. (૯૪) મધ્યાહ્ન સુધી એકાગ્ર ચિત્તે આત્મપૂજન થાય તો એક લાખ રાજસૂય યજ્ઞનું ફળ મળે છે અને આખો દિવસ જો એ આત્મપૂજન ચાલે તો મનુષ્યને પરમધામ પ્રાપ્ત થાય છે. (૯૫) આત્માનું સર્વદા અનુ-

સંધાન કરવું એ જ પરમયોગ છે અને એ જ શ્રેષ્ઠ ક્રિયા છે. આત્માનું ઉત્તમ બાહ્ય પૂજન તમને કહ્યું. હવે તેના આંતર-પૂજન વિષે જે કહું છું તે સાંભળો. (૯૬)

પ્રસગાત્માનું આંતર-પૂજન

જે સદા જાગ્રત વગેરે અવસ્થામાં શરીરમાં વ્યાપ્ત છે, જે સૂએ છે, જાગે છે, ચાલે છે, સ્થિત છે, સર્વ વિષયોને ગ્રહણ કરે છે, ત્યાગ કરે છે અને વિસ્તૃત ભોગોનો ઉપભોગ કરે છે અથવા તેને છોડી દે છે, એવા પરમ શિવનું ધ્યાન ધરવું. (૯૭,૯૮) બહિર્મુખ ચિત્તવૃત્તિના પ્રવાહમાં તણાઈ આવતા ઘટાદિ દૃશ્ય વિષયોમાં રહેલા આત્મચૈતન્યનું અનુસંધાનરૂપી સ્નાન કરીને શુદ્ધ થવું. પછી મનની મનન-શક્તિના પ્રવર્તક, પ્રાણ અને અપાનની મધ્યમાં રહેનાર, હૃદય, કંઠ, તાલુ, ભ્રુકુટિ, નાસિકા અને પીઠમાં રહેનાર અને ઉન્મત્ત દશાની પર જે બોધરૂપી લિંગ છે તેનું નિરંતર અનુસંધાન-રૂપી પૂજન વડે અર્ચન કરવું. (૯૯,૧૦૦) ચૈતન્ય હસ્ત-પાદાદિ અવયવો અને નખ, કેશ તથા દાંતવાળો દેહ પ્રાપ્ત કરે છે; એમાં અહંકાર વડે પ્રતિબિંબિત ચૈતન્યરૂપ જીવ હું છું એવું જે પ્રતીત થાય છે, તે જ બિંબ અને પ્રતિબિંબનો અભેદ હોવાથી આ દેવ છે, આવી ભાવના કરવી. (૧૦૧) જેમ પત્નીઓ ઉત્તમ પતિની સેવા કરે છે, તેમ જુદા જુદા વ્યાપાર કરતી બાહ્યેન્દ્રિયોની વિવિધ શક્તિઓ મારી ઉપાસના કરે છે. (૧૦૨) મારું મન દ્વારપાળ છે અને તે સમસ્ત વિશ્વનું વૃત્તાન્ત મારી પાસે રજૂ કરે છે. શુદ્ધ આત્મચિન્તા અંતઃપુરમાં રહેનાર વિશ્વાસપાત્ર પ્રતિહારી છે. (૧૦૩) વિવિધ વસ્તુવિષયક જ્ઞાન સ્વરૂપને શોભા આપતાં હોવાથી, મારા અંગનાં આભૂષણ છે. જ્ઞાનેન્દ્રિયો સહિત કર્મેન્દ્રિયો બહાર વિહાર કરતી હોવાથી, મારાં દ્વાર સમાન છે.

(૧૦૪) જેનો અપરોક્ષ અનુભવ થાય છે, એવો અનંત શિવસ્વરૂપ પરિચ્છેદ રહિત આત્મા હું છું. આત્મસ્વરૂપે હું સર્વત્ર વ્યાપ્ત છું, પૂર્ણ છું અને અંતર્યામી હોવાથી, સર્વે વસ્તુનો પૂરક છું. આવી રીતે અખંડ અને અદ્વિતીય–સ્વરૂપે હું સર્વત્ર સ્થિત છું એવી ભાવના કરવી. (૧૦૫) આત્મા પૂર્ણ હોવાથી સમ છે, રાગદ્વેષ ન હોવાથી એક જ પ્રકારે તે વ્યવહાર ચલાવે છે, તે સમાન રીતે પ્રકાશે છે, સર્વદા નિર્વિકાર હોવાથી સમાન આકારવાળો છે; એવા અવ્યય આત્માનું પૂર્વોક્ત પ્રકારે પૂજન કરવાથી મનુષ્ય જીવન્મુક્ત બની જાય છે. (૧૦૬) રાગાદિ રહિત સમાન બુદ્ધિ રાખી યથાપ્રાપ્ત ઉપચારો વડે મળેલી સઘળી વસ્તુઓથી દેવસ્વરૂપજ્ઞ પરમ ચિન્માત્રનું અર્ચન કરવું. (૧૦૭) દુર્લભ વસ્તુ પ્રાપ્ત કરવા માટે અહીં જરા પણ યત્ન કરવાની જરૂર નથી; પણ ઇષ્ટ વસ્તુનું નિવેદન કરીને ચૈતન્યસ્વરૂપ શિવનું પૂજન કરવું. (૧૦૮) યથાપ્રાપ્ત ભોજન વડે, દૂધ વગેરે પાન વડે અને નાના પ્રકારના વૈભવ વડે શોભતાં શયન અને આસન વડે આત્મદેવનું પૂજન કરવું. (૧૦૯) શિવરૂપ આત્માનો યથાર્થ અનુભવ કરી મનોહર અન્નપાન, આનંદનાં સાધનો અને પુષ્પની માળા, ચંદન વગેરે સુખની સામગ્રી વડે એ દેવનું અર્ચન કરવું. (૧૧૦) પાપરૂપી કાલુષ્ય દૂર કરવા દુઃખ પણ આત્માની પૂજાનું ઉપયોગી સાધન છે, એમ સમજી પ્રારબ્ધયોગે પ્રાપ્ત થતા આધિ, વ્યાધિ વગેરે સર્વે ઉપદ્રવો વડે પણ આત્માનું પૂજન કરવું. (૧૧૧) વાસનાના પ્રબળ પ્રવાહમાં તણાઈ આવતાં રાજ્ય અથવા દરિદ્રતારૂપી વિચિત્ર ચેષ્ટાઓરૂપી પુષ્પો વડે દેહાદિ દૃશ્ય પદાર્થોથી વ્યતિરિક્ત શુદ્ધ આત્માનું પૂજન કરવું. (૧૧૨) અનિષિદ્ધ ભોગોમાં રાગ રાખીને અને નિષિદ્ધ ભોગોનો ત્યાગ કરી, બુદ્ધઆત્માનું સર્વદા અર્ચન

કરવું. (૧૧૩) જે વસ્તુ નષ્ટ થઈ જાય તેની ઉપેક્ષા કરી શોક ન કરવો, અને જે વસ્તુ પ્રાપ્ત થાય તેનો હર્ષ વિના સ્વીકાર કરવો, એ જ આત્માનું ખરું પૂજન છે. (૧૧૪) પ્રાથમિક દૃષ્ટિએ જે મનોહર દેખાય છે, અને પ્રતિકૂળ થતાં જે દુઃસહ લાગે છે, એ બંનેને નિત્ય આત્મપૂજન કરનાર પુરુષે આત્મ-સમર્પણ વડે તદ્રૂપ બનાવવાં. (૧૧૫) સર્વે દિશાઓમાં અંદર અને બહાર જે વસ્તુ હમેશાં નાના પ્રકારે ભાસે છે, તે સઘળું બ્રહ્મ જ છે એવો દૃઢ નિશ્ચય કરવો; એ જ આત્મપૂજનનું વ્રત છે. (૧૧૬) જેમ સાગર સરિતાઓને ભોગવે છે, તેમ અપ્રાપ્ત વસ્તુની ઇચ્છા ન કરતાં અને પ્રાપ્ત વસ્તુનો ત્યાગ ન કરતાં જ્ઞાની પુરુષોએ સ્વભાવતઃ મળતા ભોગો ભોગવવા. (૧૧૭) જેમ નાના પ્રકારનાં પશુ કે પક્ષીઓ નીચે પડે કે ન પડે તેથી આકાશમાં કંઈ વિકૃતિ થતી નથી, તેમ તુચ્છ કે અતુચ્છ પદાર્થો પ્રાપ્ત થતાં જ્ઞાનીઓના ચિત્તમાં વિકાર ન થવો જોઈએ. (૧૧૮) દેશ, કાળ કે કર્મ પ્રમાણે શુભ કે અશુભ વસ્તુ મળે, તેનો નિર્વિકાર ચિત્ત વડે સ્વીકાર કરવો અને તે વડે જ આત્માનું અર્ચન કરવું. (૧૧૯) ઉપર્યુક્ત આત્મપૂજનના વિધાનમાં જે કંઈ શુભ કે અશુભ પદાર્થો કહેવાયા, તે વિવિધ રસવાળા હોવા છતાં શમરૂપી એક જ રસ વડે યુક્ત થતાં તે પદાર્થો ખાટા, કડવા, તીખા વગેરે અન્ય રસનો ત્યાગ કરી, રમ્ય બને છે. (૧૨૦,૨૧) સમતારૂપી સ્વાદિષ્ટ રસશક્તિ વડે જો દૃશ્યની ભાવના થાય, તો એક ક્ષણમાં તે અમૃત જેવું મધુર બની જાય છે. (૧૨૨) સમતારૂપી અમૃત વડે જે જે વસ્તુની ભાવના થાય તે તે વસ્તુ ચંદ્રના અમૃત જેવી મધુર બને છે. (૧૨૩) જ્ઞાનીની ચિત્તવૃત્તિ એકરૂપ હોવાથી, તે પૂર્ણિમાના ચંદ્ર જેવો પરિપૂર્ણ અને સ્વચ્છ છે. તેણે પાષાણવત્ નિર્વિકલ્પ થવું અને બ્રહ્મ

સાથે એકતાની ભાવના કરવી. (૧૨૪) દેશ, કાળ અને કર્મ અનુસાર મળતા સઘળા પદાર્થોના સુખદુઃખરૂપી વિલાસ વડે શરીરનાયક આત્માનું નિત્ય પૂજન કરવું અને સઘળી ઇચ્છાઓને શાંત કરીને તમે વ્યવહાર કરો.” (૧૨૫)

ઈશ્વર બોલ્યા: “હે મુનિ! જેમ યુક્તિપ્રયુક્તિ જાણનાર ધોબી કપડાંનો મેલ ખારો, માટી વગેરે મેલથી ધોઈ નાખે છે, તેમ જ્ઞાની પુરુષ વિમલ વાસનારૂપી
અવિદ્યા નાશનો ઉપાય અવિદ્યા વડે મલિન વાસનારૂપી અવિદ્યાનો નાશ કરે છે. (૧૨૬) વસ્તુતઃ અવિદ્યાના અંશ જેવા શ્રેષ્ઠ ગુરુ, ઉપદેશ વગેરેનો કંઈ હેતુ નથી; છતાં ક્રમપુરઃસર આત્મજ્ઞાન સિદ્ધ કરવા માટે તેમની જરૂર છે. શિષ્યને જ્ઞાન થવા માટે ગુરુ ઉપદેશ આપે છે, ત્યારે શબ્દથી આત્માનું પ્રતિપાદન ન થતું હોવા છતાં અને ચિત્તવૃત્તિ તેનો સાક્ષાત્કાર કરવા અસમર્થ હોવા છતાં તે સ્વયં પ્રકાશે છે. (૧૨૭,૧૨૮) શાસ્ત્રો અને ગુરુનાં વચનો વડે આત્મજ્ઞાન થતું નથી, પણ સ્વરૂપનું અનુસંધાન કરવાથી આત્માનો પોતાની મેળે જ અનુભવ થાય છે. (૧૨૯) તેમ ગુરુના ઉપદેશ અને શાસ્ત્રાર્થ વિના પણ આત્મા જાણી શકાતો નથી. ગુરુ અને શાસ્ત્રોની સાંનિધ્યસત્તાથી જ શિષ્યના હૃદયમાં આત્મજ્ઞાનનો પ્રકાશ થાય છે. (૧૩૦) દિવસે સૂર્યનાં સાંનિધ્યથી જેમ લોકોનો વ્યવહાર ચાલે છે, તેમ ગુરુ, શાસ્ત્રાર્થ અને શિષ્યોના ચિરકાળ સુધી ટકતા સંયોગની સત્તા વડે જ આત્મજ્ઞાન પ્રકાશે છે. (૧૩૧) હે મુનિનાયક! જ્ઞાની પુરુષ એવી રીતે આત્મદેવનું પૂજન નિત્ય કરે છે, એટલે જે પરબ્રહ્મપદ પાસે અમે (હરિહર વગેરે) ભૃત્યવત્ રહીએ છીએ; એ પદ તેઓ પ્રાપ્ત કરે છે. (૧૩૨) ત્રણે જગત અવિદ્યમાન હોવા છતાં જાણે કે વિદ્યમાન

હોય એવાં ભાસે છે. વાસ્તવિક દૃષ્ટિએ આ બધું ચિન્માત્ર જ છે; અન્ય કંઈ નથી. (૧૩૩) બ્રહ્મ, પરમાત્મા, પરમજ્યોતિ વગેરે શબ્દોથી ઓળખાતી જે પ્રતિપાદ્ય વસ્તુ છે, તે વિશુદ્ધ ચિત્ છે એમ તમારે ચોક્કસ જાણવું. તે જ ચિત્ જ્યારે વેદ્ય (દૃશ્ય) બને, ત્યારે તે નામને યોગ્ય થાય છે. (૧૩૪) સ્વપ્નમાં હાથીની ભાવના કરનાર પુરુષ જેમ હાથી બની જાય, તેમ એ ચિત્ જો દૃશ્યની ભાવના કરે તો એક ક્ષણમાં દૃશ્ય સાથે તાદાત્મ્યભાવ થતાં અહંકારરૂપ થાય છે. (૧૩૫) અહંકાર-રૂપે થયેલી એ ચિત્‌ની વિવિધ શક્તિઓ દેશ, કાલ વગેરે શક્તિરૂપે પરિણમે છે. એ શૂન્યરૂપ સખીઓ દ્વૈત-દૃષ્ટિ પોષવા સહાય કરે છે. (૧૩૬) એ શક્તિઓ વડે ઘેરાયેલી ચિત્‌સત્તા જીવરૂપે થઈને અજ્ઞપદમાં સ્થિત થાય છે, અને બુદ્ધિરૂપ બને છે. (૧૩૭) જીવરૂપ ચિચ્છક્તિ બુદ્ધિપણાને પામતાં શબ્દની ભાવના કરે, તો શબ્દવ્યવહારનું તે કારણ બને છે, જ્ઞાનેન્દ્રિયની ભાવના કરે તો જ્ઞાનવ્યવહારનો હેતુ બને છે અને કર્મેન્દ્રિયોની ભાવના કરે, તો કર્મવ્યવહારનો તે હેતુ બને છે. (૧૩૮) અહંકાર વગેરે પૂર્વોક્ત શક્તિઓ સ્મરણશક્તિની ભાવના કરે છે, એટલે તે સ્વચ્છ મન બને છે. એ મન સંકલ્પરૂપી શાખાઓનું બીજ છે. (૧૩૯) પંડિતો એને જ આતિવાહિક દેહ કહે છે. પોતાની ચિન્તનશક્તિ વડે મન અનંત શકિતવાળું થાય છે. એ જ મન આકાશાદિ રૂપ થઈ નાના પ્રકારના જગતરૂપે દેખાય છે. (૧૪૦) જેમ વૈતાલ કલ્પિત હોવાથી વાસ્તવિક રીતે નથી, તેમ ચિત્તની વાસના-ઓ જ જગતરૂપે ઉદય પામે છે. માટે એ વાસનાઓ શાન્ત થતાં મિથ્યા દ્વૈત-પ્રપંચનો ભ્રમ ટળી જાય છે અને અક્ષય બ્રહ્મ જ રહે છે. (૧૪૧) જે પુરુષ અહંકારમાં, જગતમાં અને

મૃગતૃષ્ણામાં પરમાર્થબુદ્ધિથી આસ્થા રાખે છે, તે અભાગિયા મનુષ્યને ધિક્કાર છે. બ્રહ્મવિદ્યાના ઉપદેશનો એ પુરુષ અધિકારી નથી. (૧૪૨) બ્રહ્મવિદ્ આચાર્યો અધિકારી પુરુષને જ જ્ઞાનનો ઉપદેશ આપે છે. જેને વિપરીત જ્ઞાન થયું છે, અને સભ્ય પુરુષો વડે ત્યજાયેલા અસત્ પદાર્થોમાં જે આસ્થા રાખે છે, એવા બાળકબુદ્ધિવાળા મૂર્ખોને કોઈ ઉપદેશ આપતું નથી. આવા અનધિકારી મૂર્ખને જે ઉપદેશ આપે છે, તે ગુરુ સ્વપ્નમાં જોયેલા પુરુષને પોતાની સુંદર કન્યા આપવા જેવો વ્યર્થ પ્રયાસ કરે છે." (૧૪૩)

ઈશ્વર બોલ્યા: "હે મુનિ! તમારા પ્રશ્નોનો મેં યથાર્થ ઉત્તર આપ્યો છે, તમારું કલ્યાણ થાઓ. હવે અમે અમારે સ્થાને જઈશું. પાર્વતીજી, ચાલો." (૧૪૪)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એમ કહેતા ભગવાન નીલકંઠના ચરણારવિંદમાં મેં પુષ્પાંજલિ અર્પણ કરી, અને તેઓ આકાશમાર્ગે પરિવાર સહિત ચાલ્યા ગયા. (૧૪૫) ત્યારથી આજ સુધી અવ્યગ્ર ચિત્તે શંકરે કહેલા ક્રમ અનુસાર હું આત્મદેવનું પૂજન કરું છું. (૧૪૬) હે રામ! આ આત્માના અર્ચનથી મારું મન વિક્ષેપ રહિત થયું છે, એટલે સંસારની વાસનાઓ વ્યવહારતત્પર હોવા છતાં મને બાધ કરી શકતી નથી. (૧૪૭) પ્રાપ્ત કર્મોનાં અનુષ્ઠાનરૂપી પુષ્પો વડે થતું આત્મપૂજન લૌકિક દૃષ્ટિએ વિચ્છિન્ન લાગે છે, છતાં પણ આત્માનું નિરંતર અનુસંધાન થતું હોવાથી કોઈ પણ દિવસ તે વિચ્છિન્ન થતું નથી. (૧૪૮) એ ગ્રાહ્યગ્રાહક સંબંધ સર્વે મનુષ્યોને સમાન છે, તોપણ પામર મનુષ્યો બહિર્મુખતાને લીધે વ્યાકુળ બને છે; પણ યોગી લોકો "આત્મા એ જ પરમદેવ છે અને વિવિધ ભોગસંપત્તિ એની પૂજા છે" એમ

સમજી સાવધાન રહે છે, માટે અવિચ્છિન્ન આત્માનું અનુસંધાન એ જ શ્રેષ્ઠ આત્માર્ચન છે. (૧૪૯) હે રામ! ચિત્તમાંથી આસક્તિ દૂર કરી સંસારરૂપી અરણ્યમાં સાવધાન રહી વ્યવહાર કરો, એથી તમને ખેદ નહિ થાય. (૧૫૦)

શ્રીરામ બોલ્યાઃ હે બ્રહ્મન્! હવે મારો સંશય સંપૂર્ણ રીતે દૂર થયો છે. જાણવા યોગ્ય વસ્તુનું મને જ્ઞાન થયું છે અને સ્વાભાવિક તૃપ્તિનો અનુભવ થયો છે. (૧૫૧) અન્યથી ન ભેદી શકાય તેવા મારી આશારૂપી હાથીનો પરાભવ થતાં સંસારરૂપી રણક્ષેત્રમાં મારું મન સારી પેઠે ધીર બન્યું છે. (૧૫૨) મારું મન વિકલ્પ રહિત અને દીનતા રહિત થયું હોવાથી, ઉત્કૃષ્ટ જ્ઞાનવાળું થયું છે. પ્રસન્નતા અને પ્રમોદનો અનુભવ કર્યો હોવાથી, તે સર્વોત્તમ બન્યું છે. (૧૫૩)

## સર્ગ ત્રીજો

### બિલ્વોપાખ્યાન

શ્રીરામ બોલ્યાઃ હે ભગવન્! આપનાં વચનામૃતોનું પાન કરતાં મને સંતોષ થતો જ નથી; માટે કૃપા કરી મને કોઈ તત્ત્વજ્ઞાનનો બોધ આપતી કથા સંભળાવો. (૧)

આસંગનો ક્ષય

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જે ક્ષણે વિષયો પ્રાપ્ત થાય છે, ત્યારે તે સંતોષ આપે છે, પ્રાપ્ત થયા પહેલાં તેમ જ પછી તે સંતોષજનક નથી; આવો અનુભવ કોને નથી થયો? (૨) લાભવખતે જ એ વસ્તુ સુખ આપે છે; એથી એ ક્ષણિક સુખમાં બાળક જેવા મૂઢ મનુષ્યો જ આસક્ત થાય છે, અન્ય કોઈ તેમાં આસક્ત થતા નથી. (૩) એ કલ્પિત ક્ષણિક સુખ પ્રાપ્ત થાય છે, તેનું કારણ પણ વાંછા છે. તે પણ અસંતોષમાં

પરિણામે છે; માટે ક્ષણિક સુખ આપનાર અને પરિણામે અનર્થકારક વિષયેચ્છાનો ત્યાગ કરો. (૪) વિષયોમાં આસ્થા રાખ્યા વિના તમે વ્યવહાર ચલાવો છો, ભવિષ્યમાં ઇષ્ટ વસ્તુ મેળવવાની તમારી આશા નિરાશભાવને પ્રાપ્ત થાય, વિષયવાસનાનો અભાવ થઈ જાય અને નિર્વાસિત થયેલું મન નિર્વિકલ્પ બની જાય એમ હું ઇચ્છું છું. (૫) તોફાની વરસાદ, વાવાઝોડું વગેરેથી જેમ આકાશમાં કંઈ વિકાર થતો નથી, તેમ વાસના રહિત થઈ ઇન્દ્રિયો વડે તમે વ્યવહાર કરશો, તો અનેક ક્ષોભ વચ્ચે પણ તમને હૃદયમાં કંઈ વિકાર નડશે નહિ. (૬) ચિત્તનો આવિર્ભાવ અને તિરોભાવ થતાં સંસારનો ઉદય અને પ્રલય થાય છે; માટે મનની વાસનાઓનો નિરોધ કરી અથવા પ્રાણનિરોધ કરી મનનો લય કરો. (૭) પ્રાણસ્પંદથી ચિત્તનું સ્ફુરણ થતું હોવાથી, પ્રાણનું ચલન જ સંસારનું કારણ છે, અને પ્રાણનો નિરોધ થતાં સંસાર નાશ પામે છે; માટે પવનના નિરોધનો સારી પેઠે અભ્યાસ કરી તેને સ્પન્દ રહિત બનાવો. (૮) અજ્ઞાન જ અનર્થકારક કર્મો દ્વારા સંસારનું કારણ છે. (અજ્ઞાનથી અન્યથા જ્ઞાન, તેથી રાગદ્વેષ, રાગદ્વેષથી શુભાશુભ પ્રવૃત્તિનો ઉદય અને તેથી સંસાર.) ગુરુનો ઉપદેશ, શાસ્ત્રોના અર્થનું અનુસંધાન અને પુરુષ પ્રયત્ન વગેરે સાધનો વડે અજ્ઞાનનો નાશ કરો. (૯) ચિત્તના બહિર્મુખ પ્રવાહને અટકાવી વાસનાઓનો નાશ કરવાથી અથવા પ્રાણનો નિરોધ કરવાથી ચિત્ત નિર્વિકલ્પ બને છે; એ જ શ્રેષ્ઠ મુક્તિ છે. (૧૦) વિષયોનો ઇન્દ્રિયો સાથે સંબંધ થતાં આત્મામાં જે પારમાર્થિક સુખનો અનુભવ થાય છે, તે જ યથાર્થ સ્વરૂપનું સુખ છે. એ સ્વરૂપસુખનું નિરંતર અનુસંધાન થતાં બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત થાય છે, અને એ જ દૃષ્ટિ વડે મનનો લય કરી શકાય છે. (૧૧)

જે સુખનો અનુભવ થતાં ચિત્તવૃત્તિનો ઉદય થતો નથી એ જ સુખ અકૃત્રિમ કૈવલ્યસુખ છે. એ નિજાનંદ નિત્ય અને નિરતિશય હોવાથી, તેમાં વધારો કે ઘટાડો થતો નથી. (૧૨) જ્ઞાની મહાત્માના ચિત્તને ચિત્ત કહેવાય જ નહિ, એ તો બ્રહ્મ જ છે. નાનાત્વદૃષ્ટિ કરી બ્રહ્મમાં અન્યબુદ્ધિ કરનારને જ ચિત્ત કહેવાય છે. જેમ તામ્ર યુક્તિ વડે સુવર્ણભાવ પામે છે, તેમ પરિપૂર્ણ બ્રહ્મનો બોધ થયો હોવાથી, જ્ઞાનીઓનું ચિત્ત બ્રહ્મથી અભિન્ન હોઈને સત્ થાય છે. (૧૩) જગતમાં કેટલોક કાળ વિહાર કરી શ્રવણમનનાદિ સાધનો વડે સમાધિ-અવસ્થા સિદ્ધ કરે છે, અને ચિત્સ્વરૂપ બની જાય છે. પછી સર્વદા સમાધિમાં રહેવાથી જાગ્રત વગેરે અવસ્થા રહિત થતાં, તે તુર્યાતીત બને છે. (૧૪) સર્વાત્મક બ્રહ્મ એક જ હોવા છતાં આકાશ વગેરે અનેક સ્વરૂપે ભાસે છે. સ્વપ્નમાં જેમ ચિત્તની અંદર પ્રતીત થતાં દૃશ્યો અને તેનો સંનિવેશ વાસ્તવિક દૃષ્ટિએ નથી; તેમ ચિત્ત વગેરે અન્ય વસ્તુ મિથ્યા છે, સર્વત્ર બ્રહ્મ જ બ્રહ્મ છે. (૧૫)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! તમને બોધ થાય તે માટે હવે હું અપૂર્વ અને વિસ્મય પમાડે તેવી એક રમ્ય કથા કહું છું, તે એક ચિત્તે સાંભળો. (૧૬) એક મહાન બિલ્વફળ છે. તે અનેક યોજનમાં વ્યાપેલું છે. તે વિમલ અને સ્પષ્ટ છે અને અસંખ્ય યુગો પસાર થઈ ગયા છતાં જીર્ણ થતું નથી. ઘણું જૂનું હોવા છતાં બાલચંદ્રના જેવું કોમળ છે, એટલે તે આનંદમય હોવાથી સુંદર છે. મહાકલ્પને અંતે ઉત્પન્ન થતા પ્રચંડ વાયુનો વેગ પણ તેને ડગાવી શકતો નથી. તે અનંત હોવાથી કરોડો યોજનથી પણ મપાય એમ નથી. ઉપાદાન કારણ હોવાથી તે

બિલ્વફળનું આખ્યાન

જગતની સ્થિતિનું મૂળ છે. (૧૭-૧૯) જેમ પર્વતની સમીપમાં રાઈનો કણુ દેખાય, તેમ તે બિલ્વફળ પાસે અન્ય બ્રહ્માંડો દેખાય છે. એના મહત્ત્વનું વર્ણન કેમ થઈ શકે? (૨૦) તે ફળ નિત્ય હોવાથી પાકીને નીચે પડતું નથી. તે સદા પાકેલું જ છે અને જરાવસ્થા તેને બાધ કરી શકતી નથી. (૨૧) પરમ પુરુષાર્થરૂપ હોવાથી, તે મહાન ફળ સમસ્ત ફળોનો સાર છે. ચિચ્છક્તિની સ્ફુરણાથી જ તેની અંદર સારત્વ સ્થિર થાય છે. (૨૨) પછી બિલ્વફળની વિવિધ રૂપે પરિણમતી અનંત સંવિચ્છક્તિ વડે પોતાના નિર્વિકારરૂપમાં આ જગદાકાર દૃષ્ટિ પ્રવર્તે છે. (૨૩) એ જ મહાન આકાશ છે, એ જ કાલમય સત્તા છે, નિયમમાં રાખનાર નિયતિ પણ એ જ. છે અને સ્પંદરૂપ ક્રિયાશક્તિ પણ એ જ છે. એ જ બ્રહ્માંડો છે, એ જ આશાઓ છે અને એ જ ક્રમ છે. સઘળા પ્રપંચનો સંવિત્‌વિલાસ હોવાથી-આ બિલ્વફળ પોતાની સંવિચ્છક્તિનું સ્ફુરણ છે. (૨૪,૨૫)

શ્રીરામ બોલ્યા: હે ભગવન્! આપને સઘળા સારનું જ્ઞાન છે. આ બિલ્વફળરૂપે આપે મહાન બ્રહ્મસત્તા વિષે જ મને બોધ આપ્યો છે, એમ મને લાગે છે. (૨૬) અહંકાર વગેરેથી વિસ્તાર પામેલું અખિલ જગત ચિન્માત્રરૂપ છે; માટે તેમાં ભેદાભેદરૂપી ભેદદૃષ્ટિને જરા પણ સ્થાન નથી. (૨૭) જેમ મેરુ વગેરે સર્વ જગત બ્રહ્માંડરૂપી કોળાંની મજ્જા (ગર્ભ) છે, તેમ બ્રહ્માંડાદિ સર્વ જગત ચિત્‌રૂપી બિલ્વફળની મજ્જા છે. (૨૮)

## *સર્ગ ચોથો

### શિલાનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! પરમ વિસ્મય પમાડે તેવી બીજી એક અપૂર્વ આખ્યાયિકા તમને કહી સંભળાવું છું. (૧) કોઈક સ્થળે એક મહાન શિલા છે. પ્રેમનું આસ્પદ હોવાથી તે સ્નિગ્ધ છે, સ્વયંપ્રકાશ હોવાથી સ્પષ્ટ છે અને અનંત વિસ્તારમાં તે વ્યાપ્ત છે. તે ઘન છે અને વિજાતીય વસ્તુનું તેમાં મિશ્રણ ન હોવાથી અવકાશ રહિત છે. (૨) હે રાઘવ! સરોવરની પેઠે તેની અંદર ઘણાં વિકસિત રમ્ય કમળો (અનેક ભુવનો) અનંત વિસ્તારમાં આવેલાં છે. કેટલાંક કમળોનાં પત્રો પરસ્પર ગૂંથાયેલાં છે અને કેટલાંક સંબંધ રહિત અલગ છે. કેટલાંક ગૂઢ છે અને કેટલાંક પ્રકટ દેખાય છે. કેટલાંકનાં મૂળ ઊર્ધ્વ છે, કેટલાંકનાં મૂળ નીચે છે અને કેટલાંક મૂળ વિનાનાં છે. તે સિવાય અન્ય કમળો તે શિલામાં છે. (૩,૪) તે કમળોની સમીપમાં અનેક શંખો (નક્ષત્ર, ગ્રહ, તારારૂપ જ્યોતિર્મંડલ) આવેલા છે અને મોટા આકારવાળા અનેક ચક્રો (દ્વીપ) કમળની પેઠે તેમાં રહેલા છે. (૫)

શ્રીરામ બોલ્યા: હે ભગવન્! આપનું કહેવું સત્ય છે; મેં શાલિગ્રામમાં શ્રીહરિના મસ્તક પર એવી મહાન શિલા જોઈ હતી. (૬)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેનું મેં વર્ણન કર્યું તે ચિત્ શિલા જ છે. એની અંદર જગત સમાઈ ગયું છે. તે ચિદ્ઘન છે, એક છે અને અખંડૈકરસ છે. (૭) એ શિલા અવકાશ રહિત અને અતિ ઘન હોવા છતાં પણ આકાશમાં જેમ વાયુ વિપુલ પ્રમાણમાં રહેલો છે, તેમ તેની અંદર અનેક જગત માયાના પ્રભાવે રહ્યાં છે. (૮) તેમાં જરા પણ અવકાશ નથી,

છતાં તે શિલાની અંદર આકાશ, પૃથ્વી, વાયુ, સ્વર્ગ, પર્વતો, નદીઓ અને દિશાઓ રહેલાં છે. (૯) શંખ, પદ્મ વગેરે આલેખવાથી જેમ પથ્થર ભેદાતો નથી, તેમ ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપી ચિત્રૂપી શિલામયી પૂતળીનું પણ સમજવું. (૧૦) જેમ પથ્થરમાં શંખ, કમળો વગેરે હોવાથી તેમાં નાનાત્વની પ્રતીતિ થાય છે, છતાં વાસ્તવિકરૂપે તે એક પત્થર જ છે; તેમ ચિત્ની અંદર સમસ્ત વિશ્વ સમાયેલું હોવા છતાં તે એક અને અદ્વિતીય જ રહે છે. (૧૧) જેમ શિલામાં કલ્પિત કમળ શિલામય હોવાથી શિલાથી અભિન્ન છે, તેમ ચિત્માં કલ્પિત વિશ્વ ચિન્મય હોવાથી ચિત્થી અભિન્ન છે. (૧૨) શિલાની અંદર રહેલાં કમળો અને મરીની તીખાશ સ્વાભાવિક હોવા છતાં તેનો ઉદય થતો નથી, અને દ્રવ્યનો નાશ ન થાય ત્યાં સુધી તેનો અસ્ત થતો નથી, તેમ ચિત્ની અંદર સર્ગનો ઉદય કે અસ્ત થતો નથી. (૧૩) જેમ ગર્ભિણી સ્ત્રીના ગર્ભમાં મનુષ્ય ગર્ભરૂપે રહ્યો છે, અને બિલ્વફળની અંદર તેનો સારભૂત અંશ રહેલો છે; તેવી જ રીતે અનંત વિકારો પામતાં અનેક બ્રહ્માંડો ચિત્ માં જ રહેલાં છે. (૧૪) શિલાના ઉદરમાં જેમ ચક્રો અને કમળો ઘડાયા પહેલાં સુષુપ્તવત્ નિશ્ચલ રીતે રહેલાં છે, તેમ ચિત્ની અંદર અનેક જગત રહ્યાં છે. (૧૫) સર્વવ્યાપક બ્રહ્મ જે દેશમાં જે રૂપે પ્રવર્તે છે, ત્યાં તે જ રૂપે ભાસે છે; માટે સર્વાત્મક, સત્યસંકલ્પ અને નિર્વિકાર બ્રહ્મ જ સર્વત્ર વ્યાપ્ત છે. (૧૬) જન્માદિ અનેક વિકારોથી ભરપૂર આ જગત એક મોટો ભ્રમ છે. શિલામાં કલ્પિત કમળ વગેરેની પેઠે તે સઘળું બ્રહ્મ જ છે. (૧૭) પ્રશાન્ત, સમ અને ચિદ્ઘન આત્મામાં પ્રતીત થતો જગતનો વિલાસ શિલાની અંદર રહેલા કમળની પેઠે બ્રહ્મ જ છે. સર્ગાદિ અવસ્થા અસાર હોવાથી, તે વાસ્તવિક સ્વરૂપ બની શકતી નથી. (૧૮)

## સર્ગ પાંચમો
### અર્જુનનું ઉપાખ્યાન

શ્રીરામ બોલ્યાઃ હે ભગવન્! જાણવા યોગ્ય વસ્તુનું મને જ્ઞાન થયું છે, અને અપરોક્ષ અનુભવ કરવા લાયક અક્ષય બ્રહ્મનો મને અનુભવ થયો છે; છતાં પણ બોધની અભિવૃદ્ધિ થાય તે માટે લીલાર્થે આપને પ્રશ્ન પૂછું છું. (૧) અનેક જગતનું નિર્માણ કરવું એ જેનો મહિમા છે, અને જે દર્પણની પેઠે સ્વચ્છ છે, એવા પુર્યષ્ટકનું સ્વરૂપ કેવું છે? (૨)

પુર્યષ્ટકનું સ્વરૂપ

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! અનાદિ, અનંત અને નિરામય બ્રહ્મ જ જગતનું બીજ છે. અવિદ્યાયુક્ત થતાં તે જીવ કહેવાય છે. વસ્તુતઃ તે શુદ્ધ ચિન્માત્ર છે અને માયા રહિત છે; પણ અવિદ્યાના પ્રભાવે તે જીવ કહેવાય છે. આ દેહમાં એ જીવ વાસનાઓ વડે પુષ્ટ થાય છે, અને વિવિધ વ્યાપારરૂપે ચેષ્ટા કરે છે. અહંભાવથી એ બ્રહ્મ અહંકાર કહેવાય છે, અને સંકલ્પથી મન કહેવાય છે. (૩-૫) બોધનો વ્યાપાર થતાં, એ બુદ્ધિ કહેવાય છે. તે ઇન્દ્રિયદષ્ટિથી ઇન્દ્રિયો, દેહની ભાવના કરવાથી દેહ, અને ઘટની ભાવના કરવાથી ઘટ (શરીર) કહેવાય છે. આવા સ્વભાવસ્વરૂપ આત્માને તત્ત્વ જાણનારાઓ પુર્યષ્ટક કહે છે. (૬) "હું જ્ઞાની છું, હું કર્તા છું, હું ભોક્તા છું, હું સાક્ષી છું" એવાં અભિમાનવાળાં સંવિત્સ્વરૂપને જીવ કહે છે; અને તેને જ પુર્યષ્ટક કહેવામાં આવે છે. (૭) પુર્યષ્ટકને વશ થઈ જેમ મનુષ્યો એક સ્વપ્નમાંથી બીજું સ્વપ્ન જુએ છે અને તે અસત્ય છે, તેવી જ રીતે મનુષ્યોને આ મિથ્યા જગત ભાસે છે. (૮) હે રામ! સ્વપ્નની પેઠે પ્રપંચને મિથ્યા સમજી

પાંડુપુત્ર અર્જુન શ્રીકૃષ્ણના ઉપદેશથી અસંગ બુદ્ધિ વડે વ્યવહાર કરશે, અને જીવન્મુક્ત બની જઈ સુખેથી પોતાનું જીવન વ્યતીત કરશે. તમે પણ એવી જ રીતે તમારું જીવન વ્યતીત કરો. (૯,૧૦)

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્ ! પાંડુનંદન અર્જુન ક્યારે થશે અને તેને શ્રીકૃષ્ણ પરમાત્મા કેવા પ્રકારની અનાસક્તિનો ઉપદેશ આપશે. (૧૧)

શ્રીહરિનો અવતાર

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! દરેક ચતુર્યુગને અંતે ભગવાન યમ ભૂતદ્રોહથી થતાં પાપનું નિવારણ કરવા તપ કરે છે. કોઈક વખત આઠ વર્ષ, કોઈક વખત દશ વર્ષ, કોઈક વખત બાર વર્ષ અને કોઈક વખત પાંચ, સાત કે સોળ વર્ષ સુધી તે તપ કરે છે. (૧૨,૧૩) હર્ષશોકથી રહિત યમરાજા જ્યારે નિયમમાં રહી તપ કરે છે, ત્યારે જગતમાં મૃત્યુ કોઈને મારતું નથી. (૧૪) આથી જગતમાં અનેક પ્રાણીઓ વધી પડે છે. જેમ મદોન્મત્ત હાથી મચ્છરોના ત્રાસથી વનમાં મુશ્કેલીથી ફરી શકે છે, તેમ જગતમાં હરવુંફરવું વગેરે વ્યવહાર મુશ્કેલ થઈ પડે છે. (૧૫) હે રામ ! પૃથ્વીના ભારનું નિવારણ કરવા દેવતાઓ ઘણી યુક્તિઓ વડે વિવિધ ભૂતપ્રાણીઓને દૂર કરે છે. (૧૬) હજારો યુગો એવી રીતે વીતી ગયા છે, આવા પ્રકારના અનેક વ્યવહારો થયા છે, અને અનેક ભૂતપ્રાણીઓ તેમ જ જગત વ્યતીત થઈ ગયાં છે. (૧૭) પિતૃનાયક સૂર્યપુત્ર વૈવસ્વત નામના યમરાજે પણ હવે પાપનું નિવારણ કરવા માટે યુગને અંતે બાર વર્ષ સુધી પ્રાણીઓની હિંસા ન કરવાનું વ્રત આચરવાનું છે. (૧૮,૧૯) આવાં વ્રતથી પ્રાણીઓનો નાશ થશે નહિ, એટલે એના ભારથી પૃથ્વી દીન બની જશે. પરાભવ પામેલી પૃથ્વી શ્રીહરિને શરણે જશે. એ

વખતે મહાન શ્રીહરિ બે રૂપે અવતાર લેશે. (૨૦,૨૧) એક દેહ વડે તે વસુદેવના દીકરા વાસુદેવ થશે, અને બીજા વડે તે પાંડુનંદન અર્જુન થશે. (૨૨) ધૃતરાષ્ટ્રના પુત્રો સાથે અતિ દારુણ યુદ્ધ કરવા અર્જુન અને તેના સઘળા ભાઈઓ તૈયાર થશે. તે વખતે મૃત્યુસંગ્રામમાં પોતાનાં સગાંવહાલાંઓને જોઈ અર્જુનને પરમ વિષાદ થશે, અને યુદ્ધમાં ભાગ ન લેવાનો નિશ્ચય કરશે. (૨૩,૨૪) જ્ઞાનનિષ્ઠ શ્રીકૃષ્ણ પ્રાપ્તકાર્ય સિદ્ધ કરવા માટે અર્જુનને અનેક યુક્તિઓ વડે ઉપદેશ આપશે. (૨૫)

શ્રીકૃષ્ણ અને અર્જુનનો પવિત્ર સંવાદ

શ્રી ભગવાનનો ઉપદેશઃ "હે રાજસિંહ ! દેહથી વ્યતિરિક્ત અનંત, અવ્યક્ત, અનાદિ વગેરે લક્ષણોવાળા આત્માનો જ તું વિચાર કર. તું ચૈતન્યસ્વરૂપ છે, અજ છે, નિત્ય છે, અને નિરામય છે. (૨૬) જન્મ-મરણ દેહના ધર્મો હોવાથી દેહથી વ્યતિરિક્ત આત્મા જન્મતો નથી, તેમ મરતો પણ નથી. ઉત્પત્તિરૂપ વિકારનો અનુભવ કરી આત્મા ફરીથી અભાવરૂપ થાય છે એમ પણ નથી, અને એ પ્રથમ ન હતો અને હવે થશે એમ પણ નથી. આત્મા અજન્મા છે, નિત્ય છે, વિનાશ રહિત છે, વૃદ્ધિ રહિત છે અને શરીરનો નાશ થતાં તેનો નાશ થતો નથી. (૨૭) હે ધનંજય ! સિદ્ધિ અને અસિદ્ધિમાં સમતા રાખી, ફળની આકાંક્ષા રાખ્યા વિના ઈશ્વરના આરાધન માટે જ કર્મ કર. તારાં કર્મો બ્રહ્મને અર્પણ થશે, એટલે તું એક ક્ષણમાં બ્રહ્મરૂપ બની જઈશ. (૨૮) શુભ તેમ જ અશુભ સઘળાં કર્મો ભગવાનને અર્પણ કરી, ઈશ્વરમાં જ આત્માનું અનુસંધાન કર અને નિરામય, સર્વભૂતાત્મા અને ભૂતલના ભૂષણરૂપ ઈશ્વર બની જા. (૨૯) સઘળા સંકલ્પને ચિત્તમાંથી દૂર કર અને સમતાનો અનુભવ કરી મનને શાંત બનાવ.

કર્મફળનો ત્યાગ કરી તું મુક્ત બની જા." (૩૦)

અર્જુને પૂછ્યું: "હે ભગવન્! સંગત્યાગ, બ્રહ્માર્પણ, ઇશ્વરાર્પણ, સંન્યાસ, જ્ઞાન અને યોગનું સ્વરૂપ કેવું છે તે ક્રમસર કહો; એથી મારો મહાન મોહ ટળી જશે." (૩૧,૩૨)

શ્રીભગવાન બોલ્યા: "હે અર્જુન સર્વે સંકલ્પો શમી જતાં અને મનમાંથી વાસનાઓનો જડમૂળથી નાશ થતાં, કોઈ પણ ભાવનાને અયોગ્ય જે વિશુદ્ધ ચિન્માત્રરૂપ છે, તેને જ પરબ્રહ્મ કહેવાય છે. (૩૩) તે બ્રહ્મનો અનુભવ કરવાના ઉદ્યોગને જ જ્ઞાન કહે છે, અને બ્રહ્માકારવૃત્તિની ધારામાત્રને યોગ કહે છે. 'સઘળું જગત અને હું બ્રહ્મ જ છીએ' એવી ભાવનાને બ્રહ્માર્પણ કહેવાય છે. (૩૪) કર્મફળનો ત્યાગ કરવો એને પંડિતો સંન્યાસ કહે છે, અને સંકલ્પના ત્યાગને અસંગતા કહેવાય છે. (૩૫) સર્વે સંકલ્પમાંથી દ્વૈતબુદ્ધિ દૂર કરી ઈશ્વર જ સર્વના અંતર્યામી છે, અને આ સઘળો વ્યવહાર ઈશ્વરનો જ વિલાસ છે, એવી ભાવના રાખી સર્વસ્વ ઈશ્વરને જ નિવેદન કરવું એ જ ઈશ્વરાર્પણ છે. (૩૬) તું મારામાં (ભગવાનમાં) જ મનને લીન કર, મારો જ ભક્ત બની જઈ મને નમસ્કાર કર. એ રીતે ચિત્તને મારામાં જોડવાથી તું મને જ પામશે. (૩૭) હે નિષ્પાપ! સાકાર અને નિરાકાર એવાં બે સ્વરૂપ છે. શંખ, ચક્ર ગદાધારી મારા ચતુર્ભુજ સ્વરૂપને સાકાર જાણવું. મારું નિરાકાર સ્વરૂપ એક, અનંત, અનાદિ, અનામય છે, અને બ્રહ્મ, આત્મા, પરમાત્મા વગેરે શબ્દો વડે તે ઓળખાય છે. (૩૮,૩૯) જ્યાં સુધી તને જ્ઞાનદશાનો અનુભવ થયો નથી, ત્યાં સુધી મારા ચતુર્ભુજ સ્વરૂપનું ભક્તિપૂર્વક આરાધન કર. (૪૦) એ ક્રમને અનુસરવાથી તારું ચિત્ત નિર્મળ બનશે, અને પછી મારા અનાદિ, નિરાકારરૂપનો તને અનુભવ થશે; આથી તારે ફરી જન્મ લેવો નહિ

પડે. (૪૧) જે મનુષ્યનાં અહંકાર અને અજ્ઞાન નાશ પામ્યાં છે, સંગના દોષોને જેઓએ જીત્યા છે, જેઓ આત્માનું નિત્ય અનુસંધાન કરે છે, જેમની સઘળી કલ્પનાઓ નષ્ટ થઈ છે અને સુખદુઃખ વગેરે દ્વંદ્વોથી જેઓ વિમુક્ત છે, એવા વિદ્વાન મનુષ્યો ભેદના અનુસંધાનથી રહિત થતાં શ્રેષ્ઠ અવ્યય પદને પામે છે. (૪૨) જેના સર્વે સમારંભ કામના અને સંકલ્પ રહિત છે, અને જેનાં કર્મોને જ્ઞાનાગ્નિએ બાળીને નષ્ટ કર્યાં છે, એવા પુરુષને જ વાસ્તવિક રીતે પંડિત કહી શકાય. (૪૩) તું દ્વંદ્વ રહિત થા, નિત્ય સત્ત્વગુણનો આશ્રય લે, યોગક્ષેમ વિનાનો થા, યથાપ્રાપ્ત વ્યવહાર કર અને પૃથ્વીને અપ્રમત્ત ચિત્તે શોભાવ. વિન્ધ્યપર્વત ફાટે, પ્રલયના પ્રચંડ પવનો ફૂંકાય કે ગમે તેવી મહાન આપત્તિ આવી પડે, તોપણ ગુરુએ બતાવેલો શાસ્ત્રોક્ત માર્ગ ધીમાન્ પુરુષોએ છોડવો નહિ. (૪૪,૪૫) હે સાધો! અજ્ઞાનના પ્રભાવે વાસના પોતાની સત્તા જમાવે છે, પણ આત્મજ્ઞાન થતાં મહાન બોધના પ્રભાવે વાસનાઓ અદૃશ્ય થઈ જાય છે." (૪૬)

એમ કહેતા ત્રિલોકનાથ શ્રીકૃષ્ણ પાસે ક્ષણભર મૌન રહી, અર્જુન નીચે પ્રમાણે કહેશે. "હે ભગવન્! મારો સઘળો શોક નષ્ટ થયો છે, અને જેમ સૂર્યથી કમળો પ્રફુલ્લિત થાય, તેમ આપનાં વચનો વડે મારી બુદ્ધિ પ્રફુલ્લ થઈ છે." (૪૭,૪૮)

## સર્ગ છઠ્ઠો

### શતરુદ્રોપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રાઘવ! હવે મનન કરવાના સ્વભાવવાળા કોઈક ભિક્ષુનો ઇતિહાસ તમને કહું છું. (૧) એક મહા-

ભિક્ષુની સ્વપ્નપરંપરા

સમાધિના અભ્યાસમાં તત્પર રહેતો એક મહા ભિક્ષુ હતો. તે સમાધિના અભ્યાસમાં તત્પર રહેતો, અને હમેશાં સમાધિ વગેરે વ્યવહારમાં આખો દિવસ ગાળતો. (૨) જેમ જળ વિવિધરૂપ ધારણ કરે છે, તેમ સમાધિના અભ્યાસ વડે નિર્મળ થયેલું તેનું ચિત્ત જે જે વસ્તુની ભાવના કરતું, તે તે સ્વરૂપે તે તત્કાળ બની જતું. (૩) એક વખત સમાધિમાંથી વ્યુત્થાન-દશામાં આવતાં તે એકાગ્ર ચિત્તે બેઠો હતો, ત્યારે આસને બેઠાં બેઠાં પોતાના કોઈક વ્યવહાર વિષે તેણે ચિંતન કર્યું (૪) એવી રીતે વિચાર કરતાં તેને સંકલ્પ સ્ફુર્યો, કે "હું શાસ્ત્ર-સંસ્કારહીન સાધારણ મનુષ્યની વૃત્તિની ભાવના વિનોદાર્થે કરું." આમ પોતાની મેળે વાસના જાગી. (૫)

એ ભિક્ષુએ એવો વિચાર કર્યો, એટલે જેમ વાયુના ચલનથી જળ પોતાના સ્વરૂપનો ત્યાગ કરી તરંગરૂપે થાય છે, તેમ એના ચિત્તે પૂર્વવાસનાનો ત્યાગ કરી અન્ય પુરુષના ભાવને ગ્રહણ કર્યો. (૬) ચિન્તા વડે કલ્પિત પુરુષે "હું જીવત છું" એવું એકદમ વિચાર કર્યા વિના માની લીધું. (૭) તે સ્વપ્નપુરુષ જીવત સ્વપ્નમાં જ નિર્માણ થયેલી કોઈક નગરીના રસ્તાઓમાં ફરતો હતો. (૮) ત્યાં મદિરાપાન કરતાં પ્રમત્ત બન્યો, અને તેના કેફમાં તેને ગાઢ નિદ્રા આવી ગઈ. જેમ ચિત્ત દેશ-દેશાન્તર ભટકે છે, તેમ એ જીવતે (સ્વપ્નપુરુષે) સ્વપ્નમાં જોયું, કે હું વેદશાસ્ત્રનું પઠન કરનાર અને તે પ્રમાણે વર્તન કરી કૃતકૃત્ય થયેલો કોઈક વિપ્ર છું. એક વખત તે દ્વિજ આખા દિવસનાં વ્યવહારનાં કામને લીધે થાકી જઈ સૂઈ ગયો. વૃક્ષની બીજ-અવસ્થા પેઠે સઘળી વાસનાઓ તેના મનમાં લીન થઈ ગઈ. સ્વપ્નમાં તેણે જોયું, કે "હું કોઈક સામંત છું."(૯-૧૧)

એક વખત ભોજન લીધા પછી તે માંડલિક રાજા સૂતો હતો, ત્યારે ગાઢ નિદ્રામાં પોતે સઘળાં મંડળોનું પાલન કરવાને સમર્થ એક ચક્રવર્તી રાજા છે એવું તેને સ્વપ્ન આવ્યું. (૧૨) તે સમ્રાટ સ્વસ્થપણે એક વખત સૂતો હતો, ત્યારે પોતે એક દેવાંગના છે એવું તેને સ્વપ્ન આવ્યું. (૧૩) રતિસુખને અંતે થાક લાગવાથી સૂઈ ગયેલી તે દેવાંગનાને સ્વપ્ન આવ્યું, કે "હું અતિ ચંચળ મૃગલી છું." (૧૪) ચપળનયની મૃગલીને સ્વપ્ન આવતાં પોતે એક લતા છે એવું તેને લાગ્યું. (૧૫) જોયેલી કે સાંભળેલી વસ્તુનું ચિત્તમાં અટકાવ વિના સ્મરણ રહે છે, એટલે એ સંસ્કારને વશ થઈ પશુપક્ષીઓ, પણ સ્વપ્ન જુએ છે. (૧૬) પુષ્પ, ફળ, પલ્લવ વગેરેથી એ લતા વનદેવીઓની ક્રીડાભૂમિમાં આવેલા લતાગૃહની પેઠે સુંદર લાગતી હતી. (૧૭) બીજની અંદર રહેલા અંકુરના આકારની પેઠે ગુપ્ત રહેલી જ્ઞેય વસ્તુને આશરે રહેલી અંતઃસંવિત્ વડે તે લતાને લાગ્યું, કે પોતે ક્યાંક વૃક્ષને લટકી રહી છે. (૧૮) થોડોક વખત સુષુપ્તિ અવસ્થાનો અનુભવ કરી, સ્વપ્નમાં પોતે ભ્રમર છે એમ તે લતાને લાગ્યું. (૧૯) કમળમાં આસક્ત થતાં તે ભ્રમર ત્યાં જ રહેતો; કારણ કે જડ બુદ્ધિવાળાઓનું ચિત્ત પણ ક્યાંક આસક્ત થાય છે. (૨૦) કોઈક હાથી તે કમળને મસળી નાખવા ત્યાં આવ્યો. ખરેખર મૂઢ પુરુષનો ઉદ્યમ રમ્ય વસ્તુનો નાશ કરવા માટે છે. કમળ સાથે તે ભ્રમર પણ ચોળાઈ ગયો. કમળને મસળી નાખવા તૈયાર થયેલા હાથીને જોવાથી ગંધ વડે મત્ત બનેલો હાથી પોતે જ છે એવું તે ભ્રમરને લાગ્યું: સુકાઈ ગયેલા સાગર જેવા ઊંડા ખાડામાં તે હાથી પડ્યો. (૨૧-૨૩) તે બંધાઈ ગયો અને રાજાને ત્યાં કેળવાયો, રાજાનો તે પ્રિય થઈ પડ્યો. એક

વખત લડાઈમાં તે માર્યો ગયો. (૨૪) ગંડસ્થળમાં રહેલા ભ્રમરની ભાવના કરતાં તે હાથી ફરી ભ્રમર થયો. કોઈક હાથીના પગ તળે દબાતાં કોઈ કમળ સાથે તે પણ ફરી ચગદાયો. (૨૫) પડખે રહેલા હંસની ભાવના કરતાં તે કલહંસ થયો, અને અન્ય યોનિઓમાં ફરતો ફરતો તે બ્રહ્માજીનો હંસ થયો; અને એ રીતે વિહાર કરવા લાગ્યો. (૨૬,૨૭) એક વખત રુદ્રપુરમાં જતાં તે હંસે રુદ્રને જોયા. સંસ્કારના જોરે "હું રુદ્ર છું" એવો તેનો નિશ્ચય થયો. (૨૮) એ રીતે રુદ્ર બનીને તે ત્યાં રુદ્રલોકના ઉચિત વ્યવહારો કરતાં કરતાં યથેચ્છ રીતે વિહાર કરવા લાગ્યો. (૨૯) સર્વોત્તમ જ્ઞાન વડે તે રુદ્રને પૂર્વજન્મનું સંપૂર્ણ વૃત્તાંત યાદ આવ્યું. (૩૦) આવરણ રહિત વિજ્ઞાનમય દેહ ધારણ કરનાર રુદ્ર પોતાનાં સેંકડો સ્વપ્નનો વિચાર કરતાં વિસ્મય પામ્યા અને એકાંતમાં પોતાને જ નીચે પ્રમાણે કહેવા લાગ્યા: (૩૧)

"ઘણા જ ખેદની વાત છે, કે આ માયા મિથ્યા હોવા છતાં મૃગજળની પેઠે સુદૃઢ થઈને સમસ્ત વિશ્વને મોહ પમાડે છે. સંસારરૂપ શૂન્ય અરણ્યમાં કલ્પનાના પ્રભાવે ભ્રાન્ત ચિત્તથી હું ખૂબ રખડ્યો. મનની કલ્પનાથી કોઈક સર્ગમાં હું જીવ્રત (સ્વપ્નપુરુષ) થયો, ક્યાંક બ્રાહ્મણ થયો, ક્યાંક રાજા થયો, પદ્મવનમાં હંસ થયો અને વિન્ધ્ય પર્વતમાં હાથી થયો. આવી રીતે અનેક યોનિમાંથી પસાર થઈને હવે રુદ્ર થયો છું. (૩૨–૩૫) સંસારમાં ભટકતાં સેંકડો યુગો, હજારો વર્ષ અને અનંત દિવસો પસાર થઈ ગયા; માટે મારા વિવિધ સંસારમાં જાઉં અને યથાર્થ જ્ઞાન વડે તેમનું મારી સાથે એકીકરણ કરું." (૩૬,૩૭) એમ વિચાર કરી જે સર્ગમાં તે ભિક્ષુ શબવત્ સૂતેલો હતો, ત્યાં આવેલા મઠમાં રુદ્ર ગયા.

(૩૮) તેને જગાડી જ્ઞાન વડે પોતાના યથાર્થ સ્વરૂપ સાથે તેને જોડી દીધો. આથી ભિક્ષુને પણ પોતાને થયેલી ભ્રાન્તિનું સ્મરણ થયું. (૩૯) પોતે રુદ્રસ્વરૂપે તેમ જ જીવતસ્વરૂપે થયો છે એવી ભિક્ષુને ખબર પડી, ત્યારે પરમાર્થજ્ઞાનથી વિસ્મયને યોગ્ય ન છતાં પણ તેને મહાન આશ્ચર્ય થયું. (૪૦) રુદ્ર અને ભિક્ષુ બન્ને ચિદાકાશમાં એક સ્થળે ક્યાંક જીવત હતો ત્યાં ગયા. તેને જગાડી પોતાના યથાર્થ સ્વરૂપ સાથે તત્કાળ જોડી દીધો. ત્રણેને જ્ઞાન થયું હોવાથી, તે વિસ્મય ન પામેલા છતાં વિસ્મય પામ્યા. (૪૧,૪૨) રુદ્ર, ભિક્ષુક અને જીવત એ ત્રણે એકરૂપ થયા અને વિપ્ર વગેરેના સંસારમાં જઈ તે સઘળાને પોતાના સ્વરૂપમાં લીન કર્યા. (૪૩) રુદ્રે સૌને જગાડતાં રુદ્રના સો અંશોએ રુદ્રના જેવું જ્ઞાન પ્રાપ્ત કર્યું અને તેથી તેઓ શોભવા લાગ્યા. પરમાર્થસ્વરૂપ રુદ્રે તે સઘળાને પોતપોતાને સ્થાને મોકલ્યા. (૪૪) એવી રીતે ઉત્પન્ન થયેલી માયાને જોઈ, રુદ્રે પોતાના અંશોને સંસારમાં ફરીથી મોકલી આપ્યા. (૪૫) જીવત બ્રાહ્મણ વગેરે પોતપોતાને સ્થાને ગયા અને પત્નીઓ સાથે કેટલોક કાળ નિર્ગમન કરી, મૃત્યુ પછી રુદ્રરૂપ થઈ ગયા. (૪૬)

સંકલ્પની સ્થિરતા

વસિષ્ઠ બોલ્યા : હે રામ! એ ચિત્ સર્વાત્મક હોવાથી, જેવી ભાવના કરે તેવું ચોક્કસ થાય છે; કારણ કે સમસ્ત વસ્તુના ભંડાર ચિત્માં જ સઘળું સમાઈ ગયું છે. (૪૭) જે સ્વપ્નમાં દેખાય છે અને સંકલ્પથી જે સ્ફુરે છે, તે સર્વ સદ્રૂપ અધિષ્ઠાનમાં કલ્પિત હોવાથી સદ્રૂપ થઈ, તે તે દેશકાળરૂપે નિત્ય વિદ્યમાન છે. (૪૮) જે દશા વડે સંકલ્પ અને સ્વપ્નમાં રહેલી યથાર્થ વસ્તુ પ્રાપ્ત થાય છે, તે સિદ્ધદશા શાસ્ત્રોના

અભ્યાસ અને વાયુનિરોધ વિના મેળવી શકાતી નથી. (૪૯) શંકર વગેરે જે બ્રહ્મનિષ્ઠોએ સમાધિ અને અધ્યાત્મશાસ્ત્રની મદદથી સર્વાત્મકભાવ કેળવ્યો છે, તેઓ પોતાના સંકલ્પ અનુસાર સર્વત્ર સર્વ વસ્તુ જુએ છે. (૫૦) જે પુરુષ એકનિષ્ઠ હોય તેનાં સર્વે ધારેલાં કાર્યો સિદ્ધ થાય છે. દક્ષિણ દિશામાં જોનારને ઉત્તર દિશા કેમ પ્રાપ્ત થાય? (૫૧) જેમ પાસે રહેનારા પદાર્થોમાં તત્પર રહેનારો પુરુષ તે જ પદાર્થો મેળવે છે, તેમ સંકલ્પપરાયણ પુરુષોના સંકલ્પો સિદ્ધ થાય છે. (૫૨) પાસે જ રહેલી વસ્તુમાં બુદ્ધિ સ્થિત હોવા છતાં, જે અજ્ઞાની પુરુષ સંકલ્પિત અર્થ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે તત્પરાયણતાને અભાવે અગ્રસ્થ તેમ જ કલ્પિત બન્નેનો નાશ કરે છે. (૫૩) "હું અહીં વિદ્યાધર થાઉં, પંડિત થાઉં" વગેરે ભાવનાઓ એક જ વસ્તુમાં નિષ્ઠા રાખવાથી શું ફળ મળે છે તે બતાવવા કાર્યસિદ્ધિ માટે આપેલું આ દૃષ્ટાન્ત છે. (૫૪) સંકલ્પમાં એકનિષ્ઠા રાખી ભિક્ષુ રુદ્ર બન્યો અને રુદ્રરૂપે સંકલ્પો સત્ય કર્યાં. (૫૫) ભિક્ષુના સંકલ્પથી થયેલા જીવોએ રુદ્રરૂપે સંકલ્પોને સફળ કર્યાં અને પછી સ્વતંત્રતા અને સત્યસંકલ્પને કારણે દરેક જીવે પોતાનું વિલક્ષણ જગત જોયું. (૫૬) એ પ્રમાણે સંકલ્પને પરિણામે થયેલા જીવત, બ્રાહ્મણ વગેરે રુદ્રના મહિમાથી પોતે કલ્પેલી નગરીમાં ગયા. ત્યાર પછી રુદ્ર સાથે એક થઈ, તેઓએ પરમપદ મેળવ્યું. (૫૭,૫૮)

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્! ભિક્ષુના સંકલ્પથી જન્મેલા જીવત, બ્રાહ્મણ વગેરે સત્યરૂપે કેમ થયા? કલ્પિત વસ્તુમાં સત્યતા ક્યાંથી? (૫૯)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! જેમ એક જ જનાર્દન ભગવાન પોતાના અંશાવતારની લીલાથી હજારો રૂપે જગતની સ્થિતિનું

પાલન કરે છે, તેમ તે ભિક્ષુના સંકલ્પથી જીવત, બ્રાહ્મણ વગેરે થયા અને શુદ્ધ સંવિત્‌ના અંશ હોવાથી સત્યરૂપે રહ્યા. ( ૬૦,૬૧ )

## સર્ગ સાતમો

### વૈતાલોપાખ્યાન

વસિષ્ઠ બોલ્યાઃ હે રઘુનંદન ! સંકલ્પોરૂપી ચિત્તના વિલાસનો ત્યાગ કરી, વાસનાને દૂર કરો અને સુષુપ્ત-મૌન ધારણ કરી, બ્રહ્મભાવનું અવલંબન રાખી વ્યવહાર કરો. (૧)

મૌનના પ્રકાર

શ્રીરામ બોલ્યા : હે મુનિશ્રેષ્ઠ ! વાણીનું મૌન, ઇન્દ્રિયોનું મૌન અને કાષ્ઠમૌન વિષે તો હું જાણું છું. પણ સુષુપ્તમૌન એટલે શું ? (૨)

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! મુનિ બે પ્રકારના છે—એક કાષ્ઠ-તપસ્વી અને બીજો જીવન્મુક્ત. (૩) બ્રહ્મભાવના રહિત પ્રાણાયામ આદિ નીરસ ક્રિયાઓમાં આસ્થા રાખી હઠયોગથી જેણે ઇન્દ્રિયો ઉપર વિજય મેળવ્યો છે, તે મુનિ કાષ્ઠતાપસ કહેવાય છે. (૪) જે મુનિ “આ સર્વ બ્રહ્મ છે” એવો દૃઢ નિશ્ચય કરી, “હું બ્રહ્મ જ છું” એવી ભાવના કરે છે, જે સ્વરૂપનું અનુસંધાન રાખીને સામાન્ય લોકો જેવો વ્યવહાર કરે છે, અને સ્વરૂપસુખથી જે તૃપ્તિ અનુભવે છે, તે મુનિ જીવન્મુક્ત કહેવાય છે. (૫) એ બન્ને મુનિઓના ચિત્તની તત્ત્વજ્ઞાન કે યોગ વડે આત્મામાં એકનિષ્ઠા થાય છે, તેને મૌન કહે છે. (૬) વાણીના નિરોધને વાઙ્‌મૌન કહે છે; હઠયોગ વડે કરેલા ચક્ષુ વગેરે ઇન્દ્રિયોના નિગ્રહને અક્ષમૌન કહે છે; અને શરીરના અવયવોની ચેષ્ટાના પરિત્યાગને કાષ્ઠમૌન કહે છે. (૭) આ ત્રણ

પ્રકારના મૌનમાં વાસનાઓ ચિત્તમાં સ્ફુરે છે; માટે કાષ્ઠ-તાપસ જ તેનો આશ્રય લે છે, જીવન્મુક્તનો એ વિષય નથી. (૮) ચિત્તવૃત્તિ અંતર્મુખ કે બહિર્મુખ હોવા છતાં, જેમાં મુનિની જાગ્રત આદિ અવસ્થાનો અભાવ હોય, કર્મેન્દ્રિયોના નિરોધથી થતા ક્લેશ વિના જે સ્થિતિ અનાયાસે પ્રાપ્ત થઈ હોય અને જે ઉપક્રમ કે ઉપસંહાર રહિત હોય, તેવી બ્રહ્મનિષ્ઠાને સુષુપ્તિમાંથી ઉદ્ભવેલ મૌન કહે છે; એ જ મહાયોગ છે. (૯) નાનાત્વની ભ્રાન્તિરૂપ જગત બ્રહ્મમાં જ અધ્યસ્ત હોવાથી સઘળું બ્રહ્મમય જ છે, એવો નિશ્ચય કરી નિર્વિકલ્પ બ્રહ્મભાવમાં રહેવું એને જ સુષુપ્તિનું મૌન કહે છે. (૧૦) ભગવાન અનેક સંવિતૂરૂપ આત્મા છે, વ્યાપ્ત છે અને નિરવધિક રીતે સર્વત્ર સ્થિત છે, એવી બ્રહ્મનિષ્ઠાને સુષુપ્તમૌન કહે છે. (૧૧) સર્વ જગત ચિદાકાશનો વિવર્ત હોવાથી આકાશ છે, પણ મૂર્તિમાન જણાય છે એ રીતે નથી. અધિષ્ઠાનની સત્તા વડે સઘળું છે, પણ જે રૂપે પ્રતીત થાય છે તે રૂપે નથી. એ રીતે બ્રહ્મથી વ્યતિરિક્ત જગતનો સંભવ નથી એવો નિશ્ચય કરી એકાકાર અને નિર્વિકાર રહેવું, એ જ સુષુપ્તમૌન છે. યોગીઓ બે રીતે સુષુપ્તમૌનની સ્થિતિ પ્રાપ્ત કરે છે. કેટલાક સાંખ્યયોગી છે અને કેટલાક યોગસાધક છે. (૧૨,૧૩) તત્ત્વજ્ઞાનનો અપરોક્ષ સાક્ષાત્કાર કરી જેઓએ એક અદ્વિતીય બ્રહ્મમાં જ ચિત્તને લીન કર્યું છે, તેઓ સાંખ્યયોગી કહેવાય છે. (૧૪) જેઓ અષ્ટાંગ યોગસાધન વડે પ્રાણાદિ પવનનો નિરોધ કરી અનામય, અનાદિ અને અનંત પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરે છે, તેઓ યોગસાધક કહેવાય છે. (૧૫) તત્ત્વ-સાક્ષાત્કાર વડે સર્વે યોગીઓને પ્રાપ્ત કરવા યોગ્ય એ જ શાન્ત અને અકૃત્રિમ પદ છે. સાંખ્ય વડે જે પદ મેળવાય છે, તે જ

પદ યોગ વડે પ્રાપ્ત થાય છે. (૧૬) જે પદમાં વાસનારૂપી જાળ વડે પ્રાણ અને મનનો વ્યાપાર બંધાતો નથી, તે જ આત્મસ્વરૂપ પરબ્રહ્મ છે. (૧૭) વાસ્તવિક રીતે મન અસત્ છે, છતાં સ્વપ્નમાં જેમ પોતાનું મરણ દેખાય છે, તેમ અવિચારથી મનનો મિથ્યા ઉદય થાય છે. વિચાર કરતાં મન છે જ નહિ. (૧૮) એક જ સચ્ચિદાનંદ પરમાત્મતત્ત્વનું અવિચ્છિન્ન અનુસંધાન, પ્રાણનો વિલય અને મનોનિગ્રહ એ ત્રણે મોક્ષ-શબ્દના અર્થ છે; એ જ મોક્ષનાં સાધન છે. (૧૯) એક જ તત્ત્વનું અનુસંધાન, પ્રાણનો નિરોધ અને મનોનાશ એ ત્રણ-માંથી કોઈ પણ એક સિદ્ધ થતાં અન્ય બે પણ સિદ્ધ થાય છે. (૨૦) જેમ પુષ્પ અને સુગંધ, તલ અને તેલ તથા આધાર અને આધેય (જેમ કે અગ્નિ અને ઉષ્ણતા) પરસ્પર મિશ્રિત હોવાથી જુદાં પડતાં નથી, તેમ પ્રાણ અને મન પણ એક બીજા વિના ન રહી શકવાને લીધે જુદાં પડતાં નથી. એને લીધે બન્નેમાંથી એકનો અભાવ થતાં બીજું નાશ પામે છે. તે બન્ને પોતાનો નાશ કરી મોક્ષ અપાવવાનું ઉત્તમ કાર્ય પાર પાડે છે. (૨૧,૨૨) અભ્યાસ વડે વ્યાપક બ્રહ્મભાવ દૃઢ થતાં સુધી એક પરમાત્મતત્ત્વની ભાવના કર્યા કરવી. (૨૩) જે વસ્તુમાં ચિત્ત એકાગ્ર થાય છે, તેનું ચિરકાળ સુધી અનુસંધાન થતાં ભેદની નિવૃત્તિ થાય છે અને ચિત્ત એક ક્ષણમાં તે વસ્તુમય બની જાય છે. (૨૪)

વૈતાલના પ્રશ્નો

વસિષ્ઠ બોલ્યા: હે રામ! સ્વપ્નમાં થતી ભ્રાન્તિ જેવો આ સંસાર છે. આ પ્રસંગે એ વિષે એક વૈતાલના કેટલાક શુભ પ્રશ્નો મને યાદ આવે છે. સ્વસ્થ ચિત્તે તે સાંભળો. (૨૫) વિન્ધ્ય પર્વતના એક મહાન વનમાં એક મહાકાય વૈતાલ રહેતો

હતો. એક વખતે તેને ભક્ષણ કરવાની ઇચ્છા થઈ; એટલે અજ્ઞજનો તરફ અનાદર થતો હોવાથી, તેમને મારવાની ઇચ્છાથી કોઈક દેશમાં તે જઈ ચડ્યો. (૨૬) પૂર્વે તે વૈતાલ કોઈ સજ્જનના દેશમાં રહેતો હતો, અને માંસ વગેરે ઘણાં બલિ ખાઈ, હમેશાં સંતુષ્ટ વૃત્તિથી સુખે જીવન ગાળતો હતો. (૨૭) તે વૈતાલ ભૂખ્યો હોય, છતાં પણ નિરપરાધી મનુષ્ય પાસે આવેલો હોય, તો પણ તેનો કંઈ પણ નિમિત્ત વિના વધ કરતો નહિ; કારણ કે વિદ્વાન પુરુષો ન્યાયના પ્રવર્તક હોય છે. (૨૮) એક વખત વનમાં રહેનારો તે વૈતાલ ભૂખ્યો થતાં કંઈ પણ અન્યાય કર્યા વિના મનુષ્યનું ભક્ષણ કરવા અન્ય નગરમાં ગયો. રાતે નગરચર્ચા કરવા નીકળેલો તે દેશનો રાજા તેને મળ્યો. એ નિશાચરે રાજાને ભીષણ વાણીથી કહ્યું. (૨૯,૩૦)

વૈતાલ બોલ્યો: "હે રાજન્! હું ભયંકર વૈતાલ છું. મારા પંજામાં આજે તું બરાબર સપડાયો છો. હવે ક્યાં જઈશ? તારો નાશ કરી, હું તારું ભક્ષણ કરીશ." (૩૧)

રાજા બોલ્યો: "હે નિશાચર! જો અન્યાયથી બળપૂર્વક તું મને મારશે તો તારાં માથાંના હજારો ટુકડા થઈ જશે." (૩૨)

વૈતાલ બોલ્યો: "હે રાજન્! અન્યાયથી મારવા હું ઇચ્છતો નથી, પણ ન્યાયથી જ તેમ કરવા માગું છું. તું રાજા છે, તેથી યાચકોની સઘળી આશાઓ પૂરી કરવી એ તારી ફરજ છે. (૩૩) હું તને જે પ્રશ્નો પૂછું તેના યોગ્ય ઉત્તર આપી, મારી ઇચ્છા પૂરી કર. આ રહ્યા એ પ્રશ્નો:-(૧) જેનાં કિરણોની અંદર બ્રહ્માંડો પરમાણુની પેઠે સૂક્ષ્મ છે એવો કયો સૂર્ય છે? (૨) મહાકાશનાં રેણુઓ કયા પવનમાં ઊડે છે? (૩) એક સ્વપ્નમાંથી બીજા સ્વપ્નમાં જતો એવો કોણ છે, જે

સેંકડો કે હજારોનો ત્યાગ કરવા છતાં પોતાના સ્વચ્છ પ્રકાશમાન સ્વરૂપનો ત્યાગ કરતો નથી ? (૪) જેમ કેળના સ્તંભની અંદર અને અંદર જોશો તોપણ તે પત્ર માત્ર છે, તેમ એવો કયો અણુ છે, જેની અંદર અને અંદર પણ એવો જ છે ? (૫) બ્રહ્માંડના આકારમાં થયેલા સૂર્યમંડળ, મેરુ વગેરે મહાન પદાર્થો પણ પોતાના અણુત્વનો ત્યાગ ન કરનારા જે અણુની અપેક્ષાએ અતિ ક્ષુદ્ર છે તે અણુ કયો ? (૬) જે અવયવ રહિત છે, પરમાણુ છે, મહાન છે અને જેની અંદર ત્રણે જગત પર્વતમાં શિલાની પેઠે સારભૂત અંશરૂપે અંતર્ગત છે, એ કોણ છે ?" (૩૪–૩૯)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ ! વૈતાલે એ પ્રમાણે પ્રશ્નો પૂછ્યા, એટલે રાજાએ હસીને જવાબ આપ્યો. (૪૦)

પ્રશ્નોના ઉત્તર

રાજા બોલ્યોઃ "હે વૈતાલ ! એ ચિત્સૂર્ય છે. એના જ પ્રકાશ વડે સર્વ જગત પ્રકાશે છે. એ વિજ્ઞાનાત્મા છે, જીવરૂપે સર્વના અંતઃકરણનો પ્રવર્તક છે અને તે પરમ ભાસ્કર છે. (૪૧) આ બ્રહ્માંડો એ જ શ્રેષ્ઠ સૂર્યનાં ત્રસરેણુ છે, અને એના જ પ્રકાશ વડે બ્રહ્માંડો ઉત્પન્ન થાય છે અને વિલીન થાય છે. (૪૨) કાલરૂપ શક્તિનું સ્ફુરણ, નભનું સ્ફુરણ, વાયુમાં રહેલી સ્પન્દસત્તા અને કેવળ ચેતનસૃષ્ટિ વગેરે ચેતનાત્મક અને અચેતનાત્મક ચિત્પ્રતિબિંબિત પવિત્ર રેણુઓ પ્રતીત થતાં હોવાથી તેમ જ તદ્રૂપે અને નિર્વિકાર હોવાથી અતદ્રૂપે પરમાત્મારૂપી મહાવાયુમાં પુષ્પની અંદર સુગંધની પેઠે સ્વયં સ્ફુરે છે. (૪૩,૪૪) જગત માયામય હોવાથી મહાસ્વપ્ન છે. એમાં અનેક જન્મોરૂપી ક્ષુદ્ર સ્વપ્નોનો અનુભવ કરવા છતાં, આત્મા પોતાના નિર્વિકાર શાન્ત સ્વરૂપનો ત્યાગ કરતો નથી. (૪૫) જેમ કેળના

સ્તંભની અંદર ઉત્તરોત્તર દૃષ્ટિ કરતાં કેવળ પત્ર જ દેખાશે, તેમ હૃદયમાં વિચાર કરતાં જણાશે કે વિચિત્ર રીતે પ્રતીત થતું જગત બ્રહ્મ જ છે. (૪૬) પરમાત્મા સૂક્ષ્મ અને અલક્ષ્ય હોવાથી, પરમાણુ તુલ્ય છે. એ પરમાત્મા પોતાની દેશ, કાલ વગેરે અપરિચ્છિન્ન સત્તા વડે મેરુ વગેરે પર્વતોનું ઉપાદાન કારણ છે. એ મેરુ વગેરે વસ્તુ મહાન પરમાત્મા પાસે અતિ અલ્પ ભાસે છે. (૪૭,૪૮) એ પુમાન અલક્ષ્ય હોવાથી પરમાણુ છે, છતાં વ્યાપક હોવાથી મહાગિરિ જેવો મહાન છે. સ્થૂલ પ્રપંચાકારે પ્રતીત થતો હોવાથી તે સર્વ અવયવરૂપ છે, છતાં વાસ્તવિક રીતે નિરાકાર હોઈને અવયવ રહિત છે. (૪૯) હે સાધો! પરમાત્મા સર્વ પ્રપંચના અધિષ્ઠાન અને વિજ્ઞાન માત્ર છે. આ ત્રણે જગત એવા વિજ્ઞાનસ્વરૂપ પરમાત્માનો ઘનીભૂત અંશ છે. એને લીધે ત્રણે જગત વિજ્ઞાન માત્રની મધ્યમાં સ્થિત છે.” (૫૦)

હે રામ! રાજાનાં વચનો સાંભળી વૈતાલ શાન્ત થયો. વિચાર વડે સર્વાત્મભાવની ભાવના જાગ્રત થતાં તેનું શરીર શાન્ત થયું, ક્ષુધાને ભૂલી જઈ એકાન્ત સ્થાનમાં તે ગયો અને આત્માનુસંધાનમાં લીન થયો (૫૧,૫૨)

## સર્ગ આઠમો

### ભગીરથનું ઉપાખ્યાન

ભગીરથનો વૈરાગ્ય અને ત્રિતુલનો ઉપદેશ

વસિષ્ઠ બોલ્યા: હે રામ! બાહ્ય વિષયોમાંથી ચિત્તને ખેંચી લ્યો, પરમાત્મસ્વરૂપમાં અનન્ય નિષ્ઠા રાખી, પ્રાપ્ત કર્મો બજાવો અને સઘળી ઇચ્છાઓનો ત્યાગ કરી શાન્ત ચિત્તે રહો. (૧) તમારા વિચારતત્પર મન વડે વાસનાથી દૂષિત થયેલા મનને આકાશ જેવું સ્વચ્છ બનાવો, એક આત્મામાં સર્વ

 

વૃત્તિઓને શાન્ત કરો અને સર્વત્ર પરમાત્મદૃષ્ટિ કરી સર્વાત્મભાવે રહો. (૨) જે મનુષ્યની બુદ્ધિ સ્થિર છે, જે જ્ઞાની છે અને જે યથાપ્રાપ્ત વ્યવહાર અનાસક્તપણે કરે છે, તેવા મનુષ્યનાં દુઃસાધ્ય કામો પણ રાજા ભગીરથની પેઠે સિદ્ધ થાય છે. (૩)

શ્રીરામે પૂછ્યું : હે પ્રભો! આશ્ચર્ય પમાડે તેવી ચિત્તવૃત્તિ વડે ભગીરથે ગંગાજીને પૃથ્વી પર ઉતાર્યાં તે વિષે મને કહો. (૪)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! ભગીરથ નામે એક પરમ ધાર્મિક રાજા હતો. તેના રાજ્યનો વિસ્તાર સમુદ્ર પર્યંત હતો અને કોશલદેશના તિલક જેવો તે હતો. (૫) ચંદ્ર જેવા પ્રસન્ન વદનવાળા ભગીરથ પાસેથી યાચકોના સંકલ્પો ચિન્તામણિની પેઠે તરત જ સિદ્ધ થતા. (૬) સર્વે લોકોના બંધુ જેવા એ ભગીરથે પોતાના પાતાળવાસી ભાઈઓને ગંગારૂપી નીસરણી વડે બ્રહ્મલોકમાં પહોંચાડ્યા. (૭) તે ભૂપતિ યુવાવસ્થામાં હોવા છતાં તમારી પેઠે આ ક્ષુબ્ધ જગતના વ્યવહારનો વિચાર કરતો હતો. મરુભૂમિમાં લતાની પેઠે અતિ દુર્લભ હોવા છતાં તેને શુભ વૈરાગ્ય તેમ જ સૂક્ષ્મ વિચાર ઉત્પન્ન થયો. (૮,૯) એકાન્તમાં એ મહીપતિ આ અસમંજસ અને વ્યાકુળ જગતનો નિત્ય આ પ્રમાણે વિચાર કરતો. (૧૦) "રાત્રિ અને દિવસ પુનઃપુનઃ આવે છે. ફરી ફરી સેંકડો વસ્તુઓ લેવાય છે અને દેવાય છે. મનુષ્ય એનાં એ જ શુષ્ક અને નીરસ કર્મો પુનઃપુનઃ કરે છે. જે વસ્તુ પ્રાપ્ત થતાં જગતમાં અન્ય મેળવવા જેવું કંઈ રહેતું નથી, એ વસ્તુ મેળવવાના પ્રયત્નને જ સુકૃત કહી શકાય. તે સિવાયનાં કર્મો તો બંધનમાં ફસાવનાર હોવાથી દુઃખદાયક છે. (બંધનમાંથી મુક્તિ અપાવે તે જ સત્કર્મ છે.) અજ્ઞાની પુરુષ પુનઃપુનઃ વ્યર્થ કર્મો કરતાં શરમાતો નથી. જ્ઞાની પુરુષ બાળકની પેઠે એ કર્મો શા માટે કરે?" (૧૧-૧૩) એક વખત સંસારથી ભય પામેલા

ભગીરથે ઉદ્વિગ્ન મને પોતાના ગુરુ ત્રિતુલને પ્રશ્ન પૂછયો: "હે ભગવન્! સંસારનાં સમસ્ત દુ:ખોનો કેમ અંત આવે?"(૧૪,૧૫)

ત્રિતુલ બોલ્યા : "હે અનઘ! ચિરકાળ સુધી અભ્યાસ કરતાં જે અખંડ અને વ્યાપ્ત જ્ઞેય સામ્યરૂપે નિર્વિશેષ રીતે સ્ફુરે છે, તે જાણવા યોગ્ય તત્ત્વનો અપરોક્ષ સાક્ષાત્કાર થતાં સઘળાં દુ:ખો નાશ પામે છે. બંધનમાં ફસાવનાર અહંકાર વગેરે ગ્રંથિ ગળી જાય છે, સઘળા સંશયો નાશ પામે છે અને શુભાશુભ સઘળાં કર્મો શાન્ત થઈ જાય છે. (૧૬,૧૭) જ્ઞાન-સ્વરૂપ, નિત્ય, સર્વગત અને વિશુદ્ધ આત્મા જ જાણવા યોગ્ય તત્ત્વ છે. તેનો અસ્ત કે ઉદય થતો નથી." (૧૮)

ભગીરથે કહ્યું : "હે મુનીશ્વર! શાન્ત, નિર્મળ, અચ્યુત, વ્યાપક અને ચિન્માત્રરૂપ નિર્ગુણ બ્રહ્મ છે, અને આત્માથી વ્યતિરિક્ત કંઈ પણ ન હોવાથી દેહાદિ વસ્તુ મિથ્યા છે એ હું જાણું છું; પણ એ વિષયમાં મારું જ્ઞાન સ્થિર ટકતું નથી. કયા પ્રકારે હું ચિન્માત્ર આત્માનું નિત્ય અનુસંધાન કરી શકું તે કહો." (૧૯,૨૦)

ત્રિતુલ બોલ્યા : "હે રાજન્! જ્ઞાનસાધન કરતાં કરતાં જ્યારે ચિત્ત હૃદયાકાશમાં અંતર્મુખ થઈ સ્વરૂપનિષ્ઠ થાય છે, ત્યારે જીવ સર્વાત્મક બ્રહ્મ બની જતાં ફરીથી જન્મતો નથી. (૨૧) વિષયોમાં આસક્તિનો અભાવ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ગૃહ વગેરેમાં મમતાનો અભાવ, પ્રિય અને અપ્રિય વસ્તુ પ્રત્યે હર્ષવિષાદના અભાવે સમચિત્તતા, અભેદભાવે 'अहंब्रह्माऽस्मि'નું અવિચ્છિન્ન અનુસંધાન, પવિત્ર નિર્જન દેશમાં (નદી, પર્વત, દેવાલય વગેરે) નિવાસ, અવિનયી અને સંસ્કારશૂન્ય પામર જનોના સમુદાય પ્રત્યે અરૂચિ, આત્માદિ વિષયક જ્ઞાનમાં નિત્ય સ્થિતિ અને તત્ત્વજ્ઞાનની આલોચના, એ સઘળાં જ્ઞાનનાં સાધન હોવાથી

એને જ જ્ઞાન કહેવાય છે. તેનાથી વિપરીત આસક્તિ, મમતા, વિષમતા, ભેદદૃષ્ટિ વગેરે સંસારનાં બંધનનું કારણ હોવાથી અજ્ઞાન કહેવાય છે. (૨૨-૨૪) હે રાજન્! અહંકાર શાન્ત થતાં રાગદ્વેષનો જે ક્ષય કરે છે, અને સંસારરૂપી રોગનું જે ઔષધ છે, તે જ્ઞાનવડે આત્માનું સ્વરૂપ સમજાય છે." (૨૫)

ભગીરથે પૂછ્યું : "હે મહાભાગ! પર્વત ઉપર ઊગેલા વૃક્ષની પેઠે આ શરીરમાં અહંકાર ચિરકાળથી રૂઢ થયો છે, એનો કેમ ત્યાગ થાય?" (૨૬)

ત્રિતુલ બોલ્યા : "હે રાજન્! યથાર્થ જ્ઞાન અને સમાધિ વગેરેના અભ્યાસરૂપ પુરુષાર્થ વડે વિષયવાસનાનો ત્યાગ કરી પરિપૂર્ણ સત્તાનો આશ્રય લઈ, અહંકારનો નાશ કરવો. (૨૭) સ્વરૂપથી અતિરિક્ત અન્ય કંઈ નથી, એવા અકિંચન ભાવ વડે જ્યાં સુધી લજ્જા, જાતિ અને કુળનું અભિમાન વગેરે રૂપી યંત્રોનું પાંજરું સંપૂર્ણ રીતે નાશ નથી પામ્યું, ત્યાં સુધી અહંકાર નાશ પામતો નથી. (૨૮) આ સઘળાનો ત્યાગ કરી જો તમે નિશ્ચલ રહેશો, તો અહંકાર નાશ પામતાં તમે પરબ્રહ્મસ્વરૂપ જ છો. (૨૯) હે રાજન્! જો તમે "હું બ્રાહ્મણ છું, ગૃહસ્થ છું" વગેરે વિશેષણોનો ત્યાગ કરશો, અભય બનશો, સઘળી એષણાઓનો ત્યાગ કરશો, શત્રુઓને સઘળી સંપત્તિ આપી દઈ અકિંચન બનશો, અહંકારને શાન્ત કરશો, દેહાદિ કલ્પનાને મનમાંથી દૂર કરશો, એ જ શત્રુ પાસે ભિક્ષાર્થે જશો અને જેનો પરિત્યાગ ન કરવો જોઈએ એવા મને (ગુરુને) પણ છોડી દેશો, તો ઉન્નતથી વધારે ઉન્નત પદ તમે પ્રાપ્ત કરશો. તમે સર્વોત્કૃષ્ટ બ્રહ્મ જ છો." (૩૦)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! ગુરુનાં મુખથી એવો ઉપદેશ સાંભળી તે પ્રમાણે વર્તવાનો ભગીરથે નિશ્ચય કર્યો, અને

પોતાના રાજ્ય સંબંધી દૈનિક વ્યવહારમાં ભગીરથનો સર્વસ્વત્યાગ લાગી ગયો. ( ૩૧ ) થોડા દિવસો પસાર થઈ જતાં પોતાના ધનનો સંપૂર્ણ ત્યાગ થાય એ હેતુથી તેણે અગ્નિષ્ટોમ યજ્ઞ કર્યો. (૩૨) એ યજ્ઞ નિમિત્તે દ્વિજ, દેવ, દુઃખી, સગાંઓ વગેરેને પાત્ર-અપાત્રનો વિચાર કરી ગાય, જાગીર, અશ્વ, સોનું વગેરે સર્વસ્વ ધન તેણે આપી દીધું. ( ૩૩ ) ત્રણ દિવસમાં રાજા ભગીરથે સર્વનો ત્યાગ કરી દીધો. તેની પાસે ફક્ત પોતાનાં વસ્ત્રો રહ્યાં. (૩૪) ધનનો પરિત્યાગ કરી પોતાનું રાજ્ય નજીકનાં રાજ્યના પોતાના દુશ્મન રાજાને આપી દીધું. તેના અમાત્યો અને નગરજનો ખિન્ન થયા હતા. ( ૩૫ ) શત્રુરાજાએ નગરનો અને રાજ્યમહેલનો કબજો લીધો, એટલે કૌપીનધારી મૌનનિષ્ઠ ભગીરથ પોતાના દેશથી બહાર નીકળી પડ્યો. ( ૩૬ ) જ્યાં પોતાને નામથી કે મુખથી કોઈ ન ઓળખી શકે, એવાં ગામ, અરણ્ય કે પુરમાં તે નિવાસ કરતો. ( ૩૭ ) એની સઘળી એષણાઓ શાન્ત થઈ હોવાથી, થોડા જ વખતમાં પરમ શાન્તિ વડે તેણે આત્મામાં વિશ્રાન્તિનો અનુભવ કર્યો. ( ૩૮ ) પૃથ્વી ઉપર દેશપરદેશ ફરતાં ફરતાં કાળયોગે ભગીરથ અકસ્માત શત્રુના હાથમાં ગયેલી પોતાની નગરીમાં આવી ચડ્યો. ( ૩૯ ) મનના પ્રવાહ અનુસાર પ્રાપ્ત થતા મંત્રી અને નગરજનોને ત્યાં તે શાન્તિથી ભિક્ષા માગતો. ( ૪૦ ) નગરવાસીઓએ અને મંત્રીઓએ ભગીરથને ઓળખી કાઢ્યો અને ખિન્ન હૃદયે તેનું માનપૂર્વક પૂજન કર્યું. ( ૪૧ ) તેના શત્રુએ પણ પ્રાર્થના કરી, કે " હે પ્રભો ! તમારું રાજ્ય સંભાળો." મુનિએ તેનો સ્વીકાર ન કર્યો; કારણ કે ભોજન સિવાય એક તૃણનો પણ તે સ્વીકાર ન કરતો. ( ૪૨ ) કેટલાક દિવસો ત્યાં પસાર કર્યા પછી ભગીરથ

અન્ય સ્થળે ચાલ્યો ગયો. આથી એની પ્રજાને શોક થયો.(૪૩) એ સ્થળે પણ તે શાન્ત બુદ્ધિથી સુખપૂર્વક આત્મરમણમાં મગ્ન રહેતો હતો. એક વખત ત્રિતુલ ગુરુ તેને મળ્યા. (૪૪) ભગીરથે ગુરુનો યોગ્ય સત્કાર કર્યો, અને તેની સાથે વનમાં, ગ્રામમાં, પુરમાં વગેરે સ્થળે રહ્યો. (૪૫) ગુરુ-શિષ્ય બન્ને સમત્વનો અનુભવ કરતા હતા; અને દેહધારણ કરવો એ દુઃખનો હેતુ છે, એવો સ્વસ્થ ચિત્તે વિચાર કરતા હતા. (૪૬) "દેહ રહે તોપણ શું અને ન રહે તોપણ શું? અમને તેમાં કંઈ લેવાદેવા નથી. શાસ્ત્રક્રમ પ્રમાણે શિષ્ટાચારને અનુસરી દેહને જેમ રહેવું હોય તેમ ભલે રહે." બન્નેએ એ પ્રમાણે નિશ્ચય કર્યો, અને એક વનથી બીજા વનમાં તેઓ ભ્રમણ કરવા લાગ્યા. સુખમાં, દુઃખમાં કે બન્નેની મધ્યમાં તેઓ સમાન ભાવે રહેતા. (૪૭,૪૮) પ્રસન્ન થયેલા દેવો તેમને ધન, ઘોડા વગેરે રાજ્યસંપત્તિ, ઐશ્વર્ય અને અણિમાદિ આઠ સિદ્ધિઓ આપવા લાગ્યા; પણ એ સઘળું અંતરાયરૂપ છે એમ માની, એ વૈભવોને તેઓ તૃણવત્ સમજતા. (૪૯)

એક વખત કોઈક દેશની રાજધાનીમાં તેનો રાજા નિઃસંતાન મરણ પામ્યો. પ્રજા ખિન્ન થઈ અને ગુણવાન પુરુષને શોધી અમે તેને રાજા બનાવશું એવો નિશ્ચય કર્યો. (૫૦,૫૧) ભિક્ષાર્થે ફરતો ભગીરથ તેમની નજરે પડ્યો. તેને જોઈ સૈન્ય સહિત સત્કાર કર્યો અને તેને રાજા બનાવ્યો. (૫૨) વર્ષાઋતુમાં જેમ તળાવ પાણીથી ભરાઈ જાય, તેમ ભગીરથની આસપાસ મહાન સેના ફરી વળી અને તે હાથી પર બેઠો. (૫૩) "જગન્નાથ ભગીરથનો જય થાઓ" એ શબ્દો વડે મહાપર્વતો-ની ગુફા ગાજી ઊઠી. (૫૪) એક વખત તેની આગળની પ્રજાએ પોતાનો રાજા મરણ પામતાં રાજ્યનું પાલન કરતા

ભગીરથ પાસે આવીને આદરપૂર્વક પ્રાર્થના કરી, કે "હે રાજન્! મત્સ્ય જેમ માંસ ખાઈ જાય, તેમ તમે જેને રાજા બનાવી ગયા હતા તેનો મૃત્યુએ નાશ કર્યો છે; એ રાજ્ય સ્વીકારવાનો અમારા પર અનુગ્રહ કરો. માગ્યા વિના મળતી સંપત્તિનો ત્યાગ કરવો એ ઉચિત નથી." (૫૫–૫૭)

વસિષ્ઠ બોલ્યા: હે રઘુનંદન! પ્રજાની પ્રાર્થના સાંભળી ભગીરથે તેમની માગણીનો સ્વીકાર કર્યો, અને સાત સમુદ્રથી વીંટળાયેલી પૃથ્વીનો તે રાજા બન્યો. (૫૮) સમચિત્ત, શાન્ત, મૌની, વીતરાગ અને નિરભિમાની બની તે ફક્ત પ્રાપ્ત વ્યવહારનાં કર્મો કરતો. મોટું કૌતુક થાય તોપણ તે વિસ્મય ન પામતો. (૫૯) હજાર વર્ષ સુધી ભયંકર તપ કરી સગરના દીકરાઓનો ઉદ્ધાર કરવા માટે ગંગાજીને પૃથ્વી પર લઈ આવ્યો. (૬૦) મહારાજ ભગીરથની કીર્તિનો સમુદ્ર પર્યંત જાણે કે પ્રચાર ન કરતાં હોય એમ ગંગાજી પૃથ્વી પર વહેવા લાગ્યાં. (૬૧)

## સર્ગ નવમો

### શિખિધ્વજનું ઉપાખ્યાન

શિખિધ્વજ અને ચૂડાલાને થયેલો વિચાર

વસિષ્ઠ બોલ્યા : હે રામ! પ્રપંચદૃષ્ટિ તેમ જ તેમાં રહેલી વાસનાનો ત્યાગ કરો. પક્ષીની પેઠે અહીં-તહીં ભ્રમણ કરતા મનને એકનિષ્ઠ કરો, અને શાન્ત થઈ શિખિધ્વજની પેઠે આત્મામાં અચળ નિષ્ઠા રાખી વ્યવહાર કરો. (૧)

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્! શિખિધ્વજ કોણ હતો અને એણે પરમપદ કેમ પ્રાપ્ત કર્યું? બોધની વૃદ્ધિ થાય એ માટે

એ પ્રશ્નોનો યથાર્થ ઉત્તર આપો. (૨)

વસિષ્ઠ બોલ્યા : હે રામ પૂર્વે વ્યતીત થયેલા સાતમા મનુના દ્વાપરયુગમાં માલવ દેશમાં શિખિધ્વજ નામે એક શ્રીમાન રાજા રાજ્ય કરતો હતો. ધૈર્ય, ઉદારતા, દયા, સત્ય, ક્ષમા, દમ, શમ વગેરે ગુણો તેનામાં હતા અને તે શૂરવીર તેમ જ સત્કર્મો કરનાર હતો. (૩,૪) સુરાષ્ટ્ર દેશના રાજાની ચૂડાલા નામે એક સુંદર કન્યા હતી. શિખિધ્વજ પોતાના જેવા ગુણો ધરાવતી તે સતી સ્રીને પરણ્યો. (૫) બન્નેએ પોતપોતાનું હૃદય એક બીજાને અર્પણ કર્યું હતું, અને તેઓ પરસ્પર એક બીજાનું અવલોકન કરતાં અને અનુકૂળ વાર્તાલાપ કરતાં; આથી તેમની વચ્ચે દહાડે દહાડે પ્રેમ વધતો ગયો. (૬) ગીત, વાદ્ય, નૃત્ય વગેરે કળામાં એ દંપતી પારંગત થયાં. બન્ને વચ્ચે મૈત્રી એવી દૃઢ થઈ કે શરીર જુદાં હોવા છતાં તેઓ એક જ સ્વરૂપ છે એમ સૌને લાગતું. (૭) એ સુખી દંપતીએ ઘણાં વર્ષો સુધી યૌવનના નાના પ્રકારના વૈભવો પ્રેમથી ભોગવ્યા. (૮) ઘડાના છિદ્રમાંથી જેમ પાણી ચાલ્યું જાય, તેમ એક વર્ષ પૂરું થાય અને બીજું આવે, એ ક્રમે ઘણાં વર્ષો ધીમે ધીમે વ્યતીત થઈ ગયાં, અને યૌવન પૂરું થવા આવ્યું. આથી બન્નેએ વિચાર કર્યો, કે "પાકેલું ફળ જેમ ચોક્કસ નીચે પડે છે, તેમ જન્મેલાંને મરણ પણ ચોક્કસ છે. કમળને હિમ અને વીજળી જેમ કરમાવવા તૈયાર છે, તેમ જરાવસ્થા પણ યૌવનને જર્જરિત કરવા સામે ઊભી જ છે. હથેળીમાંથી જળ સરી જાય, તેમ આયુષ્ય અટક્યા વિના નિત્ય સર્યું જાય છે. વર્ષાઋતુમાં જેમ તૂંબડું વધ્યા કરે, તેમ માત્ર તૃષ્ણા જ વધતી જાય છે. નદીના પૂરની પેઠે યૌવન સર્યું જાય છે, અને ધનુષમાંથી છૂટેલાં બાણની પેઠે સુખ પણ ચાલ્યાં જાય છે.

કેળના ગર્ભની પેઠે સંસાર અસાર છે, અને તેનો વિચાર કરતાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. જે વડે મન જન્મમરણનાં દુઃખોમાંથી હમેશને માટે છૂટી જાય એવા પ્રકારનો શમ આ સંસારમાં ક્યાંય નજરે પડતો નથી." (૯–૧૪) એ પ્રમાણે પતિપત્નીએ નિશ્ચય કર્યો અને સંસારરોગના અમોઘ ઉપાય અધ્યાત્મશાસ્ત્રનો ચિરકાળ સુધી વિચાર કર્યો. (૧૫) સંસારરૂપી વિષૂચિકારોગ મટાડવા આત્મજ્ઞાન એ એક જ મંત્ર છે, એવો નિશ્ચય કરી તેઓ તત્પરાયણ થયાં. (૧૬) ચિત્ત અને પ્રાણને તેઓએ આત્મજ્ઞાનપરાયણ બનાવ્યાં. આત્મજ્ઞાનમાં જ તેમની નિષ્ઠા થઈ, અને આત્મજ્ઞાનીઓને જ શરણે તેઓ રહેવા લાગ્યાં. ફક્ત આત્મવિદ્નું તેઓ પૂજન કરતાં. આમ જ્ઞાનીને ઉચિત ચેષ્ટાઓ વડે બન્ને શોભવા લાગ્યાં. (૧૭) આત્મજ્ઞાનનાં જ અભ્યાસી થયાં હોવાથી તેઓ પરસ્પર આત્માના વિષય પર જ ચર્ચા ચલાવતાં, અને એ વિષયમાં જ પ્રીતિ રાખી એનું જ શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરે કરતાં. (૧૮) હે રામ! નિત્ય નિરંતર આત્મજ્ઞાનીઓ પાસેથી સંસારમાંથી ઉદ્ધાર કરે એવાં મહાવાક્યો સાંભળીને ચૂડાલા શાંત બેસીને અથવા વ્યવહાર કરતાં પણ આ પ્રમાણે આત્મવિચાર કરતી. (૧૯,૨૦)

ચૂડાલાની વિચારણા

ચૂડાલા બોલી: "આત્મા વિષે જરા વિચાર કરી લઉં. હું કોણ છું? સંસારનો ભ્રમ ક્યાંથી અને કેવી રીતે ઉત્પન્ન થયો? (૨૧) દેહ જડ છે, એટલે હું દેહ નથી. કર્મેન્દ્રિયો પણ દેહથી અભિન્ન હોવાથી જડ છે. (૨૨) જ્ઞાનેન્દ્રિયોને પણ મન પ્રેરે છે, એટલે તે પણ જડ છે એવો નિશ્ચય થાય છે. (૨૩) સંકલ્પવિકલ્પાત્મક મન પણ જડ છે; કારણ કે જેમ ગોફણ વગેરે સાધનો જડ પત્થરોને ફેંકી શકે છે, તેમ બુદ્ધિ

મનને પ્રેરે છે. (૨૪) નિશ્ચયરૂપ બુદ્ધિ પણ જડ છે; કારણ કે જેમ જમીન ખોદાતાં નીચા થયેલા પ્રદેશમાંથી નદી વહે છે, તેમ અહંકાર વડે બુદ્ધિ પ્રેરાય છે. (૨૫) વિપરીત જ્ઞાનને લીધે અહંકાર થતો હોવાથી, તે પણ નિ:સત્ત્વ અને શવ જેવો જડ છે. બાળકે કલ્પેલા યક્ષની પેઠે જીવ અહંકારને કલ્પે છે. (૨૬) જીવ પણ હૃદયમાં સ્થિત છે અને એનો સ્વભાવ કલ્પિત છે. તે પ્રાણમય છે અને દરરોજ સુષુપ્ત અવસ્થામાં આત્માની અંદર લીન થઈ જતો હોવાથી અધ્રુવ છે. એને લીધે જીવ પ્રાણ આપનાર કોઈ અંતઃપ્રવિષ્ટ અવ્યપદેશ્ય પુરુષ વડે જીવે છે. એ રીતે જીવ પણ પારમાર્થિક આત્મસ્વરૂપ નથી. (૨૭) અહો! હવે મને સાંભર્યું, દૃશ્ય વસ્તુના સંબંધથી જે કલંકિત થયું છે, એવા અનાદિ ચિત્સ્વરૂપ વડે જ જીવ પ્રાણ ધારણ કરે છે. (૨૮) જેમ પવન સુગંધ ફેલાવે છે, અને નદીનું પૂર જળ ચલાવે છે, તેમ ચિત્સ્વરૂપ જીવને ચલાવે છે. તેને ચેત્ય વસ્તુમાં તાદાત્મ્યાધ્યાસ થયો છે. (૨૯) અસત્ય અને જડ ચેત્યનો સંચય થતાં ચિત્સ્વરૂપ જડ બની, મહા-જળમાં પડતા અગ્નિની પેઠે પોતાના સ્વરૂપનો ત્યાગ કરે છે. (૩૦) એ પ્રમાણે દૃશ્યનો અભાવ થતાં પોતે જ જડ, શૂન્ય અને અસત્ કલ્પનારૂપ થવા છતાં પણ ફરીથી અનુપ્રવિષ્ટ ચૈતન્ય વડે સ્વ-સ્વરૂપમાં પ્રબુદ્ધ થાય છે. (૩૧) આ ચિત્ કયા હેતુથી મન, બુદ્ધિ વગેરે રૂપે થાય છે, એનો હું વિચાર કરું. ચિત્‌ના વિવર્ત સંબંધી જે જાણવા યોગ્ય હતું તે બરાબર સમજાયું. (૩૨) મન, બુદ્ધિ, ઇંદ્રિયો વગેરે વાસ્તવિક રીતે નથી, માત્ર કલ્પના જ છે; છતાં આત્મામાં એકાગ્રતા થવાના અભાવે તેઓ થયાં છે; કારણ કે સ્વરૂપનિષ્ઠાને અભાવે ચિત્‌માં નાનાત્વની પ્રતીતિ થાય છે. (૩૩) મહાસત્તાના નામે ઓળખાતું

એક ચિત્ જ છે, તે નિષ્કલંક, સર્વાત્મક, શુદ્ધ અને અહંકાર રહિત છે. એક જ વિમલસ્વરૂપે તે પ્રકાશે છે, તે સમ છે અને બ્રહ્મ, પરમાત્મા વગેરે નામે તેનું વર્ણન થાય છે." (૩૪,૩૫)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દિનપ્રતિદિન ચૂડાલા આત્મામાં જ રમણ કરવા લાગી, અને અંતર્મુખ વૃત્તિ વડે તે પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં સ્થિત થઈ. (૩૬)

ચૂડાલાની અપૂર્વ શોભા અને તેનાં કારણનું સ્પષ્ટીકરણ

ઇચ્છા, આસક્તિ તથા દ્વંદ્વમાં ઇષ્ટ અને અનિષ્ટ બુદ્ધિ અને ઉદ્યોગ તેનામાંથી દૂર થયાં. કોઈ પણ વસ્તુનો તે ત્યાગ ન કરતી અને ગ્રહણ પણ ન કરતી, પોતાનાં પ્રાપ્ત કર્તવ્યો જ તે બજાવતી. (૩૭) પરમાત્મતત્ત્વના સાક્ષાત્કારરૂપી મહાલાભથી તેનું હૃદય પરિપૂર્ણ થયું. તે સર્વથી શ્રેષ્ઠ હોવાથી, તેનું સ્વરૂપ અવર્ણનીય થયું. (૩૮) સ્વ–વિવેકના ઊંડા અભ્યાસ વડે થયેલા આત્મસ્વરૂપનો આવિર્ભાવ થતાં નવાં ખીલેલાં પુષ્પની પેઠે ચૂડાલા શોભવા લાગી. (૩૯) ચૂડાલાની અપૂર્વ અને અવર્ણનીય શોભા જોતાં શિખિધ્વજે એક દિવસ હસીને કહ્યું, "હે પ્રિયે! શરીરની વિમલ કાન્તિ વડે તું અધિક શોભે છે, તેં ફરીથી યૌવન પ્રાપ્ત કર્યું હોય એમ લાગે છે. અમૃતનો સાર તેં પીધો હોય, પ્રાપ્ત ન થયેલું પદ પ્રાપ્ત કર્યું હોય અને આનંદથી મન પરિપૂર્ણ હોય; એમ તું ખરેખર ખૂબ શોભે છે. તારું મન ભોગમાં કૃપણ નથી, તે શાન્ત છે, વિવેકી છે, ગંભીર છે, સમ છે અને પ્રસન્નતાનો અનુભવ કરે છે. (૪૦–૪૩)

ચૂડાલા બોલી: "હે સ્વામિન્! અજ્ઞાનીઓ નાના પ્રકારે પ્રતીત થતા જગતને સત્ય માને છે, પણ હું એ પરિચ્છિન્ન

દૃશ્યવસ્તુમાં આત્મબુદ્ધિ કરતી નથી. પરિપૂર્ણ બ્રહ્મનો મેં અનુભવ કર્યો છે. એ કારણે બ્રહ્મવિદ્યાના તેજથી હું શોભું છું. (૪૪) સર્વ જગતનો પરિત્યાગ કરી સર્વાત્મક, અબાધ્ય અને મિથ્યા જગતમાં અનુપ્રવિષ્ટ બ્રહ્મમાં મેં મારી વૃત્તિઓ જોડી દીધી છે. એને લીધે હું કાન્તિમતી લાગું છું. (૪૫) મહા-સત્તાની દૃષ્ટિએ જે વસ્તુ છે, અને નાનાત્વદૃષ્ટિએ જે નથી, એ વસ્તુ સૃષ્ટિ વગેરેમાં જે જે રીતે વર્તે છે તે સર્વ હું જાણું છું. એને લીધે હું શોભું છું. (૪૬) દૂરના ન ભોગવેલા ભોગો પણ જાણે મેં ભોગવ્યા હોય તેમ હું તુષ્ટ રહું છું. રાગદ્વેષનો મારામાં અભાવ હોવાથી, હું હર્ષ પામતી નથી અને ગુસ્સે પણ થતી નથી; એને લીધે હું શોભું છું. (૪૭) આકાશવત્ પરિપૂર્ણ વિશુદ્ધ બ્રહ્મમાં જ હું એક ચિત્તે રમું છું. ગીત, વાદ્ય વગેરે રાજલીલાઓમાં મને રુચિ થતી નથી; એથી હું શોભું છું. (૪૮) આત્મસ્વરૂપ હોવાથી હું સમસ્ત જગતનો પ્રભુ છું, અને સર્વનિયામક પરમાત્માના આનંદમાં સંતોષ માનું છું; એને લીધે હું સુંદર લાગું છું. (૪૯) જેના વડે રાગદ્વેષ ઓછા થઈ જાય એવી કથાઓ અને વિવેકદૃષ્ટિ મારી સખીઓ હોવાથી, તેની સાથે જ હું રમું છું; એટલે હું સુંદર લાગું છું. (૫૦) હે નાથ! આંખથી હું જે દૂર રહેલી વસ્તુઓ જોઉં છું, ત્વચા વગેરે ઇન્દ્રિયો વડે પાસેની જે વસ્તુઓ જોઉં છું, અને ચિત્ત વડે ભૂત અને ભવિષ્યના બનાવો જોઉં છું, એ સઘળી વસ્તુઓનું હું અનુસંધાન કરતી નથી. દૃશ્ય વ્યતિરિક્ત જે પરમશ્રેષ્ઠ વસ્તુ છે, તે બ્રહ્મનું હું નિત્ય અનુસંધાન કરું છું; એથી જ હું આનંદ પામું છું." (૫૧)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આત્મામાં વિશ્રાન્તિ પામેલી ચૂડાલાના કહેવાનો અર્થ શિખિધ્વજ સમજી ન શક્યો, એટલે

હસીને તેણે કહ્યું. (૫૨)

શિખિધ્વજનો ઉપહાસ

શિખિધ્વજ બોલ્યો: "હે સુંદરી! હું જે રાજવૈભવ ભોગવું છું તે તું પણ ભોગવે છે. 'હું વૈભવમાં રાચતી નથી' એ તારું કહેવું અસંબદ્ધ છે, તારી વાતો બાળક જેવી છે. (૫૩) પૃથ્વી વગેરે જે વસ્તુઓ પ્રત્યક્ષ છે, તેનો ત્યાગ કરી, તેં અવ્યપ્રદેશ્ય વસ્તુ પ્રાપ્ત કરી છે, તો પ્રામાણિક વસ્તુનો ત્યાગ કરી, અપ્રામાણિક વસ્તુ સ્વીકારનાર પુરુષ કેમ શોભે? (૫૪) ન ભોગવેલા ભોગો વડે સંતુષ્ટ રહી જે મૂઢ પ્રાપ્ત થયેલા ભોગોનો ત્યાગ કરે છે, તે પુરુષ દરિદ્રી જેવો ભાગ્યહીન છે. એવો પુરુષ તેજસ્વી કેમ લાગે? (૫૫) 'હું ચક્ષુ વગેરે ઇન્દ્રિયો વડે દેખાતી વસ્તુનું અનુસંધાન કરતી નથી, પણ દૃશ્યથી વ્યતિરિક્ત કોઈ અન્ય વસ્તુનું જ અનુસંધાન કરું છું' એવું તારું કહેવું પણ અર્થહીન છે. એવું કહેનાર સુંદર કેમ લાગે? (૫૬) તારી સમજણ કાચી છે. તું મુગ્ધ અને ચપળ છે. નાના પ્રકારના વૈભવો તું ભોગવે છે, તેમ હજી ખૂબ ભોગવ." (૫૭)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! શિખિધ્વજે ચૂડાલાનો એવી રીતે ઉપહાસ કર્યો અને અટ્ટહાસ્ય કરી મધ્યાહ્‌ન થતાં, અંતઃપુરમાંથી સ્નાનાર્થે બહાર નીકળ્યો. (૫૮)

આકાશગમનાદિ સિદ્ધિઓ પ્રાપ્ત કરવાના ઉપાય

"ખેદની વાત છે, કે મારાં વચનોથી મારા સ્વામીને આત્મબુદ્ધિ ન થઈ, અને મારા કહેવાનો ભાવાર્થ પણ તેઓ સમજી ન શકયા." એ પ્રમાણે વિચાર કરી ખિન્ન હૃદયે ચૂડાલા પોતાના વ્યવહારમાં લાગી ગઈ. (૫૯) એ રીતે એવા પ્રકારનાં આશયવાળાં તે દંપતીએ પાર્થિવ લીલાઓમાં

ઘણો સમય ગાળ્યો. (૬૦) નિત્યતૃપ્ત અને ઇચ્છા રહિત હોવા છતાં પણ એક વખત આકાશમાં વિહાર કરવાની ચૂડાલાને ઇચ્છા થઈ. (૬૧). આકાશગમનની સિદ્ધિ પ્રાપ્ત કરવા માટે સર્વે ભોગોનો અનાદર કરીને નિર્જન વનમાં તે ગઈ. ત્યાં એકાન્તમાં રહી શુભ આસને બેસી, ઊર્ધ્વ જતા પ્રાણને મધ્ય-ભાગ વગેરે સ્થાને રોકવાનો અભ્યાસ કરવા લાગી. (૬૨,૬૩)

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્! ચિરકાળ સુધી અભ્યાસ કરી પ્રાપ્ત થયેલી કઈ પ્રાણગતિ વડે આકાશગમનાદિ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે? (૬૪)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! શ્રીમાન શિખિધ્વજની કથા કહેતાં ઉપસ્થિત થયેલી સિદ્ધિઓ અપાવનાર પ્રાણાદિ પવનના અભ્યાસક્રમના પ્રશ્નનો ઉત્તર સાંભળો. ચિત્તની અંદર રહેલી સાધ્યવસ્તુ સિવાયની સઘળી વાસનાઓનો પ્રથમ ત્યાગ કરવો. ગુદા વગેરે સઘળાં દ્વારોનો સંકોચ કરવો. સિદ્ધાસન વગેરે આસનોનો, કાયા અને ડોકને સમાન રાખવાનો અને નાસાગ્ર પર નિશ્ચલ દૃષ્ટિ કરવાનો અભ્યાસ કરવો. સાત્ત્વિક અન્નવાળું શુદ્ધ ભોજન કરવું. આસન પણ શુદ્ધ હોવું જોઈએ. યોગ-શાસ્ત્રનું બરાબર અનુસંધાન કરી, યોગના અંગોનું અનુષ્ઠાન કરવું, યોગવિદ સજ્જનોનો સંપર્ક સાધવો અને સુખાસને બેસી, સર્વે સુખોનો ત્યાગ કરવો. હે રામ! પ્રાણાયામનો ચિરકાળ સુધી ઊંડો અભ્યાસ કરવો. ક્રોધ, લોભ અને સાંસારિક ભોગોનો ત્યાગ કરવો. ઉપર્યુક્ત સાધનોનો બરાબર અભ્યાસ કરવાથી આત્મા સર્વનિયામક હોવાથી, અખિલ પ્રાણ જ્ઞાની પુરુષને રેચક, પૂરક અને કુંભકમાં નોકર સમાન વશ થઈ વર્તે છે. (૬૫-૬૯) હે રાઘવ! પ્રાણ ઉપર વિજય મેળવતાં રાજ્યથી મોક્ષ પર્યંત સમસ્ત વૈભવો સુસાધ્ય થાય છે. (૭૦)

હે રામ! મર્મસ્થાનમાં આંત્રવેષ્ટનિકા નામે એક નાડી છે. તેમાંથી સો નાડીઓ નીકળે છે. તે મંડળાકાર છે. (૭૧) વીણાદંડના અગ્રભાગે તંતુઓની જેમ તે વીંટળાયેલી છે, અને જળમાં થતાં કૂંડાળાં જેવી છે. ક્ષુદ્ર કીડાથી બ્રહ્મા સુધી સર્વે પ્રાણીમાં એ નાડી છે. (૭૨) ટાઢથી પીડાતાં ગૂંચળું વાળી સૂતેલા સર્પની માફક તે સર્વે પ્રાણીઓમાં મંડળાકારે રહેલી છે. સો નાડીઓથી વીંટળાયેલી આંત્રવેષ્ટનિકા નાડીને વાયુ નિત્ય ચંચળ બનાવે છે. (૭૩) એ નાડીના કેળ જેવા કોમળ ભાગની અંદર વાયુ સંબંધી એક પરમ શક્તિ રહેલી છે. ગુસ્સે થયેલી નાગણની પેઠે તે નિરંતર અપાનવાયુને નીચે ફગાવે છે, અને પ્રાણવાયુને ઊર્ધ્વગતિ આપે છે. સઘળી શક્તિઓને તે ઉલ્લાસ આપનાર છે. (૭૪,૭૫) આ પ્રાણ-શક્તિની અંદર હૃદયાકાશમાં આવેલી સમસ્ત નાડીઓ સિદ્ધ થાય છે. સ્પન્દ, સ્પર્શ, સંવિત્, કલા અને ક્રિયાનો એ જ હેતુ છે. એ જ પવન સંબંધી નિર્મળ શક્તિને કુંડલિની કહેવાય છે. બંધનનો હેતુ થતાં તે તત્કાળ કલા બને છે, જ્ઞાનોત્પાદન કરાવનાર થતાં તે ચિત્ કહેવાય છે, શ્વાસોચ્છવા-સની ક્રિયાને લીધે જીવ કહેવાય છે અને સ્મરણનો હેતુ થતાં મન કહેવાય છે. વિવિધ મનોરથો થતાં તે સંકલ્પ શબ્દ વડે ઓળખાય છે, તે નિશ્ચય કરે છે; એટલે બુદ્ધિ કહેવાય છે અને અભિમાન થતાં અહંકારને લીધે તે પુર્યષ્ટક શબ્દ વડે ઓળખાય છે. (૭૬–૮૦) કુંડલિની શબ્દ વડે ઓળખાતી એ સર્વશ્રેષ્ઠ શક્તિ જે દેહમાં સ્થિત છે, તે પોતે જ પ્રાણ અપાન-સ્વરૂપે નીચે અને ઉપર જાય છે. (૮૧) કોઈક વખત એ પ્રાણશક્તિ સમસ્ત રીતે ઊર્ધ્વગતિ કરે છે, અને કોઈક વખતે તે સમસ્ત રીતે નીચે પડે છે. આમ પ્રાણની ગતિ અનિશ્ચિત

થતાં, મનુષ્ય મરણ પામે છે; માટે જ તે પ્રાણમય કહેવાય છે. (૮૨) નિરોધના અભ્યાસ વડે પ્રાણશકિત ઊર્ધ્વગતિ અને અધોગતિનો ત્યાગ કરી જો દેહમાં જ સર્વ પ્રકારે સ્થિર રહે તો પ્રાણનો અંદર નિરોધ થયો હોવાથી, જીવના જરા, મરણ વગેરે વ્યાધિ નાશ પામે છે. (૮૩)

આધિ-વ્યાધિનાં કારણો **શ્રીરામે પૂછ્યું:** હે મુનીશ્વર! આધિ અને વ્યાધિ કયા હેતુથી ઉત્પન્ન થાય છે, અને કઈ રીતે તેનો નાશ થાય છે તે મને યથાર્થ રીતે કહો. (૮૪)

**વસિષ્ઠ બોલ્યા:** હે રામ! શારીરિક દુઃખને વ્યાધિ કહેવાય છે, અને વાસનાને લીધે થતાં માનસિક દુઃખને આધિ કહેવાય છે. તે બન્નેનું કારણ અજ્ઞાન છે. તત્ત્વજ્ઞાન પામવાથી એ બન્ને નાશ પામે છે. (૮૫) તત્ત્વજ્ઞાનના અભાવે અને ઇન્દ્રિયો પર વિજય મેળવવાના અભાવે તે અલ્પત્વનો ત્યાગ કરે છે, અને "આ વસ્તુ પ્રાપ્ત થઈ અને તે વસ્તુ પ્રાપ્ત ન થઈ" એ પ્રમાણે રાગદ્વેષને લીધે હૃદય જડ બનતાં જીવને મહાન મોહ થાય છે, અને વર્ષાઋતુમાં જેમ ઝાકળ ઉત્પન્ન થાય છે, તેમ આધિ ઉત્પન્ન થાય છે. (૮૬,૮૭) જ્યારે આધિરૂપ ઇચ્છાઓ પુષ્કળ પ્રમાણમાં સ્ફુરે છે અને અજ્ઞાન ગાઢ બને છે, ત્યારે દુષ્ટ અન્ન લેવાથી, સ્મશાન જેવા અયોગ્ય સ્થળે જવાથી, સંધ્યાકાળ જેવા અયોગ્ય કાળે ભોજનાદિ વ્યવહાર કરવાથી, શબવહનાદિ દુષ્ટ ક્રિયાઓથી, કોઢ વગેરે રોગો વડે દૂષિત થયેલા મનુષ્યોના સંસર્ગમાં આવવાથી, ક્રોધ વગેરે દુષ્ટ ભાવનાઓનો મનમાં ઉદ્‌ભવ થવાથી અને અન્નપાનના રસસંચારને અભાવે, નાડીના પ્રાણને ફરવાના માર્ગો ક્ષીણ થતાં, કે કફ, વાત અને પિત્તના પ્રકોપે તે ભરાઈ જતાં વિષમ થયેલા પ્રાણને લીધે શરીર

અસ્વસ્થ થઈ જાય છે. એથી જેમ ઋતુઓ પ્રમાણે વૃદ્ધિ કે ક્ષય થતાં નદીનો આકાર બદલાય છે, તેમ વ્યાધિ ઉત્પન્ન થતાં શરીરનો આકાર ફરે છે. (૮૮-૯૧) પૂર્વજન્મની કે આ જન્મની શુભ કે અશુભ જે વાસના પ્રબળ છે, તે જ વાસના મનુષ્યને શુભ કે અશુભ વ્યવહારમાં એ જ રીતે યોજે છે. (૯૨) હે રઘુકુળભૂષણ રામ! એ રીતે પંચભૂતાત્મક દેહમાં આધિ અને વ્યાધિ ઉત્પન્ન થાય છે. હવે તેનો નાશ કેમ થાય છે તે સાંભળો. (૯૩) આધિ બે પ્રકારની છે-(૧) સામાન્ય અને (૨) સારભૂત. જે આધિ વ્યવહારનો જ હેતુ છે તે સામાન્ય આધિ છે, અને મલિન વાસનામય આધિ સારભૂત (દૃઢ) આધિ છે. (૯૪) વ્યવહારને લીધે ઉત્પન્ન થયેલી આધિઓ ઇષ્ટ પદાર્થ મળતાં નાશ પામે છે, અને એ નષ્ટ થતાં એવી આધિને કારણે ઉત્પન્ન થયેલી વ્યાધિઓ પણ નાશ પામે છે. (૯૫) હે રાઘવ! જેમ દોરીનું જ્ઞાન થયા વિના તેમાં પ્રતીત થતો સર્પ નાશ પામતો નથી, તેમ આત્મજ્ઞાન વિના સારભૂત આધિ નષ્ટ થતી નથી. (૯૬) જે વ્યાધિઓ આધિને લીધે ઉત્પન્ન થઈ નથી, તેવી વ્યાધિઓ ચિકિત્સક વગેરે શાસ્ત્રોના કહેવા પ્રમાણે ઔષધ વગેરે દ્રવ્ય, મંત્ર અને શુભ કર્મ વડે નાશ પામે છે, તે તમે જાણો છો. (૯૭)

શ્રીરામે પૂછ્યું: હે ભગવન! આધિમાંથી વ્યાધિ કેમ ઉત્પન્ન થાય અને કેમ નાશ પામે? આપની પ્રસન્ન વાણીથી આ પ્રશ્નોના ઉત્તર આપો. (૯૮)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! ચિત્તમાં વિક્ષેપ થતાં દેહ સંક્ષોભ અનુભવે છે. દાખલા તરીકે, ગુસ્સે થયેલો મનુષ્ય પોતાની આગળ પડેલી વસ્તુઓ પણ જોઈ શકતો નથી; તો બીજી દૂરની વસ્તુ તો કેમ દેખે? (૯૯) શરથી વીંધાયેલું હરણ જેમ આડે

માર્ગે દોડે છે, તેમ ક્ષુબ્ધ થયેલો મનુષ્ય પોતાની આગળ રહેલો જીવનનો ખરો માર્ગ મૂકીને ન કરવાનાં કાર્યો પાછળ દોડે છે. (૧૦૦) દેહમાં રહેલા સાત ધાતુઓ ક્ષુબ્ધ થતાં પ્રાણ-વાયુનું ફરવું પણ વિષમ બને છે, અને એ વિષમતાને પરિ-ણામે નાડીઓની સ્થિતિ પણ વિષમ બને છે. જેમ નિર્બળ રાજાને લીધે વર્ણ અને આશ્રમમાં અવ્યવસ્થા થાય છે, તેમ નાડીઓ અને પ્રાણ વિષમ થતાં ખાધેલું અન્ન જઠરમાં બગડે છે, અને તેથી અન્ન પૂરું પચતું નથી, અજીર્ણ થાય છે અથવા અતિ વધારે પચી જાય છે. એ રીતે વિષમતાને લીધે જે અન્ન શરીરમાં રહી જાય છે, તેને પરિણામે મનુષ્ય વ્યાધિમાં સપ-ડાય છે. એ પ્રમાણે આધિથી વ્યાધિ થાય છે, અને આધિનો નાશ થતાં વ્યાધિ નષ્ટ થાય છે. હવે મંત્રોના ક્રમથી વ્યાધિ જે રીતે નષ્ટ થાય છે તે સાંભળો. (૧૦૧-૧૦૩) હરીતકી-(હરડે) જેમ મળ સાફ કરે છે, તેમ ય, ર, લ, વ વગેરે મંત્ર-વર્ણો પણ આરોગ્યને ઉચિત ધ્યાનના પ્રતાપે રોગનું નિવારણ કરે છે. (૧૦૪) હે સાધો! ઘસવાથી જેમ સુવર્ણ શુદ્ધ બને છે, તેમ શિવપૂજન વગેરે નિર્મળ પુણ્યકર્મો કરવાથી; અને મહાપુરુષોની શુશ્રૂષા કરવાથી મન શુદ્ધ થાય છે. (૧૦૫) પૂર્ણ ચંદ્રનો ઉદય થતાં, જેમ સમસ્ત વિશ્વ પ્રકાશિત થાય છે, તેમ ચિત્ત નિર્મળ થતાં દેહમાં સુખ વધે છે. (૧૦૬) મન શુદ્ધ થતાં પ્રાણવાયુ પણ સ્વાભાવિક ક્રમ પ્રમાણે ફરવા માંડે છે, અને પ્રાણ સમ બનતાં અન્ન બરાબર પચે છે; તેથી શરીરની વ્યાધિઓ નષ્ટ થાય છે. (૧૦૭) હે રામ! આધિ અને વ્યાધિની ઉત્પત્તિ તેમ જ નાશ વિષે તમને કહ્યું. હવે કુંડલિની વિષે જે વર્ણન કરું છું તે સાંભળો. (૧૦૮)

જેમ સુગંધ પુષ્પ પર આધાર રાખે છે, તેમ કુંડલિની

પુર્યંષ્ટક (સૂક્ષ્મ શરીર) જીવનો આધાર છે. અર્થાત્ પુષ્પ વિના સુગંધ સંભવે નહિ, તેમ કુંડલિની વિના જીવ સંભવતો નથી. (૧૦૯) જ્યારે પૂરકના અભ્યાસથી કુંડલિનીને પૂર્ણ કરી નિર્વિકાર રીતે સ્થિત થવાય, ત્યારે કાયા મેરુ પર્વત જેવી સ્થિર અને સ્થૂલ બને છે. (૧૧૦) જ્યારે પૂરક વડે દેહ પૂર્ણ થાય, અને મૂલાધારથી બ્રહ્મરંધ્ર પર્યંત દીર્ઘ પ્રાણવાયુ ખેંચાય, ત્યારે ગરમીથી થતા શારીરિક અને માનસિક શ્રમને જાણે કે સહન કરવા માટે આકાશમાં ઊર્ધ્વગતિની ભાવના કરી, કુંડલિનીને ઉપર લઈ જવી. (૧૧૧) એમ થતાં કુંડલિની સર્પની પેઠે લાંબી થઈ જાય છે, અને સર્વે નાડીઓને લતાની પેઠે સાથે લઈ ત્વરાથી તે ઊર્ધ્વગમન કરે છે. જેમ ધમણ અંદર રહેલા જળને ઉરાડે છે, તેમ આખા દેહને તે ઊંચે ઉરાડે છે. (૧૧૨,૧૧૩) જેમ દીન મનુષ્ય ઇન્દ્રપદ મેળવે, તેમ આવા પ્રકારના અભ્યાસથી યોગ વડે યોગીઓ આકાશગમનની સિદ્ધિ મેળવે છે. (૧૧૪) જ્યારે કુંડલિનીરૂપ પ્રાણશક્તિ સુષુમ્ણા નાડીની અંદર પ્રાણપ્રવાહ વડે સર્વે નાડીનો નિરોધ કરી, રેચકના અભ્યાસયોગથી બ્રહ્મરંધ્રના બહિર્ભાગમાં આવેલા બાર અંગુલના આકાશપ્રદેશમાં એક મુહૂર્ત માત્ર સ્થિત થાય છે, ત્યારે સિદ્ધ, વિદ્યાધરો વગેરે આકાશવાસીઓનાં દર્શન થાય છે.(૧૧૫,૧૧૬) હે રાઘવ! સ્વરૂપચૈતન્યના પ્રકાશથી તેજસ્વી થયેલાં બુદ્ધિ-નેત્રો વડે આકાશમાં રહેલા સિદ્ધો સ્વપ્નની પેઠે દેખાય છે, અને અણિમાદિ સિદ્ધિઓ પણ મળે છે. (૧૧૭) રેચક પ્રાણાયામના યુક્તિપૂર્વક કરેલા અભ્યાસ વડે જો મુખથી બહાર બાર અંગુલ પર્યંત આવેલા આકાશપ્રદેશમાં પ્રાણવાયુ ચિરકાળ સુધી સ્થિર થાય, તો સાધકને પરકાયાપ્રવેશની સિદ્ધિ મળે છે. (૧૧૮)

કુંડલિનીનો પ્રસંગ

શ્રીરામે પૂછ્યું : હે બ્રહ્મન્ ! દેહ એક જ છે, પણ સિદ્ધિનાં પરિણામોમાં ભેદ છે; તો આકાશગમન કરવા માટે દેહને અણુ જેવો કેમ બનાવી શકાય, અને આકાશમાં વ્યાપ્ત થવા માટે સ્થૂલ કેમ બનાવી શકાય ? (૧૧૯)

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! ચિન્માત્ર એક જ છે. તે શુદ્ધ, સૌમ્ય, સૂક્ષ્મથી પણ વધારે સૂક્ષ્મ અને શાન્ત છે. જગત જેવું કંઈ નથી, તેમ જગતની સમૃદ્ધિ જેવું પણ કંઈ નથી. (૧૨૦) ચિન્માત્ર વસ્તુ બહિર્મુખ બનતાં સંકલ્પો કરે છે, ત્યારે પરિચ્છિન્ન દૃષ્ટિને લીધે કલુષિત થતાં તે જીવ કહેવાય છે. (૧૨૧) ભ્રમથી બાળક જેમ યક્ષ જુએ છે, તેમ સંકલ્પની ભ્રાન્તિથી અજ્ઞાની જીવ અસત્ય શરીરને સત્ય માની બેસે છે. (૧૨૨) એમ હોવાથી જેઓએ આત્મા સંબંધી નિશ્ચય કર્યો છે, એવા પુરુષો જેવી ભાવના કરે છે, તેવી વસ્તુ તે જ રીતે દૃઢ ભાવનાને લીધે તેઓ જુએ છે. (૧૨૩) આત્મજ્ઞાન વિનાના અજ્ઞાની મનુષ્યો પણ દૃઢ ભાવનાનું અનુસંધાન કરતાં નિષિદ્ધ કર્મને અમૃતમય બનાવે છે, અને વિહિત કર્મને વિષમય બનાવે છે. (૧૨૪) એવી રીતે જે વસ્તુની જેવી રીતે ભાવના કરવામાં આવે છે, તેવો જ અનુભવ થાય છે. ઘણી વખત આ વિષે વિચાર થઈ ગયો છે. (૧૨૫) સત્યભાવે વિચાર કરતાં આ દેહ નથી, પણ તેનો અસત્યભાવે વિચાર કરતાં તે બ્રહ્માકાશરૂપે થાય છે. (૧૨૬) જેઓએ વાયુ ઉપર વિજય મેળવી સંવિત્‌ને દૃઢ રીતે સિદ્ધ કરી છે, તેમને માટે અણિમાદિ સિદ્ધિઓ મેળવવાની જેવી ભાવના તેવી સિદ્ધિ કરવાની આવી યુક્તિ સુલભ છે.(૧૨૭)

ચૂડાલાએ એવી રીતે ખૂબ અભ્યાસ કરી, અણિમાદિ સિદ્ધિરૂપી ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું. (૧૨૮) આકાશમાર્ગે, પાતાળમાં અને પૃથ્વી પર ગંગાજીની પેઠે ત્રણે લોકમાં અમૃત જેવી શીતળ

બની ચૂડાલા વિહરવા લાગી. (૧૨૯) પતિ પાસે આલિંગન માટે જ્યારે તે જતી, ત્યારે પણ વિષયો પ્રત્યે અનાદર હોવાથી "મારા સ્વામીને જ્ઞાન આપી જાગ્રત કરું" એવો વિચાર તે કરતી. (૧૩૦) જેમ પિતા બાળકપુત્રને સમજાવે, તેમ આત્મજ્ઞાન-રૂપી અમૃતનો અનુભવ કરવા યત્નપૂર્વક તેણે પતિને ખૂબ ઉપદેશ આપ્યો. (૧૩૧) નિર્મળ મોતીને મોતી સાથે રાખતાં જેમ તે સ્થિર ન રહે, તેમ રાજા પણ આત્મામાં વિશ્રાન્તિ અનુભવી ન શક્યો. (૧૩૨) બાળક જેમ વિદ્યાની કિંમત ન સમજે, તેમ અનેક ગુણસંપન્ન ચૂડાલાની કિંમત આટલે વખતે પણ શિખિધ્વજ સમજી ન શક્યો. (૧૩૩) શૂદ્રને યજ્ઞક્રિયા ન બતાવાય, તેમ ચૂડાલાએ પોતાની સિદ્ધિઓ આત્મામાં સ્થિર ન થયેલા પતિને બતાવી નહિ. (૧૩૪)

શ્રીરામે પૂછ્યુંઃ હે બ્રહ્મન્! મહાન સિદ્ધિઓ જાણનારી યોગિની ચૂડાલાનો પ્રયત્ન પણ શિખિધ્વજને બોધ આપી ન શક્યો, તો પછી અન્ય સાધારણ ગુરુ શિષ્યને કેમ બોધ આપી શકે? (૧૩૫)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જ્ઞાનશાસ્ત્રમાં કહેલી મર્યાદાનું પાલન કરવા માટે જ ગુરુનો ઉપદેશ છે. આત્મસાક્ષાત્કારનું કારણ તો શિષ્યની કેવળ શુદ્ધ પ્રજ્ઞા જ છે. (૧૩૬)

શ્રી રામે પૂછ્યું: હે બ્રહ્મન્! આપ કહો છો તેમ જ હોય તો આત્મજ્ઞાન માટે ગુરુનો ઉપદેશ જરૂરનો છે, એવી લોકવ્યવહારની માન્યતા જગતમાં શા માટે છે? (૧૩૭)

કિરાટનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! વિન્ધ્યાટવીમાં એક સ્થળે કોઈ કિરાટ (ફેરિયો) રહેતો હતો. તે ધનવાન અને કુટુંબી હતો. તે અતિ કૃપણ હતો. (૧૩૮) એક વખત જંગલમાં જતાં

તેની એક કોડી ઘાસના ઢગલામાં પડી ગઈ. (૧૩૯) એ મેળવવાના લોભમાં ત્રણ ત્રણ દિવસ સુધી એ સ્થળે ઘાસ વગેરે ચૂંથી તે બિચારા ફેરિયાએ ખૂબ મહેનત કરી. (૧૪૦) ત્રણ દિવસને અંતે એ જંગલમાંથી પૂર્ણચંદ્ર જેવી કાન્તિવાળો એક ચિન્તામણિ તેને મળ્યો. (૧૪૧) રાત્રિદિવસ બિલકુલ થાકયા વિના કોડી શોધતાં શોધતાં તે કિરાટને બહુ મૂલ્યવાન ચિન્તામણિ મળ્યો; તેવી રીતે ગુરુનો ઉપદેશ સાંભળતાં સાંભળતાં શિષ્યને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. ગુરુના ઉપદેશથી એક વસ્તુ શોધતાં શોધતાં અન્ય વસ્તુનો સાક્ષાત્કાર થાય છે. (૧૪૨,૧૪૩) ગુરુનો ઉપદેશ અતિ મૂલ્યવાન તત્ત્વજ્ઞાનના સાક્ષાત્કારનું કારણ ન હોવા છતાં પણ મણિ અને કોડીની પેઠે તે કારણ છે. (૧૪૪)

હે રામ! મનુષ્યોને અંધકારમાં જેમ કંઈ ન સૂઝે તેમ તત્ત્વજ્ઞાનમાં વિશ્રાન્તિ મળવાને અભાવે શિખિધ્વજને મોહ થયો. (૧૪૫) દુઃખાગ્નિ તેના મનને બાળતો

શિખિધ્વજનો વૈરાગ્ય

હતો; એટલે વિવિધ પ્રકારની હાજર થતી સમૃદ્ધિ પણ અગ્નિજ્વાળાની પેઠે રાજાને જરા પણ આનંદ આપતી નહિ. (૧૪૬) તેણે પુષ્કળ દાન આપ્યું, અનેક તીર્થસ્થળોની યાત્રા કરી અને કૃચ્છ્રાદિ તપ પણ ઘણાં કર્યાં. એ માટે ઘણે સ્થળે રાજા ફર્યો; પણ તેના ચિત્તમાંથી સંપૂર્ણ શોક જરા પણ દૂર ન થયો. ચિન્તાએ તેને પરવશ અને દીન બનાવી દીધો. રાજ્ય તેને વિષ સમાન લાગવા માંડયું. (૧૪૭,૧૪૮) એક વખત ચૂડાલાને એકાન્તમાં પાસે બેસાડી, શિખિધ્વજે મધુર રીતે કહ્યું. (૧૪૯)

શિખિધ્વજ બોલ્યો: "હે પ્રિયે! દીર્ઘ કાળ સુધી રાજ્યસુખ ભોગવ્યું, અને વિવિધ પ્રકારના વૈભવોનો સ્વાદ પણ મેં ચાખ્યો; હવે જગત પ્રત્યે વૈરાગ્ય આવવાથી હું વનમાં જાઉં છું. (૧૫૦)

સુખ, દુઃખ, સંપત્તિ કે આપત્તિ વનમાં રહેનારા મુનિને પરતંત્ર બનાવવા સમર્થ નથી. (૧૫૧) ત્યાં દેશભંગનો ભય ન હોવાથી, વૃથા સંમોહ થતો નથી, અને યુદ્ધમાં થતો જનહત્યાનો ભય પણ ત્યાં નથી. એને લીધે રાજ્યસુખ કરતાં વનનું સુખ વધારે છે, એમ હું માનું છું. (૧૫૨) એકાન્ત સ્થાનમાં વિવેકસંપન્ન મન જેવું નિર્મળ બને છે, તેવું ચંદ્રલોક, બ્રહ્મલોક કે ઇન્દ્રલોકમાં પણ નથી બનતું. (૧૫૩) મારા આ વિચારને તું જરા પણ આડે નહિ આવે, એમ હું માનું છું; કારણ કે પતિની ઇચ્છાઓ નિષ્ફળ થાય એવું કુળવાન સ્ત્રીઓ સ્વપ્ને પણ ઇચ્છતી નથી.” (૧૫૪)

ચૂડાલાએ કહ્યું: “હે નાથ! જે વખતે જે કાર્ય હોય તે તે જ વખતે શોભે, તે વખતે અન્ય કંઈ શોભતું નથી. વસંત ઋતુમાં પુષ્પ શોભે છે અને શરદકાળે ફળ શોભે છે. વનવાસ તો વૃદ્ધોને શોભે તમારા જેવા યુવાનોને એ યોગ્ય નથી; એથી તમારી વાત મને ગમતી નથી.” (૧૫૫,૧૫૬)

શિખિધ્વજે કહ્યું: “હે કમલાક્ષી! મારાં ઇષ્ટ કાર્યમાં તારે વિઘ્ન ન કરવું. દૂર એકાન્ત વનમાં હું ગયો જ સમજ. (૧૫૭) તું હજી કોમળ બાળા છે; એટલે તારે વનમાં આવવું નહિ. પુરુષોને પણ સંકટોથી ભરપૂર વન વિષમ છે. (૧૫૮) તારે આ રાજ્યનું પાલન કરવાનું છે. પતિના ગયા પછી કુટુંબનો ભાર ઉપાડવો, એ સ્ત્રીઓનું વ્રત છે.” (૧૫૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે પોતાની ચંદ્રમુખી પત્નીને કહી રાજા સ્નાનાર્થે ઊઠયો, અને દિવસનાં કાર્યો કરવા લાગ્યો. (૧૬૦) દિવસનું કામ આટોપી સૂર્ય અસ્ત થયો. ખુલતાં કમળો વડે શોભતી રાત્રિ ગાઢ બનવા લાગી. (૧૬૧) સંધ્યા-

રાજાનું વનગમન

વંદનાદિ કાર્યથી પરવારી રાજાએ ચૂડાલા સાથે મૌનકની પેઠે શયન કર્યું. (૧૬૨) અર્ધ રાત્રિનો સમય થયો. સર્વત્ર શાન્તિ હતી. સમસ્ત વિશ્વ ગાઢ નિદ્રામાં લીન હતું. એ વખતે પાસે સૂતેલી પત્નીનો ત્યાગ કરી, શિખિધ્વજ મહેલની બહાર નીકળી પડ્યો. (૧૬૩) "હું નગરચર્યા માટે જાઉં છું" એમ પોતાના નોકરને કહી તેને પણ એ જ કાર્ય સોંપી, રાજા નગરની બહાર નીકળી પડ્યો. (૧૬૪) "હે જડ લક્ષ્મી ! તને મારા છેલ્લા પ્રણામ છે" એમ કહી, તેણે પોતાના દેશનો ત્યાગ કર્યો; અને જેમ નદી સમુદ્રમાં દાખલ થાય, તેમ તે એક ભયંકર જંગલમાં ગયો. (૧૬૫) પ્રાતઃકાળ થતો અને રાત્રિ પડતી. એમ દસ દિવસ પછી નદી, પર્વતો અને દેશોને તે ઓળંગી ગયો. (૧૬૬) મંદર પર્વત પાસે આવેલા ગાઢ વનમાં તે આવ્યો. મનુષ્યોને આવવા માટે તે વન દુર્ગમ હતું. વસતિવાળાં શહેરો ત્યાંથી ઘણાં દૂર હતાં. ઝરાઓનાં ખળખળ વહેતાં પાણી વડે પુષ્ટ થયેલાં અનેક વૃક્ષો ત્યાં હતાં. યજ્ઞવેદીઓ અને પર્ણશાળાઓ અસ્તવ્યસ્ત સ્થિતિમાં હોવાથી સ્પષ્ટ દેખાઈ આવતું હતું, કે અહીં એક વખત ઋષિઓના આશ્રમો હશે. (૧૬૭,૧૬૮) ક્ષુદ્ર પ્રાણીઓ ત્યાં વસતાં ન હતાં. દેવને સેવન કરવા યોગ્ય અનેક લતાગૃહો ત્યાં હતાં. એ સ્થળે એક સપાટ પ્રદેશ શોધી તેણે એક ઝૂંપડી બનાવી, અને તપસ્વીને જરૂરની યોગ્ય સામગ્રી એકઠી કરી. (૧૬૯) વાંસનો દંડ, ફળાહાર માટે પાત્ર, અર્ઘ્યપાત્ર, પુષ્પ માટે છાબ, રુદ્રાક્ષની માળા, કમંડળ, ઠંડીથી બચવા માટે કંથા, દર્ભાસન, મૃગચર્મ વગેરે વસ્તુઓ ઝૂંપડીમાં વસાવી. (૧૭૦,૧૭૧) પ્રાતઃકાળમાં પ્રથમ પહોરે તે સંધ્યા, જપ વગેરે ક્રિયાઓ કરતો; બીજે પ્રહરે પુષ્પો લાવતો; અને ત્યાર પછી સ્નાન, દેવપૂજન વગેરે કર્મો કરતો. પછી વનમાં

મળતાં ફળો, કંદમૂળ વગેરેનો આહાર કરી ફરીથી જપમાં બેસી જતો. ઇન્દ્રિયોને વશ રાખનાર શિખિધ્વજ એ રીતે રાત્રિ પસાર કરતો.

હે રામ! એવી રીતે રાજા પોતાની પર્ણકુટિમાં કાળ વ્યતીત કરતો. હવે ચૂડાલાએ શું કર્યું, તે સાંભળો.(૧૭૨,૧૭૩)

ચૂડાલાનું પતિ પાસે ગમન

અર્ધ રાતે જ્યારે શિખિધ્વજ દૂર નીકળી ગયો, ત્યારે ગામમાં નિદ્રા લેતી હરિણીની પેઠે બીકથી ચૂડાલા જાગી ગઈ. (૧૭૪) શય્યામાં પતિને ન દેખવાથી તેનું મોં પડી ગયું, અને ખિન્ન હૃદયે તે સફાળી ઊઠી. (૧૭૫) ખરાબ પદાર્થોના સંયોગથી સુકાઈ ગયેલી મહાવલ્લીની પેઠે ચૂડાલા એક ક્ષણ શય્યામાં જ બેસી રહીને ખિન્ન હૃદયે વિચારવા લાગી: "અતિ ખેદની વાત છે, કે સ્વામીએ ઘર અને રાજ્યનો ત્યાગ કરી વનમાં પ્રયાણ કર્યું છે. મારે હવે શું કરવું ? ચાલ, એની પાસે જ જાઉં; કારણ કે સ્ત્રીઓનું ઉત્તમ શરણ પતિ જ છે." એવો વિચાર કરી પતિની શોધમાં જવા માટે બારી વાટે ચૂડાલા બહાર નીકળી આકાશમાં વિહરવા લાગી. (૧૭૬-૧૭૮) ત્યાં સિદ્ધગણોને ભ્રાન્તિ થઈ, કે આકાશમાં આ બીજો ચંદ્ર છે કે શું ? ખડ્ગધારી પતિને રાત્રિએ જતાં તેણે જોયો. એવી રીતે ચાલી નીકળેલા પતિને જોઈ, ચૂડાલાએ આકાશમંડળમાં જ યોગબળથી પતિનું શુભ અને અશુભ સંપૂર્ણતઃ જાણી લીધું. (૧૭૯,૧૮૦) "પતિના ભાવિ પ્રમાણે અવશ્ય બનશે" એવો વિચાર કરી, એની ભવિતવ્યતા સિદ્ધ કરવા ચૂડાલા આકાશમાંથી પાછી ફરી. (૧૮૧) "હમણાં હું પતિ પાસે જઈશ નહિ, ઘણો વખત વ્યતીત થયા પછી જઈશ; નિયતિનો એવો જ નિશ્ચય છે." આમ વિચાર કરી તે અંતઃપુરમાં ગઈ અને આકાશમાં

રહેલી ચંદ્રકળાની પેઠે નિદ્રાધીન થઈ ગઈ. (૧૮૨,૧૮૩) "રાજા કોઈક પ્રસંગે બહાર પધાર્યા છે" એવું આશ્વાસન પ્રજાને આપી, સમદર્શી ચૂડાલાએ પતિની રીતે જ રાજ્યકારભાર ચલાવવા માંડ્યો. આમ દિવસો, મહિનાઓ અને વર્ષો પસાર થવા માંડ્યાં. ઘણું શું કહેવું હોય ? શિખિધ્વજના વનગમન પછી ચૂડાલા અઢાર વર્ષ સુધી એકલી રહી. (૧૮૪-૧૮૬)

હે રામ ! હવે પતિ પાસે જવાનો યોગ્ય સમય આવ્યો છે એવો નિશ્ચય કરી, ચૂડાલાએ મંદર પર્વત તરફ જવાનો વિચાર કર્યો. (૧૮૭) અંતઃપુરમાંથી તે બહાર નીકળી પડી, અને આકાશમાર્ગે ઊડી પર્વત પાસે આવી પહોંચી. (૧૮૮) આકાશમાં જ અદૃશ્ય રહીને અન્ય વનમાં તે દાખલ થઈ, અને યોગદૃષ્ટિના બળે પોતાના પતિને તેણે ઓળખી કાઢ્યો. રાજાનો દેહ બદલાઈ ગયા જેવો લાગતો હતો. (૧૮૯) સુવર્ણના હાર, બાજુબંધ, કડાં, કુંડલ વગેરે અલંકારો વિનાના, દૂબળા દેહવાળા અને કૃષ્ણવર્ણા પતિને વૃદ્ધ થયેલા જોઈ, જરા ખિન્ન થયેલી સુંદર ચૂડાલાએ મનમાં વિચાર કર્યો: (૧૯૦,૧૯૧) "સર્વ શાસ્ત્રનું દર્શન કરનારનું અજ્ઞાન ખરેખર વિષમ છે, એવા પુરુષોની આવી સ્થિતિ પ્રમાદને લીધે થાય છે, એને લીધે મારે મારા પતિને જ્ઞાન આપી જાગ્રત કરવા પડશે; આથી તે ભોગ અને મોક્ષનું સુખ ચોક્કસ મેળવશે. હું આ સ્વરૂપનો ત્યાગ કરીશ અને અન્ય સ્વરૂપ ધારણ કરી, શ્રેષ્ઠ ઉપદેશ આપવા માટે પતિ પાસે જઈશ. આ સ્વરૂપે મને બાળક ગણી મારાં વચનોનો તે સ્વીકાર નહિ કરે; માટે તપસ્વીવેષે તેની પાસે જઈ બોધ આપીશ. રાજાના મનના મેલ પાકી ગયેલા હોવાથી, તેની બુદ્ધિ હવે સ્થિર થઈ છે; એટલે શુદ્ધ મનમાં તત્ત્વસાક્ષાત્કાર તરત થશે." (૧૯૨-૧૯૬)

હે રામ! એમ વિચાર કરી જરા ધ્યાન ધરી પોતાનું સ્વરૂપ બદલાવી, ચૂડાલા દ્વિજપુત્ર બનીને સ્વામી પાસે ગઈ. (૧૯૭) શિખિધ્વજે આગળ ઊભેલા બ્રાહ્મણુને જોયો. તસ સુવર્ણ જેવો તેનો વર્ણ ગૌર હતો. મોતીના હારથી તે શોભતો હતો. તેણે અંગ પર ધોળું યજ્ઞોપવીત અને શ્વેત વસ્ત્રો પહેર્યાં હતાં. તે પૃથ્વીથી એક હાથ ઊંચે ઊભો હતો. (૧૯૮,૧૯૯) બ્રાહ્મણુને જોતાંજ શિખિધ્વજ ઊભો થયો. તેને દેવપુત્ર માની પગમાંથી પાદુકાઓ પણ રાજાએ કાઢી નાખી. (૨૦૦) "હે દેવપુત્ર! હું તમને નમસ્કાર કરું છું, આ આસને બિરાજો" એમ કહી પર્ણનું બનાવેલું આસન તેણે આપ્યું. (૨૦૧) "હે રાજર્ષિ! તમને હું પ્રણામ કરું છું" એમ કહી તે બ્રાહ્મણે આસન લીધું અને રાજાએ આપેલી પુષ્પાંજલિ પ્રેમથી સ્વીકારી. (૨૦૨)

બ્રાહ્મણરૂપે ચૂડાલાનો રાજા સાથે મેળાપઃ પરસ્પર પરિચય

શિખિધ્વજે પૂછયું: "હે દેવપુત્ર! આપ ક્યાંથી પધાર્યા? આપનાં દર્શનથી મારો દિવસ ખરેખર સફળ થયો છે." (૨૦૩)

હે નિષ્પાપ રામ! એ પ્રમાણે કહી રાજાએ પાદ્ય, અર્ધ્ય, પુષ્પની માળા વગેરે એ બ્રાહ્મણદેવનાં પૂજન માટે ક્રમસર અર્પણ કર્યાં. (૨૦૪)

બ્રાહ્મણ બોલ્યો: "હે અનઘ! તમારો કોમળ સ્વભાવ અને વિનય જોઈ મને લાગે છે, કે તમે ચિરંજીવી થશો. શાન્ત મનથી ફળના સંકલ્પોને દૂર રાખી ઉદાર ભાવથી, તમે નિર્વાણ-પ્રાપ્તિ માટે તપ કરો છો; એ તપ સિદ્ધ થયું કે? રાજ્યનો ત્યાગ કરી તમે વનવાસ સેવો છો, અને તપ કરો છો એ વ્રત તલવારની ધાર પર ચાલવા જેવું અઘરું છે." (૨૦૫–૨૦૭)

શિખિધ્વજે કહ્યું: "હે ભગવન્! તમે સઘળું જાણો છો.

તમે ચોક્કસ કોઈ દેવ છો. દૈવી ચિહ્નો વડે તમે તરત ઓળખાઈ ગયા. તમે કોણ છો? કોના પુત્ર છો? મારા પર અનુગ્રહ કરી, અહીં કેમ પધાર્યા છો? આ પ્રશ્નોનો ઉત્તર આપી મને કૃતાર્થ કરો." (૨૦૮,૨૦૯)

બ્રાહ્મણે કહ્યું: "હે રાજન્! તમારા પ્રશ્નોના ઉત્તર સાંભળો. વિનયી પુરુષ નામ વગેરે પૂછે તો તેને કોણ ઠગે? (૨૧૦) આ જગતમાં નારદ નામે ઋષિ છે. પુણ્યરૂપી લક્ષ્મીના મનોહર મુખનું એ કપૂરના જેવું તિલક છે. (૨૧૧) એક વખત એ મુનિ મેરુ પર્વતની ગુફામાં ધ્યાનમગ્ન હતા, ત્યાં ઘણા તરંગોવાળાં ગંગાજી વહેતાં હતાં. (૨૧૨) એક દિવસ ધ્યાન પૂર્ણ થતાં નારદજી સમાધિમાંથી જાગ્યા અને કંકણના શબ્દ જેવો જળક્રીડાનો અવાજ તેમના કાને અથડાયો. (૨૧૩) "આ શું હશે?" એવું મુનિને કુતૂહલ થયું, અને સહજ જોતાં નદીમાં સ્ત્રીઓનો સમુદાય તેમની નજરે પડ્યો. (૨૧૪) એ સ્થળે પુરુષોનો સંભવ નહોતો; પણ રંભા, તિલોત્તમા વગેરે અપ્સરાઓ એક બીજામાં પ્રતિબિંબિત થતી હોવાથી, વિશ્વરૂપની પેઠે તેઓનાં સર્વે અંગો સર્વત્ર દેખાતાં હતાં. સ્ત્રીઓનો સમૂહ જોતાં જ સહસા નારદજીનું મન વિવેકહીન થતાં પ્રમત્ત થયું, અને ચિત્ત ક્ષુબ્ધ થતાં પ્રાણવાયુ પણ ક્ષુબ્ધ થયો અને વીર્ય સ્ખલિત થયું." (૨૧૫-૨૧૮) રાજાએ પૂછ્યું, કે નારદજી બહુજ્ઞ અને જીવન્મુક્ત સ્થિતિનો અનુભવ કરતા હોવા છતાં મદનને વશ કેમ થયા?" (૨૧૯)

બ્રાહ્મણે કહ્યું: "હે રાજન્! વર્ષાઋતુમાં જેમ વાદળી મોટી થાય છે, તેમ એક નિમિષ પણ જો નિર્મળ અને સત્યસ્વરૂપ આત્માનું વિસ્મરણ થાય, તો દૃશ્યપ્રપંચનું સ્ફુરણ થાય છે. (૨૨૦) પણ ચિન્માત્રસ્વરૂપ પરબ્રહ્મનું અવિચ્છિન્ન અનુસંધાન

રહેતાં જો એક ક્ષણ પણ તેનું વિસ્મરણ ન થાય તો દૃશ્ય-પિશાચ સ્ફુરતો નથી. (૨૨૧) સુખ અને દુઃખનું લેશ પણ સ્ફુરણ જીવને બંધનમાં ફસાવે છે. એ સ્ફુરણના અભાવને જ તમારે મોક્ષ જાણવો. બંધ અને મોક્ષનો એ જ નિષ્કર્ષ છે. (૨૨૨) સ્વ–સ્વરૂપના જ્ઞાનથી અભિન્ન શુદ્ધ પરબ્રહ્મનો અપરોક્ષ સાક્ષાત્કાર કરી, સુખદુઃખ જેવું કંઈ નથી એવો નિશ્ચય થતાં જ્ઞાની પુરુષ જીવન્મુક્ત બને છે. (૨૨૩) 'સમસ્ત જગત ચિદાકાશરૂપ બ્રહ્મ જ છે.' એવો દૃઢ નિશ્ચય થતાં ઘી વિનાના દીવાની પેઠે જીવભાવ શમરૂપ બને છે. (૨૨૪) આ જગત આત્મસ્વરૂપથી જ થયું છે, વાસનાઓની પ્રબળતાથી તે સ્થિત છે અને ધર્મ કે અધર્મને વશ થઈ કર્માધીન થાય છે. (૨૨૫) અંતઃકરણમાંથી વાસનાઓને સમૂળ કાઢી નાખવાથી ધર્મ કે અધર્મ વડે પુરુષ બંધાતો નથી. એને લીધે કર્મબંધનનો અભાવ થતાં જીવને ફરીથી જન્મ લેવો પડતો નથી. અમે આ સિદ્ધાંત વિષે એ રીતે વિચાર કર્યો છે." (૨૨૬)

શિખિધ્વજ બોલ્યો: "હે બ્રહ્મન્! તમારાં વચનો ઉદાર, આશ્ચર્યકારક અને અનુભવવાળાં છે. પરમાર્થતત્ત્વની પેઠે રહસ્યથી તે ભરપૂર છે. (૨૨૭) અમૃત પીવાથી જેમ શાન્તિ વળે, તેમ તમારો ઉપદેશ સાંભળતાં મારું હૃદય શીતળતાનો અનુભવ કરે છે. (૨૨૮) તમારી ઉત્પત્તિનો ઇતિહાસ ટૂંકમાં કહો. પછી હું તમારો જ્ઞાનોપદેશ સાંભળીશ. બ્રહ્માપુત્ર નારદ-જીએ પોતાના વીર્યનું શું કર્યું?" (૨૨૯,૨૩૦)

બ્રાહ્મણ બોલ્યો: "હે રાજન્! નારદજીએ મનરૂપી ઉન્મત્ત હાથીને વિવેકરૂપી સ્તંભમાં શુદ્ધ બુદ્ધિરૂપી ચામડાંનાં દોરડાંથી બાંધી દીધો. મુનિએ પોતાનું વીર્ય પાસેના સ્ફટિકના ઘડામાં રાખ્યું અને સંકલ્પથી તે ઘડો દૂધથી ભરી દીધો. (૨૩૧,૨૩૨)

વખત જતાં ચંદ્રની પેઠે ગર્ભ વધવા લાગ્યો અને સમસ્ત અંગો પરિપૂર્ણ થતાં તે ઘડામાંથી બહાર આવ્યો. (૨૩૩) એ પુત્રના સર્વે સંસ્કારો થયા પછી નારદજીએ તેને બધી વિદ્યા ભણાવી. (૨૩૪) પછી નારદજી તેને બ્રહ્માજી પાસે લઈ ગયા. ભગવાન બ્રહ્માજીએ પોતાના પૌત્રને તત્ત્વજ્ઞાનમાં પારંગત કર્યો. (૨૩૫) હે સાધો! ઘડામાંથી જન્મેલો હોવાથી કુંભ નામે ઓળખાતો મુનિનો પુત્ર હું પોતે જ છું. ચાર વેદ મારા સુહૃદ છે. તેમની સાથે હું ક્રીડા કરું છું. ગાયત્રી દેવી મારાં માસી થાય અને સરસ્વતી દેવી મારાં માતા થાય." (૨૩૬,૨૩૭)

શિખિધ્વજે કહ્યું: "હે સાધો! તમારાં અમૃત સમાન મધુર વચનો સાંભળતાં હું મને બહુ ધન્ય માનું છું. ખરેખર, સાધુઓના સમાગમથી હૃદય જેટલા પ્રમાણમાં શીતળતા અનુભવે છે, તેટલા પ્રમાણમાં રાજ્યલોભ વગેરે કોઈ પણ પદાર્થો હૃદયને શાન્ત કરતા નથી." (૨૩૮,૨૩૯)

કુંભ બોલ્યો: "હે રાજન્! મારું સર્વ વૃત્તાન્ત તમને મેં કહ્યું. હવે તમારું વૃત્તાન્ત કહો. અહીં શું કરો છો?" (૨૪૦)

કુંભનો ઉપદેશ

શિખિધ્વજે કહ્યું: "હે બ્રહ્મન્! તમે દેવપુત્ર છો અને સઘળું જાણો છો છતાં પૂછો છો, તો સાંભળો. સંસારના ભયથી ડરીને આ વનમાં હું રહું છું. (૨૪૧) હું શિખિધ્વજ રાજા છું. રાજ્યનો ત્યાગ કરી હું અહીં રહ્યો છું, કારણ કે સંસારમાં વારંવાર જન્મ લેવો પડે છે; એનાથી હું ડરી ગયો છું. (૨૪૨) અહીં પણ જપતપ વગેરે ક્રિયાઓ સંપૂર્ણ રીતે કરું છું, છતાં એક દુઃખમાંથી ઘણાં દુઃખો અનુભવવાં પડે છે. અમૃત વિષ થઈ પડ્યું છે." (૨૪૩)

કુંભ બોલ્યો: "હે રાજન્! જ્ઞાનસાધન એ જ પરમ

શ્રેય છે; એથી જ કૈવલ્યપદ પ્રાપ્ત થાય છે. તપ, સ્વાધ્યાય વગેરે ક્રિયાઓ વિનોદાર્થે કાલક્ષેપ કરવા પૂરતી જ છે. (૨૪૪) જેઓએ આત્માનો અનુભવ કર્યો નથી, એવા પુરુષોએ ક્રિયા-પરાયણ રહેવું; કારણ કે વાસનાને લીધે જ ક્રિયાઓ સફળ થાય છે. વાસનાનો ક્ષય થતાં જ્ઞાનીની ક્રિયાઓ અફળ જ રહે છે. (૨૪૫) એક ઋતુનાં પુષ્પ, ફળ વગેરે જેમ એ ઋતુ વીતી જતાં નાશ પામે છે, તેમ વાસનાઓ નષ્ટ થતાં ક્રિયાનું ફળ પણ નષ્ટ થાય છે. (૨૪૬) ફળ આવવાં એ શર નામના ઘાસનો સ્વભાવ ન હોવાથી, જેમ એ ઘાસ ફળતું નથી; તેમ નિર્વાસિત પુરુષની ક્રિયાઓ સ્વાભાવિક રીતે જ અન્ય જન્મમાં ફળ આપતી નથી. (૨૪૭) મરુભૂમિને યથાર્થ રીતે જોનારને જેમ એ સ્થળે સમુદ્ર ઉત્પન્ન થતો નથી, તેમ 'આ સઘળું બ્રહ્મ છે' એવી ભાવનાથી જેનું અજ્ઞાન નષ્ટ થાય છે, તેવા જ્ઞાનીઓના ચિત્તમાં વાસનાનો ઉદય થતો નથી. (૨૪૮) વાસનાનો ત્યાગ થતાં જરા, મૃત્યુ અને પુનર્જન્મ વિનાનું પરમ પદ પ્રાપ્ત થાય છે. (૨૪૯) વાસનાવાળા મનને મન જાણવું અને નિર્વાસિત મનને જ જ્ઞાન જાણવું. જ્ઞાન વડે પરમતત્ત્વ જાણવાથી પુનર્જન્મ થતો નથી. (૨૫૦) બ્રહ્માદિ દેવો પણ જ્ઞાનને પરમ શ્રેય માને છે. જ્ઞાન જ સંસારમાંથી મુક્તિ અપાવે છે; તો પછી તમે આત્મજ્ઞાન વિના જપ, તપ વગેરેને મોક્ષનું સાધન માની, અજ્ઞાનમાં જ શા માટે રહો છો? (૨૫૧) 'હું કોણ? આ જગત કેમ થયું? એ કેમ શાન્ત થાય?' એ પ્રશ્નોનો વિચાર કર્યા વિના અજ્ઞાનીની પેઠે શા માટે વખત ગાળો છો? (૨૫૨) શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે જઈ, તેના ચરણારવિન્દની સેવા કરતાં કરતાં 'બંધનું કારણ શું? મોક્ષ કેમ મળે?' વગેરે પ્રશ્નો કાં નથી પૂછતા? (૨૫૩) સમદર્શી

સાધુઓનો સમાગમ કરવાથી, વારંવાર પ્રશ્નો પૂછવાથી અને તેમની સેવા કરવાથી જે યુક્તિ પ્રાપ્ત થાય છે તેના વડે મોક્ષનો અનુભવ થઈ શકે છે." (૨૫૪)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! દેવના વેશમાં આવેલી પોતાની પત્નીનાં વચનો સાંભળીને શિખિધ્વજ રાજાની આંખમાં આંસુ આવ્યાં અને તેણે કહ્યું. (૨૫૫)

શિખિધ્વજે કહ્યું: "હે દેવપુત્ર! ખરેખર, તમારા ઉપદેશે મને અજ્ઞાનનિદ્રામાંથી જગાડ્યો. બ્રહ્મનિષ્ઠ સજ્જનોના સંગનો ત્યાગ કરી હું લાંબા વખત સુધી વનમાં રહ્યો, એ મારા અજ્ઞાનને જ આભારી છે. (૨૫૬) વનમાં પધારી તમે મને ઉપદેશ આપ્યો. મને ખાતરી છે, કે એથી મારાં સમસ્ત પાપ નષ્ટ થયાં છે. (૨૫૭) તમે જ મારા ગુરુ, પિતા અને મિત્ર છો, હું તમારો શિષ્ય છું. તમને હું નમસ્કાર કરું છું. હે પ્રભો! મારા પર અનુગ્રહ કરો. (૨૫૮) જે બ્રહ્મજ્ઞાન શ્રેષ્ઠ છે, જેના જાણવાથી મનુષ્યને ફરીથી શોક થતો નથી, અને જેના પ્રભાવે હું પરમ નિવૃત્તિ અનુભવી શકું છું; એવા જ્ઞાનનો મને ઉપદેશ આપવા કૃપા કરો." (૨૫૯)

કુંભ બોલ્યો: "હે રાજન્! જો તમને મારામાં શ્રદ્ધા હોય તો જ હું તમને ઉપદેશ આપું; કારણ કે તે વિના અનેક રીતે કહેવાયેલો ઉપદેશ નિષ્ફળ નીવડે છે. જેને આપ્તજન ન માનતા હોઈએ, અને જેનાં વચનો ગ્રહણ કરવા લાયક છે એવી શ્રદ્ધા ન હોય, તો જેમ અંધકારમાં નેત્રો નિષ્ફળ નીવડે, તેમ એવા પુરુષોનાં વચનો નિષ્ફળ નીવડે છે." (૨૬૦,૨૬૧)

શિખિધ્વજે કહ્યું: "હે બ્રહ્મન્! હું સત્ય પ્રતિજ્ઞા કરું છું, કે તમે જે કહેશો તેને વેદની આજ્ઞા માની લઈ, કંઈ પણ વિચાર કર્યા વિના તેને આચારમાં મૂકીશ." (૨૬૨)

કુંભ બોલ્યો : “હે સાધો ! જેમ પિતાનાં વચનો મુક્તિ આપનાર છે એમ શુદ્ધ બુદ્ધિથી બાળક માને છે, તેમ મારાં વચનોમાં દૃઢ શ્રદ્ધા રાખી તેનો સ્વીકાર કરો. (૨૬૩) પ્રથમ એક અદ્ભુત આખ્યાન સાંભળો. પછી તેનો અર્થ હું સમજાવીશ.

ચિન્તામણિનું ઉપાખ્યાન

કોઈ સ્થળે એક શ્રીમાન પુરુષ રહેતો હતો. તેનામાં સર્વ ગુણો હતા. સર્વ શાસ્ત્રનું તત્ત્વ તે જાણતો હતો; પણ પરમાત્મપદનું જ્ઞાન તેને ન હતું. (૨૬૪,૨૬૫) જેમ વડવાગ્નિ સમુદ્રનું શોષણ કરવા તત્પર થાય, તેમ અનન્ત યત્નથી પ્રાપ્ત થઈ શકતા ચિન્તામણિ માટે તેણે પ્રયત્ન આદર્યો. (૨૬૬) તેના મહાન યત્નને પરિણામે વખત જતાં દૃઢાગ્રહી મુનિને ચિન્તામણિ મળ્યો. ઉદ્યમપરાયણ લોકોને શું અલભ્ય છે? પોતાની આગળ પડેલો હાથથી લઈ શકાય તેવો મણિ તેણે જોયો, મેરુ પર્વતના શિખર પર રહેલો મુનિ જેમ પાસે ઉદય થયેલા ચંદ્રને ભ્રાન્તિથી દૂર માને છે, તેમ તે પુરુષ પણ મણિ વિષે નિશ્ચય કરી શક્યો નહિ. પામર મનુષ્યને રાજ્ય મળતાં જેમ તે માને નહિ, તેમ વિસ્મિત થઈને તેણે આવી રીતે વિચાર કર્યો. (૨૬૭–૨૭૦) ‘દેખાય છે તે મણિ છે કે કેમ? મણિ છે તો ચિન્તામણિ છે કે કેમ? હું તે જોઉં, પણ તેને અડકીશ નહિ; કારણ કે કદાચ તે ચાલ્યો જાય. આટલો જ વખત સાધના કરવાથી ચિન્તામણિ મળવાનો સંભવ નથી. જીવન પર્યંત પ્રયત્ન કરીએ તો જ તે મળે. હું કૃપણ છું, એટલે જેમ સંકુચિત આંખે અલાતચક્રની શાખા કે બે ચંદ્ર દેખાય, તેમ ભ્રાન્તિથી આ રત્ન દેખાય છે. મારું ભાગ્ય એવું ક્યાંથી, કે સર્વ સિદ્ધિઓ આપનાર ચિન્તામણિ હમણાં જ મને મળે? જેઓને અલ્પ કાળમાં સઘળી સંપત્તિ મળે એવા મહા-

ભાગ્યશાળી તો કોઈક જ હોય. હું તો ક્ષુદ્ર મનુષ્ય રહ્યો, મારું તપ પણ અલ્પ છે; એટલે મારા જેવા ભાગ્યહીનને સિદ્ધિઓ કેમ મળે?' (૨૭૧-૨૭૬) એ પ્રમાણે સંકલ્પવિકલ્પ કરતાં એ મૂઢે ચિરકાળ સુધી વિચાર જ કર્યો; અને અજ્ઞાનને વશ થઈ ચિન્તામણિ લેવા પ્રયત્ન ન કર્યો. (૨૭૭) આમ તે વિચાર કરતો હતો તે દરમિયાન મણિ અદૃશ્ય થઈ ગયો. જેમ ધનુષ્યમાંથી છૂટેલું બાણ ચાલ્યું જાય છે, તેમ અનાદર કરનાર મનુષ્યની સિદ્ધિઓ ચાલી જાય છે. (૨૭૮) એ પુરુષે ચિન્તામણિ મેળવવા ફરીથી પ્રયત્ન આદર્યો; કારણ કે પોતાના કાર્યની સિદ્ધિની પાછળ મંડ્યા રહેનારા પુરુષો કદી ખિન્ન થતા નથી. (૨૭૯) ઉપહાસ કરતા સિદ્ધોએ અદૃશ્ય રીતે ત્યાં કાચનો કકડો મૂકી દીધો, એ ચકચકિત કાચ તેની દૃષ્ટિએ પડ્યો. (૨૮૦) જેમ અજ્ઞાની મનુષ્ય માટીને સુવર્ણ માની બેસે છે, તેમ 'આ ચિન્તામણિ છે' એમ તે મૂઢે માની લીધું. (૨૮૧) તે મણિ તેણે લઈ લીધો અને સઘળી વસ્તુઓ હવે આ ચિન્તામણિ આપશે, ધનનું મારે શું કામ છે; એમ સમજી પોતાની આગલી સંપત્તિનો તેણે ત્યાગ કર્યો. (૨૮૨) 'આ દેશમાં સુખ નથી, પાપ આચરનાર મનુષ્યો તેમાં વસે છે; માટે દૂર દેશમાં જઈ ત્યાં મનગમતી રીતે રહું.' આવો વિચાર કરી એ મૂઢ તે કાચનો કકડો લઈ એક શૂન્ય વનમાં ગયો. ત્યાં કાચને લીધે તેને ઘણું દુઃખ ભોગવવું પડ્યું." (૨૮૩,૨૮૪)

કુંભ બોલ્યો : "હે સાધો! હવે બીજું રમ્ય વૃત્તાન્ત સાંભળો; એથી તમને બોધ થશે. (૨૮૫) વિંધ્યાચળમાં એક

ગજેન્દ્રનું ઉપાખ્યાન

ઉત્તમ હાથી રહેતો હતો. તેના શ્વેત દંતશૂળ વજ્ર અને હાડકાંથી પણ વધારે કઠિન હતા. (૨૮૬) એક મહાવતે તેને

ચારે બાજુથી લોહશૃંખલા વડે બાંધ્યો, અને એ રીતે મજબૂત સાંકળથી પીડાયેલો હાથી પરતંત્ર બન્યો. (૨૮૭) ખેદ પામતાં હાથીએ પોતાના દાંત વડે મહેનત કરી સાંકળો બે મુહૂર્તમાં તોડી નાખી. (૨૮૮) સાંકળથી મુક્ત થયેલા હાથીને જોઈ, તેનો શત્રુ (મહાવત) તેને ફરીથી બાંધવા માટે તાલવૃક્ષ ઉપરથી હાથીના મસ્તક પર પડવા નીચે કૂદ્યો. (૨૮૯) હાથીના મસ્તક પર ન પડતાં તે પૃથ્વી પર નીચે પડ્યો. પોતાની આગળ મહાવતને પડેલો જોઈ, હાથીને બહુ દયા આવી. (૨૯૦) પશુયોનિમાં પણ કેટલાક સદ્‌ગુણી નીકળી આવે છે. 'પડેલાને મારવામાં મારો પુરુષાર્થ શું?' એમ વિચારી મહાવતને માર્યા વિના તેને છોડી તે વનમાં નાસી ગયો. (૨૯૧,૨૯૨) હાથી ગયા પછી થોડાક વખતમાં મહાવત સ્વસ્થ થયો, અને હાથીને શોધવા નીકળી પડ્યો. ઘણી શોધ પછી એક વનમાં તેણે હાથીને જોયો. (૨૯૩) તે લુચ્ચા મહાવતે ચારે બાજુ ખાડા તૈયાર કર્યા અને એ ખાડાઓને ઘાસ, લતા વગેરેથી ઢાંકી દીધા. (૨૯૪) કેટલાક દિવસો પછી એ હાથી વિહાર કરતો ત્યાં આવ્યો અને સૂકા સમુદ્રમાં પર્વત પડે, તેમ એ ખાડામાં આવી પડ્યો. (૨૯૫) એ રીતે પકડાયેલા હાથીને મહાવતે ફરીથી દૃઢ રીતે બાંધ્યો, અને બંધનમાં ફસાયેલા બલિરાજાની પેઠે તે હજી સુધી બંધાયેલો છે. (૨૯૬) જો પડેલા મહાવતને હાથીએ મારી નાખ્યો હોત, તો તેને બંધનનું દુઃખ અનુભવવું પડત નહિ. (૨૯૭) જે મનુષ્ય અજ્ઞાનથી વર્તમાન કાળમાં અનેક ઉપાયો વડે ભવિષ્ય સુધારતો નથી, તે વિંધ્યવાસી હાથીની પેઠે દુઃખમાં ફસાય છે." (૨૯૮)

શિખિધ્વજે પૂછ્યું: "હે દેવપુત્ર! તમે કહેલી રત્ન અને

હાથી સંબંધી આખ્યાયિકાઓનું તાત્પર્ય પૂર્ણરીતે કહો.” (૨૯૯)

ચિંતામણિ આખ્યાનનું વિવરણ

કુંભ બોલ્યો : “હે રાજન્ ! સઘળાં શાસ્ત્રો જાણ્યા છતાં જે પુરુષ તત્ત્વનો નિશ્ચય કરી શકતો નથી, તેને એ મૂઢ રત્નસાધક જાણવો. તમે જ તે છો; કારણ કે તમે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, છતાં તમે આત્મસાક્ષાત્કાર કરી શક્યા નથી. (૩૦૦,૩૦૧) તમે રાજ્ય, સ્ત્રી, સગાંવહાલાં અને વૈભવ છોડી અતિ દૂર વનમાં મારા આશ્રમે આવ્યા છો, એ જ બતાવે છે, કે સઘળાં દુઃખોને મટાડનાર સર્વત્યાગ નામનો ચિન્તામણિ શોધવા તમે તત્પર થયા છો. (૩૦૨,૩૦૩) તમે સઘળું છોડયું, છતાં હજી અભિમાન બાકી રહી ગયું છે; માટે જ્યાં સુધી તમારો ત્યાગ પૂર્ણ ન થાય, ત્યાં સુધી વાદળાં જેમ આકાશને ઘેરી રાખે તેમ તમને એ અપૂર્ણ ત્યાગ ઘેરી રાખશે. (૩૦૪) ‘આ પરમ આનંદ આપનાર મહાન ઉદ્બોધના કારણરૂપ સર્વત્યાગ નથી, પણ એથી ય વધારે સારો ત્યાગ કોઈ બીજો જ છે; અને તે ચિરકાળના અભ્યાસે સાધી શકાય છે’ એવો વિકલ્પ તમને હૃદયમાં ઉદ્ભવ્યો કે તરત જ વાયુથી જેમ પક્ષી ઊડી જાય, તેમ તમારો સર્વત્યાગ અદૃશ્ય થઈ ગયો. (૩૦૫,૩૦૬) સર્વત્યાગરૂપ ચિન્તામણિ અદૃશ્ય થતાં, તપરૂપી કાચ તમારી દૃષ્ટિએ પડયો; અને સંકલ્પના પ્રભાવે તમે તેને ચિન્તામણિ માની બેઠા. (૩૦૭) સહેલાઈથી મેળવી શકાય તેવા અમર્યાદ સર્વત્યાગને છોડી જે પુરુષ દુઃસાધ્ય પરિમિત વસ્તુ મેળવવા ઇચ્છે છે, તેને ‘આત્મઘાતક’ અને શઠ જાણવો. (૩૦૮) હે રાજન્ ! તમે માનો છો, કે ‘મને ચિન્તામણિ મળ્યો;’ પણ વાસ્તવિક રીતે તમે એક સ્ફટિકનો કકડો પણ મેળવવા ભાગ્યશાળી થયા નથી.” (૩૦૯)

કુંભ બોલ્યો : "હે રાજન્ ! પૃથ્વી પર વિંધ્યવાસી હાથી જેવા અજ્ઞાની તમે છો. બંધનમાંથી મુક્ત કરનાર વિવેક અને વૈરાગ્ય તમારા બે શ્વેત દંતશૂળ છે.

ગજેન્દ્ર–આખ્યાનનું વિવરણ

(૩૧૦) જેવી રીતે હાથીને બંધનમાં રાખનાર મહાવત હતો, તેમ તમને અતિ દુઃખ આપનાર અને બંધનમાં રાખવાને તત્પર અજ્ઞાન જ છે. (૩૧૧) બળવાન હાથીને જેમ સામાન્ય માનવી દોરતો હતો, તેમ તમે પણ શક્તિમાન હોવા છતાં અજ્ઞાનને વશ થઈ અનેક દુઃખો અને ભયની પરંપરામાંથી પસાર થાઓ છો. (૩૧૨) લોહશૃંખલામાં ફસાયેલા હાથીની પેઠે તમે પણ અનેક આશામાં ફસાયા છો. (૩૧૩) લોહશૃંખલા કરતાં પણ આશા વધારે વિષમ, વિપુલ અને દૃઢ છે; કારણ કે લોહું ઘણા વખત પછી ઘસાય છે, પણ તૃષ્ણા તો વધતી જ જાય છે. (૩૧૪) શત્રુની સાંકળ હાથીએ તોડી નાખી, તેમ તમે નિષ્કલંક રાજ્ય, ભોગ વગેરે સઘળું છોડી દીધું. (૩૧૫) તાલવૃક્ષ ઉપરથી મહાવત નીચે પડ્યો, તેમ જ્યારે તમે રાજ્ય છોડ્યું ત્યારે અજ્ઞાન પણ તમારામાંથી ખસી જઈ નીચે પડ્યું. (૩૧૬) જ્યારે વૈરાગ્યવાન પુરુષ ભોગની આશાઓનો ત્યાગ કરે છે, ત્યારે વૃક્ષ કપાતાં જેમ પિશાચ ધ્રૂજે છે, તેમ અજ્ઞાન પણ ધ્રૂજવા માંડે છે. (૩૧૭) ભોગોનો ત્યાગ થતાં અજ્ઞાન શિથિલ થાય છે. જ્યારે વિવેકી પુરુષ ભોગોનો ત્યાગ કરી વ્યવહાર કરે છે, ત્યારે કપાઈ ગયેલા વૃક્ષમાં રહેનારા પિશાચની પેઠે તેનું અજ્ઞાન પલાયન કરી જાય છે. તમે વનમાં ગયા, ત્યારે અજ્ઞાન નિર્બળ થઈ ગયું હતું; પણ તમે સર્વત્યાગ-રૂપી મહાન તલવાર વડે તેનો નાશ ન કર્યો. (૩૧૮,૩૧૯) એને લીધે અજ્ઞાને ફરીથી તમારા પર પ્રભાવ જમાવ્યો.

પોતાનો પરાભવ યાદ કરી, તેણે તમને આ દ્વૈતપ્રપંચની ખાઈમાં ફસાવ્યા. (૩૨૦) રાજ્યત્યાગ વખતે જ જો તમે અજ્ઞાનને નષ્ટ કર્યું હોત, તો તમારા પર તે પોતાનો પ્રભાવ ફરીથી ન જમાવત. (૩૨૧) હાથીને ફસાવવા ચારે બાજુ મહાવતે ખાડો કર્યો; એનો અર્થ એ થયો, કે અજ્ઞાન વડે તમે અતુલ દુઃખમાં આવી પડ્યા. (૩૨૨) હાથીને બાંધવામાં મહાવતને મદદ આપનારા જે રાજા વગેરે હતા, તેને તમારું યથાર્થ આત્મસ્વરૂપ ભુલાવનાર અજ્ઞાન જ સમજો. (૩૨૩) એ ખાડાને તપ અને સદ્‌ગુણોરૂપી લતાપત્ર વડે ઢાંકી દીધો છે, એથી પાતાળમાં જેમ બલિરાજા બંધન ભોગવે છે, તેમ હજી સુધી તપ વગેરે નિયમો પાળી દુઃખી થતા તમે મિથ્યા દ્વૈતપ્રપંચમાં ફસાયા છો." (૩૨૪,૩૨૫)

કુંભ બોલ્યો: "હે રાજન્! જ્ઞાનનો અનુભવ કરનાર અને પ્રશંસનીય ગુણો વડે શોભતી ચૂડાલાએ જે તમને ઉપદેશ આપ્યો, તે તમે શા માટે ગ્રહણ ન કર્યો?

**શિખિધ્વજનો સર્વત્યાગ**

તત્ત્વવેત્તાઓમાં તે શ્રેષ્ઠ છે. જે જે તે બોલે છે, તેને અમલમાં મૂકે છે. તેનું કહેવું યથાર્થ છે, માટે તેના ઉપદેશ પ્રમાણે તમે ચાલો. (૩૨૬,૩૨૭) હે રાજન્! જો તમે ચૂડાલાના ઉપદેશ પ્રમાણે ન વર્ત્યા, તો પણ આ સર્વત્યાગને તમે સંપૂર્ણ કેમ ન બનાવ્યો ?" (૩૨૮)

શિખિધ્વજ બોલ્યો: "હે બ્રહ્મન્! ધન, દારા, ગૃહ, રાજ્ય, મહેલ, સગાંવહાલાં વગેરે સઘળાંનો મેં ત્યાગ કર્યો છે; તો પણ મારો ત્યાગ હજી અપૂર્ણ કેમ ?" (૩૨૯)

કુંભ બોલ્યો: "હે રાજન્! ધન, દારા વગેરેમાં કંઈ પણ તમારું નથી; તો પછી જે પોતાનું ન હોય તેનો ત્યાગ કેમ સંભવે? આ સઘળી વસ્તુમાં હજી તમને રાગ છે. એ

રાગને મનમાંથી નિઃશેષ રીતે કાઢી નાખશો, ત્યારે તમને પરમ સુખ મળશે.” (૩૩૦,૩૩૧)

શિખિધ્વજે કહ્યું: “જો રાજ્ય વગેરે મારાં ન હોય, તો વન, પર્વત, વૃક્ષો વગેરે જે કંઈ મારું છે, તેનો પણ હું ત્યાગ કરું છું.” (૩૩૨)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેમ વર્ષાઋતુમાં જળનો પ્રવાહ નદીકિનારે રહેલા ધૂળના ઢગલાને દૂર કરે, તેમ કુંભના ઉપદેશથી પ્રેરાઈને ધીર શિખિધ્વજે દૃઢ મનથી એક નિમિષમાં વન વગેરેમાં રહેલી આસ્થાને હૃદયમાંથી દૂર કરી. (૩૩૩,૩૩૪)

શિખિધ્વજે કહ્યું: “હે દેવપુત્ર! વૃક્ષ, વન, ખીણો અને વૃક્ષોની ઘટામાં રહેલી વાસનાનો હું પરિત્યાગ કરું છું. એનો ત્યાગ થતાં હવે મેં સર્વત્યાગ કર્યો કહેવાય.” (૩૩૫)

કુંભે કહ્યું: “હે રાજન્! પર્વત, વન, નદી, જળ, ઝાડ વગેરે તમારાં ન હોવાથી, એના ત્યાગને સંપૂર્ણ ત્યાગ કેમ કહેવાય? એ સઘળા પદાર્થોમાં રહેલા રાગનો ત્યાગ તો હજી થયો નથી.”(૩૩૬)

શિખિધ્વજે કહ્યું: “હે બ્રહ્મન્! જો એ મારાં નથી, તો કમંડલ વગેરે પાત્રો, વાવ, પર્ણકુટિ વગેરે મારાં હોવાથી, તેનો ત્યાગ હું કરું છું.” (૩૩૭)

કુંભ બોલ્યો: “હે રાજન્! આશ્રમ વગેરે પણ તમારાં નથી, એનો ત્યાગ થતાં સઘળાંનો ત્યાગ નથી થતો; કારણ કે તેની અંદર જે આસક્તિ રહેલી છે તે તો એવી જ છે.” (૩૩૮)

શિખિધ્વજ બોલ્યો: “હે પ્રભો! જો એ સઘળાં મારાં નથી તો પછી મૃગચર્મ, ઝૂંપડીની દીવાલો અને ધાન્યની કોઠીઓનો હું ત્યાગ કરું છું.” (૩૩૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે કહી, રાજાએ માળા,

મૃગચર્મ વગેરે સઘળું એક સ્થળે એકઠું કર્યું અને ત્યાગબુદ્ધિપૂર્વક એ સળગાવી મૂક્યું. સૂકાં લાકડાં સાથે એ સઘળું બળવા માંડયું. દેહ માત્ર રહેલો રાજા સંતુષ્ટ થઈ સમતાપૂર્વક બોલ્યો: (૩૪૦,૩૪૧) "વાસનાનો ત્યાગ થતાં હવે હું સર્વત્યાગી થયો છું. આનંદની વાત છે કે દેવપુત્રે મને અજ્ઞાનમાંથી જગાડ્યો. હું શુદ્ધ છું અને સુખી છું. મને હવે બોધ થયો છે. (૩૪૨) પાત્ર, ઘરનું રાચરચીલું, દેશ, ગૃહ વગેરે સઘળી વસ્તુઓ ઉપયોગી છે; એ માત્ર બુદ્ધિની કલ્પના છે. ખરી રીતે એ વસ્તુઓનો પરિગ્રહ શા માટે? (૩૪૩) જ્યારે જ્યારે બંધનનાં કારણો દૂર થાય, ત્યારે ત્યારે મન પરમ નિવૃત્તિનો અનુભવ કરે છે. (૩૪૪) હું શાન્ત થાઉં છું, નિવૃત્ત થાઉં છું અને સુખી છું. હવે મારો વિજય જ છે. બંધનમાં ફસાવનાર પદાર્થો નાશ પામતાં મેં સર્વનો ત્યાગ કર્યો છે. હે દેવપુત્ર! દિગંબર થઈ દિશાઓની પેઠે હું સ્થિર છું. આવા મહાત્યાગ કરતાં વિશેષ કોઈ હોય તો મને કહો." (૩૪૫,૩૪૬)

કુંભે કહ્યું: "હે રાજન્! તમે હજી સર્વસ્વનો ત્યાગ કર્યો નથી, માટે સર્વત્યાગના આનંદની વૃથા ચેષ્ટા ન કરો."(૩૪૭)

વસિષ્ઠ બોલ્યા: હે કમળનયન રામ! એ ઉપરથી રાજાએ જરા વિચાર કરી કહ્યું. (૩૪૮)

શિખિધ્વજ બોલ્યો: "હે બ્રહ્મન્! સઘળી વસ્તુઓ ત્યાગ કરતાં મારી પાસે ફક્ત રક્તમાંસમય દેહ જ ઇન્દ્રિયસર્પો સહિત બાકી રહ્યો છે. એને લીધે હવે ભૃગુપાત વડે કંઈ પણ અડચણ વિના એ દેહનો નાશ કરી હું સર્વત્યાગી બનીશ." (૩૪૯,૩૫૦)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એમ કહી રાજા પાસે આવેલી ખાઈમાં જલદી કૂદકો મારવા જતો હતો, કે તરત જ કુંભ

બોલી ઊઠ્યો. (૩૫૧)

કુંભ બોલ્યોઃ "નિરપરાધી દેહને ઊંડી ખાઈમાં તમે અજ્ઞાનને લીધે શા માટે ફેંકી દો છો? ગુસ્સે થયેલો બળદ જ વાછરડાંને મારી નાખે છે. (૩૫૨) દેહત્યાગથી સઘળી વસ્તુનો ત્યાગ થતો નથી; કારણ કે તે જ્ઞાનસાધ્ય હોવાથી, દુઃસાધ્ય છે. (૩૫૩) જેના વડે દેહ ક્ષોભ પામે છે, અને જે જન્મ તથા કર્મોનું બીજ છે, એને તમે જો નષ્ટ કરશો, તો જ તમે મહાત્યાગી કહેવાશો." (૩૫૪)

શિખિધ્વજે પૂછ્યુંઃ "હે ભગવન્! દેહ કોના વડે ક્ષોભ પામે છે? જન્મ અને કર્મનું બીજ શું? અને કઈ વસ્તુનો ત્યાગ થતાં સર્વત્યાગ થાય છે?" (૩૫૫)

કુંભ બોલ્યોઃ "હે રાજન્! ચિત્ત જ જીવ વગેરે નામથી જગદાકારે પરિણમે છે. તે જડ નથી, તેમ અ-જડ પણ નથી. આ સઘળો દ્વૈતપ્રપંચ ચિત્તને જ આભારી છે. એ જ બંધન છે અને ચિત્તનો પરિત્યાગ થતાં સર્વત્યાગ સિદ્ધ થાય છે. (૩૫૬,૩૫૭) જન્મ અને કર્મનું બીજ પણ ચિત્ત જ છે. પવન વડે જેમ વૃક્ષ ચાલે છે, તેમ દેહ પણ તેના વડે જ ક્ષોભ પામે છે. (૩૫૮) ત્યાગનું જ્ઞાન ધરાવનારાઓ ચિત્તત્યાગને જ સર્વ-ત્યાગ કહે છે. ચિત્તનો ત્યાગ થતાં કાર્યના આવિર્ભાવની પરં-પરા તેમ જ કારણમાં તિરોભાવનો ક્રમ, એ બધાંનો બાધ થાય છે. (૩૫૯) પરમ શાન્ત, એક, અદ્વિતીય, સ્વચ્છ અને અનામય આત્મા જ બાકી રહે છે. આવો સર્વત્યાગ પરમ આનંદ આપે છે. અન્ય વસ્તુઓ ભયંકર દુઃખનો અનુભવ કરાવે છે; (૩૬૦) માટે પ્રણવગાન કરતાં કરતાં યથેચ્છ રીતે તમે જગતમાં વિચરો, અને સર્વ વસ્તુનો પરિત્યાગ કરી શાન્ત થાઓ. આકાશ સમાન રહી સ્વસ્થતાનો અનુભવ કરો." (૩૬૧)

શિખિધ્વજ બોલ્યો : "હે ભગવન્! ચિત્તનું મૂળસ્વરૂપ કેવું છે તે યથાવત્ કહો, અને તે પછી ચિત્તના પરિત્યાગ વિષે કંઈક કહો." (૩૬૨)

દૃશ્યનો બાધ થતાં અવશેષ રહેતું ચિત્ત

કુંભ બોલ્યો : "હે રાજન્! વાસના જ ચિત્તનું સ્વરૂપ છે. ચિત્ત અને વાસના બન્ને સમાનઅર્થી શબ્દો છે. (૩૬૩) અનર્થકારક સંસારનું મૂળકારણ અહંકાર છે. તે અહંકારના ઉદયને જ તમે ચિત્તવૃક્ષનું બીજ સમજો. (૩૬૪) પ્રથમ ઉત્પન્ન થયેલા અહંકારના અનુભવરૂપ જે અંકુર ઉત્પન્ન થાય છે, જેનો સ્વભાવ નિશ્ચય કરવાનો છે, અને જે બાહ્ય વિષયોમાં હજી આકારરૂપ નથી થયો, તેને બુદ્ધિ કહેવામાં આવે છે. (૩૬૫) બુદ્ધિરૂપ અંકુર જ્યારે સંકલ્પ વડે સ્થૂલ થાય છે, ત્યારે તેને ચિત્ત, મન વગેરે નામ અપાય છે. (૩૬૬) ઉપર્યુક્ત રીતે વર્ણવાયેલું ચિત્ત એક દુર્વૃક્ષ છે. ઇચ્છા, સંકલ્પ, વાસના વગેરે એ વૃક્ષની શાખાઓ છે. એ શાખાઓને કાપી નાખી, ક્ષણે ક્ષણે અહંકારરૂપી મૂળ કાપવાનો ખૂબ પ્રયત્ન કરો. મૂળનો જ નાશ કરી જે ત્યાગ થાય છે, તેને જ યથાર્થ ત્યાગ કહેવાય છે. (૩૬૭) વાસનારૂપી શાખાઓ સુખદુઃખાદિરૂપ નાના પ્રકારનાં ફળ આપે છે, આત્માના અવિચ્છિન્ન અનુસંધાનના પ્રભાવે વાસનાઓની હૃદયમાં ઉપેક્ષા થતાં તે નષ્ટ થાય છે. (૩૬૮) જે પુરુષ વિષયોમાં અનાસક્ત રહે છે, જે મૌનનિષ્ઠ છે, બીજાઓ શું કરે છે, કેમ કરે છે વગેરે નિરુપયોગી પરચર્ચા જે કરતો નથી, અને જે પ્રાપ્ત વ્યવહારનાં જ કર્તવ્યો કરે છે; તેવા પુરુષનું ચિત્તવૃક્ષ કપાઈ જાય છે. (૩૬૯) ચિત્તવૃક્ષની શાખાઓને કાપી નાખવી એ તો ગૌણ છે, પણ મૂળ અહંકારને કાપી નાખી તેને દૂર કરવો, એ જ પ્રધાન કર્તવ્ય

છે; માટે તમારે એ પ્રધાન કાર્ય કરવું. (૩૭૦) ચિત્ત અનેક સંકટોનો સમૂહ છે. તેનાં મૂળને બાળી નાખવાથી તમે અચિત્ત બની જશો." (૩૭૧)

શિખિધ્વજે પૂછ્યું : "હે બ્રહ્મન્! ચિત્તવૃક્ષના બીજ અહંકારને બાળી નાખવા માટે કયો અગ્નિ જોઈએ? કયા ઉપયોગી કર્મથી એ બીજ બળી ભસ્મ થઈ જાય?" (૩૭૨)

કુંભ બોલ્યો : "હે રાજન્! 'હું કોણ?'નો પારમાર્થિક દૃષ્ટિએ વિચાર કરવાથી આત્મવિચાર વડે ચિત્તરૂપી દુર્વૃક્ષનું બીજ અહંકાર બળી જાય છે." (૩૭૩)

શિખિધ્વજે કહ્યું : "હે મુને! મારી બુદ્ધિ વડે જગત વિષે ખૂબ વિચાર કરતાં મને સમજાયું, કે હું જગત નથી. દેહ, માંસ, અસ્થિ, લોહી, કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય, મન, મતિ અને અહંકાર સઘળું જડ હોવાથી એ હું નથી. સુવર્ણમાં જેમ કડું કલ્પિત છે, તેમ ચિદાત્મામાં અહંકાર કલ્પિત છે." (૩૭૪,૩૭૫)

કુંભ બોલ્યો : "હે રાજન્! એ સઘળું જડ હોવાથી જો તમે એ નથી, તો પછી તમે કોણ છો? એનો સ્પષ્ટ ઉત્તર આપો." (૩૭૬)

શિખિધ્વજ બોલ્યો : "હે વિદ્વદ્વર્ય! પ્રતીત થતા પદાર્થો જે વસ્તુને લીધે આનંદ આપે છે, અને જે વડે એમનો નિશ્ચય થાય છે, તે નિર્મળ, અજ, ચિન્માત્ર બ્રહ્મ છે. 'અહમ્' શબ્દનો એ જ અર્થ થાય છે. (૩૭૭) હું વિશુદ્ધ ચિન્માત્ર છું, છતાં મારા એવા હૃદયમાં ચિત્તના બીજ અહંકારરૂપી મળ કંઈ પણ કારણ વિના લાગ્યો છે. (૩૭૮) એ મળનો વારંવાર ત્યાગ કરવા છતાં પણ પાછો લાગી જાય છે, એટલે એનો ત્યાગ કરવા હું સમર્થ નથી; અને તેથી જ હું નિત્ય દુઃખનો અનુભવ કરું છું." (૩૭૯)

કુંભે કહ્યું : "હે રાજન્! કારણ હોય તો જ કાર્ય સંભવે; માટે અહંકારનું તમે પોતે જ કારણ શોધી મને તરત કહો." (૩૮૦)

શિખિધ્વજે કહ્યું : "હે મુને! ચિત્નું બહિર્મુખપણું જ અહંકારનું કારણ છે. એ દશ્યનો ઉપશમ કેમ થાય તે કહો. (૩૮૧) દશ્યનું અનુસંધાન થતાં, આ અહંકાર મને દુઃખી કરે છે; માટે દુઃખનું નિવારણ કરવાના હેતુથી દશ્યનું અસ્ફુરણ કેમ થાય, તેનો ઉપાય બતાવો." (૩૮૨)

કુંભ બોલ્યો : "હે રાજન્! તમે કારણ જાણો છો; તો વેદનનું કારણ કહો. એનું નિરૂપણ થયા પછી 'આ તેનું કારણ છે અને આ તેનું કારણ નથી' એનો તમને યથાર્થ ઉપદેશ આપીશ." (૩૮૩)

શિખિધ્વજ બોલ્યો : "હે મુને! જેમ પવન વડે કંપ થાય છે, તેમ વેદન મિથ્યા રીતે સ્ફુરતા દેહાદિકને આકારે થાય છે. જે અસત્તા વડે ચિત્તનું બીજ અહંકાર અને તેનું કારણ વેદન બન્ને શાન્ત થાય છે, તે વસ્તુસત્તાના મિથ્યાત્વ વિષે મને કંઈ સમજણ પડતી નથી." (૩૮૪,૩૮૫)

કુંભ બોલ્યો : "હે રાજન્! જો દેહાદિ સત્ હોય, તો તેની સત્તા સિદ્ધ થાય; પણ દેહાદિની વાસ્તવિક સત્તા છે જ નહિ, તો વેદન ક્યાં રહ્યું? અર્થાત્ વેદન નિર્વિષય છે." (૩૮૬)

શિખિધ્વજ બોલ્યો : "હે મુને! હાથપગ વગેરે અવયવોવાળો આ દેહ સઘળી ક્રિયાઓ કરે છે, ફળ અનુભવે છે અને દેહનો હું અનુભવ કરું છું; તો પછી એ દેહ અસત્ કેમ?" (૩૮૭)

કુંભ બોલ્યો : "હે રાજન્! કારણ વિના પ્રતીત થતું કાર્ય છે જ નહિ. એનું જ્ઞાન માત્ર ભ્રાન્તિ જ છે. જે માત્ર

ભ્રાન્તિની કલ્પના છે, તેને અવિદ્યમાન જાણવું; એટલે ઉત્પત્તિ-કારણ વિના જે વસ્તુ પ્રતીત થાય છે, તેને દોરી (સાપ) જેવી મિથ્યા માનવી." (૩૮૮,૩૮૯)

શિખિધ્વજ બોલ્યો : "હે મુને! પ્રથમ આ જગત પિતામહ બ્રહ્માજીએ રચ્યું, તો બ્રહ્માજી જગતનું કારણ કેમ ન કહેવાય?" (૩૯૦)

કુંભ બોલ્યો : "હે રાજન્! સૃષ્ટિ પહેલાં કેવળ અદ્વિતીય બ્રહ્મ જ હતું. એ નિર્વિકાર હોવાથી કોઈનું કારણ નથી. બ્રહ્મ સિવાય અન્ય વસ્તુઓની પ્રતીતિને અભાવે બીજું પણ કંઈ ન હોવાથી, બ્રહ્માજી પણ સૃષ્ટિનું કારણ નથી." (૩૯૧)

શિખિધ્વજ બોલ્યો : "હે મુને! બ્રહ્માજીનું કારણ બ્રહ્મ કેમ નહિ? બ્રહ્માજીની અકારણતા મારાથી સમજાતી નથી." (૩૯૨)

કુંભ બોલ્યો : "હે રાજન્! જે અનંત છે, અજ છે, અવ્યક્ત છે, તર્કનો અવિષય છે, અવિજ્ઞેય છે, અક્ષર છે અને શાન્ત છે એવી અદ્વિતીય, અવ્યય અને કલ્યાણકારી જ્ઞાનસ્વરૂપ વસ્તુ કયા પ્રકારે અને કયા ઉપકરણ વડે કર્તા બની શકે? કર્તાનો અભાવ હોવાથી, એ ભોક્તા પણ કેમ સંભવે? એને લીધે આ જગત થયું ન હોવા છતાં વાસ્તવિક રીતે તે છે જ નહિ. બ્રહ્માજી પણ ચિન્માત્રની કલ્પના હોવાથી, ચિત્ અને સૃષ્ટિ પણ તેનાથી થયેલી હોવાના કારણે તે પણ ચિન્માત્ર જ છે. (૩૯૩–૩૯૫) 'પ્રતીત થતું સઘળું વિશ્વ શાન્ત, અજ અને શિવસ્વરૂપ બ્રહ્મ હોવાથી, હું કર્તા ય નથી અને ભોક્તા પણ નથી.' આ પ્રમાણે નિશ્ચય કરી, હૃદયમાં રહેલા અજ્ઞાનને કૃશ કરી નાખો. (૩૯૬) એ પ્રમાણે કૃશ થયેલા અજ્ઞાનને નષ્ટ થયેલું જ સમજવું. અજ્ઞાનનો નાશ થયા વિના દૃશ્ય

જગતનો બાધ થતો નથી. (૩૯૭) એ જ રીતે દેહ વગેરેનો નાશ પણ અપક્ષયપૂર્વક થાય છે, એ સૌ જાણે છે; (૩૯૮) માટે પરમાત્મા પોતે જ સ્વ-સંકલ્પના બળે પ્રતીત થતા પ્રપંચ-રૂપે પોતાનામાં નિત્ય સ્ફુરે છે. એ જ પરમાત્માએ સ્વ-સ્વરૂપને બ્રહ્મા કહ્યો; એથી જ સમસ્ત વિશ્વ પરમાત્માનું શાન્ત સ્વરૂપ છે." (૩૯૯)

શિખિધ્વજ બોલ્યો : "હે મુને! યુક્તિ પુરઃસર અપાયેલા તમારા ઉપદેશથી હું જાગ્રત થયો છું. કર્તાને અભાવે જગત નથી અને જગત ન હોવાથી, નામરૂપદૃષ્ટિ પણ કેમ હોઈ શકે? (૪૦૦) હું ચિન્માત્રરૂપ હોવાથી સર્વાત્મા છું એવું જ્ઞાન મને થયું છે, અને એ જ્ઞાન વડે નિર્મળ થતાં હું પોતે જ શિવસ્વરૂપ પરમાત્મા છું; એવું આત્મભાન મને થયું છે. સર્વત્ર બ્રહ્મ જ હોવાથી, આત્મદેવ સિવાય અન્ય કોઈ દેવ ન રહ્યો; એટલે હું મને પોતાને જ આત્મસ્વરૂપને નમસ્કાર કરું છું. (૪૦૧) ભેદદૃષ્ટિએ અનુસંધાન થતાં મિથ્યા જગતની પ્રતીતિ થાય છે. હવે હું તેનું અનુસંધાન નહિ કરું અને આકાશ-કોશવત્ શાન્ત રહીશ. (૪૦૨) અહો! દેશ, કાળ, કલા અને ક્રિયાઓના વિભાગમાં વહેંચાયેલી જગતદૃષ્ટિ લાંબા કાળ પછી શાન્ત થઈ જતાં માત્ર શાન્ત, નિર્વિકાર બ્રહ્મ જ અવશેષ રહે છે." (૪૦૩)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! કુંભના બોધ વડે શિખિધ્વજને જ્ઞાન થયું, અને મહાન મોહના બંધનમાંથી મુક્ત થતાં તે શોભવા લાગ્યો. રાજાએ કુંભના એ વાસ્તવિક ઉપદેશ પર મનન કરવા માંડ્યું: (૪૦૪) અને આત્મદૃષ્ટિ થતાં તે સ્વ-સ્વરૂપ-માં તે જ ક્ષણે લીન થઈ ગયો. (૪૦૫) તેણે મનની વૃત્તિ-ઓનો સંપૂર્ણ નિરોધ કર્યો અને કંઈ પણ બોલ્યાચાલ્યા

વિના તે સ્થિર બેસી રહ્યો; આથી તે પાષાણની મૂર્તિ જેવો દેખાતો હતો. (૪૦૬) એક મુહૂર્ત પછી સમાધિમાંથી તે જાગ્યો, એટલે કુંભના વેષમાં રહેલી ચૂડાલાએ કહ્યું. (૪૦૭)

કુંભ બોલ્યો : “ હે રાજન્! નિર્વિકલ્પ સમાધિનો અનુભવ કરનારાઓ જે વ્યાપક, શુદ્ધ, મૃદુ અને નિર્મળ આત્મપદમાં લીન રહે છે, તેવા આત્મસ્વરૂપમાં વિશ્રાન્તિ મેળવી તમે સુખનો અનુભવ કર્યો? યથાર્થ જ્ઞાન થયું? ભ્રાન્તિ ટળી ગઈ? જાણવા લાયક વસ્તુનું જ્ઞાન થયું કે? અપરોક્ષ અનુભવ કરવા લાયક વસ્તુનો એવો અનુભવ કર્યો કે?” (૪૦૮,૪૦૯)

શિખિધ્વજ બોલ્યો: “ હે ભગવન્! તમારી કૃપાથી અણિમા વગેરે મહાન વૈભવોથી શોભતો ઉચ્ચ જીવન્મુક્તિનો માર્ગ મેં જોયો. (૪૧૦) ઘણા હર્ષની વાત છે, કે જેઓએ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે, એવા સંત મહાત્માઓનો સંગ હમેશાં અમૃતમય બ્રહ્માનંદનો લાભ અપાવે છે. (૪૧૧) જન્મથી મેં જે બ્રહ્માનંદ વિષે કંઈ સાંભળ્યું ન હતું, તે આનંદ આજે તમારા સંગથી મને પ્રાપ્ત થયો છે. (૪૧૨) હે કમલનયન! અનંત અમૃતમય એ પદનો મને પ્રથમ સાક્ષાત્કાર કેમ ન થયો?” (૪૧૩)

કુંભ બોલ્યો: “ હે સાધો! વિષયોની અભિલાષા દૂર થતાં મન જ્યારે શાન્ત થઈ જાય, અને અંતઃકરણના તથા સર્વે ઇન્દ્રિયોના કષાય (મેલ)નું નિવારણ થાય, ત્યારે શ્વેત વસ્ત્ર પર કુસુમાદિ રસની પેઠે બ્રહ્મનિષ્ઠ આચાર્યોનો સ્પષ્ટ ઉપદેશ શુદ્ધ હૃદયમાં ટકે છે. જેમ સમય જતાં પાકી ગયેલું ફળ વૃક્ષ ઉપરથી પડે છે, તેમ દેહમાંથી સર્વ મલ દૂર થાય છે. (૪૧૪–૪૧૬) દ્વિત્વ અને એકત્વ દૃષ્ટિને જ ચિત્ત કહેવાય છે, અને એ જ અજ્ઞાન છે. એ બન્ને દૃષ્ટિનો લય થાય એ જ જ્ઞાન છે, અને

એ જ પરમ કૈવલ્ય છે. (૪૧૭) હે નૃપ! તમે અજ્ઞાન નિદ્રામાંથી જાગ્યા છો, તમે મુક્ત છો અને તમે ચિત્તનો ત્યાગ કર્યો છે. હવે મૌન ધારણ કરી, તમારા " નિર્મળ આત્મસ્વરૂપમાં સ્થિર થાઓ." (૪૧૮)

શિખિધ્વજ બોલ્યો: "હે પ્રભો! જેમને જ્ઞાન થયું છે એવા જીવન્મુક્ત પુરુષોના ચિત્તનો લય થઈ જાય છે, તો પછી તેઓ વ્યવહાર કેમ કરી શકે છે?" (૪૧૯)

કુંભ બોલ્યો: "હે રાજન્! ફરીથી જન્મ અપાવનાર મલિન ગાઢ વાસનાને જ ચિત્ત કહેવાય છે. જ્ઞાની પુરુષમાં એવી વાસનાનો અભાવ છે. (૪૨૦) જે વડે જ્ઞાની પુરુષો અહીં પ્રાપ્ત વ્યવહાર કરે છે, તે શુદ્ધ વાસનાને સત્ત્વ કહે છે. એને ચિત્ત ન કહેવાય; કારણ કે એ સત્ત્વ ફરીથી જન્મ અપાવતું નથી. (૪૨૧) મલિન વાસનાથી ઘેરાયેલા ચિત્તને જ ચિત્ત કહેવામાં આવે છે. જેઓ મલિન વાસનામાં રમે છે, તેઓ મૂઢ અજ્ઞાની છે. શુદ્ધ વાસના વડે વ્યવહાર કરતા પુરુષો જ્ઞાની છે. (૪૨૨) 'સ્વર્ગ, મોક્ષ વગેરે ફળ આપનાર જે જે હોય તે સઘળાંનો ત્યાગ કરી, તમે તમારા સ્વાભાવિક પ્રકાશમાન સ્વરૂપમાં રહો.' (૪૨૩) પદાર્થોનો અસ્વીકાર કરી ચિત્તસ્પન્દ વિના તમારાં પ્રાપ્ત કર્તવ્યો કરો; કારણ કે જેનાં ચિત્તમાં સ્ફુરણો ઊઠતાં નથી, તેને સંસાર બાધ કરતો નથી. (૪૨૪) હે રાજન! ત્રણે જગતમાં જે જે દુઃખો અનુભવવાં પડે છે, તે સર્વે ચિત્તની ચંચળતાને લીધે છે; (૪૨૫) માટે ચિત્તનું સ્ફુરણ અને સમાધિ એ બન્નેને સ્વરૂપના અનુસંધાન વડે એક કરી, બ્રહ્માદ્વૈતનો નિત્ય અનુભવ કરતાં યથેચ્છ રીતે જગતમાં વિચરો." (૪૨૬)

શિખિધ્વજ બોલ્યો: "હે વિભો! સ્પન્દ અને અસ્પન્દ

બન્ને વિરુદ્ધ હોવા છતાં એકતાને (સાક્ષીભાવ) કેમ પ્રાપ્ત થાય? મારા સર્વે સંશયો દૂર થાય, માટે મને એ પ્રશ્નનો ઉત્તર આપવા કૃપા કરો." (૪૨૭)

કુંભ બોલ્યોઃ "હે રાજન્! જેમ સમુદ્ર જળરૂપ છે, તેમ અખિલ જગત પણ એક ચિન્માત્ર સ્વરૂપ છે. જેમ એ જળ તરંગોરૂપે સ્ફુરે છે, તેમ બુદ્ધિની વૃત્તિઓને લીધે એ જ ચિન્માત્ર જગતરૂપે ભાસે છે. (૪૨૮) જે ચિન્માત્ર છે, તે સ્વચ્છ, સત્ય બ્રહ્મને અજ્ઞાની પુરુષો જગતરૂપે માની બેસે છે. (૪૨૯) ચિત્‌ના સ્ફુરણને લીધે જ આ સૃષ્ટિ ભાસે છે. અધિષ્ઠાનનું યથાર્થ જ્ઞાન થતાં જ એનો લય થઈ જાય છે. દોરડીમાં જેમ સર્પનો ભ્રમ થાય છે, તેમ અજ્ઞાનથી સર્ગનો ઉદય થાય છે. (૪૩૦) ચન્દ્રનો ઉદય થતાં જેમ પ્રકાશ થાય છે, તેમ શાસ્ત્રનું યથાર્થ અવલોકન, સજ્જનોનો સંગ અને જ્ઞાનદૃષ્ટિ કેળવવાના સતત અભ્યાસ વડે જ્યારે ચિત્ત નિર્મળ થાય છે, ત્યારે મહાત્માઓના હૃદયમાં સ્વયંપ્રકાશ આત્માનો પોતાની મેળે અનુભવ થાય છે. (૪૩૧,૪૩૨) હે શિખિધ્વજ! દૃશ્યની ઉત્પત્તિ તથા તેના લય વિષે મેં તમને જે બોધ આપ્યો તેને ચિત્તમાં ધારણ કરો, યુક્તિ પુરઃસર આત્માનું અનુસંધાન કરી તત્ત્વને બરાબર સમજો, અને જીવન્મુક્ત મુનિઓ જે સ્થિતિમાં રહ્યા હતા, તે સ્થિતિમાં રહી તમારી ઇચ્છા પ્રમાણે જગતમાં રહો. (૪૩૩,૪૩૪) હવે હું સ્વર્ગમાં જાઉં છું. ત્યાં પર્વકાળ હોવાથી દેવતાઓની સભા થવાની છે. ઉત્સવનિમિત્તે બ્રહ્મલોકથી નારદજી પણ પધારશે. મને ત્યાં ન દેખે તો એ મારા પર ગુસ્સે થાય. ડાહ્યા માણસોએ ગુરુને ગુસ્સે ન કરવા જોઈએ. (૪૩૫,૪૩૬) કોઈ પણ સંકલ્પ કર્યા વિના કે કોઈ પણ વસ્તુ મેળવવાની ઇચ્છા કર્યા વિના તમારે જ્ઞાનદૃષ્ટિએ નિત્ય

રહેવાનું છે. એ જ સાચી અને પવિત્ર દૃષ્ટિ છે." (૪૩૭)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે ઉપદેશ આપી, ભગવાન કુંભ એક ક્ષણમાં અંતર્ધાન થઈ ગયા. કુંભના ગયા પછી શિખિધ્વજ રાજા ખૂબ વિસ્મય પામ્યો. (૪૩૮)

શિખિધ્વજ બોલ્યો: "આનંદની વાત છે, કે આત્માના સાક્ષાત્કારરૂપ પરમપદ મેં પ્રાપ્ત કર્યું છે. એ પદ શાન્ત છે, રસાયન જેવું પરમ હિતકારી છે અને મારા નિર્વાસિત મનને પરમ શીતળતાનો અનુભવ કરાવે છે." (૪૩૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે ચિન્તન કરતો શિખિધ્વજ નિર્વાસિત મને પાષાણની પ્રતિમા જેવો મૌન થઈ, આત્મપદમાં લીન થઈ ગયો. (૪૪૦) એ જ મૌન, નિઃસંકલ્પ અને નિરાશ્રયપદમાં નિશ્ચલ રીતે સ્થિર થઈ, રાજા પર્વતની પેઠે સ્થિર થયો. (૪૪૧) એ પ્રમાણે શિખિધ્વજ રાજા નિર્વિકલ્પ સમાધિમાં અચળ થયો. હવે ચૂડાલા વિષે સાંભળો. (૪૪૨) કુંભના વેષમાં પોતાના પતિને ઉપદેશ આપી તે અંતર્ધાન થઈ ગઈ, અને આકાશમાર્ગે ઊડી સુંદર સ્ત્રીરૂપે પોતાના નગરમાં જઈ, અંતઃપુરમાં દાખલ થઈ. (૪૪૩,૪૪૪) પ્રજાએ ચૂડાલાને જોઈ અને તે પતિનો રાજ્યકારભાર ચલાવવા લાગી. ત્રણ દિવસ પછી ફરીથી તે આકાશમાર્ગે થઈ યોગબળે કુંભનું રૂપ લઈ, શિખિધ્વજ પાસે વનમાં આવી પહોંચી. એવી જ નિર્વિકલ્પ સમાધિમાં લીન થયેલો પતિ ચૂડાલાની દૃષ્ટિએ પડ્યો. "પરમપદમાં તન્મય થઈ ગયેલા રાજાને જગાડું" એવો નિશ્ચય કરી, ચૂડાલાએ રાજા આગળ ભયંકર સિંહનાદ વારંવાર કર્યો. (૪૪૫-૪૪૮) વારંવાર થતા આ નાદથી પણ જ્યારે રાજા શિલાની પેઠે ન ડગ્યો, ત્યારે ચૂડાલાએ તેને હાથથી ઢંઢોળ્યો. (૪૪૯) ઢંઢોળવાથી કે નીચે ફગાવવાથી પણ તે

જ્યારે ન જાગ્યો, ત્યારે કુંભવેષધારી ચૂડાલાએ વિચાર કર્યો. (૪૫૦) "અહો ! રાજા તો આત્મસ્વરૂપના આનંદમાં એકદમ લીન થઈ ગયા છે. દેહમાં જીવ છે કે કેમ? એનામાં જીવ હશે અને હૃદયમાં વાસના રહિત મનનો લેશ માત્ર સંસ્કાર શેષ હશે, તો પ્રારબ્ધ ભોગવવા માટે રાજાનું દાંપત્યજીવન સફળ કરવા હું જીવીશ; નહિતર આ દેહનો ત્યાગ કરી ફરીથી પાછું સંસારમાં ન આવવું પડે એવા પદને પ્રાપ્ત કરીશ. અહીં મારું શું કામ છે?" (૪૫૧-૪૫૩)

વસિષ્ઠ બોલ્યા: હે રામ ! એ પ્રમાણે વિચાર કરી ચૂડાલાએ પતિના મર્મભાગોને સ્પર્શ કરી, તેમ જ તેની આંખોમાં લાલ રેખાઓ જોઈ નિર્ણય કર્યો, કે હજી રાજાના હૃદયમાં સંસ્કાર શેષ હોવાથી તે જાગ્રત થશે. (૪૫૪,૪૫૫)

શ્રીરામે પૂછ્યું: હે ભગવન્ ! સમાધિસ્થ પુરુષની સ્થિતિ કાષ્ઠ જેવી હોય છે, તેનું ચિત્ત બહુ જ શાન્ત હોય છે; એવા ધ્યાનમગ્ન પુરુષનું નિર્વાસિત મન શેષ છે, એ કેમ જાણી શકાય? (૪૫૬)

વસિષ્ઠ બોલ્યા: હે રામ ! જેમ બીજમાં પુષ્પ અને ફળ રહેલાં છે, તેમ સમાધિસ્થ પુરુષના હૃદયમાં બહુ મુશ્કેલીએ જોઈ શકાય એવા સૂક્ષ્મરૂપમાં જાગ્રત થવાનું કારણ સત્ત્વશેષ રહેલું હોય છે. જેના ચિત્તમાં સ્ફુરણ શાન્ત થયાં છે, અને જે અચળ સ્થિતિમાં રહે છે, તેનું શરીર સમતાનો અનુભવ કરતું હોવાથી ગ્લાનિ પામતું નથી, તેમ જ હર્ષ પણ પામતું નથી. તેનો અસ્ત કે ઉદય પણ ન થતાં, તે સમાન ભાવે રહે છે. તમારા પ્રશ્નનો ઉત્તર તમને મળી ગયો. હવે આગળ સાંભળો. (૪૫૭-૪૫૯) ઉપર પ્રમાણે ચૂડાલાએ નિર્ણય કર્યો. પછી તે પરકાયા-પ્રવેશમાં પ્રવીણ હોવાથી, તેણે પોતાના સ્થૂલ

શરીરનો ત્યાગ કર્યો અને ચિત્તત્વ પ્રાપ્ત કરી, શિખિધ્વજના ચિત્તને સ્ફુરણા આપી. પછી જેમ પક્ષી માળામાં પ્રવેશે, તેમ ફરીથી તે પોતાના દેહમાં આવી. (૪૬૦,૪૬૧) કુંભસ્વરૂપે તે ઊઠી અને તેણે એક સ્થળે આસન લીધું. પછી તે સામગાન કરવા લાગી. સામગાન કાને પડતાં જ રાજાની સાત્ત્વિક ગુણોથી શોભતી ચૈતન્યશક્તિ વસંતઋતુના કમળની પેઠે ખીલી. (૪૬૨,૪૬૩) સૂર્યથી જેમ કમળ વિકસે, તેમ સ્વસ્થ ચિત્તવાળા શિખિધ્વજે દૃષ્ટિ ઉઘાડતાં આગળ બેઠેલા કુંભને જોયો. (૪૬૪) "ધન્ય છે મને કે તમારાં ફરીથી દર્શન થયાં" એમ કહીને શિખિધ્વજે કુંભને પુષ્પાંજલિ આપી. (૪૬૫) "હે ભગવન્! તમારાં દર્શનથી મને આનંદ થયો છે. અમને પવિત્ર કરતું તમારું આગમન અહીં શા માટે થયું?" (૪૬૬)

કુંભ બોલ્યો: "હે રાજન્! જ્યારથી હું તમારા પાસેથી ગયો, ત્યારથી મારું ચિત્ત તમારામાં જ લાગી રહ્યું છે. હવે હું સ્વર્ગનો આનંદ ભોગવવા ઇચ્છતો નથી. તમારી સાથે જ હું રહીશ. અખિલ વિશ્વમાં તમારા જેવો મારો સુહૃદ, બંધુ, સખા કે વિશ્વાસુ શિષ્ય બીજો કોઈ નથી." (૪૬૭,૪૬૮)

શિખિધ્વજ બોલ્યો: "હે બ્રહ્મન્! તમે અસંગ છો, છતાં મારા સમાગમની ઇચ્છા રાખો છો; આથી લાંબા કાળથી સંચય કરેલું મારું પુણ્ય સફળ થયું છે. (૪૬૯) તમે જે યોગનો ઉપદેશ આપ્યો તે વડે મને એવી વિશ્રાન્તિ મળી છે, કે તેની આગળ સ્વર્ગમાં મળતી વિશ્રાન્તિ પણ કંઈ હિસાબમાં નથી. (૪૭૦) એ જ સ્વચ્છ, પ્રકાશમય આત્મસ્થિતિનું અવલંબન લઈ, હું સ્વર્ગમાં કે પૃથ્વી પર યથેચ્છ વિહરું છું." (૪૭૧)

કુંભ બોલ્યો: "હે રાજન્! સચ્ચિદાનંદ આત્માના પરમ

પદમાં તમે સ્થિત થયા કે? દૃશ્ય પ્રપંચનાં દુઃખોનો સંપૂર્ણ ત્યાગ કર્યો કે? તમને તત્ત્વનું દર્શન થયું છે, એટલે બહારથી રમ્ય ભાસતા સંકલ્પો તરફ થતો પ્રેમ નિર્મૂળ થયો કે? 'સ્વીકારવું અને છોડી દેવું' એ દશાથી પર થઈ, તમારા મને શાન્તિ અને સમત્વનો અનુભવ કર્યો કે? યથાપ્રાપ્ત વસ્તુમાં તમારા મનને ઉદ્વેગ નથી થતો ને? (૪૭૨–૪૭૪)

શિખિધ્વજ બોલ્યો: "હે ભગવન્! તમારી કૃપાથી દૃશ્યને ઓળંગી પાર જનાર દૃષ્ટિનો મને અનુભવ થયો છે. સંસારની સીમાના અન્તને પ્રાપ્ત કરી, જે આત્મનિશ્ચય કરવો જોઈએ તે નિશ્ચય મેં કર્યો છે. (૪૭૫) હવે મને ઉપદેશ આપવા જેવું કંઈ રહ્યું નથી. હું અતિ તૃપ્તદશામાં સર્વત્ર વિહરું છું. સંસારના ત્રણે પ્રકારના તાપ નષ્ટ થયા છે. (૪૭૬) હવે હું સંસાર રહિત થયો છું અને પરમ વૈરાગ્યને લીધે મોહ કે ભય પણ ચાલ્યા ગયા છે. સર્વદા મારો ઉદય જ છે. શમને લીધે હર્ષવિષાદ રહિત થતાં, હું સૌમ્ય છું. હું સર્વાત્મક છું. સ્ત્રીપુત્રાદિમાં રહેલી મમતાનાં બંધન છૂટી ગયાં છે. એ રીતે સર્વત્ર વ્યાપ્ત બ્રહ્મસ્વરૂપ થઈ જતાં, હું આકાશવત્ નિર્મળ છું." (૪૭૭)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે નાના પ્રકારની વેદાન્તચર્ચા કરતાં કરતાં બન્ને બ્રહ્મનિષ્ઠો વનમાં વિહરવા લાગ્યાં.

કુંભને થયેલી ભોગેચ્છા અને તે પૂરી કરવાની યોજના

અનેક પ્રકારનાં વન, જંગલ, નદીકિનારા, તળાવો, વૃક્ષવાટિકાઓ અને મૃગાદિ જ્યાં રહેતાં હતાં તેવા ગહન પ્રદેશોમાં તેઓ પરસ્પર સમાન ભાવે, સમાન ઉત્સાહથી અને સમાન સત્ત્વથી (નિર્વાસિત મને) રહેતાં. (૪૭૮–૪૮૦) પિતૃઓનું અને દેવતાઓનું તેઓ પૂજન

કરતાં અને સાથે ભોજન લેતાં. વંટોળિયો જેમ પર્વતને ન ડગાવી શકે, તેમ "આ લેવું અને તે ન લેવું" વગેરે કલ્પનાઓ તેમના મનને ડગાવી શકતી નહિ. કોઈક વખત ધૂળથી ખરડાયેલા, કોઈક વખત ચંદનચર્ચિત શરીરે અને કોઈક વખતે ભસ્મથી ખરડાયેલા દેહે તેઓ વિહાર કરતાં. કેટલાક દિવસ સુધી આવો સમચિત્ત વ્યવહાર થતાં રાજા પણ સત્ત્વ વડે કુંભ જેવો શોભવા લાગ્યો. શિખિધ્વજને દેવ જેવો શોભતો જોઈ, ચૂડાલાએ વિચાર કર્યો. (૪૮૧-૪૮૫) "મારા પતિ ઉદારચિત્ત છે. તે ચિન્તા રહિત છે. અમે યુવાન છીએ. પુષ્પવૃંદથી શોભતાં લતાગૃહો છે. આવા સુખમાં હોવા છતાં જે સ્ત્રીને ભોગની ઇચ્છા ન થાય તે ખરેખર ભાગ્યહીન છે. અનિષિદ્ધ સુખનો ત્યાગ ન કરવો. (૪૮૬) જે અનિંદ્ય છે, ધર્મને જે બાધક નથી અને પરિશ્રમ વિના પ્રારબ્ધયોગે મળે છે, એવા મહાસુખનો ત્યાગ કરતાં જ્ઞાનીને શું ફળ મળે ? તેમ કરવામાં તેને પ્રયોજન શું ? (૪૮૭) માટે મારા બુદ્ધિપ્રભાવે એક નવો પ્રપંચ રચું કે જેથી મારા પતિ મારી સાથે રમે." (૪૮૮) એવો વિચાર કરી, કુંભવેષધારી ચૂડાલાએ કોકિલકંઠે પતિને કહ્યું. (૪૮૯)

કુંભ બોલ્યો: "હે રાજન્ ! આજે ચૈત્રસુદ પ્રતિપદા છે. સ્વર્ગમાં આજે એક મોટો સમારંભ થશે. મારા પિતા પાસે મારે હાજરી આપવી પડશે. પરંપરાથી ચાલતો આવેલો નિયમ આપણે તોડવો નહિ. (૪૯૦,૪૯૧) સમાધિમાં ધ્યાન વડે અને વ્યુત્થાનદશામાં પુષ્પવાટિકામાં અખિન્ન હૃદયે તમારે વિહાર કરવો અને મારી પ્રતીક્ષા કરવી. (૪૯૨) સાંજે હું પાછો આવીશ; કારણ કે તમારો સંગ મને સ્વર્ગ કરતાં પણ વધારે આનંદ આપે છે." (૪૯૩) એમ કહી કુંભે મિત્રને સ્નેહ-

ચિહ્ન તરીકે કલ્પવૃક્ષની એક પુષ્પમંજરી આપી. (૪૯૪) ‘જલદી પાછા આવજો’ એમ રાજાએ કહ્યું, કે તરત જ કુંભ શરદકાળના મેઘની પેઠે ત્વરાથી આકાશમાર્ગે ગયો. (૪૯૫) શિખિધ્વજની દૃષ્ટિથી દૂર થતાં જ તેણે કુંભવેષનો ત્યાગ કર્યો અને જેમ જળ કૂંડાળાંસ્વરૂપનો ત્યાગ કરી શાન્ત થાય, તેમ તેણે પોતાનું સુંદર સ્ત્રીસ્વરૂપ ધારણ કર્યું. (૪૯૬) મંજરી જેવા આકારથી કલ્પવૃક્ષની પેઠે શોભતા રાજનગરમાં પહોંચતાં જ કોઈની નજરે પડ્યા વિના ચૂડાલા અનેક સ્ત્રીઓ-વાળા પોતાના અંતઃપુરમાં દાખલ થઈ. (૪૯૭) રાજ્યવહીવટ સંબંધી સઘળાં કાર્યો પૂરાં કરી, ફરીથી કુંભવેષે તે શિખિધ્વજ પાસે આવી પહોંચી. (૪૯૮) તે અખિન્ન હતી, છતાં સંકલ્પથી તેણે પોતાના મોં પર વિષાદની છાયા પ્રસરાવી. આથી ઝાકળ વડે જેમ ચંદ્ર નિસ્તેજ દેખાય, અને રાત્રિ જેમ કમળને કરમાવે તેમ કુંભનું મોં મ્લાન જણાયું. (૪૯૯) આવી સ્થિતિ જોઈ શિખિધ્વજ ઊઠ્યો, અને ખિન્ન હૃદયે તેણે પ્રેમથી પૂછ્યુંઃ (૫૦૦) “હે દેવપુત્ર! તમને હું વંદન કરું છું. તમે વ્યગ્ર દેખાઓ છો. વિષાદનો ત્યાગ કરો અને આ આસન પર બેસો. (૫૦૧) જળમાં રહેવા છતાં જેમ કમળો જળમય બનતાં નથી, તેમ બ્રહ્મજ્ઞ સન્તો હર્ષવિષાદ આદિ વિકારમય વ્યવહારમાં રહેવા છતાં વિકારમય ન બનતાં, નિર્લેપભાવે સ્વસ્થ જ રહે છે.” (૫૦૨)

વસિષ્ઠ બોલ્યાઃ હે રાઘવ! રાજાએ એમ કહ્યું; એટલે કુંભ આસન પર બેઠો અને રૂંધાયેલે સ્વરે કહ્યું. (૫૦૩)

કુંભ બોલ્યોઃ “હે રાજન! જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી સુખદુઃખની અવસ્થામાં સમાન ચિત્તે જેઓ કર્મેન્દ્રિયો વડે વ્યવહાર કરતા નથી, તેઓ તત્ત્વજ્ઞાની નથી; પણ વંચક છે. (૫૦૪)

જેઓએ તત્ત્વનો અનુભવ કર્યો નથી, એવા શઠ પુરુષો બાળકબુદ્ધિ-થી સ્વાભાવિક રીતે પ્રાપ્ત થતી સુખદુઃખની દશાથી દૂર નાસી, હઠથી તેને જીતવા ઇચ્છે છે. આમ તેમનું જીવન જ્ઞાનીઓના કરતાં વિષમ છે. (૫૦૫) જેમ તલ છે ત્યાં સુધી તેલ છે, તેમ દેહ છે ત્યાં સુધી એ સુખદુઃખની દશા રહેવાની જ. દેહ છતાં એ દશાથી દૂર રહેવા ઇચ્છનાર પુરુષ આકાશને તલવારથી કાપવાની ઇચ્છા કરનારા પુરુષ જેવો છે. (૫૦૬) સમાધિદશા માટે યોગ્ય બનેલા નિર્વિકાર ચિત્ત વડે થતું દેહની એ દશાનું અદર્શન, એ જ દેહદશાના દુઃખનો સર્વશ્રેષ્ઠ ત્યાગ છે. હઠથી કર્મેન્દ્રિયોનો નિગ્રહ કરી સમ રહેવા પ્રયત્ન કરવો, એ કંઈ ત્યાગ નથી. (૫૦૭) એને લીધે જ્ઞાની પુરુષે જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી વર્ણ અને આશ્રમના આચાર અનુસાર કર્મેન્દ્રિયો વડે વ્યવહાર કરવો; પરંતુ જ્ઞાનેન્દ્રિયો વડે એ દશામાં આસક્ત થઈ જવું નહિ. (૫૦૮) એવા જ આશયથી બ્રહ્મા વગેરે દેવતાઓ પણ નિર્લેપભાવે દેહની દશામાં રહે છે. નિયતિનો એ જ નિશ્ચય છે. (૫૦૯) જેમ જળ સમુદ્ર તરફ દોડે છે, તેમ જ્ઞાની તેમ જ અજ્ઞાની સઘળાં પ્રાણીઓ નિયતિની પછવાડે દોરાય છે. (૫૧૦) દેહ રહે ત્યાં સુધી જ્ઞાની પુરુષો જ્ઞાને-ન્દ્રિયોની સમતાપૂર્વક કર્મેન્દ્રિયો વડે અનાસક્ત ભાવે વ્યવહાર કરે છે, અને નિયતિને અખંડિત પૂર્ણ કરે છે; (૫૧૧) પરંતુ સઘળી ઇન્દ્રિયો ક્ષોભ પામતાં અજ્ઞાની પુરુષોને સુખદુઃખની દશા હેરાન કરે છે, અને અનંત દેહો વડે નિયતિને ખંડિત કરે છે.” (૫૧૨)

શિખિધ્વજે પૂછ્યું : “હે મહાભાગ! જો એમ જ છે, તો પછી તમે દેવપુત્ર હોવા છતાં ખિન્ન કેમ દેખાઓ છો?” (૫૧૩)

દુર્વાસાનો શાપ

કુંભ બોલ્યો: "હે રાજન્! સ્વર્ગમાં જે કંઈ બન્યું, તે હું તમને કહું છું; કારણ કે મિત્રને દુઃખ જણાવતાં તે દુઃખ હલકું થઈ જાય છે. (૫૧૪) તમને પુષ્પમંજરી આપી અહીંથી હું ગયો અને આકાશમંડળ ઓળંગી સ્વર્ગમાં પહોંચ્યો. (૫૧૫) મારા પિતા નારદજી સાથે ઇન્દ્રની સભામાં યોગ્ય સ્થાને હું બેઠો અને સભા વિસર્જન થતાં, પિતાએ મને પણ જવાની રજા આપી. (૫૧૬) ત્યાંથી અહીં આવવા માટે હું આકાશ-માર્ગે આવ્યો. ત્યાં સૂર્યના ઘોડાઓ સાથે પવનના પ્રવાહમાં હું ઊડ્યો. (૫૧૭) પછી સૂર્ય એક બાજુ નીકળી ગયો અને સાગરમાં પડી જતાં, તરતો હોઉં એમ હું બીજે રસ્તે નીકળી ગયો. (૫૧૮) આગળ જતાં જળથી ભરપૂર વાદળાંઓની મધ્યમાંથી ઝપાટાભેર આવતા દુર્વાસાઋષિને મેં જોયા. (૫૧૯) તેમને મેં નમસ્કાર કર્યા અને હસીને કહ્યું: 'હે મુનિ! લીલાર્થે પહેરેલાં કાળાં વાદળાંરૂપી વસ્ત્રોથી તમે એક અભિસારિકા સ્ત્રી જેવા દેખાઓ છો.' (૫૨૦) આ સાંભળી દુર્વાસાએ મને શાપ આપ્યો, કે 'દુષ્ટ! આવાં અયોગ્ય વચનો તું બોલે છે, માટે રાતે હાવભાવ કરતી તથા સ્તન અને સુંદર કેશવાળી એક સ્ત્રી તું બની જઈશ.' આવાં એ વૃદ્ધ મુનિનાં વચનો સાંભળી હું હજી તો વિચાર કરું છું, ત્યાં તો મુનિ અંતર્ધાન થઇ ગયા. હે સાધો! એથી હું ખિન્ન હૃદયે અહીં આવ્યો છું. રાત્રે મારાથી સ્ત્રીત્વ કેમ ભોગવી શકાશે? ગુરુ, બ્રાહ્મણ વગેરેને શરમને લીધે હું શું મોઢું બતાવીશ?" (૫૨૧–૫૨૫)

શિખિધ્વજ બોલ્યો: "હે દેવપુત્ર! એમાં શોક કરવો વ્યર્થ છે. દેહને જે થવાનું હોય તે થાઓ, એથી આત્મા લેપાતો નથી. (૫૨૬) તમે વિવેકી છો, એથી તમારે ખેદ ન કરવો જોઈએ. તમે જ્ઞાની થઈ ખેદ કરશો, તો બીજાઓએ

કયો ઉપાય લેવો ?" (૫૨૭)

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! આ પ્રમાણે એક બીજાને આશ્વાસન આપી, ખિન્ન થયેલા પ્રેમી મિત્રોની પેઠે તે બન્ને વનમાં જ રહ્યા. (૫૨૮) તેલ થઈ રહેતાં દીવો જેમ ઓલવાઈ જાય, તેમ સૂર્યનારાયણ પણ જાણે કે કુંભનું સ્ત્રીત્વ ઉત્પન્ન કરતા હોય તેમ પૃથ્વી પરથી અસ્ત થયા. (૫૨૯) બન્ને મિત્રો ઊઠ્યા અને સંધ્યાવંદન, જપ વગેરે કર્મોથી નિવૃત્ત થઈ, લતા-ગૃહમાં ગયા. (૫૩૦) ધીમે ધીમે કુંભે પોતાનું સ્ત્રીસ્વરૂપ પ્રકટ કરવા માંડયું અને પાસે ઊભેલા શિખિધ્વજને ગદ્ગદ્ કંઠે કહ્યું: (૫૩૧) "હે રાજન્ ! મારાં અંગો કોમળ થઈ જતાં હોવાથી, હું શરમાઉં છું. હું સ્ત્રી થઈ જતી હોવાથી મને લાગે છે, કે હું પૃથ્વી પર પડું છું. મારું હૃદય ધડકે છે અને શરીર પાણી પાણી થઈ જાય છે. (૫૩૨) જુઓ, જુઓ; મારા કેશ વધવા માંડે છે, અને છાતી પર સ્તનો ફૂટે છે. (૫૩૩) વસ્ત્રો પણ શરીરમાંથી બહાર નીકળતાં હોય એમ લાગે છે અને નિતંબ વગેરે પણ સ્ત્રીનાં જ બની ગયાં હોય એવો મને હૃદયમાં અનુભવ થાય છે." (૫૩૪)

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! એ પ્રમાણે કહી, કુંભ ખિન્ન હૃદયે ચૂપ થઈ ગયો. રાજા પણ તેને જોઈ ખિન્ન ચિત્તે બોલ્યા. (૫૩૫)

શિખિધ્વજ બોલ્યો : "હે બ્રહ્મન્ ! તમે તો જાણવા યોગ્ય તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે. નિયતિની ગતિને પણ તમે જાણો છો. અવશ્ય થનાર ભાવિની આ બાબતમાં તમારે વ્યર્થ ખેદ ન કરવો જોઈએ." (૫૩૬)

કુંભ બોલ્યો : "હે રાજન્ ! તમારું વચન બરાબર છે. હું સ્ત્રીત્વને અનુસરીશ અને તેથી ખિન્ન નહિ થાઉં. નિયતિનું

ઉલ્લંઘન કોણ કરી શકે ?” (૫૩૭)

આ પ્રમાણે તેમણે નિર્ણય કર્યો. ચૂડાલાનું દુઃખ જોઈ રાજાને ચિન્તા થઈ, અને ચૂડાલા રાજાના સંગ માટે ઉત્સુક હતી; એથી તેઓને નિદ્રા ન આવતાં યુગ જેવી લાગતી નિશા તેમણે શાન્તિથી એકજ સ્થળે પસાર કરી. (૫૩૮) પ્રભાત થતાં તેણે યુવાન સ્ત્રીના શરીરનો ત્યાગ કર્યો અને ફરીથી તે કુંભ થઈ ગયો. (૫૩૯) એ પ્રમાણે રાજ્યમહિષી ચૂડાલા દિવસે કુંભના વેષમાં પતિ સાથે મિત્ર-ભાવે વનમાં વિહાર કરતી અને રાતે સ્ત્રીત્વ પ્રાપ્ત કરી, કુમારીના ધર્મ પાળતી. (૫૪૦,૫૪૧) આમ કેટલાક દિવસો પસાર થઈ ગયા. એક દિવસ તે કુંભવેષે પતિને કહેવા લાગી: “હે રાજન્! મારું કહેવું સાંભળો. દરરોજ રાતે હું સ્ત્રી થઈ જાઉં છું. મારું સ્ત્રીત્વ સફળ કરવા માટે, કોઈકને હું પતિ તરીકે સ્વીકારું; એમ મને લાગે છે. ત્રણે લોકમાં તમે જ મને પસંદ છો. કૃપા કરી રાત્રિસમયે મને પત્ની તરીકે સ્વીકારો.”(૫૪૨–૫૪૫)

શિખિધ્વજ-મદનિકા વિવાહ

શિખિધ્વજે કહ્યું : “હે સખે! વિવાહ કરવાથી મને કંઈ શુભ કે અશુભ થાય એમ લાગતું નથી; માટે તમારી મરજીમાં આવે તેમ કરો.” (૫૪૬)

કુંભ બોલ્યો : “હે રાજન્! જો આપ કબૂલ કરો છો તો આજે જ શુભ દિવસ છે. મેં લગ્નમુહૂર્ત જોઈ રાખ્યું છે. આજે શ્રાવણમાસની પૂર્ણિમા છે. પૂર્ણ કળાથી શોભતો ચંદ્ર ઊગે, ત્યારે આપણા બન્નેનું લગ્ન થશે. (૫૪૭,૫૪૮) હે કમળનયન! તમારાં લગ્ન માટે સઘળી તૈયારી કરો; અને ચંદન, પુષ્પ, રત્ન વગેરે સામગ્રી એકઠી કરો.” (૫૪૯)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! આટલી વાત થતાં રાજા અને

કુંભ ઊઠ્યા. પુષ્પો ચૂંટાયાં અને રત્ન વગેરે વિવાહની સામગ્રી એકઠી કરી, બન્ને મિત્રો મંદાકિની નદીમાં સ્નાન કરવા ગયા. (૫૫૦,૫૫૧) સ્નાન કર્યા પછી તેમણે દેવ, પિતૃ અને મુનિનું પૂજન કર્યું. સત્કર્મના ફળ સંબંધી જેમ તેઓ ઇચ્છા રહિત હતા, તેમ ક્રિયાનો ત્યાગ કરવામાં પણ તેઓ ઇચ્છા રહિત હતા. (૫૫૨) કલ્પવૃક્ષમાંથી પ્રાપ્ત થયેલાં શ્વેત વસ્ત્ર તેમણે પહેર્યાં અને ફળાહાર કરી, તેઓ વિવાહસ્થાને આવ્યાં. (૫૫૩) એ દરમિયાન સૂર્યાસ્ત થઈ ગયો હતો. સંધ્યાવંદન વગેરેથી નિવૃત્ત થતાં, કુંભ સ્ત્રીરૂપ બની ગયો અને બોલ્યોઃ "હે નાથ! તમે મને ભૂષણો વડે શણગારો અને યથાવિધિ અગ્નિ પ્રકટાવી મારું પાણિગ્રહણ કરો. હું મદનિકા નામે તમારી ભાર્યા છું." આમ તેણે કહ્યું, એટલે રાજાએ તે પ્રમાણે કર્યું. (૫૫૪-૫૫૬) મહેંદ્ર પર્વતની ગુફામાં કુંભ અને શિખિધ્વજ આવી રીતે લગ્નસંબંધથી જોડાયાં, અને સ્નેહાળ દંપતી તરીકે જીવન ગાળવા લાગ્યાં. (૫૫૭) ફળથી લચેલાં વૃક્ષો નીચે અને નાના પ્રકારનાં પુષ્પોની લતાકુંજોમાં તેઓ વિહાર કરવા લાગ્યાં. જ્યારે શિખિધ્વજ નિદ્રાધીન હોય, ત્યારે વચમાં ત્રણ ત્રણ દિવસે ચૂડાલા પોતાના નગરમાં જતી અને રાજ્ય સંબંધી કાર્યો પતાવી, પાછી રાજા પાસે આવી જતી. (૫૫૮,૫૫૯)

શિખિધ્વજના અસંગ-ભાવની પરીક્ષા

હે રામ! આમ કેટલાક દિવસ પસાર થઈ ગયા. એક વખત કુંભવેષમાં રહેલી ચૂડાલાએ વિચાર કર્યો. (૫૬૦)

કુંભે વિચાર્યું: "અનંત ભોગોની લાલચ બતાવી જરા શિખિધ્વજની પરીક્ષા કરું. મને ખાતરી છે, કે રાજાનું ચિત્ત તેમાં આસક્ત નહીં થાય." (૫૬૧)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આમ વિચાર કરી ચૂડાલા વનમાં ગઈ, અને દેવતાઓ તથા અપ્સરા સાથે આવતા ઇન્દ્રને તેણે પોતાની માયા વડે દેખાડ્યા. પરિવાર સાથે આવેલા ઇન્દ્રને જોઈ, શિખિધ્વજે તેમનું યથાવિધિ પૂજન કર્યું. (૫૬૨,૫૬૩)

શિખિધ્વજ બોલ્યો: "હે દેવેન્દ્ર! પધારો, પધારો આપે આટલે દૂરથી અહીં આવવા જે પ્રયોજન માટે શ્રમ લીધો, તે વિષે મને કંઈ કહેવા કૃપા કરો." (૫૬૪)

ઇન્દ્ર બોલ્યો: "હે રાજન્! દોરીથી બંધાયેલાં પક્ષીઓ વનમાંથી જેમ ખેંચાઈ આવે, તેમ અમે પણ તમારા શુભ ગુણોથી આકર્ષાઈ અહીં આવ્યાં છીએ. અમારી સાથે તમે સ્વર્ગમાં આવો. તમારા ગુણો વિષે સાંભળતાં નવાઈ પામેલાં દેવદેવાંગનાઓ તમારી રાહ જુએ છે. સ્વર્ગમાં વિવિધ ભોગ-સામગ્રી તમારી સેવામાં હાજર છે. જીવન્મુક્ત સ્થિતિનો અનુ-ભવ કરતાં તમે તેનો ઉપભોગ કરો, એને માટે હું અહીં આવ્યો છું." (૫૬૫-૫૬૭)

શિખિધ્વજ બોલ્યો: "હે દેવનાયક! મારે માટે સઘળાં સ્થળો સ્વર્ગ જ છે. અમર્યાદ ભૂમાનો હું અનુભવ કરું છું, એટલે તમારાં પરિમિત સ્વર્ગનાં અલ્પ સુખોમાં મને રુચિ થતી નથી. હે પ્રભો! હું સર્વ સ્થળે બ્રહ્મમાં રમું છું, સર્વ સ્થળે એક જ પરમતત્ત્વનું દર્શન કરતાં સંતુષ્ટ રહું છું; અને મારા મનમાં કોઈ પણ પ્રકારની ઇચ્છા થતી ન હોવાથી, હું પૂર્ણ આનંદસ્વરૂપ છું. (૫૬૮,૫૬૯) તમે કહ્યું તેવા પરિમિત સ્વર્ગમાં હું આવવા માગતો નથી, એથી તમારી આજ્ઞા હું પાળી શકતો નથી." (૫૭૦)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! રાજાએ એ પ્રમાણે કહ્યું, એટલે સમસ્ત દેવતાઓ "હે કુંભ! તમારું કલ્યાણ થાઓ" એમ

કહી, અંતર્ધાન થઈ ગયા. (૫૭૧) ચૂડાલા-

શિખિધ્વજના ક્રોધની પરીક્ષા

એ આ માયા સંકેલી લીધા પછી વિચાર કર્યો: "ઘણા હર્ષની વાત છે કે રાજાને અનેક ભોગો પણ લલચાવી શકતા નથી. ઇન્દ્રનો સમાગમ થતાં તેમણે કેવા શાન્ત અને સમાન ભાવથી તેનું આતિથ્ય કરી, પ્રાપ્ત વ્યવહાર બજાવ્યો? વળી એક યુક્તિ અજમાવું. રાગદ્વેષ ઉત્પન્ન થાય એવો એક પ્રપંચ રચું." (૫૭૨-૫૭૪) ચંદ્રોદય થયો અને શિખિધ્વજ સંધ્યાપૂજનમાં રોકાયો. એ વખતે વિકસિત પુષ્પોથી શોભતાં એક લતાગૃહની ચૂડાલાએ કલ્પના કરી. પછી તે મદનિકાસ્વરૂપે તેમાં દાખલ થઈ. પુષ્પની માળા પહેરી તે પુષ્પશય્યા પર બેઠી. તેના સંકલ્પથી ઉત્પન્ન થયેલો એક પુરુષ મદનિકાના ગળામાં હાથ નાખી બેઠો હતો. આ સ્થિતિમાં તેઓ બેઠાં હતાં, ત્યારે સંધ્યા-વંદન પૂરું કરી, શિખિધ્વજ મદનિકાને શોધતો શોધતો ત્યાં આવી ચડ્યો. એક બીજાનું મુખ જોતું અને હાસ્યવિનોદ કરતું આ જોડું તેની નજરે પડ્યું, પણ તેથી તેના ચિત્તમાં વિકાર ન થતાં તે સંતુષ્ટ જ રહ્યો. (૫૭૫-૫૭૮) શિખિધ્વજે મનમાં વિચાર્યું: "અહો! આ બન્ને કેવાં આનંદ કરે છે! મરજીમાં આવે ત્યાં સુધી તેઓ ભલે આનંદ કરે. મારા તરફથી તેમને વિઘ્ન નહિ નડે" એમ કહી તે ચાલ્યો ગયો. એક મુહૂર્તમાં ચૂડાલાએ સઘળો પ્રપંચ સમેટી લીધો. (૫૭૯,૫૮૦) રતિશ્રમિત દેહે તે રાજા પાસે આવી. રાજા હેમશિલા પર બેઠો હતો. તે એકાન્તમાં સમાધિસ્થ હતો અને આંખો જરા ખુલ્લી હતી. ત્યાં આવી શરમથી નીચું જોઈ, મ્લાન અને ખિન્ન વદને શાન્તિથી તે ઊભી રહી. ક્ષણ વારમાં શિખિધ્વજ જાગ્યો અને અક્ષુબ્ધ ચિત્તે પ્રસન્નતાથી તે બોલ્યો: "હે કોમળાંગી! તારા આનંદમાં

વિઘ્ન પડતાં કેમ તું પાછી આવી? પ્રણયચેષ્ટાથી તારા પ્રેમીને સંતોષવા ખુશીથી પાછી જા; કારણ કે પરસ્પર મનોવાંછિત પ્રેમ ત્રિલોકમાં પણ મળવો દુર્લભ છે.” (૫૮૧–૫૮૫)

મદનિકા બોલીઃ “હે નાથ! આપ કહો છો તેમ જ છે. સ્ત્રીસ્વભાવ ઘણો ચંચળ છે. તેમનામાં કામનો વેગ આઠગણો હોય છે. આપ મારા પર ગુસ્સે ન થાઓ. હું અબળા છું અને અપરાધી બાળા છું. મારી ભૂલ માટે મને માફી આપો. સાધુ પુરુષો હમેશાં ક્ષમાવાન હોય છે.” (૫૮૬,૫૮૭)

શિખિધ્વજ બોલ્યોઃ “હે બાલે! આકાશમાં જેમ વૃક્ષનો સંભવ નથી, તેમ મારામાં ક્રોધનો સંભવ નથી. કેવળ સાધુ પુરુષોમાં નિંદા ન થાય, તે માટે હવે હું તને પત્ની તરીકે નહિ સ્વીકારું.” (૫૮૮)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! શિખિધ્વજના મનની આવી સમાનતા જોઈ, ચૂડાલા ઉત્સાહિત થઈ અને તેણે વિચાર કર્યો, કે “ખરેખર! આ મહાપુરુષે સમત્વનો યથાર્થ અનુભવ કર્યો છે. અનેક પ્રકારના ભોગવિલાસો તેમ જ અખૂટ સંપત્તિ તેના મનને લલચાવી શકતાં નથી. તેમને પૂર્ણ બોધ થયો છે, એટલે મદનિકાસ્વરૂપનો ત્યાગ કરી મારું ખરું ચૂડાલાસ્વરૂપ પ્રકટ કરું, અને મારા પતિને આત્મવૃત્તાન્તનું સ્મરણ કરાવું.”(૫૮૯-૫૯૧)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! ચૂડાલાએ એ પ્રમાણે વિચાર કરી પોતાનું મૂળરૂપ ધારણ કર્યું. શિખિધ્વજે પોતાની પાસે ઊભેલી પ્રણય ચતુર ચૂડાલાને જોઈ. (૫૯૨) પોતાની પત્ની ચૂડાલાને જોઈ રાજાને આશ્ચર્ય થયું અને પૂછ્યુંઃ “હે કમળ-નયન! તું કોણ છે? ક્યાંથી આવી છે? કેટલો વખત થયાં તું અહીં છે? શા માટે અહીં ઊભી છે? અંગ, સ્મિત, અનુનય, વ્યવહાર વગેરે જોતાં તું મારી પત્ની ચૂડાલા જેવી

લાગે છે." (૫૯૩-૫૯૫)

ચૂડાલાએ કહ્યું: "હે નાથ! હું નિઃસંશય ચૂડાલા છું. આગળના દેહથી આજ તમને મળું છું. તમને બોધ આપવાના હેતુથી કુંભ, મદનિકા વગેરે અનેક પ્રપંચસ્વરૂપે મેં માયા કરી હતી.(૫૯૬,૫૯૭) હવે તમને જ્ઞાન થયું છે, એટલે અખંડિત ધ્યાન વડે સમાધિ દ્વારા સઘળી યથાર્થ વસ્તુ સમજી શકશો." (૫૯૮)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! ચૂડાલાએ આમ કહ્યું, એટલે સમાધિને યોગ્ય આસન લગાવી તે ધ્યાનમગ્ન થયો, અને રાજ્યત્યાગથી માંડી ચૂડાલા છેવટે પુનઃ પ્રત્યક્ષ થઈ ત્યાં સુધી સઘળું આત્મવૃત્તાન્ત રાજાએ સમાધિ દ્વારા જાણ્યું. આ બધું જોઈ રાજા સમાધિમાંથી જાગ્યો. (૫૯૯,૬૦૦) પછી પુલકિત હૃદયે હાથ લંબાવી રાજાએ ચૂડાલાને ગાઢ આલિંગન આપ્યું. (૬૦૧) ગાઢ આનંદમાં એક ક્ષણ તેઓ મૌન રહ્યાં, પછી તેને પાસે બેસાડી શિખિધ્વજે કહ્યું: "આ દુસ્તર સંસારમાંથી યુક્તિ વડે મને તારનારની હું કોની સાથે તારી સરખામણી કરું? સંસાર મોહથી ભરપૂર છે અને અતિ વિષાદમય છે. કુલીન સ્ત્રીઓ પોતાના પતિને તેમાંથી બચાવી લે છે. તું સંસાર-સાગર પાર તરી ગઈ છે. આ ઉપકારનો બદલો હું કેમ વાળી શકીશ?" (૬૦૨-૬૦૫)

ચૂડાલા બોલી: "હે દેવ! તમે શુષ્ક ક્રિયાજાળમાં ફસાયા હતા, ત્યારે તમારે માટે મેં ઘણું દુઃખ ભોગવ્યું હતું; આથી તમને બોધ આપી મેં મારો પોતાનો જ સ્વાર્થ સાધ્યો છે. મને વિના કારણે શા માટે મોટાઈ આપો છો? જેમ આકાશમાં પર્વતો દેખાતા નથી, તેમ તમારામાં તુચ્છ સંકલ્પો, કુકલ્પનાઓ અને તૃષ્ણા કંઈ પણ જણાતું નથી." (૬૦૬-૬૦૮)

શિખિધ્વજ બોલ્યો: "હે આત્મસ્વરૂપ ચૂડાલા! હું ચેષ્ટા રહિત છું, અવયવ રહિત છું અને આકાશ જેવો નિર્મળ છું. મને કોઈ પણ પ્રકારની સ્પૃહા નથી. મારું અભિમાન ગળી ગયું છે અને હું સર્વવ્યાપક બ્રહ્મસ્વરૂપે રહ્યો છું. (૬૦૯) હું પરિપૂર્ણ ચિન્માત્ર સ્વરૂપ છું અને આત્મામાં જ સ્થિત છું. હું સંતુષ્ટ નથી, તેમ ખિન્ન પણ નથી. હું આ દૃશ્ય નથી, તેમ એ કારણ પણ નથી. (૬૧૦) ચંદ્રમંડળથી જુદો છે અને દીવાલ વગેરેને આશ્રયે જે રહ્યો નથી, એવા નિત્ય નિરતિશય પ્રકાશ જેવો હું સમ છું. (૬૧૧) જે કંઈ વસ્તુ છે તે સર્વ હું છું. નામ, જાતિ વગેરેનો અભાવ હોવાથી, તેનું વર્ણન મારી વાણી કરી શકે તેમ નથી. હે પ્રિયે! તું મારો ગુરુ છે. તને હું નમસ્કાર કરું છું. (૬૧૨) દ્વૈત-પ્રપંચના વમળમાં ફસાવનાર આ સંસારસાગર તારી કૃપા વડે હું તરી ગયો છું, અને આકાશની પેઠે સર્વાતીત અને સર્વ-વ્યાપક સ્થિતિનો હું અનુભવ કરું છું." (૬૧૩)

ચૂડાલા બોલી: "હે મહાબાહો! જો તમે આનંદમય સ્થિતિ અનુભવો છો તો હવે તમારી શું ઇચ્છા છે?" (૬૧૪)

શિખિધ્વજનો રાજ્યાભિષેક અને બન્નેનું નિર્વાણ

શિખિધ્વજે કહ્યું: "હે આત્મપ્રિય! રાગદ્વેષથી હું પર છું, એટલે કોઈ વસ્તુનો પ્રતિષેધ કરવો કે ઇચ્છા કરવી તે હું જાણતો નથી. તું જે પ્રમાણે આચરણ કરે છે, તે હું વ્યુત્થાન-દશામાં જોઉં છું. તારી મરજી પ્રમાણે તું કર. મણિ પ્રતિબિંબ ધારણ કરે, તેમ હું પણ એ પ્રમાણે વ્યવહાર કરીશ. જે કંઈ બને તેની પ્રશંસા કે નિંદા હું કરતો નથી. તારી ઇચ્છા હોય તે પ્રમાણે હવે કર." (૬૧૫,૬૧૬)

ચૂડાલા બોલી: "હે મહાબાહો! જો એમ જ છે તો મારો અભિપ્રાય સાંભળો અને પછી જીવન્મુક્ત સ્થિતિમાં રહી, તે પ્રમાણે વ્યવહાર કરો. (૬૧૭) અજ્ઞાનનો નાશ થતાં આપણે સર્વત્ર એક જ વિલસી રહેલા બ્રહ્મનો અનુભવ કરીએ છીએ. હવે આપણા મનમાં કોઈ પણ ઇચ્છા ઉત્પન્ન થતી ન હોવાથી, આપણે આકાશ સમાન નિર્મળ છીએ. (૬૧૮) હે પુરુષોત્તમ! આદિ, મધ્ય અને અન્તે એક જ નિર્વિકાર આત્મસ્વરૂપે આપણે વ્યવહાર કરીએ છીએ. અજ્ઞાન દૂર થતાં આપણે એ જ વ્યાપકસ્વરૂપ બની રહીએ છીએ. (૬૧૯) જ્યાં સુધી આયુષ્ય છે, ત્યાં સુધી પ્રારબ્ધ અનુસાર જીવન્મુક્તપણે આપણે રાજ્યનો વ્યવહાર કરવો જોઈએ. કેટલાક વખત પછી તેનો ક્ષય થતાં, આપણે વિદેહમુક્તિ મેળવશું. (૬૨૦) આપણા નગરમાં તમે રાજ્યસિંહાસને બેસો, અને હું તમારી પટરાણી થઈને રહીશ. (૬૨૧) 'આ સુખ છે અને તે સુખ નથી' એવા પ્રકારની દ્વંદ્વબુદ્ધિનો નાશ થતાં અને તમારી સઘળી ઇચ્છાઓ નિર્મૂળ થઈ હોવાથી, તમે સમ અને શાન્ત સ્થિતિનો અનુભવ કરો." (૬૨૨)

શિખિધ્વજે કહ્યું: "સમાન બુદ્ધિએ કરેલો જે નિર્ણય તેં મને જણાવ્યો તે બરાબર છે. હું રાજ્ય સ્વીકારું કે તેનો ત્યાગ કરું, તેથી નિર્વિકાર આત્મસ્વરૂપ મને શું? સુખદુઃખની દશાનો વિચાર ન કરતાં, ચિન્તા રહિત થઈ, આપણે જરા પણ અભિમાન વિના જેમ છીએ તેમ સ્થિર રહી, ભલે વ્યવહાર કરીએ." (૬૨૩,૬૨૪)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! પછી ચૂડાલા ઊઠી અને સાત સમુદ્રના જળથી ભરપૂર એક રત્નના ઘડાનો તેણે સંકલ્પ કર્યો. રાજાને પૂર્વાભિમુખે બેસાડી તે શુભ ઘડા વડે ચૂડાલાએ

એકાન્તમાં તેનો રાજ્યાભિષેક કર્યો. પછી રાજાએ ચૂડાલાને આસન પર બેસાડી મહારાણીપદે તેનો અભિષેક કર્યો અને તે બોલ્યો. (૬૨૫-૬૨૭)

શિખિધ્વજ બોલ્યો: "હે પ્રિયે! હમણાં જ સંકલ્પ કરી અલંકાર, વસ્ત્રો, શસ્ત્રો, અસ્ત્રો વગેરેથી શોભતું એક મહાસૈન્ય ઉત્પન્ન કર." (૬૨૮)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! પતિની આજ્ઞા સાંભળી સુંદર ચૂડાલાએ તરત જ એક મહાન સૈન્યનો સંકલ્પ કર્યો. આથી જંગલની સઘળી દિશાઓ ભરાઈ ગઈ. (૬૨૯) અનેક આભૂષણ વડે બાદશાહી ઠાઠથી શણગારેલા એક મહોન્મત્ત હાથી પર રાજારાણી બેઠાં. પ્રસન્ન થયેલા સામંતો તેનું ચારે તરફ રક્ષણ કરતા હતા. (૬૩૦) મહારાણી સાથે મહારાજા શિખિધ્વજે મહાન સૈન્ય સાથે મહેન્દ્ર પર્વત પરથી પ્રયાણ કર્યું, અને થોડા જ વખતમાં સ્વર્ગ જેવી શોભતી પોતાની રાજધાનીમાં આવી પહોંચ્યો. (૬૩૧,૬૩૨) પોતાના મહારાજાના આગમનની ખબર પડતાં જ નગરમાં રહેતા સામંતોના આનંદનો પાર રહ્યો નહિ. તેઓએ ગગનભેદી જયનાદ કર્યો, અને રાજાનું સ્વાગત કરવા સામે આવ્યા. વાજિંત્રોના અવાજ પણ થતા હતા. સર્વત્ર કોલાહલ થઈ રહ્યો. રાજાએ બંને સેના સાથે નગરમાં પ્રવેશ કર્યો. દસ હજાર વર્ષ સુધી ચૂડાલા સાથે રાજ્ય કરી, તેલ વિના જેમ દીવો અદૃશ્ય થાય, તેમ તેમનો દેહ છૂટી જતાં જ્યાંથી પાછું ફરવું ન પડે; એવું પરમ નિર્વાણ-પદ તેઓ પામ્યાં. (૬૩૩-૬૩૭) હે કમળનયન રામ! લાંબા વખત સુધી શિખિધ્વજે અનંત સુખો અને મહાન સમ્રાટપદ ભોગવી અજર, અમર અને અનંત પદ મેળવ્યું. એ પ્રમાણે તે સ્વાભાવિક પ્રાપ્ત થતા વ્યવહારનાં કાર્યો કરતો. એ રીતે

તેણે પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત થતા ભોગ તથા મોક્ષનાં સુખનો પણ અનુભવ કર્યો. (૬૩૮)

## સર્ગ દસમો

### કચનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! શિખિધ્વજની કથા તમને કહી. એ પ્રમાણે અનાસક્ત ચિત્તે વ્યવહાર કરશો, તો તમને કોઈ પણ દિવસ દુઃખનો અનુભવ નહિ થાય.

કચનો પિતાને પ્રશ્ન

જેમ શિખિધ્વજને ચૂડાલાએ જ્ઞાન આપ્યું, તેવી જ રીતે કચને તેના પિતા બૃહસ્પતિએ જ્ઞાન આપ્યું હતું. એ રીતે તમે પણ જ્ઞાન મેળવો. (૧,૨)

શ્રીરામે પૂછ્યુંઃ હે ભગવન્! ભગવાન બૃહસ્પતિ પાસેથી તેના પુત્ર કચે જે રીતે જ્ઞાન મેળવ્યું તે મને ટૂંકમાં કહો. (૩)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જેનું અજ્ઞાન નાશ પામ્યું હતું અને જેને સંસાર તરી જવાની તીવ્ર ઉત્કંઠા હતી, એવા 'तत्' અને 'त्वं' પદાર્થને બરાબર જાણનારા કચે એક વખત બૃહસ્પતિને પૂછ્યું. (૪)

કચે પૂછ્યુંઃ "હે સર્વધર્મજ્ઞ! પ્રાણ ધારણ કરનારા જીવો આ સંસારના બંધનમાંથી કેમ મુક્તિ મેળવી શકે?" (૫)

બૃહસ્પતિ બોલ્યા: "હે વત્સ! વૈરાગ્યબુદ્ધિથી, સર્વસ્વનો ત્યાગ કરવાથી અનેક અનર્થોથી ભરપૂર આ સંસારસાગર તરી જવાય છે." (૬)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! પિતાનાં પવિત્ર વચનો સાંભળી, કચે સઘળી વસ્તુનો ત્યાગ કર્યો અને એકાંત વનમાં જઈ રહ્યો. (૭) એના જવાથી બૃહસ્પતિને જરા પણ ઉદ્વેગ ન થયો; કારણ કે મહાન પુરુષો સંયોગ-વિયોગમાં ક્ષુબ્ધ થતા

નથી. (૮) આઠ વર્ષ વીતી ગયાં પછી, કચ ફરીથી કોઈક જંગલમાં પિતા પાસે આવ્યો. પિતાનું પૂજન કર્યું અને નમસ્કાર કર્યા. બૃહસ્પતિએ પુત્રને પ્રેમથી આલિંગન કર્યું. પછી કચે મધુર વાણીથી પિતાને ફરીથી પૂછ્યું: "હે તાત! મેં સર્વસ્વનો ત્યાગ કર્યો છે, એ બનાવને આઠ વર્ષ વીતી ગયાં; છતાં પણ મારું મન યથાર્થ વિશ્રાન્તિ અનુભવી શકતું નથી." (૯–૧૧)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રકારનાં પુત્રનાં દુઃખી વચનો સાંભળીને બૃહસ્પતિએ તેને સઘળું તજી દેવાનો ફરીથી ઉપદેશ કર્યો અને તેઓ સ્વર્ગમાં ગયા. (૧૨)

કચનો સર્વત્યાગ અને તેની મૂંઝવણ

પિતાના ગયા પછી કચે દેહ ઉપરથી વલ્કલ વગેરે સઘળું ફેંકી દીધું. આથી તારા, સૂર્ય અને વાદળાં વિનાના શરદ-ઋતુના આકાશ જેવો તે સમાન રીતે શોભવા લાગ્યો. (૧૩) ત્રણ વર્ષ વીતી ગયા પછી દુઃખિત મને કચ કોઈક અરણ્યમાં પિતા પાસે ગયો. પૂજન કરી તેણે પિતાને નમસ્કાર કર્યા. બૃહસ્પતિએ પુત્રને પ્રેમથી આલિંગન આપ્યું. પછી ફરીથી કચે ગદ્ગદ્ કંઠે કહ્યું. (૧૪,૧૫)

કચ બોલ્યો: "હે તાત! લતા, કંથા વગેરે સઘળું મેં છોડયું છે; છતાં મને આત્મપદમાં વિશ્રાન્તિ મળતી નથી. મારે હવે શું કરવું?" (૧૬)

બૃહસ્પતિ બોલ્યા: "હે પુત્ર! સર્વનો ત્યાગ કરવાનું મેં કહ્યું હતું. તેમાં ચિત્ત એ જ સર્વ છે. ચિત્તના ત્યાગથી જ તમને ખરી શાન્તિ મળશે. પંડિતો ચિત્તત્યાગને જ સર્વત્યાગ કહે છે." (૧૭)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે પુત્રને ઉપદેશ

આપી, બૃહસ્પતિ ત્વરાથી આકાશમાર્ગે ગયા. અખિન્ન બુદ્ધિવાળા કચે ચિત્તનો ત્યાગ કરવા માટે તેને શોધવા પ્રયત્ન કર્યો. ખૂબ વિચાર કરવા છતાં પણ જ્યારે તે ચિત્તને સમજી ન શક્યો, ત્યારે તેણે વિચાર્યું. (૧૮,૧૯)

**અહંકાર એ જ ચિત્ત**

કચ બોલ્યો: "દેહ વગેરે પદાર્થો ચિત્ત નથી એમ સૌ કહે છે; તો પછી નિરપરાધી દેહનો શા માટે વ્યર્થ ત્યાગ કરવો? ચિત્ત એ જ મહારિપુ છે. તેને યથાર્થ રીતે જાણી લેવા એક વાર ફરીથી પિતા પાસે જાઉં અને એનું જ્ઞાન થયા પછી તેનો ત્યાગ કરી ત્રિવિધ તાપ રહિત થઈ, શાંતિનો અનુભવ કરું." (૨૦,૨૧)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! આમ વિચારી કચ ગુરુ સમાન પોતાના પિતા પાસે ગયો અને પ્રણામ કરી પૂછ્યું: "હે તાત! ચિત્ત કોને કહેવાય? તેનું સ્વરૂપ કેવું છે?" (૨૨)

બૃહસ્પતિ બોલ્યા: "હે પુત્ર! ચિત્તનું યથાર્થ સ્વરૂપ જાણનારા પુરુષો અહંકારને જ ચિત્ત કહે છે. જીવના હૃદયની અંદર જે અહંભાવ છે, તેને જ ચિત્ત કહેવાય છે." (૨૩)

કચ બોલ્યો: "હે યોગીરાજ! એનો ત્યાગ કરવો ઘણો દુષ્કર છે, એમ હું માનું છું. તેનો ત્યાગ કેમ થાય?" (૨૪)

બૃહસ્પતિ બોલ્યા: "હે પુત્ર! પુષ્પ ચૂંટવા કરતાં કે આંખ બંધ કરવા કરતાં પણ અહંકારનો ત્યાગ કરવો વધારે સહેલો છે. એમાં જરા પણ ક્લેશ નડતો નથી. (૨૫) એક, અનાદિ, અનંત, સર્વસાક્ષી ચિન્માત્ર વસ્તુ જ અવશેષ રહે છે. તે આકાશથી પણ વધારે સ્વચ્છ છે. (૨૬) વ્યથાને દૂર કરી એ જ નિર્મળ આત્મતત્ત્વની ભાવના કરતાં કરતાં વ્યવહાર કરો; કારણ કે ચિત્સ્વરૂપનું અવિચ્છિન્ન અનુસંધાન થતાં, મિથ્યા

અહંભાવ અદૃશ્ય થઈ જશે. (૨૭) ચિત્‌માં અહંકાર કોણ છે? તે કેમ અને ક્યાંથી સંભવે? જેમ જળમાં ધૂળનો ઢગલો ન સંભવે અને અગ્નિમાં જળ ન સંભવે, તેમ ચિત્સ્વરૂપમાં અહંકારનો સંભવ નથી. હે પુત્ર! 'આ દેહાદિક હું છું' એવી તુચ્છ, પરિમિત અને દિશા તથા કાળથી વિવશ થયેલી વ્યર્થ બુદ્ધિનો ત્યાગ કરો. (૨૮–૩૦) આત્મા દેશ, કાળ અને વસ્તુથી પર છે. તે સ્વચ્છ છે, નિત્ય પ્રકાશમાન છે અને સર્વાર્થમય હોવા છતાં એકરૂપ છે. એ ચિન્માત્રસ્વરૂપ આત્મા તું જ છે." (૩૧)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ પ્રમાણે બૃહસ્પતિપુત્ર કચને અખંડ અદ્વિતીય આત્મતત્ત્વનો ઉપદેશ મળતાં, તે જીવન્મુક્ત બની ગયો. (૩૨) જેમ કચ અહંકાર અને મમતા રહિત થયો અને તેના હૃદયની કામક્રોધાદિ સઘળી ગાંઠ ગળી જવાથી તે પ્રશાન્ત ચિત્ત બન્યો; તેમ તમે પણ નિર્વિકાર ચિત્તે વ્યવહાર કરતા રહો. (૩૩) અહંકારને તમારે અસત્ જાણવો. તેનો ત્યાગ કે સ્વીકાર કેમ થાય? સસલાંનાં અસત શીંગડાંનો ત્યાગ કે સ્પર્શ થઈ શકે ખરો? (૩૪)

## સર્ગ અગિયારમો

### મિથ્યા પુરુષનું ઉપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા: હે રામ! ભેદવિષયક અને અભેદવિષયક બંને પ્રકારની બુદ્ધિનો ત્યાગ કરી, એ બંનેમાં અનુસ્યૂત રહેલા અવ્યપદેશ્ય ચિન્માત્ર આત્મસ્વરૂપમાં સ્થિર થઈ, તમે સુખી થઈ જાઓ. મિથ્યા પુરુષની પેઠે વ્યર્થ દુઃખી શા માટે થવું? (૧)

શ્રીરામે પૂછ્યું: હે મુનીશ્વર! જ્ઞાનામૃતનું પાન કરતાં હું ખૂબ તૃપ્ત થયો છું; છતાં એક પ્રશ્ન પૂછું છું. જેણે વસ્તુને

અવસ્તુસ્વરૂપે દેખાડી, અને અવસ્તુ જગતને વસ્તુસ્વરૂપે બતાવ્યું, તે મિથ્યા પુરુષ કોણ છે? (૨,૩)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! સાંભળતાં જ હસવું આવે એવી મિથ્યા પુરુષની રમ્ય આખ્યાયિકા સાંભળો. (૪) બાળકના જેવી અલ્પ બુદ્ધિવાળો અજ્ઞાની અને મૂર્ખ કોઈ એક અહંકાર-રૂપી માયાપુરુષ છે. આકાશમાં ભ્રાન્તિથી દેખાતા કેશના ગુચ્છની પેઠે કે મરુભૂમિમાં ભાસતા મૃગજળની પેઠે કોઈ અવ્યપદેશ્ય ચિદાકાશરૂપ વસ્તુમાં તે ભ્રાન્તિ માત્ર થયો લાગે છે, અને ત્યાં જ સ્થિત છે. (૫,૬) તે ચિદાકાશમાં માયાપુરુષ અહંકાર સિવાય અન્ય કંઈ નથી. જે કંઇ છે તે તે જ છે; તોપણ એ મૂર્ખ પોતાનાથી અન્ય ભાસતા પદાર્થોને અજ્ઞાનથી પોતારૂપ માનતો નથી. અર્થાત્ તે મંદમતિ પુરુષ પ્રપંચથી અતિરિક્ત વસ્તુનું અનુસંધાન કરતો નથી. (૭) ચિદાકાશમાં વૃદ્ધિ પામેલા માયાપુરુષે વિચાર કર્યો, કે આકાશને હું કોઈક સ્થળે રાખી તેનું રક્ષણ કરું; કારણ કે ઇષ્ટ વસ્તુનું રક્ષણ કરવું એ સૌની ફરજ છે. એવો સંકલ્પ કરી વ્યોમના રક્ષણ માટે એ મૂર્ખ પુરુષે એક ઘર બંધાવ્યું; અને તે માની બેઠો, કે આ ઘરની અંદર રહેલા મારા આકાશને મેં સુરક્ષિત રાખ્યું છે. (૮,૯) જેમ શરદઋતુમાં ચડી આવતાં વાદળાં અદૃશ્ય થઈ જાય, અને પવન વડે તરંગ નાશ પામે, તેમ સમય જતાં તે મૂર્ખનું ઘર નાશ પામ્યું. "અરે! મારા ગૃહાકાશ! તું નષ્ટ પામ્યું કે? એક ક્ષણમાં તું ક્યાં ગયું? ઘરનો નાશ થતાં, તેમાં રહેલું આકાશ પણ નષ્ટ થયું" એમ તે શોક કરવા લાગ્યો. (૧૦,૧૧) એ પ્રમાણે ઘણો શોક કરી તેણે ફરીથી ત્યાં જ આકાશના રક્ષણાર્થે એક કૂવો ખોદાવ્યો, અને કૂવામાં રહેલા આકાશમાં આસક્તિ રાખી તે સુખેથી

રહેવા લાગ્યો. (૧૨) સમય જતાં કૂવો પણ નાશ પામ્યો. કૂવાની સાથે તેની અંદરનું આકાશ પણ નાશ પામ્યું, એમ માની તે શોકસાગરમાં ડૂબી ગયો. પછી તેણે તરત જ એક ઘડો તૈયાર કરાવ્યો, અને ઘટાકાશમાં પ્રેમબુદ્ધિ રાખી તે સ્વસ્થ થયો. (૧૩,૧૪) હે રામ! વખત જતાં ઘડો પણ નાશ પામ્યો. જે જે ઉપાય તે કમનસીબ માયાપુરુષ લેતો, તે સઘળા નાશ પામવા લાગ્યા. (૧૫) ઘટનો નાશ થતાં તેને ખેદ થયો. પછી આકાશને સાચવવા માટે તેણે એક કુંડ તૈયાર કરાવ્યો; અને કુંડમાં રહેલા આકાશ તરફ સ્નેહ રાખી રહેવા લાગ્યો. (૧૬) અજવાળું થતાં જેમ અંધકાર નાશ પામે, તેમ વખત જતાં કુંડ પણ નાશ પામ્યો. કુંડમાં રહેલા આકાશ માટે તેણે ખૂબ વિલાપ કર્યો. (૧૭) પછી આકાશનું રક્ષણ કરવા માટે તેણે ચારે બાજુ દરવાજાવાળું એક વિશાળ મકાન બંધાવ્યું, અને તેમાં રહેલા આકાશ પ્રત્યે મમતા રાખી, જીવન ગુજારવા લાગ્યો. (૧૮) જેવી રીતે પવન સુકાઈ ગયેલાં પાંદડાંનો નાશ કરે છે, તેવી રીતે પ્રજાનો કોળિયો કરી જનારા કાળે તે વિશાળ સભાગૃહનો નાશ કર્યો; આથી તેને શોક થયો. (૧૯) એ શોક શાન્ત થતાં, તેણે વાદળાંના આકારની એક કોઠી આકાશના રક્ષણ માટે તૈયાર કરાવી, અને તેમાં મમતા રાખવા લાગ્યો. (૨૦) પવન જેમ વાદળાંનો નાશ કરે, તેમ વખત જતાં તે કોઠી પણ નાશ પામી; અને તેની અંદરનું આકાશ નષ્ટ થયું માની, તેને ખૂબ સંતાપ થયો. (૨૧) એ પ્રમાણે ઘર, ચતુઃશાલા, કુંભ, કોઠી વગેરે નાશ પામતાં તેની અંદર રહેલું આકાશ નાશ પામ્યું એમ માની દુઃખી થતાં, માયાપુરુષે ઘણો કાળ વ્યતીત કર્યો. (૨૨) એવી રીતે દુઃખી થતો દુર્મતિ અજ્ઞાની માયાપુરુષ ગુહામાં રહેલા આકાશને

ઘર, કૂવા વગેરે આવાસસ્થાનમાં સુરક્ષિત રાખવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે, અને તેમાં રહેલું આકાશ મારું છે; એમ માની તેમાં મમતા રાખે છે. અભિમાનથી અનેક ઉપાધિ વડે જુદા જુદા પદાર્થો તે નિર્માણ કરે છે, અને તે પદાર્થો નાશ પામે છે; આથી તે એક દુઃખમાંથી બીજા મહાદુઃખમાં આવી પડે છે.(૨૩)

શ્રીરામે પૂછ્યું: હે પ્રભો! આ મિથ્યા નરની કથામાં માયાપુરુષ કોણ છે? તમે કહેલા આકાશ-આખ્યાયિકાનું તાત્પર્ય રક્ષણનો અર્થ શું છે? (૨૪)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જે માયા-પુરુષ કહ્યો તે અહંકાર છે. ચિદાકાશમાંથી તે ઉત્પન્ન થયો છે. સૃષ્ટિ પહેલાં અનંત, અપરિચ્છિન્ન, સર્વ ઉપાધિ વિનાનું અને તેથી વ્યવહારનો અવિષય છે તે આકાશ છે. તેમાં જગત રહેલું છે. જેમ સ્તબ્ધ વાયુમાંથી પ્રથમ સ્પન્દ થાય, તેમ સૃષ્ટિ પહેલાંની વસ્તુમાંથી પ્રથમ અહંકાર થાય છે. (૨૫,૨૬) વાસ્તવિક રીતે અહંકાર અનાત્મા છે, છતાં ચિદાકાશરૂપ આત્માનું રક્ષણ કરવા માટે કામ, કર્મ અને વાસના અનુસાર એક દેહ નાશ પામે તો બીજો, એમ નાના પ્રકારના દેહ વારંવાર નિર્માણ કરે છે. (૨૭) કૂવો, ચતુઃશાળા, ઘડો, કુંડ વગેરેને તમારે દેહ સમજવા. એ દેહો રચી તેમાં આત્મા સુરક્ષિત છે એવી ભાવના તે ચિદાકાશમાં થાય છે. (૨૮) જેમ એ મિથ્યા પુરુષ ઘટાકાશ વગેરેમાં મમતા રાખી, આકાશનું રક્ષણ કરવાનો પ્રયત્ન કરતાં કલેશ પામે છે, તેમ તમારે દુઃખી થવું નહિ. (૨૯) આત્મા શુદ્ધ છે, સૂક્ષ્મ છે, શિવરૂપ છે અને આકાશથી પણ વધારે વિસ્તીર્ણ છે. તેને કોણ કેવી રીતે પકડી શકે કે રક્ષણ કરી શકે? (૩૦) શરીર હૃદયાકાશનું નિવાસસ્થાન છે. તેનો નાશ થતાં આત્મા નાશ પામે છે, એવી શંકા વડે મનુષ્યો

વ્યર્થ શોક કરે છે. (૩૧) ઘટ વગેરે નાશ પામે તોપણ જેમ આકાશ સુરક્ષિત છે, તેમ શરીર નાશ પામે તોપણ આત્મા નિત્ય અખંડ જ રહેવાનો. (૩૨) હે રામ! આત્મા શુદ્ધ ચિન્માત્ર છે, નિરવયવ હોવાથી સૂક્ષ્મ આકાશથી પણ વધારે સૂક્ષ્મ છે; અને તે સ્વાનુભવરૂપ છે. આકાશની પેઠે તેનો નાશ થતો નથી. (૩૩) કોઈ પણ વસ્તુ કોઈ પણ સ્થળે ક્યારે પણ જન્મતી નથી, તેમ મરતી પણ નથી. કેવળ બ્રહ્મ એક જ સર્વત્ર વ્યાપ્ત છે, અને તે જ ભ્રાન્તિથી જગતરૂપે પ્રતીત થાય છે. (૩૪) સઘળું જગત આદિ, મધ્ય અને અન્ત રહિત તથા જન્મ કે નાશથી મુક્ત એક શાન્ત બ્રહ્મ જ છે, એવું યથાર્થ જ્ઞાન મેળવી, સુખી થઈ જાઓ. (૩૫) સર્વે આપત્તિનું મૂળ અહંકાર છે. તે અધ્રુવ, પરતંત્ર અને નશ્વર છે; તથા તે અવિવેકી, અપ્રામાણિક તેમ જ જડ છે. આત્મજ્ઞાન સંપાદન કરી, એ અહંકારનો સંપૂર્ણતઃ ત્યાગ કરો; અને અહંકાર રહિત નિર્મળ જ્ઞાનપદ પ્રાપ્ત કરી, જીવન્મુક્ત બની જાઓ. (૩૬)

## સર્ગ બારમો

### ભૃંગીશનું ઉપાખ્યાન

સત્ અને અસત્‌રૂપનું વિવેચનઃ અસદ્રૂપનો નિરાસ કરી, સદ્રૂપમાં સ્થિર થવાનો ઉપદેશ

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જેમ દોરડાંના યથાર્થ જ્ઞાનને અભાવે જ તેમાં સર્પની ભ્રાન્તિ થાય છે, તેમ સર્વ પ્રપંચના અધિષ્ઠાન આત્મસ્વરૂપની વિસ્મૃતિને લીધે જ જગતની સ્થિતિનો ભ્રમ થાય છે. આત્માના અજ્ઞાન સિવાય બીજું કંઈ કારણ નથી. (૧) જે પુરુષ સૂર્યનાં કિરણોને સૂર્યથી ભિન્ન માને છે, તેને તે કિરણો સૂર્યથી જુદાં જેવાં ભાસે છે. (૨) જે પુરુષ સોનાના બાજુબંધને

સુવર્ણથી ભિન્ન માને છે, તેને મન તે કેયૂર (બાજુબંધ) જ છે, સુવર્ણ નથી; (૩) પરંતુ જે મનુષ્ય સૂર્યનાં કિરણોને સૂર્યથી અભિન્ન માને છે, તેને મન કિરણો અને સૂર્ય એક જ છે. એ અભેદદર્શી પુરુષ નિર્વિકલ્પ કહેવાય છે. (૪) તેવી જ રીતે જે મહાબુદ્ધિશાળી પુરુષ કનક અને કેયૂરને અભિન્ન દૃષ્ટિએ જુએ છે, તેને મન કનક અને કેયૂર એક જ છે. તે પુરુષ નિર્વિકલ્પ કહેવાય છે. (૫) હે રાઘવ! નાનાત્વબુદ્ધિનો સંપૂર્ણતઃ ત્યાગ કરી જે સંવેદ્યથી મુક્ત છે, તથા શુદ્ધ ચિન્માત્રના ગર્ભમાં સ્થિત છે, એવા સંવિત્તત્ત્વમાં નિષ્ઠા રાખી સ્થિર થાઓ. (૬) પવન જેમ પોતે જ સ્પન્દશક્તિને સ્ફુરણા આપે છે, તેમ જ્યારે આત્મા પોતે જ પોતા વડે સંકલ્પશક્તિને કાર્યો તરફ પ્રેરે છે, ત્યારે આત્માથી ભિન્ન ભાસતું સંકલ્પ કલ્પનામય પ્રપંચનું અધિષ્ઠાન પોતે જ પોતાના આકારની ભાવના કરી, મન બને છે. (૭,૮) એટલા માટે વિસ્તીર્ણ જગતને તમારે સંકલ્પમય સમજવું. તે સત્ય નથી, કારણ કે તત્ત્વજ્ઞાનથી તેનો બાધ થાય છે; અને તે મિથ્યા પણ નથી, કારણ કે તેનો વ્યવહાર થાય છે; એ કારણે તે સ્વપ્નમાં દેખાતાં દૃશ્યની પેઠે અનિર્વચનીય છે. (૯) જોવું, સાંભળવું, સ્પર્શ કરવો, સૂંઘવું, બોલવું, વ્યવહાર કરવો, સૂવું વગેરે ક્રિયાઓ સત્ય છે એવી ભાવના કરી જે કંઈ થાય છે, તેમાં અપૂર્વ કંઈ નથી. જે જે કંઈ થાય છે તે ચિન્માત્ર, શુદ્ધ, વ્યાપક, વિરાટ બ્રહ્મ જ છે; તેથી ભિન્ન કંઈ નથી. (૧૦,૧૧) સમસ્ત વસ્તુઓ પણ યથાર્થ રીતે સંવિત માત્ર રૂપે સ્થિત હોવાથી, તે સઘળું બ્રહ્મ જ છે. જગત કોઈ અન્ય કલ્પના નથી. (૧૨) સંવિત્ અખિલ આકારે એક જ છે, એટલે આ સઘળું જગત બ્રહ્મ જ છે એવો નિશ્ચય કરો. સંવેદ્ય જગત પણ નથી, તો પછી બંધ અને મોક્ષ ક્યાંથી હોય?

(૧૩) હે રામ! "આ મોક્ષ છે અને તે બંધ છે" એવી સઘળી ચિન્તાઓને યત્નપૂર્વક દૂર કરો, અભિમાનનો ત્યાગ કરી સર્વે ઇન્દ્રિયો પર વિજય મેળવો, અને માન તથા મદનો ત્યાગ કરી જીવન્મુક્તપણે અહંકાર વિના પોતાનાં સઘળાં આવશ્યક કર્મોનું આચરણ કરતાં વ્યવહારમાં સુખેથી રહો. (૧૪) પુણ્યપાપ વગેરેની સર્વે શંકાઓ દૂર કરી અને નિર્ભય કૂટસ્થ આત્મભાવનું અવલંબન લઈ તમે મહાકર્તા, મહાભોક્તા તથા મહાત્યાગી બની જાઓ. (૧૫)

શ્રીરામે પૂછ્યું: હે પ્રભો! મહાકર્તા, મહાભોક્તા અને મહાત્યાગી એટલે શું? તે કોને કહેવાય? આ વિષય મને બરાબર સમજાવો. (૧૬)

મહાદેવનો ભૃંગીશને ઉપદેશ

વસિષ્ઠ બોલ્યા: હે રામ! પૂર્વે ભગવાન ચંદ્રશેખરે ઉપલાં ત્રણ વ્રતો વિષે ભૃંગીશને કહ્યું હતું, તેથી એ ઋષિના ત્રિવિધ તાપ શાન્ત થયા હતા. (૧૭) એક વખત ભગવાન ચંદ્રમૌલિ અગ્નિ જેવા પ્રકાશતા સુમેરુના ઉત્તર શિખર પર પોતાના સમગ્ર પરિવાર સાથે બેઠા હતા. (૧૮) મહાતેજસ્વી જિજ્ઞાસુ ભૃંગીશે મહાદેવને પ્રણામ કર્યા, અને હાથ જોડી ભક્તિપૂર્વક પૂછ્યું. (૧૯)

ભૃંગીશે પૂછ્યું: "હે નાથ! તરંગ જેવા અસ્થિર સંસારની રચના જોઈ, મને બહુ મોહ થાય છે. તત્ત્વજ્ઞાન જાણ્યા છતાં મને તેથી વિશ્રાન્તિ મળતી નથી. કયો દૃઢ નિશ્ચય કરવાથી એ શાન્તિ મળે? આ પ્રશ્નનો કૃપા કરી ઉત્તર આપો; એટલે આ સંસારરૂપી જીર્ણ ઘરમાં કોઈ પણ જાતના સંતાપ વિના હું વ્યવહાર કરી શકું." (૨૦,૨૧)

ઈશ્વર બોલ્યા: "હે નિષ્પાપ! સર્વે શંકાઓને તજી દઈ નિત્ય કૂટસ્થ આત્મદેવને શરણે રહો; અને મહાકર્તા, મહાભોક્તા

તથા મહાત્યાગી બની જાઓ." (૨૨)

ભૃંગીશ બોલ્યા: "હે પ્રભો ! મહાકર્તા, મહાભોક્તા અને મહાત્યાગી એટલે શું ?" (૨૩)

ઈશ્વર બોલ્યા: "હે મુને ! રાગદ્વેષ, સુખદુઃખ, ધર્મ કે અધર્મ, ફલ કે અફલ વગેરે તરફ નિઃસ્પૃહ રહી નિષ્કામભાવે જે લોકસંગ્રહાર્થે કર્મ કરે છે, તેને મહાકર્તા કહે છે. (૨૪) જે પુરુષ મનનશીલ છે, જે અભિમાન રહિત છે, જે માન તેમ જ મત્સરની લાગણીથી પર છે, અને જે કંઈ પણ ઉદ્વેગ વિના પોતાનાં પ્રાપ્ત કર્તવ્યો કરે છે; તેને મહાકર્તા કહેવામાં આવે છે. (૨૫) કોઈ પણ વસ્તુ પ્રત્યે આસક્તિ વિના જે સાક્ષી સમો રહે છે અને કંઈ પણ ઇચ્છા વિના પોતાનાં કર્મો જે બજાવે છે, તેને મહાકર્તા કહે છે. (૨૬) ઉદ્વેગ કે આનંદ રહિત જે સમ અને નિર્મળ બુદ્ધિ વડે વ્યવહાર કરે છે, અને વિપત્તિ આવતાં જેને કંઈ શોક થતો નથી; તથા સુખથી જે પ્રસન્ન થતો નથી એવો પુરુષ મહાકર્તા કહેવાય છે. (૨૭) જન્મ, સ્થિતિ, વિનાશ, ઉદય કે અસ્ત વગેરે શરીરની અવસ્થામાં નિર્વિકાર સન્માત્ર આત્મદર્શન વડે જેનું મન સમત્વનો અનુભવ કરે છે, તેને મહાકર્તા કહે છે. (૨૮)

જે કોઈનો દ્વેષ કરતો નથી, કોઈ પણ વસ્તુની જે આકાંક્ષા રાખતો નથી, અને પ્રારબ્ધાનુસાર જે મળે તે સર્વનો અસંગ-ભાવે જે ઉપભોગ કરે છે, તેને મહાભોક્તા જાણવો. (૨૯) સુખ-દુઃખ, જય-પરાજય, લાભ-હાનિ વગેરે પ્રસંગે જે સાધુ પુરુષની બુદ્ધિને ક્ષુબ્ધ કરતા નથી, એને મહાભોક્તા કહેવાય છે. (૩૧) કડવાં, ખાટાં, ખારાં, તીખાં, સાફ કરેલાં કે ન કરેલાં અન્નને જે સાધુ-પુરુષ સમાન બુદ્ધિથી જુએ છે, તેને મહા-ભોક્તા કહેવામાં આવે છે. (૩૨) રસવાળું, રસહીન, કામસુખ

આપનાર કે ન આપનાર સઘળાંમાં જે સમાન વૃત્તિ રાખે છે, તેને મહાભોક્તા કહેવામાં આવે છે. (૩૩) જેની સમાન વૃત્તિ દૂધ જેવા મીઠા, ખારા, શુભ અને અશુભ સઘળા પદાર્થોમાં અત્યંત સ્થિર રહે છે; તે મહાભોક્તા કહેવાય છે. (૩૪) 'આ ખાવા લાયક છે અને આ ખાવા લાયક નથી' એવા સંકલ્પનો ત્યાગ કરી જે કંઈ પણ અભિલાષા વિના ભોજન કરે છે, તેને મહાભોક્તા સમજવો. (૩૫) આપત્તિ, સંપત્તિ, મોહ, આનંદ વગેરે કોઈ પણ અવસ્થામાં જે સમાન બુદ્ધિથી ભોગો ભોગવે છે; તેને મહાભોક્તા કહેવામાં આવે છે. (૩૬)

ધર્મ કે અધર્મ, સુખ કે દુઃખ તથા જન્મ કે મરણ એ સઘળાંને મિથ્યા માની બુદ્ધિથી જે ત્યાગ કરે છે, તેને મહાત્યાગી કહે છે. (૩૭) જેણે સઘળી ઇચ્છાઓ, શંકાઓ, ચેષ્ટાઓ અને નિશ્ચયોમાં મિથ્યા બુદ્ધિ કરી ત્યાગ કર્યો છે, તેને મહાત્યાગી કહે છે. (૩૮) શારીરિક, વાચિક, અને માનસિક ધર્મ અને અધર્મ સઘળાં જેણે અંદરથી તજી દીધાં છે, તેને મહાત્યાગી કહે છે. (૩૯) જે જે દૃશ્ય કલ્પના પ્રતીત થાય છે, તેનો જ્ઞાનદૃષ્ટિ વડે બાધ કરી જે એનો ત્યાગ કરે છે, તેને મહાત્યાગી સમજવો." (૪૦)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એ રીતે પૂર્વે ભગવાન શંકરે ભૃંગીશને ઉપદેશ આપ્યો હતો. એ પ્રમાણે તમે આત્મદૃષ્ટિએ વ્યવહાર કરો અને ત્રિવિધ તાપને દૂર કરી, આનંદપૂર્વક રહો. (૪૧) અન્નમય આદિ પાંચ કોશ અને જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાનો નિરાસ કરી તમે નિરંજન બની જાઓ, અને અવશેષ રહેલું નિત્ય શુદ્ધ સ્વરૂપ અનંત બ્રહ્મતત્ત્વ જ સર્વત્ર વિલસી રહ્યું છે; તેથી અન્ય કોઈ કલ્પના જ નથી, એવી અવિચ્છિન્ન ભાવના વડે વૃત્તિઓને શાન્ત અને વિમલ

બનાવી પરમ નિર્વાણપદ મેળવો. (૪૨) આ જગતમાં જે કંઈ પ્રતીત થાય છે, અને સર્વે કલ્પોમાં જે સઘળાં કાર્યોનું મૂળ કારણ છે, તે પોતે જ જન્માદિ વિકારશૂન્ય બ્રહ્મ જ છે. તે પરમાત્મા જગતના સઘળા પદાર્થરૂપે વિસ્તાર પામેલા હોવા છતાં સર્વે વિકલ્પ રહિત શૂન્ય આકાશસ્વરૂપ જ છે. (૪૩) હે સાધો ! સ્થૂળ, સૂક્ષ્મ કે કારણ જે કંઈ પણ છે, તે સદૈકરસ બ્રહ્મથી ભિન્ન નથી; માટે "હું પરમાત્મા જ છું" એવો મનમાં દૃઢ નિશ્ચય કરી નિઃશંક રીતે વ્યવહાર કરો. (૪૪) આત્માનું સતત અનુસંધાન કરતાં બહારનાં પ્રાપ્ત કર્તવ્યો તમે કરશો, તો તમને કોઈ પણ દિવસ શોક નડશે નહિ અને તમારો અહંકાર પણ ગળી જશે. (૪૫)

## સર્ગ તેરમો

### ઇક્ષ્વાકુનું ઉપાખ્યાન

શ્રીરામે પૂછ્યું: હે સર્વધર્મજ્ઞ! અહંકાર નામે ચિત્ત જ્યારે ગળવા માંડે કે ગળી ગયું હોય, ત્યારે નષ્ટ થયેલી વાસનાવાળા મનુષ્યોનાં કયાં લક્ષણો હોય છે? (૧)

નિરભિમાન ચિત્તનાં લક્ષણ

વસિષ્ઠ બોલ્યા: હે રામ! જ્યારે અહંકારમય ચિત્ત શિથિલ થઈ જાય છે અને દુષ્કૃતો નાશ પામે છે, ત્યારે જળમાં રહેલા કમળને જેમ જળ સ્પર્શી શકતું નથી, તેમ અન્યના યત્ને ઉત્પન્ન થયેલા લોભ, મોહ વગેરે દોષો પણ તેના વિમલ આશયને સ્પર્શી શકતા નથી. તદુપરાંત મુદિતા, મૈત્રી વગેરે શોભા આપતા ગુણો વડે તેની મુખકાન્તિ પણ હમેશ એવી જ પ્રસન્ન રહે છે. (૨,૩) વાસના-રૂપી ગ્રંથિઓ છિન્નભિન્ન થઈ ગઈ હોય તેમ ધીમે ધીમે તે

ગળી જાય છે. ક્રોધ ઘટી જાય છે અને મોહનું જોર ઓછું થઈ જાય છે. (૪) કામ થાકી પડે છે અને લોભ ક્યાંક નાસી જાય છે. ઇન્દ્રિયોનું સ્ફુરણ બંધ પડે છે તેમ જ દૈન્ય પણ શાન્ત થઈ જાય છે. (૫) દુ:ખો વધતાં નથી અને સુખ તેને પરવશ બનાવી શકતું નથી. હૃદયને સર્વત્ર શીતળતાનો અનુભવ કરાવનાર સમત્વનો ઉદય થાય છે. (૬) જ્ઞાનીઓનાં મુખ પર કદાચ સુખદુ:ખના વિકારો દેખાય, તોપણ તે સઘળાં કલ્પિત હોવાથી તેના મનને અસર કરી શકતાં નથી. (૭) ચિત્ત જરાક શિથિલ થતાં એવા સાધુઓની દેવતાઓ પણ અભિલાષા રાખે છે, અને તે મહાત્માના હૃદયમાં ચંદ્ર જેવી શીતળ સમતાનો ઉદય થાય છે. (૮) એવા મહાત્માનું શરીર શાન્ત, તેજસ્વી, સમાધિમાં વિઘ્ન ન કરે તેવું, નિર્વિકાર, દીનતા વિનાનું અને નિર્મળ બને છે; તેથી તે સેવવા યોગ્ય થાય છે. (૯) આ સંસારભ્રમ ઉત્પત્તિ તેમ જ વિપત્તિ વડે ભગ્ન થતો હોવા છતાં, તેમ જ તે વિચિત્ર અને મહાન હોવા છતાં પણ જ્ઞાનનિષ્ઠ મહાત્માઓને તેથી હર્ષ કે વિષાદ થતો નથી. (૧૦) આત્માના વિચાર માત્રથી જે સાધ્ય છે, અને જ્યાં સર્વે આપત્તિઓ દૂર થઈ ગઈ છે, એવી મોક્ષના લક્ષણવાળી વસ્તુમાં જે મનુષ્ય મોહને લીધે લીન થતો નથી; તેને ધિક્કાર છે. (૧૧) દીર્ઘ કાળથી થયેલા સંગને લીધે ઉત્પન્ન થતાં જન્મમરણાદિ દુ:ખોથી આ સંસારસાગર ભરપૂર છે. ઉચિત તત્ત્વનિષ્ઠા પ્રાપ્ત કરવા માટે આ સાગર તરી જવાની ઇચ્છા સેવનાર પુરુષે વૈરાગ્યવૃત્તિપૂર્વક મનથી વિચાર કરવો, કે "તુચ્છ ભોગો સાથે મારે શું કામ છે? આ જગત શું છે? તે કેમ ઉત્પન્ન થયું? પરમાત્મા કેવા છે?" આવા પ્રકારનું નિત્ય મનન કરનાર બુદ્ધિ જ મનુષ્યને મોક્ષ અપાવે છે. (૧૨)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! ઇક્ષ્વાકુ નામે એક રાજા તમારા આદિ પુરુષ હતા. તેણે જે પ્રકારે મુક્તિ મેળવી તે સાંભળો.

જગત વિષે ઇક્ષ્વાકુ રાજાનો પ્રશ્ન તથા તેનો ઉત્તર

એ રાજા પોતાના રાજ્યનું યથાર્થ રીતે પરિપાલન કરતા હતા. એક વખત એકાન્તમાં જઈ તેમણે મનથી વિચાર્યું: (૧૩,૧૪) "જેમાં જરા, મરણ, સુખ, દુઃખ વગેરેનો અનુભવ કરવો પડે છે એવા દૃશ્ય પ્રપંચનું કારણ શું હશે?" ખૂબ વિચાર કરતાં પણ તેનું કારણ તેમને ન સમજાયું. એક વખત તેમને ત્યાં બ્રહ્મલોકથી મનુ ભગવાન પધાર્યા. આદરપૂર્વક તેમને સભામાં લાવી તેમનું યોગ્ય પૂજન કર્યું. પછી રાજાએ તેમને પ્રશ્નો પૂછ્યા. (૧૫,૧૬)

• ઇક્ષ્વાકુએ પૂછ્યું: "હે ભગવન્! આપની કૃપાના પ્રતાપે હું નિર્ભયતાથી આપને પ્રશ્ન પૂછવા હિંમત કરું છું. આ જગત ક્યાંથી આવ્યું? એનું સ્વરૂપ કેવું છે? તે કેવડું છે? એ કોનું છે–ઈશ્વરનું કે પ્રાણીઓનું? તે ક્યારે અને કેમ થયું? નિરંતર પ્રસરેલી જાળમાંથી જેમ પક્ષી ઊડી જાય, તેમ હું આ વિષમ સંસારની ભ્રાન્તિથી કયા ઉપાયે મુક્તિ મેળવું?" (૧૭-૧૯)

મનુ બોલ્યા : "હે રાજન્! ચિરકાળ પછી ખીલેલો વિવેક જ તમને આ પ્રશ્નો પૂછવા પ્રેરે છે. એ પ્રશ્નો મિથ્યા વસ્તુનો ઉચ્છેદ કરે છે. (૨૦) ગંધર્વનગરમાં જે કંઈ દેખાય છે, અને મરુભૂમિમાં જેમ મૃગજળ માત્ર દેખાય છે; છતાં યથાર્થ રીતે એ દૃશ્યો મિથ્યા છે, તેવી જ રીતે જે કંઇ તમને અહીં પ્રતીત થાય છે, તે કાંઈ પણ નથી. (૨૧) જે વસ્તુ મિથ્યા રીતે પ્રતીત થતી નથી, જે મન, ચક્ષુ વગેરે છ ઇન્દ્રિયોથી પર છે અને જે અવિનાશી છે, તે જ સદ્રૂપ વસ્તુ છે; તેને આત્મા કહેવાય છે. (૨૨) આ સઘળું દૃશ્ય જગત આત્મા-

રૂપી મોટા અરીસામાં પ્રતિબિંબિત છે. સઘળું એક આત્મસત્તાએ જ ચાલે છે. (૨૩) સ્ફુરવું એ તેજનો સ્વભાવ હોવાથી, બ્રહ્મમાંથી સ્વાભાવિક રીતે બ્રહ્મ સંબંધી કેટલીક સ્ફુરણશક્તિઓ બ્રહ્માંડોરૂપે ભાસે છે. (૨૪) બંધ કે મોક્ષ જેવું કંઈ નથી; ફક્ત નિરામય બ્રહ્મ જ છે. એક પણ નથી, તેમ બે જેવું પણ નથી. એ સ્વરૂપે બ્રહ્મ જ પ્રકાશે છે. (૨૫) જેમ એક જ જળ વિવિધ મોજાંરૂપે સ્ફુરે છે, તેમ એક જ ચિત્ નાના પ્રકારે સ્ફુરે છે; તેથી બ્રહ્મ સિવાય અન્ય કંઈ નથી. એટલા માટે બંધ અને મોક્ષની કલ્પનાને મનમાંથી દૂર કરી સંસારના ભયથી મુક્ત થાઓ, અને અભય બ્રહ્મરૂપ બની જઈ, આત્મામાં જ સ્થિર થાઓ." (૨૬)

અન્ય પ્રશ્નોના ઉત્તર અને આત્મદર્શનનો ઉપાય

"હે રાજન્! જેમ જળ તરંગરૂપે થાય છે, તેમ ચિન્માત્રરૂપ સંવિત્ અંતઃકરણની વિવિધ ઉપાધિ વડે જીવભાવ પ્રાપ્ત કરે છે. (૨૭) પ્રથમથી ઉત્પન્ન થયેલા સંસારમાં આ જીવો ભટકે છે. સુખ, દુઃખ, મોહ વગેરે મનને લીધે જ છે; આત્મામાં એ કંઈ નથી. (૨૮) આત્મા અનુભવ માત્ર રૂપ છે; છતાં પણ જેમ અદૃશ્ય રાહુ ચંદ્રની ઉપાધિ વડે ગ્રહણ થતાં દેખાય છે, તેમ આત્મા પણ દેહાદિ ઉપાધિ વડે દેખાય છે. (૨૯) શાસ્ત્રો કે ગુરુ વડે પરમેશ્વરનો સાક્ષાત્કાર થતો નથી, પરંતુ સ્વ-પુરુષાર્થ વડે સત્ત્વગુણમાં નિષ્ઠાવાળી બુદ્ધિથી જ પરમાત્મદર્શન થઈ શકે છે. (૩૦) રસ્તે જતા વટેમાર્ગુ તરફ આપણે કંઈ પણ રાગદ્વેષ વિના જોઈએ છીએ, તેમ ઇન્દ્રિયો પ્રત્યે પણ રાગદ્વેષ વિનાની સ્થિતિ રાખવી. (૩૧) વિદ્વાન પુરુષોએ દેહ અને ઇન્દ્રિયો ઉપર આદરભાવ ન રાખવો, તેમ જ તેની અવજ્ઞા પણ ન કરવી.

એ સઘળાં પદાર્થરૂપે રહ્યાં છે એવી સમજણ રાખી, તેઓએ યથાસ્થિત વ્યવહાર કરવો. (૩૨) 'આ સઘળું બ્રહ્મ જ છે' એમ સમજી, દેહબુદ્ધિને મનમાંથી દૂર કરો. ચૈતન્યદૃષ્ટિએ હૃદયને સંપૂર્ણત: શીતળ બનાવી તમે આત્મમય બની જાઓ. 'આ દેહ હું છું' એવી જડબુદ્ધિ મનુષ્યને સંસારનાં બંધનમાં ફસાવનાર છે; માટે મુમુક્ષુઓએ એવી ભાવના કોઈ પણ દિવસ કરવી નહિ. (૩૩,૩૪) 'જેમાં વિશ્વ જેવું લેશ માત્ર પણ કંઈ નથી, એવું ચિન્માત્રસ્વરૂપ એ જ હું છું, આકાશથી ય વધારે સૂક્ષ્મ છું' આવી આત્મભાવના નિત્ય રહે તો મનુષ્ય સંસારમાં ફસાતો નથી. (૩૫) જેમ સૂર્યનું તેજ સ્વચ્છ જળમાં બહાર તેમ જ અંદર સર્વત્ર રહે છે, તેમ આત્મા પણ સર્વ વસ્તુઓમાં બહાર તેમ જ અંદર રહેલો છે. (૩૬) સુવર્ણ એક જ છે; છતાં હાર, વીંટી, કડાં વગેરે અલંકારોમાં તે જેમ વિવિધ આકારે પ્રતીત થાય છે, તેમ આત્મા એક જ હોવા છતાં માયાના પ્રભાવે તેમાં નાના પ્રકારના જગતની પ્રતીતિ થાય છે. (૩૭) જગતરૂપી એક નદી છે. તેમાં પ્રાણીઓરૂપી અનેક તરંગ સ્ફુરે છે. વિનાશરૂપી દાવાનળ જેમાં રહેલો છે, એવા પ્રલયકાળરૂપી મહાસમુદ્રમાં તે નદી લીન થઈ જાય છે. (૩૮) આ કાળસમુદ્ર અનંત કાળથી સર્વેનો સંહાર કરે છે, છતાં એ હજી અતૃપ્ત છે. અગસ્ત્યઋષિથી પણ વધારે સમર્થ એ કાળસમુદ્રને પી જનાર આત્મદેવની તમે નિત્ય ભાવના કરો. (૩૯) દેહાદિક દૃશ્ય પ્રપંચ અનાત્મા છે. તેમાં થતી આત્મબુદ્ધિનો ત્યાગ કરી, જ્ઞાનદૃષ્ટિ કેળવો અને સુખપૂર્વક વ્યવહાર કરો. (૪૦) છાતી પર બાળક હોવા છતાં તે ખોવાઈ ગયું છે એવા ભ્રમથી જેમ કોઈ મા બાળક માટે રડે છે, તેમ આત્મા અત્યંત નજીક હોવાથી, સદૈવ પ્રાપ્ત હોવા છતાં તે મેળવવા માટે મનુષ્ય

વ્યર્થ રુદન કરે છે. (૪૧) આત્મા અજર અને અમર છે એવું જ્ઞાન ન હોવાથી, શરીર નાશ પામતાં 'હાય! હું મરી ગયો; હું અનાથ થઈ ગયો' એમ વિલાપ કરી, તે વ્યર્થ રડે છે. (૪૨) જળ જેમ સ્પન્દ વડે ફીણ, બુદ્‌બુદ, તરંગ વગેરે નાના પ્રકારે ભાસે છે, તેમ ચિદ્રૂપ બ્રહ્મ સંકલ્પવશ થઈ જગતરૂપે ભાસે છે. (૪૩) સંકલ્પના કલંકથી ચિત્તને મુક્ત કરી તેને આત્મામાં સ્થિર કરો, અને ઉપશાન્ત થઈ અનેક વિક્ષેપો વચ્ચે પણ સ્પન્દ રહિત ઈશ્વર જેવા થઈ રહો. એવી રીતે નિર્વિકાર ચિત્તે તમે સુખપૂર્વક રાજ્ય કરો." (૪૪)

મનુ બોલ્યા: "હે નૃપ! વ્યાપક આત્મા સર્ગરૂપી સ્પન્દ વડે બાળકની પેઠે ક્રીડા કરે છે તેમ જ પોતે પોતાની સંહારાત્મક શક્તિ વડે સઘળા સર્ગોનો નાશ કરી, પોતાના આત્મસ્વરૂપમાં રહે છે. (૪૫) જે શક્તિ વડે જીવ સંસારમાં બંધાઈ જાય છે, એવી અવિદ્યાશક્તિ એ જ આત્મામાંથી આપોઆપ ઉદય પામે છે, અને જે શક્તિ વડે પોતે બ્રહ્મનો અનુભવ કરી મુક્ત થાય છે, એવી વિદ્યાશક્તિ પણ તેમાંથી પોતાની મેળે ઉત્પન્ન થાય છે. અર્થાત્ બંધ કે મોક્ષના હેતુરૂપ બંને શક્તિ આત્મામાં સ્વભાવસિદ્ધ છે. (૪૬) જેમ સૂર્ય, ચંદ્ર, અગ્નિ, તપાવેલું લોઢું, રત્ન વગેરે તેજસ્વી પદાર્થોનો પ્રકાશ તે તે પદાર્થોથી અભિન્ન હોવા છતાં ભિન્ન મનાય છે, જેમ વૃક્ષોનાં પાંદડાં પણ અભિન્ન હોવા છતાં ભિન્ન કલ્પાય છે અને જળપ્રવાહોનાં બિંદુઓ પણ તેનાથી જુદાં ન હોવા છતાં જુદાં મનાય છે, તેમ આ ભૂતબુદ્ધિ, ભૌતિકબુદ્ધિ આદિ જગત અનંત વ્યાપક બ્રહ્મથી અભિન્ન હોવા છતાં અવિદ્યાના પ્રભાવે તે પરમાત્માથી સ્વતંત્ર અને સ્વાધીન સત્તા ધરાવે

બંધ કે મોક્ષ– આપણા હાથની વાત

છે, એમ અજ્ઞાનીઓ માને છે અને દુઃખી થાય છે. (૪૭,૪૮) સમસ્ત વિશ્વને મોહ પમાડનાર માયાનો પ્રભાવ કેવો આશ્ચર્યકારક છે! શરીરના અણુએ અણુમાં આત્મા વ્યાપ્ત હોવા છતાં પણ પુરુષ તેને ઓળખી શકતો નથી. (૪૯) 'સમસ્ત જગત ચિદાકાશ બ્રહ્મ જ છે' એવી પરિપૂર્ણ બ્રહ્મની ભાવનારૂપી કવચ જેણે પહેર્યું છે, તેવા ઉપશાન્ત ચિત્ત પુરુષો જીવન્મુક્ત થઈ જાય છે. (૫૦) જેમાં સર્વ દૃશ્ય પ્રપંચનો અભાવ છે અને જે અહંકારથી મુક્ત છે, એવી ચૈતન્યસત્તા વડે આ સઘળું જગત પોતાની સત્તાથી શૂન્ય અને આશ્રય રહિત છે, અને બ્રહ્મસત્તાથી ચિદ્રૂપ છે; એવી ભાવના તમારે કરવી. (૫૧) 'આ સુંદર છે અને આ સુંદર નથી' એવી દ્વૈતબુદ્ધિ જ તમારી દુઃખપરંપરાનું કારણ છે. સમત્વરૂપી અગ્નિ વડે એ બીજને બાળી નાખશો તો પછી દુઃખ ક્યાંથી આવશે? (૫૨) હે રાજન્! સર્વ દૃશ્યના વિસ્મરણરૂપ સમાધિના અભ્યાસરૂપી શસ્ત્ર વડે રમ્યારમ્યની ભેદબુદ્ધિને અતિશય પુરુષાર્થ કરી અંદર જ કાપી નાખો. (૫૩) પદાર્થોની ભાવના વિનાની સમાધિ વડે દ્વૈતભાવનાને અને તેમાં ફસાવનાર કર્મોને કાપી નાખો, અને વાસનાઓને નિર્બળ બનાવી શોક વિનાનાં આત્મસ્વરૂપમાં આનંદથી રહો. (૫૪) પરિપૂર્ણ આત્મસ્વરૂપે હું સર્વત્ર વ્યાપ્ત છું એમ માની ભેદબુદ્ધિનો ત્યાગ કરી, અને મનમાંથી વાસનાઓને નિર્મૂળ કરી વિવેકને જાણો. પરમાનંદનો અનુભવ કરી નિરામય, સમ વડે શમ, ઉજ્જ્વળ, નિર્મળ અને પરિપૂર્ણ અભય ચિદ્રૂપ બની તમે ચિરકાળ પર્યંત રહો." (૫૫)

મનુ બોલ્યા: "હે રાજન્! શાસ્ત્રશ્રવણ, સંતસમાગમ વગેરે સાધનો વડે પ્રથમ પ્રજ્ઞા વધારવી. યોગની શરૂઆતની એ

જ્ઞાનની સાત ભૂમિકા× પ્રથમ ભૂમિકા છે. (૫૬) બીજી ભૂમિકામાં મનન થતું હોવાથી, તેને વિચારણા કહે છે. અસંગભાવના એ ત્રીજી ભૂમિકા છે. ચોથી ભૂમિકામાં વાસનાનો વિલય થતો હોવાથી, તેને વિલાપિની કહે છે. (૫૭) મન નિર્વાસિત થતાં, શુદ્ધ સંવિન્મય અને આનંદરૂપ પાંચમી અવસ્થા છે. એ દશામાં જીવન્મુક્ત પુરુષ અર્ધ સૂતેલા અને અર્ધ જાગતા પુરુષની પેઠે વ્યવહાર કરે છે. (૫૮) અસંવેદનરૂપ છઠ્ઠી ભૂમિકા કેવળ આનંદઘન હોવાથી, એ અવસ્થામાં પુરુષ સુષુપ્તિ જેવી દશાનો અનુભવ કરે છે. જાગ્રત વગેરે ત્રણે દશાથી અતીત થતાં, તુર્યાવસ્થા એટલે કેવળ મુક્તિ જ છે. સર્વત્ર પરિપૂર્ણ, સામ્ય, સ્વચ્છ, પ્રૌઢ અને નિર્વાણ-રૂપી જે સાતમી અવસ્થા છે, તે તુર્યાતીત અવસ્થા જીવતા જ્ઞાનીઓનો વિષય નથી; એ વિદેહમુક્તનો વિષય છે. (૫૯–૬૧) પહેલી ત્રણ અવસ્થા જાગ્રત છે; કારણ કે તેમાં જગત યથાર્થ રૂપે ભાસે છે. ચતુર્થ અવસ્થા સ્વપ્ન છે; કેમકે તેમાં જગત સ્વપ્ન જેવું ભાસે છે. પાંચમી ભૂમિકા સુષુપ્તિ છે; કારણ કે તેમાં ગાઢ આનંદ છે. તુર્યપદ નામે અસંવેદનરૂપ છઠ્ઠી ભૂમિકા છે અને સૌથી શ્રેષ્ઠ તુર્યાતીત અવસ્થા સાતમી ભૂમિકા છે. મન અને વાણી-થી તે સમજાય એવી નથી. તે સ્વ-પ્રકાશ બ્રહ્મપદ છે." (૬૨–૬૪)

"ચિત્તવૃત્તિનો નિરોધ થતાં દૃશ્યની ભાવના તમે નહિ કરો, તો મહાન સમતાને કારણે તમે નિઃસંદેહ મુક્ત જ છો. (૬૫) હે રાજન્ ! પૂર્ણ બુદ્ધિવાળા મનુષ્યને વિષયથી થતાં સુખદુઃખો બિલકુલ અસર કરી શકતાં નથી; એટલે એવો આત્મતત્ત્વમાં જ

---

× ભૂમિકાનાં નામ–શુભેચ્છા, વિચારણા, તનુમાનસા, સત્ત્વાપત્તિ, અસંસક્તિ, પદાર્થાભાવની, તુર્યગા. સરખાવો: ઉત્પત્તિપ્રકરણ સર્ગ નવમો, શ્લોક ૧૧૦ થી ૧૩૧.

રમનાર પુરુષ સર્વદા મુક્ત જ છે. (૬૬) આવી સ્થિતિમાં રહેનાર પુરુષ વ્યવહાર કરતો હોય કે ઉપશાન્ત હોય, ગૃહસ્થ હોય કે સંન્યાસી હોય, જીવતો હોય કે શરીરે નાશ પામ્યો હોય; તોપણ તે મુક્ત જ છે. (૬૭) 'પ્રાણ ધારણ કરવા કે પ્રાણનો ત્યાગ કરવો એ દેહના ધર્મ છે, આત્માના નથી; એટલે હું જીવતો નથી તેમ મરતો પણ નથી. હોવું અને ન હોવું એ વ્યવહારનો અવિષય હોવાથી, આ હું છું તેમ જ નથી. હું ચિદ્રૂપ જ છું' આમ જે માને છે તે જીવનના વ્યવહાર કરતાં છતાં પણ શોક કરતો નથી. (૬૮) હું નિર્લેપ છું, અજર છું, રાગ વિનાનો છું અને નિરવયવ છું. મારી સઘળી વાસનાઓ શાન્ત થઈ ગઈ છે. 'હું ચિદાકાશ જ છું' એમ જે માને છે તે કદી પણ શોક કરતો નથી. (૬૯) 'હું અહંતાથી મુક્ત છું, શુદ્ધ છું, બુદ્ધ છું, અજર છું, અમર છું અને સમાન રીતે સર્વત્ર પ્રકાશું છું' એવી બુદ્ધિવાળા પુરુષને શોક કરવો પડતો નથી. (૭૦) 'ઘાસના અગ્ર ભાગમાં, મહાન આકાશમાં, પ્રકાશમાન સૂર્યમાં, નર, નાગ અને દેવતાઓમાં સર્વત્ર સર્વદા વ્યાપક બ્રહ્મ વિલસી રહ્યું છે તે જ હું છું' આવા દૃઢ નિશ્ચયનો જેણે અનુભવ કર્યો છે તેને શોક કરવો પડતો નથી. (૭૧) અનંત ચિદ્રૂપે સર્વત્ર વ્યાપક હું-પરમાત્માનો મહિમા ઊંચે, નીચે અને સર્વ દિશાઓમાં વ્યાપ્ત છે એવો દૃઢ નિશ્ચય થતાં, કોણ ક્ષય પામે? (૭૨) ગાઢ આસક્તિથી જે પદાર્થનું સેવન થાય છે તે સુખ આપે છે; પણ એ સુખ આપનાર વસ્તુનો નાશ થતાં, એક ક્ષણમાં મનુષ્યને દુઃખ થાય છે. સુખદુઃખ સાથે જ રહેલાં છે એ પ્રસિદ્ધ વાત છે. જે પદાર્થ અલ્પ વાસનાથી કે વાસના વિના ભોગવાય છે, તેથી સુખનો મદ થતો નથી તેમ વસ્તુનો નાશ થતાં, તેનાથી દુઃખ પણ થતું નથી. (૭૩,૭૪) હે નિષ્પાપ!

ક્ષીણ વાસનાવાળી બુદ્ધિ વડે જે કર્મ થાય છે, તેમાંથી બળી ગયેલાં બીજની પેઠે સુખદુઃખાદિ અંકુર ઉત્પન્ન થતાં નથી. (૭૫) દેહ અને ઇન્દ્રિયો વડે કર્મ થાય છે. કર્મ કરનાર એ કરણસમૂહમાં કર્તા કે ભોક્તા કોણ હોઈ શકે? આત્મા દેહાદિથી જુદો હોવાથી, તે નિર્લેપ જ છે. (૭૬) સર્વે પદાર્થોમાંથી તે તે વિષયની ભાવનાનો ત્યાગ કરી જે પુરુષ કૈવલ્યપદ મેળવવા તત્પર છે, તે ચંદ્રની પેઠે શીતળ, પૂર્ણ અને સૂર્ય જેવો પ્રકાશિત થઈ શોભે છે. (૭૭) દેહરૂપી શાલ્મલી વૃક્ષ છે. તેના સંબંધી સંચિત કે ક્રિયમાણ પુણ્યાપુણ્ય કર્મરૂપ તૂલ (રૂ) તત્ત્વજ્ઞાનરૂપી મહાન પવન વડે ક્યાંક ઊડી જાય છે. (૭૮) મનુષ્યની બીજી વિદ્યાઓનું જો પુનઃ પુનઃ પરિશીલન ન થાય તો તે નાશ પામે છે; પરંતુ આ જ્ઞાનકલા એક વખત બરાબર પ્રકટ થઈ, તો સારાં ક્ષેત્રમાં વાવેલાં બીજની પેઠે ઉત્તરોત્તર વધતી જ જાય છે. (૭૯,૮૦) જેમ સરોવરોમાં અને સમુદ્રમાં સ્વચ્છ જળ એક જ રહેલું છે, તેમ વિશ્વરૂપ એક જ આત્મા સર્વત્ર સ્ફુરે છે; એથી આ સઘળું જગત તત્ત્વજ્ઞાન વડે ભ્રાન્તિ અને કલ્પનાઓ શાન્ત થતાં, અવશેષ રહેલું સન્માત્ર બ્રહ્મ જ છે.” (૮૧)

બંધ કે મોક્ષ આપનાર ભાવના

મનુ બોલ્યા: “હે રાજન્! જ્યાં સુધી પુરુષ વિષયોની આશામાં ફસાયો છે, ત્યાં સુધી તે જીવભાવમાં રહે છે. એ આશા પણ પોતે ઉત્પન્ન થયેલી ન હોવા છતાં અવિવેકને લીધે ઉત્પન્ન થઈ હોય એમ લાગે છે. આત્મા અને અનાત્મા સંબંધી વિવેકનો ઉદય થતાં એ આશા જ્યારે નાશ પામે છે, ત્યારે તે અનામય થતાં જીવભાવ મૂકી બ્રહ્મ બની જાય છે. (૮૨,૮૩) સંસાર એક રેંટ જેવો છે.

કર્મને અધીન થઈ મનુષ્યો ઉપરથી નીચે અને નીચેથી ઉપર જાય છે. સંકલ્પ વડે સૌને બાંધનાર એ રેંટની ચિંતારૂપી દોરડીમાં તમે ઘડારૂપ થઈ ભ્રમણ ન કરો. (૮૪) જેઓ 'આ પુત્ર કલત્રાદિ મારાં છે, હું અમુકનો સંબંધી થાઉં' એમ સમજી વ્યવહાર કરે છે, તેવા શઠ લોકો વારંવાર અધોગતિ પામે છે. (૮૫) 'આ હું છું અને અમુકનો સંબંધી છું' એવી બુદ્ધિ મોહથી થાય છે. જે વિવેકી પુરુષો આ મોહનો જ્ઞાનપૂર્વક ત્યાગ કરે છે, તેઓ ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ પદ તરફ આગળ વધે છે. (૮૬) હે નૃપ! આત્મા સ્વ-પ્રકાશ છે એવો તત્ત્વતઃ નિશ્ચય કરી તમે સુખેથી વ્યવહાર કરો, અને અખિલ જગત એ તત્ત્વથી ભરપૂર છે એમ માની, સર્વત્ર આત્મદર્શન કરો. (૮૭) એવી રીતે પુરુષ જ્યારે સર્વત્ર વ્યાપ્ત અને અખંડિત આત્માનો અનુભવ કરે છે, ત્યારે તે સંસાર તરી જાય છે અને પરમેશ્વરરૂપ બની જાય છે. (૮૮) બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, વરુણ વગેરે સૃષ્ટિનું સર્જન, પાલન, વિનાશ વગેરે જે જે કર્મ કરે છે, તે સઘળાં ચિન્માત્રસ્વરૂપે હું તેમનાથી અભિન્ન હોવાથી હું જ કરું છું; એવી ભાવના કરવી. (૮૯) વૈદિક-અવૈદિક જે જે શાસ્ત્રોમાં જ્યારે જે મત કહેવાય તે સઘળા સત્ય છે; કારણ કે ચિદ્વિલાસ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે. (૯૦) જેણે ચિન્માત્રનો અનુભવ કર્યો છે, જે સંસાર પાર ગયો છે અને જેનું ચિત્ત નાશ પામ્યું છે, એવો પુરુષ જે બ્રહ્માનંદનો અનુભવ કરે છે તેને કયા આનંદ સાથે સરખાવવો? (૯૧) બ્રહ્મસત્તા વડે જગતને અશૂન્ય માનીએ તો દ્વૈતાપત્તિ નડે છે, અને શૂન્ય માનીએ તો ઈશ્વરની સર્વકર્તૃત્વતાનો વ્યાઘાત નડે છે; એથી જગત શૂન્ય પણ નથી અને અશૂન્ય પણ નથી. અચિદ્રૂપ કે ચિદ્રૂપ અને આત્મરૂપ કે અન્યરૂપ પણ ન હોતાં, તે

અનિર્વચનીય છે. આવાં અનિર્વચનીય રૂપની ભાવના કરતાં ભુવનાદિરૂપ અવિદ્યા આપોઆપ શાન્ત થઈ જશે. (૯૨) મોક્ષ નામે કોઈ દેશ, કાળ કે અવસ્થા નથી; પરંતુ અહંકાર-રૂપ ગાઢ મોહનો ક્ષય થતાં, વાસનારૂપી અવિદ્યાનો જે લય થાય છે તે જ સાચી મોક્ષની દશા છે. (૯૩) હે રાજન્! જ્યારે પુરુષને અન્ય શાસ્ત્રવાચન કે વિચાર કરવા પ્રત્યે રુચિ થતી નથી, જ્યારે નાના પ્રકારના રસનું નિરૂપણ કરતાં કાવ્યો-માંથી તેનું કુતૂહલ શાન્ત થાય છે અને જ્યારે તેની ભ્રાન્તિ-ઓ સંપૂર્ણતઃ નાશ પામે છે, ત્યારે તે પુરુષ આત્માના આનંદમાં સમતાથી રહે છે." (૯૪)

જીવન્મુક્ત યતિનાં લક્ષણ

મનુ બોલ્યા: "હે રાજન્! જે યોગી વલ્કલ, વસ્ત્ર વગેરે જે કંઈ મળે તે પહેરતો હોય, જેવું કંઈ મળે તે જમતો હોય અને જમીન પર કે પલંગ પર જ્યાંત્યાં સૂઈ રહેતો હોય, તેવા બ્રહ્મવિત્ પુરુષને બાહ્ય વસ્તુમાં કંઈ સ્પૃહા ન હોતાં, તે સામ્રાજ્યના અધીશ્વર જેવો શોભે છે.(૯૫) સિંહ જેમ પાંજરાંમાંથી બહાર નીકળી જાય, તેમ દેહાદિ અભિમાનથી મુક્ત પુરુષ વર્ણાશ્રમના નિયમની મર્યાદાનો ત્યાગ કરી, જગતની જાળમાંથી મુક્ત થઈ જાય છે. (૯૬) તીવ્ર વૈરાગ્યદશાનો અનુભવ કરતો યોગી પુરુષ વાણીનો વિષય નથી, અને શરદઋતુમાં જેમ આકાશ શોભે તેમ તે કોઈક નિરુ-પાધિક સૌંદર્ય વડે શોભે છે. પર્વતમાં આવેલા મહાન તળા-વની પેઠે તે ગંભીર અને પ્રસન્ન રહે છે, અને પરમાનંદનો અનુભવ કરતાં નિશ્ચલ સ્વ-સ્વરૂપમાં તે લીન રહે છે. (૯૭,૯૮) તે નિત્ય તૃપ્ત હોવાથી, સર્વે કર્મોના ફળનો ત્યાગ કરે છે. તે આ લોક અને પરલોકના ઇષ્ટ-ફળ સાધનરૂપ આશ્રયથી રહિત

છે. પાપથી, પુણ્યથી કે જાતિ, આયુ, ભોગરૂપી તેના વિપાક વડે પણ તે લેપાતો નથી. (૯૯) લાલ, પીળા પદાર્થોના પ્રતિબિંબથી જેમ સ્ફટિકને તેના રંગની અસર થતી નથી, તેમ બ્રહ્મવિદ્ પુરુષ પણ કર્મફળથી નિર્લેપ રહે છે. (૧૦૦) નાના પ્રકારના મનુષ્યો વચ્ચે રહેવા છતાં ભેદના અભિમાન વિનાના જ્ઞાની મહાત્મા પોતાનાં શરીરનું ચંદન, પુષ્પ વગેરેથી પૂજન થાય તો હર્ષ પામતા નથી, અને એને કાપી નાખે તો દુઃખી થતા નથી; કારણ કે દેહને તે પ્રતિબિંબ સમાન માને છે. (૧૦૧) જ્ઞાની પુરુષ પોતાના સંબંધી કે અન્યની પ્રશંસા કરતો નથી. તે નિર્વિકાર છે. આત્માથી અતિરિક્ત કંઈ પૂજવા જેવું ન હોતાં, તે પૂજા રહિત છે. કોઈક વખતે નિત્ય નિયમ પ્રમાણે તે આચારક્રમ પાળે છે, અને કોઈક વખત તે નથી પણ પાળતો. (૧૦૨) જ્ઞાની પુરુષ તરફથી કોઈને પણ ભય ન હોવાથી તેનાથી કોઈ પણ ઉદ્વેગ પામતું નથી, અને પોતાના સિવાય અન્ય કંઈ ન હોવાથી, તે પોતે કોઈથી ઉદ્વેગ પામતો નથી. રાગ, દ્વેષ, ભય, આનંદ કોઈક વખતે તેનો ત્યાગ કરે છે, અને કોઈક વખતે તેને તેનો સંયોગ થાય છે; એવા સંયોગોમાં પણ તે નિર્વિકાર જ રહે છે. (૧૦૩) એવા જીવન્મુક્ત પુરુષોને મહાન પુરુષો પણ જ્ઞાનથી વશ કરી શકતા નથી, છતાં બાળક પણ કોઈક વખત તેને વશ કરી લે છે. અર્થાત્ તેમનો આશય મહાન હોવાથી સમર્થ પુરુષને તે દુર્લભ છે, અને તેઓ સરલ હોવાથી બાળકને પણ સુલભ છે. (૧૦૪) જ્ઞાનનો સાક્ષાત્કાર થતાં જ તે મુક્ત થઈ ગયો છે, એટલે તેનું શરીર તીર્થમાં પડે કે ચાંડાળને ઘેર પડે, કોઈ પણ દિવસ ન પડે કે હમણાં જ પડે; તેની તેને પરવા નથી. અહંકાર જ બંધન છે અને જ્ઞાનથી અહંકારનો નાશ થતાં,

મોક્ષદશા જ અનુભવાય છે. (૧૦૫,૧૦૬) જો આવો જીવન્મુક્ત પુરુષ મળે તો તે પૂજવા યોગ્ય છે. શ્રેયની ઇચ્છા કરનાર પુરુષે એની પૂજા કરવી, સ્તુતિ કરવી, તેને નમસ્કાર કરવા, તેનું દર્શન કરવું અને અભિવાદન કરવું. (૧૦૭,૧૦૮) હે રાજન્! યજ્ઞ, તીર્થ, તપ, દાન વગેરેથી આ પરમપદ પ્રાપ્ત થતું નથી, પરંતુ આત્મવેત્તા સંત પુરુષોની સેવાથી જ એ પદ મળે છે."

વસિષ્ઠ બોલ્યાઃ હે કમલનયન રામ! એ પ્રમાણે ઇક્ષ્વાકુ રાજાને ઉપદેશ આપી, મનુ ભગવાન બ્રહ્મલોકમાં ગયા અને રાજાએ બ્રહ્મદૃષ્ટિ પ્રાપ્ત કરી, સ્થિરતાનો અનુભવ કર્યો. (૧૦૯,૧૦)

## સર્ગ ચૌદમો

### મુનિ અને વ્યાધનું ઉપાખ્યાન

શ્રીરામે પૂછ્યું: હે ભગવન્! આપે કહેલાં લક્ષણોવાળા જીવન્મુક્ત જ્ઞાનીઓની અપૂર્વ અતિશયતા શું છે? (૧)

જ્ઞાનીની અપૂર્વતા

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જ્ઞાનીઓ પરમ તત્ત્વમાં જ બુદ્ધિ રાખે છે. એ જ એમની વિશેષતા છે. વિષયોમાં તેઓ ઇચ્છા રાખતા નથી; કારણ કે તેઓ નિત્ય તૃપ્ત છે. પ્રશાન્ત અને આત્મનિષ્ઠ સ્થિતિમાં તેઓ આનંદથી રહે છે. (૨) મંત્ર, તંત્ર અને તપ વડે પ્રાપ્ત થયેલી આકાશગમનાદિ સ્થિતિમાં શું અપૂર્વતા છે? (૩) અણિમાદિ આઠ પ્રકારની સિદ્ધિઓ પણ તેવા પ્રકારના મંત્રતંત્ર વડે યત્ન કરતાં મળે છે-પરંતુ આત્મસ્વરૂપ તો નિત્ય પ્રાપ્ત જ છે; એટલે તેમાં જ અપૂર્વતા છે. (૪) જ્ઞાની પુરુષ બાહ્ય વસ્તુઓમાં આસક્તિ રાખતો ન હોવાથી, તેનું મન રાગ વિનાનું અને શુદ્ધ હોય છે; એ જ જ્ઞાનીની વિશેષતા છે. આવી સ્થિતિ અજ્ઞાનીઓની નથી. (૫)

જ્ઞાની પુરુષ વર્ણાશ્રમાદિ ચિહ્નો રહિત છે. જ્ઞાન થયું હોવાથી, તેનો સંસારરૂપી દ્વૈતભ્રમ નષ્ટ થયો છે; એથી કામ, ક્રોધ, વિષાદ, મોહ, લોભ વગેરેથી ઉત્પન્ન થતી આપત્તિઓ નિત્ય ઘટતી જાય છે, અને છેવટે તે નિર્વિકાર બને છે. એ જ તત્ત્વનિષ્ઠ સંત પુરુષનું વિશેષ લક્ષણ છે. (૬)

વસિષ્ઠ બોલ્યાઃ હે રામ! જેમ કોઈ વિપ્ર પોતાના જાતિ-ધર્મનો વિચાર કર્યા વિના શૂદ્ર સ્ત્રીના સંગરૂપી દુષ્ટ વર્તનથી શૂદ્રત્વ સ્વીકારે છે, તેમ ઈશ્વર પણ સ્વ-

જીવનું નિષ્કારણપણું સંકલ્પ વડે અથવા અવિદ્યા વડે જીવભાવનો

અંગીકાર કરે છે. (૭) દરેક સર્ગમાં ચરાચર પ્રાણીઓ બે પ્રકારે ઉત્પન્ન થાય છે. કર્મો વગેરે જન્મનાં કારણનો અભાવ હોવાથી, અને આત્મા નિર્વિકાર હોવાથી, ચિત્‌નાં સ્ફુરણથી જે પ્રાણીઓ જન્મ્યાં તેનું કંઈ કારણ નથી. આમ ઈશ્વરમાંથી ઉત્પન્ન થયા પછી તેઓ પોતપોતાનાં કર્માનુસાર પુનઃપુનઃ અન્ય જન્મોનો અનુભવ કરે છે. જીવોના જન્મ અને કર્મનો કાર્ય-કારણભાવ એવો જ છે. (૮,૯) તે પરમ પદમાંથી સર્વે જીવો કંઈ પણ કારણ વિના જન્મે છે. પછી તેઓનાં સુખદુઃખ, જાતિ, આયુષ્ય વગેરેનું કારણ તેનાં કર્મો જ છે. એ કર્મોનું કારણ આત્મતત્ત્વના અજ્ઞાનથી થતા સંકલ્પો જ છે. (૧૦,૧૧) દ્વૈતપ્રપંચમાં ફસાવાનું કારણ સંકલ્પ જ છે. હે રામ! એનો ત્યાગ કરો, અને મનની નિઃસંકલ્પ અવસ્થા જ સાચી મોક્ષદશા છે, તેથી જ્ઞાનપૂર્વક મનને અમન બનાવવાનો તમે અભ્યાસ કરો; (૧૨) માટે અભ્યાસપૂર્વક સ્વ-સંકલ્પ-દશાનો ત્યાગ કરો અને દૃશ્યદર્શનના સંબંધમાં નિત્ય સાવધાન રહો. દૃશ્યનું તેમ જ દ્રષ્ટત્વનું અભિમાન ન કરતાં કર્મ અને કર્તાની વાસનાઓનો ત્યાગ કરી જે વસ્તુ અવશેષ રહે છે, તે

આત્મતત્ત્વમાં લીન થાઓ. (૧૩,૧૪) જે જે વિષયો તરફ ઇન્દ્રિયગણ જાય છે, તેમાં જો તે આસક્ત થાય તો બંધનમાં ફસાય છે, અને તેમાં વૈરાગ્યબુદ્ધિ રાખે તો મુક્ત થઈ જાય છે. (૧૫) તમારા ચિત્તમાં જો કોઈ વસ્તુ રુચિ ઉત્પન્ન કરે, તો સમજજો કે તમે દ્વૈતપ્રપંચમાં ફસાયા જ છો; અને તમારા ચિત્તને કોઈ પણ પદાર્થમાં આસક્તિ ન રહે તો તમે મુક્ત જ છો. (૧૬) હે રામ! એટલા માટે તૃણથી દેવ સુધી સ્થાવર-જંગમ પદાર્થોમાં તમારે આસક્તિ રાખવી નહિ. (૧૭) આસક્તિ વિના જે કંઈ તમે ખાઓ, કર્મ કરો કે ત્યાગ કરો તેના તમે કર્તાય નથી અને ભોક્તા પણ નથી; કારણ કે તમારું મન આત્માનુસંધાનથી શાન્ત થયું હોવાથી, તમે મુક્ત જ છો. (૧૮) આત્મજ્ઞાની સંત પુરુષો ભૂતકાળનું અનુસંધાન કરતા નથી અને ભવિષ્ય સંબંધી સંકલ્પો પણ કરતા નથી. ફક્ત વર્ત-માનમાં પ્રારબ્ધાનુસાર આવી મળતી વસ્તુઓ જ તેઓ સ્વીકારે છે. (૧૯) તૃષ્ણા, મોહ, મદ વગેરે પાશ મનની અંદર ગૂંથાયા છે. જ્ઞાની પુરુષે વિવેકી મન વડે એ મનનો નાશ કરવો જોઇએ. (૨૦) લોઢું જેમ લોઢાને કાપે તેમ યત્નપૂર્વક વિવેકથી અતિ તીક્ષ્ણ થયેલા મન વડે મલિન મનનો નાશ કરી, સંસારભ્રમનું નિવારણ કરો. (૨૧) ધોવાની કળામાં ચતુર પુરુષો ક્ષાર વડે જ કપડાંનો મેલ દૂર કરે છે. અસ્ત્ર વડે અસ્ત્રનો પ્રતિકાર થાય છે અને વિષ વડે વિષની અસર દૂર થાય છે. એ જ રીતે, વિવેકી મન વડે અવિવેકી મનનો નાશ થાય છે. (૨૨) સ્થૂલ, સૂક્ષ્મ અને પર-એમ જીવનાં ત્રણ રૂપ છે. તેમાંથી પ્રથમ બેનો ત્યાગ કરી ત્રીજા પરસ્વરૂપને ભજો. (૨૩) હાથપગ વગેરે અવયવો-વાળો જે દેહ ભોગ માટે અહીં-તહીં ભટકે છે, અને જે જીવનું ભોગાયતન છે તે જીવનું સ્થૂલસ્વરૂપ છે. (૨૪) હે રામ! જે

સંકલ્પમય છે, સંસાર રહે છે ત્યાં સુધી જે રહે છે, અને જે એક લોકમાંથી અન્ય લોકમાં જવા યોગ્ય છે, તે ચિત્ત જીવનું અતિવાહિક (સૂક્ષ્મ) રૂપ છે. (૨૫) જે આદિઅંત રહિત છે, જે સત્ય, ચિન્માત્ર અને નિર્વિકલ્પ છે, તેને જીવનું ત્રીજું પર-રૂપ સમજવું. (૨૬) સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરની અપેક્ષાએ આ ચતુર્થ પદ છે તેથી તેને તુર્યપદ કહે છે. એ શુદ્ધ પદમાં એકનિષ્ઠ થાઓ. સ્થૂલ અને સૂક્ષ્મરૂપમાં આત્મબુદ્ધિ ન કરતાં તેનો ત્યાગ કરો. (૨૭)

તુર્યપદ-વર્ણન

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્! જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્ત ત્રણે અવસ્થામાં એ પદ હોવા છતાં તે તુર્યપદ બરાબર સમજાતું નથી. કૃપા કરી એને સ્પષ્ટ રીતે સમજાવો. (૨૮)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! જે વડે જાગ્રત અને સ્વપ્નમાં વિક્ષેપ થાય છે, તે અહંભાવ અને સુષુપ્તિનું મૂળ હોવાથી સુષુપ્તાવસ્થામાં જેનો અનુભવ થાય છે તે અનહંભાવ તથા સત્ત્વ અને અસત્ત્વના અભિમાનનો ત્યાગ કરી જે અસંગ અને સ્વચ્છ ચૈતન્ય સ્થિત છે તે તુર્ય કહેવાય છે. (૨૯) જે નિષ્કલંક, સમ અને શાન્ત છે, જે જીવન્મુક્તની સ્થિતિ છે અને વ્યવહારમાં જે સાક્ષીવત્ ઉદાસીન અવસ્થામાં રહે છે, તેને તુર્યાઅવસ્થા કહેવાય છે. (૩૦) સંકલ્પોનો અભાવ હોવાથી એ પદ જાગ્રત કે સ્વપ્ન નથી, અને અજ્ઞાન રહિત હોવાથી તે સુષુપ્ત પણ નથી. (૩૧) જેઓ શાન્ત છે અને જ્ઞાનનો જેને અનુભવ થયો છે, એવા પુરુષોને મન આ જગત બ્રહ્મમાં જ લીન થયેલું હોવાથી તુર્ય જ છે; અજ્ઞાનીઓને જગત સ્થિર લાગે છે. (૩૨) અહંકારનો સંપૂર્ણતઃ ત્યાગ થતાં અને સમતાનો ઉદય થતાં ચિત્તનો લય થઈ જાય છે અને તુર્ય

અવસ્થા જ શેષ રહે છે. (૩૩)

વસિષ્ઠ બોલ્યા : હે રામ! તમે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તોપણ આ વસ્તુ વિશેષ સ્પષ્ટ થાય તે માટે એક દૃષ્ટાન્ત સંભળાવું છું. (૩૪) કોઈ એક જંગલમાં દ્વૈત પ્રપંચનાં અનુસંધાનનો ત્યાગ કરી એક અદ્‌ભુત મુનિ બેઠા હતા. બાણ લાગવાથી નાસી છૂટેલા મૃગ પાછળ આવતા એક શિકારીએ તેને પૂછયું: "હે મુનિ! મારાં બાણથી વીંધાયેલું એક મૃગ આ બાજુ આવ્યું હતું, તે કઈ દિશામાં ગયું?" મુનિએ આ પ્રમાણે જવાબ આપ્યો: (૩૫,૩૬) "હે ભાઈ! બ્રહ્મનું જ અનુસંધાન અમે કરીએ છીએ, એટલે અમે સર્વદા સમાન ભાવથી વનમાં વસીએ છીએ. જેનાથી અજાણ્યો વ્યવહાર થાય છે, તે અહંકાર અમારામાં નથી. અહંકારમય મન જ સર્વે ઈન્દ્રિયોનાં કર્મો કરે છે. ઘણો વખત થયાં તે મનનો નાશ થઈ ગયો છે. જાગ્રત, સ્વપ્ન કે સુષુપ્ત નામની કોઈ અવસ્થાને હું જાણતો નથી. હું સદા તુર્યપદમાં સ્થિત છું. એ દશામાં દૃશ્ય બિલકુલ સંભવતું નથી." (૩૭-૩૯)

શિકારીનું દૃષ્ટાન્ત

વસિષ્ઠ બોલ્યા : હે રામ! મુનિનાં આવાં વચનો સાંભળી શિકારી તેનો અર્થ ન સમજી શકવાથી યથેચ્છ દિશામાં ચાલ્યો ગયો. (૪૦) હે મહાબાહો! એટલા માટે જ હું કહું છું, કે તુર્યથી વ્યતિરિક્ત અન્ય કોઈ દશા છે જ નહિ; માટે નિર્વિકલ્પ ચિત્ત એ જ તુર્યપદ છે; અહીં અન્ય કંઈ છે જ નહિ. (૪૧) જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ ચિત્તનાં રૂપ છે, અને ઘોર, શાન્ત અને મૂઢ એ ત્રણ ચિત્તના ભેદ છે. (૪૨) જાગ્રત અવસ્થામાં સુખદુઃખને અવકાશ મળે તેવા ઘણા પ્રસંગોનો સંભવ હોવાથી ચિત્ત ઘોર કહેવાય છે, સ્વપ્નાવસ્થામાં

એવા પ્રસંગોનો અભાવ હોવાથી ચિત્ત શાન્ત કહેવાય છે, અને સુષુપ્તિમાં અજ્ઞાનને લીધે ચિત્ત મૂઢ કહેવાય છે. એ ત્રણે રૂપથી રહિત થતાં ચિત્ત નિર્વિકાર બને છે, એટલે તે મૃત કહેવાય છે. (૪૩) જે ચિત્ત મૃત કહેવાય છે, તે જ સત્ત્વગુણરૂપે સ્થિત, એક અને સમ તુર્યપદ સઘળા યોગીઓ ખૂબ શ્રમ લઈને મેળવે છે. (૪૪) હે રામ! જ્યાં સઘળા સંકલ્પ શાન્ત થઈ ગયા છે, અને જીવન્મુક્ત મહાન મુનિઓ ભેદદૃષ્ટિથી પર થઈ જે પદમાં નિત્ય સુખેથી રહે છે, તેવા તુર્યપદમાં તમે પણ નિરામય થઈ સુખપૂર્વક રહો. (૪૫)

## સર્ગ પંદરમો

### યોગસપ્તભૂમિકોપાખ્યાન

વસિષ્ઠ બોલ્યા : હે રામ! સર્વત્ર કેવળ એક શુદ્ધ, શાન્ત, શ્રેષ્ઠ બ્રહ્મતત્ત્વ જ છે. અવિદ્યા, માયા કે તેનાં કાર્ય જેવું અહીં કંઈ નથી. એ રીતે સર્વ પ્રપંચનો બાધ એ બધાં અધ્યાત્મશાસ્ત્રોનો સિદ્ધાંત છે. (૧)

ચિત્તની અસત્તા વડે દુઃખની આત્યંતિક નિવૃત્તિ

શાન્ત, સ્વસ્થ, સઘળી શકિત વડે પૂર્ણ ચિદાકાશ બ્રહ્મ સર્વત્ર સમાન ભાવે વ્યાપ્ત છે. તે વિષે મતવાદીઓ જુદા જુદા સિદ્ધાન્તની કલ્પના કરે છે. કેટલાક શાસ્ત્રીઓ જગતનું મૂળ કારણ શૂન્ય છે એવો નિર્ણય કરે છે. કેટલાક વિદ્વાનો તેને વિજ્ઞાનમાત્ર કહે છે, અને ઈશ્વરવાદીઓ જગત ઈશ્વર-રૂપ છે એવો નિર્ણય કરે છે. પોતપોતાના નિર્ણયનું સમર્થન કરવા તેઓ પરસ્પર વિવાદ કરે છે. (૨,૩) એ સઘળા વિવાદમાં ભાગ ન લેતાં તમારે સઘળા સંકલ્પવિકલ્પને દૂર કરવા, વાસનાઓને મનમાંથી નિર્મૂળ કરવી, બુદ્ધિને પ્રશાન્ત

બનાવવી અને બાહ્ય પદાર્થોનું અનુસંધાન ન કરવું; એ રીતે તમે જીવન્મુક્ત બની જાઓ. (૪) હમેશાં અંતર્મુખ રહી આત્મામાં વૃત્તિઓને જોડો. ચિત્ત અંતર્મુખ થતાં બાહ્ય ઇન્દ્રિયોનો વ્યાપાર નિષ્ફળ થશે, એટલે અન્યની દૃષ્ટિમાં તમારો વ્યવહાર આંધળા–બહેરા જેવો લાગશે; પરંતુ હૃદયને આત્મબુદ્ધિ વડે પૂર્ણ બનાવી શાન્તિથી રહો. (૫) જાગ્રત અવસ્થામાં સુષુપ્તવત્ સઘળાં કર્મો નિર્વિકલ્પ ચિત્તે કરો. મનમાંથી રાગદ્વેષ વગેરેને દૂર કરી યથાપ્રાપ્ત વ્યવહાર અસંગભાવે કરો. (૬) ચિત્તની સત્તા મનુષ્યને અનેક દુઃખ અપાવે છે, અને ચિત્તની અસત્તા એ જ પરમ સુખ છે; માટે ચિદેકરસ આત્માનો અનુભવ કરી બાહ્ય પદાર્થોના વિસ્મરણ વડે ચિત્તનો ક્ષય કરો. (૭) સુંદર કે અસુંદર પદાર્થો દૃષ્ટિએ પડતાં તમે પાષાણવત્ નિર્વિકાર રીતે સમાન રહો. આટલા જ પુરુષાર્થથી સંસારનો દ્વૈતભ્રમ જિતાય છે. (૮) 'આ સુખ છે, આ દુઃખ છે અને આ મધ્યમ અનુભવરૂપ છે' એવી ત્રણે પ્રકારની દશાનું અનુસંધાન કરવું નહિ. આટલા જ સ્વ–પુરુષાર્થથી દુઃખની આત્યંતિક નિવૃત્તિ થાય છે. (૯) પૂર્ણિમાના ચંદ્રની પેઠે જીવન્મુક્ત જ્ઞાની પુરુષ અમૃતમય સ્વરૂપસુખનો આનંદ અનુભવે છે. તેને પરમાત્માનો સાક્ષાત્કાર થયો હોવાથી, તે કર્મ કરે તોપણ કર્તૃત્વાભિમાનના અભાવે તે ન કર્યા બરાબર છે. (૧૦)

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્ ! યોગની સાત ભૂમિકાઓનો અભ્યાસ કેવી રીતે કરવો તથા દરેક ભૂમિકામાં ગયેલા યોગીઓ કયા લક્ષણથી ઓળખાય છે ? (૧૧)

ભૂમિકાઓનો–
અભ્યાસક્રમ

વસિષ્ઠ બોલ્યા : હે રામ ! પુરુષ બે પ્રકારના હોય છે: પ્રવૃત્ત અને નિવૃત્ત. સ્વધર્મના અનુષ્ઠાનથી સ્વર્ગ મેળવવાની

ઇચ્છા સેવનાર પુરુષ પ્રવૃત્ત કહેવાય છે; અને અસંગભાવે નિષ્કામ કર્મો કરી, મોક્ષ મેળવવાની ઇચ્છા સેવનાર પુરુષ નિવૃત્ત કહેવાય છે. એનાં લક્ષણો સાંભળો. (૧૨) 'બીજું કંઈ ભોગવવાની વસ્તુના અભાવે નિર્વાણ અલ્પ હોવાથી, મારે તેનું શું કામ છે? અનંત વિષયસુખો આપનાર સંસાર જ મારે માટે શ્રેયસ્કર છે' આવો નિર્ણય કરી જે સકામ કર્મો કરે છે, તેને પ્રવૃત્ત કહેવાય છે. (૧૩) જેમ સમુદ્રનો કાચબો તરંગના ચાલવાથી પોતાની ડોક અસંખ્ય વાર અંદર પેસાડી દે છે અને બહાર કાઢે છે, તેમ જીવ અનેક જન્મપરંપરામાંથી પસાર થતો હોવાથી, તેને ક્યાંય વિશ્રાન્તિ મળતી નથી. એક જન્મનાં જરા-મરણાદિ દુઃખો ભોગવી જીવ ગર્ભયાતના ભોગવે છે, અને ભવિષ્યમાં વળી બાલ્યાવસ્થા વગેરે દુઃખોનો અનુભવ કરે છે. એ રીતે અનેક દુઃખમય જન્મોને અંતે કોઈક પુણ્યનો પરિપાક થતાં, પુરુષના મનમાં વિવેકનો ઉદય થાય છે. (૧૪) 'સંસારની વ્યવસ્થામાં કાંઈ સાર નથી, એનું મારે હવે કામ નથી. પુનઃ પુનઃ જન્મ અપાવનાર સાર વિનાનાં કર્મોનું પણ મારે શું કામ? પરમ ખેદની વાત છે, કે તેવાં કર્મો કરી હું દિવસો વ્યર્થ ગાળું છું. કર્મફળનાં તારતમ્ય રહિત નિર્વિકાર શ્રેષ્ઠ વિશ્રામસ્થાન કયું છે?' હૃદયથી આવો નિશ્ચય કરનાર મુમુક્ષુ નિવૃત્ત કહેવાય છે. (૧૫,૧૬)

'પદાર્થો તરફ રાગ વિનાની વૃત્તિ કરી હું ક્યારે સંસાર-સાગર તરી જાઉં' એવો વિચાર વિવેકશીલને થાય છે. દિન-પ્રતિદિન મનમાંથી વાસનાઓ ઘટતી જાય છે. ચિત્તશુદ્ધિને અનુકૂળ શૌચ, સત્સંગ, ઉપાસના, જપ વગેરે પ્રશંસનીય કર્મો કરવામાં તેનો ઉત્સાહ વધે છે, અને તેથી તે આનંદ પામે છે. કૃષિ વગેરે ગ્રામ્ય જડ ચેષ્ટાઓ પ્રત્યે તે સંશયથી જુએ છે,

પારકા દોષોનું રહસ્ય પ્રકાશમાં મૂકતો નથી; અને અન્યને ઉદ્વેગ ન પમાડે તેવાં અહિંસ પુણ્ય કર્મોનું સેવન તે કરે છે. પાપથી તે ડરે છે અને વૈભવો ભોગવવાની ઇચ્છા રાખતો નથી. દેશ-કાળને અનુસરી સ્નેહ, વિશ્વાસ, કોમળતા વગેરે ગુણયુક્ત વચનો વડે તે વ્યવહાર કરે છે. મન, વચન અને કર્મથી જ્ઞાનીઓની સેવા કરી જ્યાંત્યાંથી જ્ઞાનશાસ્ત્રનું અવલોકન કરે છે. આવા પ્રકારનું આચરણ જ્યારે પુરુષ વર્તનમાં મૂકે, ત્યારે તે યોગની પ્રથમ ભૂમિકા–શુભેચ્છામાં આવે છે. (૧૭–૨૨) સંસારસાગર તરી જવા માટે ઉપર કહ્યા પ્રમાણે જે પુરુષ વિચાર કરતો થાય છે, તેને પ્રથમ ભૂમિકા પ્રાપ્ત થઈ કહેવાય છે. બીજાઓ તો સન્માર્ગે વર્તનારા આર્યો જ કહેવાય છે. (૨૩)

જેઓ શ્રુતિ, સ્મૃતિ, સદાચાર, ધારણા વગેરે કર્મો કરતા હોય છે, અને જેઓ આત્મજ્ઞાનમાં અનુભવી હોવાથી ઉપદેશ આપવામાં કુશળ હોય છે, એવા શ્રેષ્ઠ પંડિતોને શરણે વિચારણા નામની બીજી ભૂમિકામાં પ્રવેશનાર પુરુષ જાય છે. (૨૪) ગૃહપતિ જેમ ઘર સંબંધી બધું જાણે છે, તેમ જેણે અધ્યાત્મ-શાસ્ત્રનું શ્રવણ કર્યું છે, તથા નિત્ય અને અનિત્ય વસ્તુના ભેદને જે સમજે છે, તે પુરુષ કાર્યાકાર્યનો નિર્ણય તત્ત્વતઃ કરી શકે છે. (૨૫) જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરે, તેમ તે પુરુષ જરાક પણ સ્ફુરતા મદ, અભિમાન, માત્સર્ય, દંભ, મોહ વગેરેનો ત્યાગ કરે છે. (૨૬) એ પ્રમાણે સારી વાસનાઓને સેવતો પુરુષ ગુરુ અને સંત પુરુષની સેવા કરી એ સાધન વડે શાસ્ત્રમાં કહેલું યથાર્થ તત્ત્વ બરાબર સમજી શકે છે. (૨૭)

પછી તે અસંગા નામની યોગની ત્રીજી ભૂમિકામાં પ્રવેશ કરે છે, અધ્યાત્મશાસ્ત્રમાં કહેલાં આત્મા સંબંધી લક્ષણો ધ્યાનમાં રાખી તે પુરુષ આત્મતત્ત્વમાં જ બુદ્ધિ સ્થિર કરે છે,

તપસ્વીઓના આશ્રમે જઈ આત્મનિષ્ઠ સંતો સાથે આત્મા સંબંધી જ ચર્ચા કરે છે, સંસારની નિંદા કરી વૈરાગ્યને પોષે એવા વિચારો કરે છે, અને શિલાને જ શય્યા બનાવી જ્યાં બેઠા ત્યાં જ આસન એમ સમજી પોતાનું આયુષ્ય વ્યતીત કરે છે. (૨૮-૩૦) વ્યુત્થાનદશામાં વન-ઉપવનમાં તે વિહાર કરે છે અને સમાધિદશામાં ઉપશાન્ત થઈ કોઈ પણ આસક્તિ વિનાના સ્વરૂપસુખનો અનુભવ તે નીતિમાન પુરુષ લે છે. (૩૧) સચ્છાસ્ત્રોના અભ્યાસથી અને પુણ્યકર્મો કરવાથી એ પુરુષની ત્રીજી ભૂમિકાની જ્ઞાનકક્ષા સ્પષ્ટ થાય છે. (૩૨)

ત્રીજી ભૂમિકામાં રહેલો જ્ઞાની પુરુષ સામાન્ય અને શ્રેષ્ઠ એમ બે પ્રકારના અસંગનો અનુભવ કરે છે. એના ભેદ વિષે હું કહું છું તે સાંભળો. "નિષ્ક્રિય હોવાથી હું કર્તા નથી, નિત્ય તૃપ્ત હોવાથી હું ભોક્તા નથી, બાધ્ય પણ નથી અને નિર્વ્યાપાર હોવાથી બાધક પણ નથી" એમ સમજી સઘળા પદાર્થોમાં જે અનાસક્ત રહે છે, તે પુરુષ સામાન્ય અનાસક્તિનો અનુભવ કરે છે. (૩૩-૩૫) "સુખદુઃખનું કારણ પૂર્વનાં કર્મો છે એમ નિરીશ્વરવાદીઓ માને છે અને તે સઘળાં ઈશ્વરાધીન છે એમ ઈશ્વરવાદીઓ માને છે. બન્ને પક્ષની નજરે મારું કર્તાપણું કેમ સંભવે? વિષયો મહારોગ અપાવે છે, સંપત્તિ પણ અર્જનરક્ષણ નિમિત્તે થતાં દુઃખોનું કારણ બને છે, સંયોગને પરિણામે વિયોગ જ છે, અને મનની ચિન્તાઓ વ્યાધિનું કારણ બને છે. સઘળી વસ્તુઓનો કોળિયો કરી જવા તત્પર થયેલો કાળ બધા પદાર્થોનો નાશ કરે છે." ઉપર પ્રમાણે વિચાર કરનાર પુરુષ સામાન્ય અસંગભાવનો અનુભવ કરે છે. (૩૬-૩૮) પૂર્વોક્ત અભ્યાસયોગ વડે જ્ઞાનનિષ્ઠ મહાત્માઓનો સમાગમ કરવો, દુષ્ટ મનુષ્યોના સંગથી દૂર રહેવું અને શ્રવણમનનાદિ

સાધનો વડે આત્મજ્ઞાનનો અભ્યાસ કરવો, પુરુષ પ્રયત્નથી સમાધિના અભ્યાસ વડે આત્મતત્ત્વ કરતલામલકવત્ સ્પષ્ટ થાય, અને "હું કર્તા નથી, પણ ઈશ્વર કે મારાં પૂર્વનાં કર્મો કર્તા છે" એવા શબ્દોના અર્થને પણ દૂર રાખી સર્વનું કારણ, પ્રપંચથી અતીત અને અબાધિત પરબ્રહ્મમાં મૌન અને શાન્તભાવે રહેવું; આ જ શ્રેષ્ઠ અસંગભાવ છે. (૩૯–૪૨) પ્રકાશમાન બ્રહ્મને અંદર, બહાર, નીચે, ઊંચે, આકાશમાં, પદાર્થોમાં, અપદાર્થોમાં, જડ કે ચેતન કોઈ પણ વસ્તુઓમાં અવલંબન રહેતું નથી. અન્ય પ્રકાશ રહિત એ સર્વપ્રકાશક, સર્વકારણ, અનાદ્યંત, અજ અને સુંદર સ્વરૂપમાં લીન રહેવું એને જ શ્રેષ્ઠ અસંગ કહે છે. (૪૩,૪૪) વિચારરૂપી સૂર્યનો ઉદય થતાં વિવેકરૂપી કમળ હૃદયમાં વિકાસ પામે છે. સંતોષ-રૂપી એની સુગંધ છે, શુભ કર્મો એનાં સ્વચ્છ પલ્લવ છે, ચિત્ત એની દાંડી છે અને તેની આગળ વિઘ્નરૂપી કાંટાઓ પથરાયેલા છે. વિવેકનો વિકાસ થતાં અસંગા નામની ત્રીજી ભૂમિકારૂપી ફળ સાધક મેળવે છે. (૪૫,૪૬) નિષ્પાપ સજ્જનોના સમાગમથી અને અનેક જન્મોના પુણ્યકર્મોનો સંચય થતાં દૈવગતિથી પ્રથમ ભૂમિકાનો ઉદય થાય છે. (૪૭) અમૃતના અંકુરની પેઠે આ ભૂમિકાનું વિવેકજળ વડે પ્રયત્નપૂર્વક રક્ષણ કરવું અને તેને પોષવું. (૪૮) જેમ ખેડૂત નાનકડા છોડવાઓની સંભાળ રાખે છે, તેમ વૈરાગ્ય, શમ, દમ વગેરે-માંથી જે સાધન વડે આ ભૂમિકાની વૃદ્ધિ થાય એ સાધનને વધારવા દિનપ્રતિદિન પ્રયત્ન કરવો. (૪૯) એવી રીતે વિચાર વડે દૃઢ થયેલી પ્રથમ ભૂમિકા અન્ય ભૂમિકાઓને ઉત્પન્ન કરે છે. યત્ન કરતાં આ ભૂમિકામાંથી બીજી અને ત્રીજી ભૂમિકાનો ઉદય થાય છે. (૫૦) શ્રેષ્ઠ અસંગવાળી ત્રીજી ભૂમિકામાં જે

પુરુષ હોય છે, તેના સઘળા સંકલ્પો સંપૂર્ણતઃ શાન્ત થઈ જાય છે. ( ૫૧ )

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્! જે પુરુષ કામ્યકર્મ કરતો હોય અને જેણે યોગ પ્રાપ્ત ન કર્યો હોય, એવો અજ્ઞાની પુરુષ સંસારસાગર કેમ તરી શકે ?

અધૂરી સાધનાવાળા યોગીઓની મૃત્યુ પછી સ્થિતિ

પહેલી, બીજી અને ત્રીજી ભૂમિકામાં જ અપરોક્ષ જ્ઞાન મેળવ્યા વિના મરણ પામેલા પુરુષને કેવા પ્રકારની ગતિ પ્રાપ્ત થાય છે?

વસિષ્ઠ બોલ્યા : હે રામ! રાગાદિ દોષ યુક્ત વર્તન કરી વ્યવહાર કરતો મૂઢ પુરુષ અનેક જન્મ પર્યંત પ્રથમ ભૂમિકામાં જ્યાં સુધી પ્રવેશ ન કરે, ત્યાં સુધી તેને સંસારનાં દુઃખો ભોગવવાં પડે છે. અથવા કાકતાલીય યોગે સંત પુરુષોના સમાગમથી સંસારમાં દોષબુદ્ધિ થતાં હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય, તો યોગભૂમિકાનો ઉદય અવશ્ય થાય છે, અને તેમ થતાં સંસારનો નાશ થાય છે; એવો શાસ્ત્રોનો મત છે. ( ૫૨–૫૬ ) પહેલી, બીજી અથવા ત્રીજી ભૂમિકામાં પ્રવેશ કર્યા પછી મરણ પામેલા યોગીનાં પૂર્વજન્મનાં પાપો તે તે ભૂમિકાના પ્રમાણમાં ક્ષીણ થાય છે. ( ૫૭ ) પછી પુણ્યના પ્રતાપે એ યોગી સ્વર્ગાદિ પ્રદેશમાં, લોકપાલોની નગરીમાં અને મેરુ પર્વતની લતાકુંજોમાં અપ્સરાઓ સાથે રમણ કરે છે. ( ૫૮ ) એ રીતે ભોગો ભોગવતાં પૂર્વે આચરેલાં સત્કર્મો અને દુષ્કર્મોનો ક્ષય થાય છે, એટલે યોગીઓ પૃથ્વી પર પવિત્ર, ગુણવાન અને શ્રીમાન સત્પુરુષોના સુરક્ષિત ઘરમાં જન્મ લે છે; અને ત્યાં પૂર્વજન્મની વાસનાના બળે યોગાભ્યાસ કરે છે. ( ૫૯,૬૦ ) ત્યાં પૂર્વજન્મમાં જ્યાં અભ્યાસ અધૂરો રહ્યો હોય, ત્યાંથી ક્રમપુરઃસર ઉપલી યોગભૂમિકા તરફ યોગીઓ આગળ વધે છે. (૬૧)

આ ત્રણે ભૂમિકાઓ જાગ્રત કહેવાય છે; કારણ કે આ ભૂમિકાઓમાં રહી વ્યવહાર કરતા યોગીઓમાં જાગ્રત અવસ્થાની પેઠે ભેદબુદ્ધિ સ્પષ્ટ રીતે રહે છે. (૬૨) આ ત્રણે ભૂમિકામાં રહેલા યોગીઓ સર્વ લોકમાં પૂજાય તેવા ગુણો વડે શોભતું આર્યપદ પામે છે. તેને જોઈ મૂઢ લોકોને પણ મોક્ષ મેળવવાની ઇચ્છા થઈ જાય છે. (૬૩) જે પુરુષ આવશ્યક કર્તવ્યો કરે છે, અને નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરે છે; તે પુરુષને આર્ય કહેવાય છે. (૬૪) જે પુરુષ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પોતાના કુળના આચારને અનુસરે છે, અને જે મર્યાદાનો ભંગ કર્યા વિના ચિત્ત પ્રસન્ન થાય તેવી રીતે વ્યવહાર કરે છે; તેને આર્ય કહેવામાં આવે છે. (૬૫) પ્રથમ ભૂમિકામાં ઉત્તમ આર્યત્વનો અંકુર ફૂટે છે, બીજી ભૂમિકામાં શ્રવણમનન આદિ પ્રવૃત્તિ વડે તે ફણગાનો વિકાસ થાય છે અને ત્રીજી ભૂમિકામાં ચિત્તની એકાગ્રતારૂપી ફળ યોગીને મળે છે. (૬૬) ત્રણ ભૂમિકા દરમિયાન આર્યત્વની સ્થિતિ અનુભવતો યોગી જો મૃત્યુ પામે તો સ્વર્ગાદિ અનેક ભોગ દીર્ઘ કાળ સુધી ભોગવે છે, અને પછી એ યોગી ફરીથી પૃથ્વી પર જન્મે છે. (૬૭)

ચોથી અને પાંચમી ભૂમિકા

ઉપર્યુક્ત ત્રણે ભૂમિકાના અભ્યાસથી જ્યારે અજ્ઞાન નાશ પામે, અપરોક્ષ જ્ઞાન થાય અને ચિત્ત પૂર્ણ ચંદ્ર જેવું બને, ત્યારે અનાદિ, અનંત પરમતત્ત્વમાં લીન થયેલા યોગીઓ ચતુર્થ ભૂમિકામાં પ્રવેશ કરે છે, અને સંપૂર્ણ જગતને આનંદૈકરસ બ્રહ્મરૂપે જુએ છે. (૬૮,૬૯) અદ્વૈતદૃષ્ટિ સ્થિર થતાં અને દ્વૈતપ્રપંચ શાન્ત થતાં, ચતુર્થ ભૂમિકામાં ગયેલા યોગીઓ જગતને સ્વપ્નવત્ જુએ છે. (૭૦) પ્રથમની ત્રણ ભૂમિકાઓ જાગ્રત કહેવાય છે, પરંતુ ચતુર્થ ભૂમિકાને સ્વપ્ન

કહેવામાં આવે છે; કારણ કે એ દશામાં ચિત્ત શરદઋતુનાં વાદળાંની પેઠે અદૃશ્ય થઈ જાય છે. (૭૧) પાંચમી ભૂમિકામાં યોગીઓ સન્માત્રરૂપે જ રહે છે, અને ચિત્ત વિલીન થઈ ગયું હોવાથી જગતની ભ્રાન્તિનો ઉદય થતો જ નથી. (૭૨) સુષુપ્ત-પદ નામની આ ભૂમિકામાં સઘળું દ્વૈત શાન્ત થઈ ગયું હોવાથી સર્વદા સ્વ-સ્વરૂપમાં રહેનાર યોગી શુદ્ધ અદ્વૈતમાં જ રહે છે. (૭૩) એ ભૂમિકામાં રહેલા યોગીની દ્વૈતભ્રાન્તિ ટળી જાય છે, તે સદા આનંદનો અનુભવ કરે છે, અને હૃદયમાં જ્ઞાનનો સાક્ષાત્કાર થયો હોય છે; તેથી તે જાગ્રત છતાં સુષુપ્તવત્ રહે છે. (૭૪) બાહ્ય વ્યવહાર કરતાં છતાં આત્માનું અવિચ્છિન્ન અનુસંધાન થતું હોવાથી, શાન્ત ચિત્તને લીધે તે નિદ્રાળુ જેવો સૌને ભાસે છે. (૭૫)

પાંચમી ભૂમિકાનો અભ્યાસ કરતાં વાસના રહિત થયેલો યોગી ક્રમે ક્રમે તુર્ય નામની છઠ્ઠી ભૂમિકામાં પ્રવેશ કરે છે. (૭૬) આ દશાનો અનુભવ કરતો યોગી

છઠ્ઠી અને સાતમી ભૂમિકા

વ્યવહાર કરતો હોવાથી અસદ્રૂપ નથી, તેમ તેની નિર્વાસિત સ્થિતિ હોવાથી, સદ્રૂપ પણ નથી. અભિમાનના અભાવે તેનામાં અહંકાર પણ નથી. ત્યારે શું છે? તેની સ્થિતિ નિર્વિકલ્પ થયેલી હોવાથી, ભેદ કે અભેદ રહિત કેવળ બ્રહ્મસ્વરૂપે તે રહે છે. (૭૭) એ અવસ્થામાં અહંકાર ગળી ગયો હોવાથી તેના હૃદયની સઘળી ગાંઠો છૂટી જાય છે, સઘળા સંશયો શાન્ત થાય છે અને એથી એ જીવન્મુક્ત યોગી પ્રારબ્ધવશાત્ વર્તમાન દેહ ધારણ કરવા છતાં અહંકાર વિનાની નિર્વાસિત સ્થિતિમાં રહેલો હોવાથી, તે ચિત્રના દીવાની પેઠે રહી મોક્ષદશાનો અનુભવ કરે છે. (૭૮) પ્રપંચદૃષ્ટિએ તે યોગી વાસના વિનાનો હોવાથી, અંતઃશૂન્ય અને 'આ સઘળું બ્રહ્મ છે' એવું નિત્ય અનુસંધાન કરતો

હોવાથી બહિઃશૂન્યરૂપે આકાશમાં રહેલા ઘડાની પેઠે રહે છે; પરંતુ બ્રહ્મદૃષ્ટિએ તેનું હૃદય બ્રહ્માનંદરસથી પૂર્ણ બને છે, અને એવી જ ભાવનાથી તે બહાર પણ પરિપૂર્ણ હોવાથી સમુદ્રની અંદર ડૂબેલા ઘડાની પેઠે રહે છે. (૭૯) છઠ્ઠી ભૂમિકામાં રહેલો યોગી સંસારદશામાં હોવાથી તે કંઈક થયો છે, અથવા આત્મા અવ્યપદેશ્ય હોવાથી તે કંઈ થયો જ નથી. આ દશાનો અનુભવ કર્યા પછી યોગીઓ સાતમી ભૂમિકામાં પ્રવેશ કરે છે. (૮૦) એ દશાને વિદેહમુક્તતા કહે છે. જીવતા યોગીઓનો એ વિષય નથી. વાણીથી એ શાન્ત દશાનું વર્ણન થઈ શકતું નથી, એથી પર અન્ય કોઈ દશા ન હોવાથી તે સંસારની સીમા છે. (૮૧) એ તુર્યાતીત અવસ્થાને શૈવો 'શિવ' નામ આપે છે, વેદાન્તીઓ તેને 'બ્રહ્મ'ને નામે ઓળખાવે છે, અને વૈષ્ણવો તેને 'વિષ્ણુ' કહે છે. કેટલાક મતવાદીઓ તેને 'શૂન્ય' કહે છે, કેટલાક 'અર્થ' નામ આપે છે, કેટલાક તેને 'કાલ' કહે છે અને કોઈક તેને 'પુરુષ–પ્રકૃતિનો વિવેક' કહે છે. આ દશા નિરુપાધિક હોવાથી અવ્યપદેશ્ય છે, છતાં જુદા જુદા મતવાદીઓ પોતાની બુદ્ધિ પ્રમાણે તેને જુદાં જુદાં નામ આપવા પ્રયત્ન કરે છે. (૮૨–૮૪) હે રઘુકુળભૂષણ રામ! આ પ્રમાણે જ્ઞાનીની સાત ભૂમિકાઓ તમને કહી. એ દશાઓનો યથાર્થ રીતે અભ્યાસ કરતાં સઘળાં દુઃખો અદૃશ્ય થઈ જાય છે. (૮૫)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! એક મદોન્મત્ત હાથણી છે. તે મંદ અને મધુર રીતે ચાલે છે. સર્વદા તે વિગ્રહ કર્યા જ

**ઇચ્છારૂપી હાથણીની આખ્યાયિકાનું રહસ્ય**

કરે છે. તેના દંતૂશળ મોટા છે. તે ઘણો અનર્થ કરે છે. આ ઇચ્છારૂપી હાથણીને મારી નાખવામાં આવે તો આ સઘળી ભૂમિકાઓમાં પુરુષ વિજય પ્રાપ્ત કરે છે.

જ્યાં સુધી એ મદોન્મત્ત હાથણી ઉપર કોઇએ વિજય મેળવ્યો નથી, ત્યાં સુધી સંસારસંપત્તિરૂપ રણસંગ્રામમાં ગમે તેવો યોદ્ધો જય મેળવતો નથી. (૮૬-૮૮)

શ્રીરામે પૂછ્યું : હે ભગવન્! એ હાથણી કોણ છે? રણભૂમિ કઈ છે? તે હાથણીને કઈ રીતે મારી શકાય, અને તે દીર્ઘ કાળ સુધી ક્યાં રમ્યા કરે છે? (૮૯)

વસિષ્ઠ બોલ્યા: હે રામ! "આ મારું થાય" એવા પ્રકારની ઇચ્છારૂપી આ હાથણી છે. શરીરરૂપી જંગલમાં તે પ્રમત્ત બની ફરે છે, અને દૈન્ય, દોડવું, શોક કરવો, મોહિત થવું વગેરે વિવિધ રમતો તે ખેલે છે. પ્રમત્ત થયેલી ઇંદ્રિયો તેનાં ગુસ્સે થયેલાં બચ્ચાં છે. જીભ વડે તે મિષ્ટ ભાષણ કરે છે. મનરૂપી દુર્ગમ સ્થાનમાં તે સંતાય છે, અને પુણ્ય તથા અપુણ્ય કર્મોરૂપી તેના બે મોટા દંતૂશળ છે. (૯૦,૯૧) સ્વેચ્છાએ સર્વત્ર વિહાર કરતી અને સઘળે સ્થળે પ્રસરતી ઇચ્છાનો અને અનેક વાસનાનો સમુદાય એ મદ છે. આ હાથણી અજ્ઞાની પામર પ્રાણીઓને મારી નાખે છે. (૯૨) જ્યાં પુરુષ વારંવાર જય અને પરાજય પામે છે, તે સંસારદૃષ્ટિ જ આ હાથણીની રણભૂમિ છે. વાસના, ઈહા, મન, ચિત્ત, સંકલ્પ, ભાવના, સ્પૃહા વગેરે સર્વે નામ આ ઇચ્છાનાં છે. એ બધાં મનુષ્યના અંતઃકરણમાં જુદી જુદી વૃત્તિથી રહેલાં છે. (૯૩,૯૪) બીજાં અસ્ત્રોની અવજ્ઞા કરી સઘળા વિષયોમાં તાદાત્મ્ય અનુભવતી એ ઇચ્છારૂપી હાથણીને પરબ્રહ્મમાં સ્થિર થયેલા ચિત્તરૂપી અંકુશ વડે સર્વ પ્રકારે વશ કરવી. (૯૫) "આ મારું થાઓ" એવી ઇચ્છા જ્યાં સુધી અંતરમાં સ્ફુરે છે, ત્યાં સુધી આ દુષ્ટ સંસારરૂપી મહાન વિષજન્ય રોગની વૃદ્ધિ થાય છે. (૯૬) "આમ થાઓ" એવા પ્રકારનો જે સંકલ્પ મનમાં

સ્ફુરે છે, એ જ આ સંસાર છે; અને સર્વ સંસારનું મૂળ મન હોવાથી મનનો ઉપશમ એ જ મોક્ષ છે. સંક્ષેપમાં એ જ સાચો જ્ઞાનનો ઉપદેશ છે. (૯૭) જેમ દર્પણ ઉપર તેલનું બિંદુ સ્થિર થાય, તેમ નિર્મળ અને અન્યના ચિત્તને પ્રસન્ન કરે તેવો ઉપદેશ આપનારાં ગુરુનાં વાક્યો નિઃસંકલ્પ અને શુદ્ધ ચિત્તવાળા શિષ્ય ઉપર ઊંડી અસર કરે છે. (૯૮) મહાન અનર્થ કરનારી ઇચ્છા જરા પણ સ્ફુરે, તો વિષવૃક્ષનાં અંકુરની પેઠે તેને તરત બાહ્ય વિષયોનાં અનુસંધાનરૂપી શસ્ત્ર વડે કાપી નાખવી. (૯૯) જે મનુષ્યમાં ઇચ્છા વ્યાપ્ત છે, તે ઇષ્ટ અર્થ સાધવાનો પ્રયત્ન કરતાં દીન બની જાય છે. વિષયના અસ્મરણથી જ સંસારના અંકુર જેવી ઇચ્છા ઉદય થતી નથી. ચિત્ત સંકલ્પવિકલ્પ રહિત થાય તેને જ અસંવેદન (વિષયનું અસ્મરણ) શસ્ત્ર કહે છે. તેને પ્રત્યાહાર પણ કહે છે. એ શસ્ત્ર વડે ઇચ્છાને દૂર કરી શકાય છે. (૧૦૦,૧૦૧) "આ પદાર્થ મને મળો" એવા પ્રકારની ભાવનાને જ શ્રેષ્ઠ પુરુષો કલ્પના કહે છે, અને બાહ્ય પદાર્થોનાં અસ્મરણને જ કલ્પનાત્યાગ કહેવાય છે. (૧૦૨) સ્મરણ એ જ સંકલ્પ છે અને અસ્મરણ એ જ શાંત બ્રહ્મ છે. સ્મરણ કરતાં જ પૂર્વે અનુભવેલી અને ન અનુભવેલી વસ્તુના વિષય સંબંધી ભાવના હૃદયમાં જન્મે છે. (૧૦૩) હે રામ! અનુભવેલા તેમ જ ન અનુભવેલા વિષયોનો સ્મરણનો ત્યાગ કરો, કાષ્ઠવત્ દ્વૈતપ્રપંચનું અનુસંધાન ન કરો, અને એ રીતે મહાન આત્મબુદ્ધિવાળા થઈ મૂઢવત સંસારમાં રહો. (૧૦૪) હે રામ! સર્વે લોકોને ઉપદેશ આપવાના હેતુથી હાથ ઊંચા કરી વારંવાર હું ઘોષણા કરું છું, કે સંકલ્પ વિનાની દશા જ પરમ શ્રેયનો અનુભવ કરાવે છે. આનો વિચાર મુમુક્ષુઓ કેમ કરતા નથી? પરંતુ મારો

ઉપદેશ સાંભળવાની કોઈને ફુરસદ નથી. અહો! શો મોહનો પ્રભાવ! (૧૦૫) જે પરમ દશાનો અનુભવ થતાં સામ્રાજ્ય પણ તૃણવત્ તુચ્છ લાગે, તે ભૂમાપદ નિ:સંકલ્પ અવસ્થા વડે પ્રાપ્ત થાય છે. પરમ પદ મેળવવું કેટલું સુલભ છે?(૧૦૬) એક સ્થળે જનાર પ્રવાસીની ચાલવાની ક્રિયા પગલે પગલે સંકલ્પ કરવાના અભાવે જેમ સંકલ્પ વિના થયા કરે છે, તેમ બ્રહ્મનિષ્ઠ સંતપુરુષોનો વ્યવહાર પણ સંકલ્પ વિના ચાલે છે. (૧૦૭) હે રામ! આ વિષયમાં વિસ્તારથી શું કહેવું હોય? સંક્ષેપમાં હું કહું છું, કે સંકલ્પ પરમ બંધન છે, અને નિ:સંકલ્પ અવસ્થા એ જ મોક્ષ છે. (૧૦૮) આ સઘળું જગત શાન્ત, ધ્રુવ, અનંત, અવ્યય બ્રહ્મ જ છે. એ રીતે પરમાર્થ-દૃષ્ટિ વડે તમે સુખપૂર્વક વ્યવહાર કરતા રહો. (૧૦૯) નિર્વિકાર ચિત્તે વ્યવહાર કરવો એ જ નિર્વિકલ્પ સમાધિ છે; એથી તમે વસ્તુની સિદ્ધિમાં કે અસિદ્ધિમાં સમાન ભાવ રાખી એ નિષ્ઠાએ કર્મ કરો, અથવા આત્મરમણમાં લીન થઈ જતાં કર્તવ્યોના અભાવે સમાધિનિષ્ઠ થઈ કર્મો ન કરો. (૧૧૦) હે રામ! નિ:સંકલ્પ અવસ્થા એ જ યોગ છે. એ યોગ વડે વિના પ્રયાસે ચિત્તનો ક્ષય થાય છે; માટે સંકલ્પવિકલ્પને દૂર કરી તમારા પારમાર્થિક સ્વરૂપમાં રહો. (૧૧૧) "હું, તું, મારું" વગેરે ભેદદૃષ્ટિથી વ્યવહાર કરશો, તો દુ:ખમય સંસારથી તમે મુક્ત થશો નહિ; અને એવી ભેદદૃષ્ટિ દૂર કરશો, તો સંસારબંધન-માંથી તમે છૂટી જશો. હવે તમને યોગ્ય લાગે તેમ કરો. (૧૧૨) હે રામ! પરિપૂર્ણ, નિર્વિકાર, અજન્મા, અશુભ સંસારમાંથી મુક્તિ અપાવનાર અને વિશુદ્ધ જ્ઞાનાત્મક કેવળ એક બ્રહ્મ જ સર્વત્ર વ્યાપ્ત છે, એવી ભાવનાને કર્મત્યાગ કહેવાય છે. (૧૧૩)

# સર્ગ સોળમો

## શાસ્ત્રગ્રહણ ફળનિર્દેશ

વસિષ્ઠ બોલ્યા: હે રામ! બ્રહ્માજીએ રચેલી આ સૃષ્ટિથી પર જઈ કટાક્ષરૂપી રસ વડે વાક્ચાતુર્યથી કવિશ્રી વાલ્મીકિ અદ્ભુત કીર્તિ પ્રસરાવતું કાવ્ય રચે છે. ધન્ય છે તેમને! (૧) સ્વચ્છંદથી પૃથ્વી પર ફરતાં જેઓ અર્થપ્રાપ્તિની ઇચ્છા કરી હરિહર વગેરેની કૃપારૂપી અમૃતસાગરની ઉપેક્ષા કરે છે, તેઓ સમુદ્રમાં સ્નાનાર્થે ગયા હોવા છતાં સમુદ્રની નિન્દા કરી તેને બહાર ફેંકવાનો વ્યર્થ પ્રયત્ન કરે છે. દરરોજ નિયમસર સ્નાન કરવા છતાં દ્વિજરાજને સમુદ્ર પણ શુદ્ધ કરી શકતો નથી, પરંતુ હરિહર આદિની કૃપાના અમૃતસાગરનો જરા સ્પર્શ કરતાં જ અનેક દ્વિજોનો અજ્ઞાનરૂપી કાદવ સાફ થઈ જાય છે. હે રામ! જેમાં તમારાં વચનામૃતરૂપી જળ ભર્યું છે, એવા સાગરમાં સ્નાન કરવાથી જ પરમ શ્રેય થાય છે; અને એ જ પસંદ કરવા લાયક શ્રેષ્ઠ જ્ઞાન છે. (૨–૪)

વાલ્મીકિ બોલ્યા: "હે મુનિ! એ પ્રમાણે વસિષ્ઠજીએ પોતાનો ઉપદેશ સમાપ્ત કર્યો. સૂર્યાસ્ત થતાં સર્વે મુનિઓ સ્નાનાર્થે ઊઠતા. રાત્રિ સમાપ્ત થતાં બીજે દિવસે ફરીથી સભા એકઠી થતી. એ પ્રમાણે શ્રીરામચંદ્રજી અને વસિષ્ઠજી વચ્ચે પવિત્ર આત્મજ્ઞાન સંબંધી વાર્તાલાપ અઢાર દિવસ સુધી ચાલ્યો. એ ઉપદેશ સાંભળતાં જ તેમનો સંસારપ્રપંચનો મોહ ટળી ગયો. વાયુ વિના સમુદ્ર જેમ સ્થિર રહે, તેમ શ્રીરામચંદ્રજીએ પણ સત્ત્વપૂર્ણ મન વડે નિશ્ચલતા અનુભવી. એ વખતે સંતુષ્ટ થયેલા દેવતાઓએ આકાશમાંથી નંદનવનનાં કલ્પતરુનાં પુષ્પોની મોતીના વરસાદ જેવી વૃષ્ટિ શ્રીરામ પર કરી. (૫–૭)

વિષ્ણુ પોતે દશરથ રાજાને ઘેર રામરૂપે અવતર્યા. સંસાર-જાળમાં ફસાવાથી એક વખત તેમને ખૂબ વિષાદ થયો. વસિષ્ઠજીએ પરમાત્મતત્ત્વનો તેમને ઉપદેશ આપતાં યોગજ્ઞાન વડે તેમનો ખેદ જતો રહ્યો. (૮) જ્ઞાનથી પ્રબુદ્ધ થયેલા રામે વસિષ્ઠજીની વારંવાર સ્તુતિ કરી, અને પિતા તથા ભાઈઓ સહિત તેમને વંદન કરી તેઓએ કહ્યું: (૯) "હે ભગવન્! આપની કૃપાથી મારા મનના સઘળા સંશયો નાશ પામ્યા છે, અને તેથી તેના ત્રિવિધ તાપ શાન્ત થતાં તે શીતળ, શાન્ત અને નિર્વિકાર બન્યું છે. આપ સઘળાં દુઃખો મટાડનાર છો, સર્વજ્ઞ છો અને સર્વ દેવોના ગુરુ છો. સૂર્ય જેમ અંધકારનો નાશ કરે તેમ આપ મોહરૂપી અંધકારને દૂર કરનાર છો." (૧૦,૧૧) ત્યાર પછી આ સંવાદ સાંભળવા ગગનમાં એકઠા થયેલા દેવતાઓને મુનિએ સભામાં બોલાવ્યા. યક્ષ, ગંધર્વ, સિદ્ધ, ઋષિ, વિદ્યાધર, નાગ વગેરેને રામે પ્રણામ કર્યા. સંતુષ્ટ થયેલા તે સઘળા કહેવા લાગ્યા: "હે રામ! હે વસિષ્ઠ! મનુષ્યનો સર્વોદય કરનારી આપની આ જ્ઞાનચર્ચા અમે પૂરી સાંભળી છે. આપ ત્રણે લોકના મોહ અને દુઃખ હરવા સમર્થ છો. આપ બન્નેને અમે પ્રણામ કરીએ છીએ. આપના ગુરુ વસિષ્ઠજી અને આપ વચ્ચે થયેલો પવિત્ર સંવાદ જ્ઞાનથી પૂર્ણ હોવાથી, સર્વેના અભ્યુદયનો હેતુ છે." (૧૨-૧૫) ત્યાર પછી અયોધ્યામાં શ્રીરામની સ્તુતિ કરી સિદ્ધોએ પ્રાણી માત્ર તરફ અનુકંપાને લીધે તેમનું શ્રેય થાય એ હેતુથી સઘળો જ્ઞાનસંવાદ કાશ્મીરમાં જઈ લખી લીધો. (૧૬) જેમ જનકરાજા નિષ્કામભાવે રાજ્યનો સઘળો વ્યવહાર ચલાવતા, તેમ શ્રીરામ પણ તત્ત્વ જાણ્યું હોવાથી, અને તેમની સઘળી વ્યથાઓ દૂર થઈ હોવાથી, મમતા રહિત ચિત્તે સઘળાં કાર્યો કરતા. (૧૭) જળમાં રહેવા

છતાં પણ જેમ કમળપત્ર પર જળબિન્દુ અસર કરતું નથી, તેમ રાજ્યના ભોગ-વિલાસોમાં તેમનું નિર્મળ ચિત્ત આસક્ત થયું નહીં. (૧૮)

આ શાસ્ત્ર પરમ પવિત્ર છે. જેઓએ હૃદયમાં વૈરાગ્યભાવના પોષી હોય, જેઓ સત્સંગપરાયણ હોય અને જેઓ સત્કર્મો કરતા હોય, તેવા ધર્માત્મા પુરુષોને જ આ શાસ્ત્રનો યત્નપૂર્વક ઉપદેશ આપવો. (૧૯) તમારી બુદ્ધિ શુભ હોય અને પ્રાણી માત્ર તરફ ઉપકાર કરવાની વૃત્તિવાળી હોય, તો મહાન ફળ આપનાર વિદ્યાદાન જરૂર આપવું. (૨૦) જેમને સમજાવી ન શકાય એવા અસાધુ, પ્રમાદી અને નિંદકોને આ શાસ્ત્રનું રહસ્ય કહેવું નહિ. (૨૧) પ્રથમ જેણે ભગવાન શંકર, વિષ્ણુ, બ્રહ્મા, રવિ વગેરેનું પૂજન કર્યું નથી, તેને આ અદ્ભુત શાસ્ત્રનો અધિકાર નથી. (૨૨) મહેશ્વરે, દેવીએ અને વિષ્ણુએ જે જ્ઞાનોપદેશ આપ્યો છે, તે નારદ આદિ મુનિઓને મળેલું મહારામાયણ નામનું ઉત્તમ જ્ઞાન છે, એ જ મોક્ષનો ઉપાય છે; એ મહારામાયણરૂપી ક્ષીરસાગરમાંથી આ અદ્ભુત અમૃત ખેંચી લીધું છે. (૨૩,૨૪) એનો સામાન્ય વિચાર કરવાથી પણ મનુષ્યોનાં દુષ્કર્મો નાશ પામે છે, તો પછી આ શાસ્ત્રનો બરાબર વિચાર કરીને અભ્યાસ કરવાથી કોણ પરમ પદ ન મેળવે? (૨૫) આ શાસ્ત્રનું એક જ વખત અધ્યયન કરવાથી મનુષ્યોનાં સઘળાં પાપ નાશ પામે છે, અને તરત જ તેમને બોધ થાય છે. (૨૬) જેને જ્ઞાનનો અનુભવ ન થયો હોય એવો પુરુષ પણ જો ભક્તિપૂર્વક આ શાસ્ત્રની ભાવના કરે, તો તેનું ચિત્ત જરૂર શુદ્ધ થાય. (૨૭) અજ્ઞાની હોય કે મુમુક્ષુ હોય, અને ઇન્દ્રિયો પર સંયમ મેળવ્યો હોય કે ન મેળવ્યો હોય, તોપણ તેઓએ આ પરમાર્થશાસ્ત્રનો વિચાર

અવશ્ય કરવો. ખરેખર, બ્રહ્મદર્શન દુર્લભ છે. (૨૮) જેમની બુદ્ધિ જરા પણ સંસ્કારી થઈ હોય, તેવાઓને આ શાસ્ત્રનો અભ્યાસ જેટલું સુખ આપે છે, તેટલું સુખ અન્ય કોઈ શાસ્ત્રનો અભ્યાસ અપાવતું નથી. (૨૯) અનેક ભોગ તેમ જ મુક્તિ અપાવનાર એ શાસ્ત્ર યોગીઓને બહુ પ્રિય છે. આ ચિત્સ્વરૂપ આપણી પાસે જ હોવા છતાં પૂર્વે અનેક જન્મોમાં કરેલાં પુણ્ય વડે જ તેનો અનુભવ થઈ શકે છે; નહિતર થતો નથી. (૩૦) સઘળાં શાસ્ત્રના જ્ઞાતા તરીકે ભગવાન વસિષ્ઠ સર્વમાન્ય છે, અને તેમણે આપેલો આ ઉપદેશ મોક્ષના ઉપાયનો સાર છે; એમ સૌકોઈ એક મતે સ્વીકારે છે. (૩૧) ઇષ્ટ વસ્તુનો વિયોગ થતાં જ્યારે મનુષ્યને હૃદયમાં ખેદ ઉત્પન્ન થાય છે, ત્યારે એ સંતાપને શાંત કરવા અધ્યાત્મશાસ્ત્ર સિવાય અન્ય કયો ઉપાય છે? (૩૨) મનુષ્યોને વાસ્તવિક આનંદના સાગરમાં ડુબાડનારા આ શાસ્ત્રનો ચિદાકાશમાંથી ઉદય થયો છે. એ પૂર્ણ પ્રકાશમાન કાવ્યમાં ગાઢ રસાસ્વાદનો અનુભવ કરાવતું અમૃત રહેલું છે; એથી સર્વત્ર જ્ઞાનપ્રકાશ ફેલાય છે અને અજ્ઞાનતિમિર અદૃશ્ય થઈ જાય છે. (૩૩) જે સાધુપુરુષનું મન એક ક્ષણ માટે પણ સઘળા દ્વૈતપ્રપંચને સંપૂર્ણતઃ ભૂલી જઈ બ્રહ્મવિચારમાં લીન થાય છે, તેણે ગંગાજી વગેરે સમસ્ત પવિત્ર તીર્થજળમાં સ્નાન કર્યું છે એમ સમજવું. સમસ્ત પૃથ્વી દાનમાં આપી દીધા બરાબર અને હજારો યજ્ઞ કર્યા બરાબર તેને પુણ્ય થાય છે. બધા દેવોનું તેણે પૂજન કર્યું છે, તેના સમસ્ત પિતૃઓનો સંસારમાંથી ઉદ્ધાર થઈ જાય છે અને ત્રણે લોકમાં તે પૂજવા યોગ્ય બને છે.” (૩૪)

## સર્ગ સત્તરમો

### ભરદ્વાજને અનુશાસન

વાલ્મીકિ બોલ્યા : "હે મુનિ ! સર્વે મુનિઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠજીએ અનેક યુક્તિપૂર્વક રામચંદ્રજીને જ્ઞાનસાર સંભળાવ્યો. એ સાંભળી સ્વચ્છ બુદ્ધિવાળા રામે કંઈક પૂછ્યું, અને પછી પોતે રામના સુખનો પરિપૂર્ણ અનુભવ કરતા પૂર્ણ જ્ઞાનાવસ્થામાં લીન થઈ ગયા. (૧) શ્રીરામચંદ્રજી પરમ યોગી છે, વિશ્વવંદ્ય છે અને દેવતાઓના પણ દેવ છે. તેઓ સકળ ઐશ્વર્યશાળી ઈશ્વર જ છે. જન્મમરણથી રહિત થઈ જતાં તેઓ શુદ્ધ જ્ઞાનસ્વરૂપ જ છે. સર્વે ગુણો વડે તેઓ શોભે છે. પોતે જ્ઞાનનિષ્ઠ હોવા છતાં જગત પર અનુગ્રહ કરવા વસિષ્ઠજી પાસે તેમણે વેદાન્ત શ્રવણ કર્યું. (૨) અખંડાકાર મહાવાક્યો વડે થયેલી ચિત્તવૃત્તિ પરમાનંદસ્વરૂપનો અનુભવ કરવા લાગી. રામનું શુદ્ધ ચિદ્‌ઘન સ્વરૂપ પ્રકટ થયું. પ્રબુદ્ધ રામ એક મુહૂર્ત સુધી ચૈતન્યના આનંદસાગરમાં ડૂબી ગયા. પ્રશ્નોત્તરનો ક્રમ પણ તેઓ વીસરી ગયા, આનંદામૃતનો અનુભવ થતાં તેમની આંખમાં હર્ષાશ્રુ આવ્યાં અને શરીરનાં રોમાંચ ખડાં થયાં. મહાસામાન્યરૂપનો અનુભવ કરતાં તેઓ સર્વત્ર વ્યાપક ચૈતન્યસ્વરૂપે પૂર્ણ થઈ રહ્યા. અણિમાદિ અષ્ટ ઐશ્વર્યો તેમને તૃણવત્ તુચ્છ લાગવા માંડ્યાં. પરમાનંદપદનો અનુભવ કરતા હોવાથી; તે કંઈ પણ બોલ્યાચાલ્યા વિના શાન્ત જ બેસી રહ્યા." (૩–૬)

ભરદ્વાજ બોલ્યા : "હે મુનિનાયક ! ધન્ય છે રામચંદ્રજીને કે તેમણે સર્વશ્રેષ્ઠ પદ મેળવ્યું. અમે તે પદ કેમ મેળવી શકીએ ? મારા જેવા મૂર્ખ, શોચ્ય અને દુષ્ટ ચિત્તવાળા

પામર પાપીઓ ક્યાં, અને બ્રહ્માદિક પણ જે સ્થિતિની ઈચ્છા કરે એવી રામચંદ્રજીની નિર્વિકલ્પ સ્થિતિ ક્યાં? હે મુનીશ્વર! હે ગુરો! મને વિશ્રાંતિનો અનુભવ કેમ થાય? આ દુસ્તર સંસારસાગર હું કેમ તરી જાઉં? આ પ્રશ્નોનો ઉત્તર આપવા મારા પર અનુગ્રહ કરો." (૭-૯)

વાલ્મીકિ બોલ્યા: "હે ભાઈ! વસિષ્ઠજીએ શ્રીરામચંદ્રને જે ઉપદેશ આપ્યો છે, તેનું તમારે વારંવાર મનન કરવું. મારે પણ તમને એ જ જાણવા યોગ્ય તત્ત્વ વિષે કહેવાનું છે. (૧૦) આ સઘળો દ્વૈતપ્રપંચ અવિદ્યાને લીધે છે. તેમાંથી એક અણુ પણ સત્ય નથી. તત્ત્વનો સાક્ષાત્કાર કરનાર પુરુષો આવો વિવેક કરે છે, પણ અવિવેકી અજ્ઞાનીઓ વિનાકારણ વાદ કરે છે. (૧૧) હે મિત્ર! ચિત્થી કંઈ ભિન્ન નથી, એટલે મિથ્યા પ્રપંચ એ તત્ત્વને કેમ નુકસાન કરી શકે? જે કંઈ કહેવાયું છે એના ગૂઢ અર્થનો અભ્યાસ કરી તમે વિશુદ્ધ ચિત્ત થાઓ. (૧૨) જેના હૃદયાકાશની અંદર શુદ્ધ ચિત્રૂપી દીવો પ્રદીપ્ત થયો છે તેની પ્રપંચ વિષયક વૃત્તિ જાગતાં છતાં નિદ્રા જેવી હોવાથી, તે જાગ્રન્નિદ્રા કહેવાય છે. (૧૩) અજ્ઞાન જ પ્રપંચનું કારણ હોવાથી તે પ્રપંચ આદિમાં, અંતમાં અને મધ્યમાં પણ સારશૂન્ય હોવાથી મિથ્યા છે. વિવેકી પુરુષોએ તેમાં બિલકુલ આસ્થા રાખવી નહિ. સંસાર અસત્ હોવા છતાં પણ અનાદિ કાળની વાસનાના પ્રભાવે ગંધર્વનગરની પેઠે ભ્રાન્તિથી તે ભાસે છે. (૧૪,૧૫) કલ્યાણકારક ચૈતન્યસ્વરૂપ અમૃતકંદનું સેવન ન કરતાં હૃદયમાં વાસનારૂપી વિષવલ્લીને આશરો આપી, શા માટે મોહ પામો છો? (૧૬) તત્ત્વજ્ઞાન થયા પહેલાં અજ્ઞાન અવસ્થામાં જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્ત-એ ત્રણે અવસ્થા છે. જ્ઞાનદશા (તુર્યદશા)માં એ અવસ્થાઓ નથી; આ વાત

તત્ત્વસાક્ષાત્કાર પામેલા સંતો જાણે છે. (૧૭) આત્મસ્વરૂપનું જ્ઞાન મેળવી વિદ્યારૂપી મહાનદીમાં જ્યાં સુધી ચતુર પુરુષો સ્નાન કરતા નથી, ત્યાં સુધી નાના પ્રકારે સ્ફુરતું જગત પ્રતીત થાય છે. જ્ઞાન થતાં તો તે સઘળું બ્રહ્મ જ છે. (૧૮) હે મિત્ર! પૂર્વે પણ આ સઘળી વસ્તુઓ ન હતી, અને અંતે પણ તે અસત્ છે; એટલે મધ્યમાં પણ આ જગત અસત્ હોવાથી તેને સ્વપ્ન સમાન મિથ્યા સમજવું. (૧૯) આ સઘળા ભેદનું કારણ અવિદ્યા છે. જળની અંદર ઉત્પન્ન થઈ ક્ષણમાં અદૃશ્ય થઈ જતા બુદ્બુદની પેઠે એ ભેદ પણ ઉત્પન્ન થઈ, એક ક્ષણમાં જ્ઞાનસમુદ્રમાં વિલીન થઈ જાય છે. (૨૦) ચિત્તને શીતળતાનો અનુભવ કરાવતી આત્મજ્ઞાનરૂપી નદીમાં તમે સ્નાન કરવા પડો; એટલે બહિર્મુખતાને લીધે થતી ભેદદૃષ્ટિરૂપી ગ્રીષ્મઋતુ આપોઆપ અદૃશ્ય થઈ જશે. (૨૧) અજ્ઞાનરૂપી ખારા સમુદ્ર વડે જગત ઘેરાઈ ગયું છે. અવિદ્યારૂપી પવન વડે ઉત્પન્ન થયેલો અહંભાવ એનો સૌથી મોટો તરંગ છે. ચિત્ત સ્ખલનથી થતા ભેદને પરિણામે ઉત્પન્ન થયેલા કામ, ક્રોધ, રાગ, દ્વેષ વગેરે નાનકડા તરંગો પણ તેમાં સ્ફુરે છે. મમતારૂપી એક વમળ તેમાં ઉત્પન્ન થાય છે, અને સ્વેચ્છાએ તેની અંદર ફર્યા કરે છે. રાગ અને દ્વેષ બન્ને મોટા ગ્રાહ તેની અંદર નિત્ય સાથે રહે છે. એ રાગદ્વેષ સૌને મહા અનર્થસ્વરૂપ મૃત્યુના મુખમાં લઈ જાય છે. એમાંથી કોણ એનું નિવારણ કરી શકે? (૨૨-૨૪) જેમાં કેવળ આત્માના આનંદની છોળો નિત્ય ઊડે છે, એવા અદ્વૈતસાગરમાં તમે ડૂબી જાઓ. દ્વૈતપ્રપંચમાં વિના કારણ શા માટે ગોથાં ખાઓ છો? (૨૫) અહીં કોણ રહે છે અને કોણ જાય છે? કોણ કોનું છે? કોને શું આવે છે? આ સઘળી માયા છે. તેમાં વ્યર્થ કાં ડૂબો

છો ? વિવેકીને મન એ સઘળું અતત્ત્વ જ છે. (૨૬) જગતરૂપે પ્રતીત થતું આ સઘળું દૃશ્ય બ્રહ્મ છે, એવું પ્રતિપાદન વેદાન્ત-શાસ્ત્રો કરે છે, ત્યારે શોક કરાવે તેવો તમારાથી અતીત વળી કયો વિષય છે ? (૨૭) બાળક જેવા અજ્ઞાનીઓને મન આ જગત બ્રહ્મનો વિવર્ત છે; પરંતુ જ્ઞાનનિષ્ઠ પુરુષો તો સમસ્ત જગતને બ્રહ્મ જ સમજી નિત્ય તે તત્ત્વમાં આનંદ અનુભવે છે. (૨૮) અવિવેકી મનુષ્ય અકસ્માત એક ક્ષણમાં શોક કરે છે અને ક્ષણમાં તે હર્ષ પામે છે; પરંતુ તત્ત્વજ્ઞાની પુરુષ હમેશાં પ્રસન્ન ચિત્ત હોવાથી, આનંદમાં જ રહે છે. તેનો મોહ અજ્ઞ પુરુષની ચેષ્ટા માત્ર છે. (૨૯) આત્મતત્ત્વ અતિ સૂક્ષ્મ છે, અને અવિદ્યાથી એ ઢંકાયેલું છે. સ્થળમાં જળ અને જળમાં સ્થળની જેમ ભ્રાન્તિ થાય છે, તેમ આત્મામાં અનેક કલ્પિત ભેદની ભ્રાન્તિ થાય છે. (૩૦) પૃથ્વી, પાણી, તેજ, વાયુ વગેરે તત્ત્વોથી આ જગત થાય છે; એટલે તે પરમાણુમય છે એમ માનીએ, તો પણ દેહાદિ અનાત્મ પદાર્થો નષ્ટ થતાં આત્માને કંઈ નથી; તો પછી શોકનો પ્રસંગ કયાં રહ્યો ? (૩૧) હે મિત્ર ! ‘અસત્’નો સંભવ નથી અને ‘સત્’નો અભાવ નથી. આવિર્ભાવ અને તિરોભાવ પામતું આ મિથ્યા જગત નાના પ્રકારે ભાસે છે. વાસ્તવિક સત્તાએ કેવળ એક બ્રહ્મ જ છે. (૩૨) દેહ વગેરે સઘળું માયિક છે, છતાં અનેક જન્મનાં સંચિત પુણ્યપાપથી શોક, મોહ, દુઃખ વગેરે મનુષ્યોને અનુભવવાં પડે છે. વારંવાર એવું સમજવા છતાં પાપને લીધે એ અધ્યાત્મશાસ્ત્રનો ઉપદેશ હૃદયને અસર કરતો નથી; માટે જગદ્‌ગુરુ પરમેશ્વરની સાકાર મૂર્તિનું પૂજન ચિત્તશુદ્ધિ માટે કરવું. તમારાં પાપ હજી ક્ષીણ થયાં હોય એમ લાગતું નથી, પરંતુ દેવની કૃપાથી એ બંધન છૂટી જશે. જ્યાં સુધી ચિત્તશુદ્ધ

ન થવાથી તમારા હૃદયમાં સર્વાત્મભાવ દૃઢ થયો નથી, ત્યાં સુધી સાકાર ઈશ્વરનું પ્રેમથી પૂજન કરો. ત્યાર પછી નિરાકાર પરમ તત્ત્વમાં તમે સ્વાભાવિક રીતે જ સ્થિર રહી શકશો. (૩૩-૩૫) શુદ્ધ ચિત્ત વડે થયેલા ઈશ્વરપૂજનના બળથી અજ્ઞાનજન્ય મોહને હરાવો, અને ગુરુનાં તથા શાસ્ત્રનાં વચનોમાં શ્રદ્ધા રાખી યમનિયમ વડે મન અને ઇન્દ્રિયોને વશ કરી આત્મતત્ત્વના અનુસંધાનમાં લીન થાઓ. (૩૬) એક ક્ષણ સમાધિમાં લીન થઈ પ્રત્યગાત્માનું દર્શન કરો; એથી અજ્ઞાનનાં અંધારાં વડે ઘેરાયેલી તમારી બુદ્ધિરૂપી રાત્રિ પ્રભાતની પેઠે પ્રકાશિત થાઓ. (૩૭) કેવળ કર્મમાં પુરુષાર્થ કરવાથી નહિ વળે. મહેશ્વરના અનુગ્રહથી જ મનુષ્યો પ્રાપ્ત કરવા લાયક પરમ પદ મેળવી શકે છે. (૩૮) પૂર્વજન્મનાં કર્મો કરતાં ઉત્તમ કુળ, સદાચાર, વિનય, પરાક્રમ, તપ વગેરે પણ ઈશ્વરના અનુગ્રહનું પરિણામ છે. કેવળ ઈશ્વરોપાસના કરી યમનિયમથી પણ શા માટે કંટાળવું ? લલાટે લખેલા લેખ ઈશ્વર પણ અન્યથા ન કરે. તાત્પર્ય કે મૂલાજ્ઞાનનો નાશ કરી શકે તેવું જ્ઞાન મેળવવા પ્રયત્ન કરવો. (૩૯,૪૦) ચિન્માત્ર તત્ત્વનો બોધ આપનાર ગુરુ, તેવો ઉપદેશ સમજવાને યોગ્ય શુદ્ધ ચિત્તવાળો શિષ્ય, અને સમૂળ ઉચ્છેદ થાય તેવો રાગાદિક પરિપાક એ સઘળી સામગ્રીનો મેળ પણ ઈશ્વરના અનુગ્રહથી જ થાય છે. ઈશ્વરેચ્છા અચિન્ત્ય છે. (૪૧) હે ભરદ્વાજ! વિવેક વડે મોહનો નાશ કરો; એથી અસામાન્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. (૪૨) મહાન સત્ત્વશાળી રાજા લડાઈ જેવાં મોટાં સંકટમાં આવી પડે, તોપણ પોતાના સામર્થ્ય વડે ધીરજથી એનો યોગ્ય પ્રતિકાર કરે છે; પણ સામગ્રી વિનાનો બલહીન પુરુષ થોડા સંકટમાં પણ દીન બની જઈ શોક કરે છે. (૪૩) "જીવન્મુક્ત ધીર

પુરુષોની પેઠે મને પણ પુણ્યરૂપી સામગ્રી હશે તો બોધ થશે" એમ સમજી, પુણ્ય મેળવવા ઉત્સાહથી મંડી પડવું; કારણ કે અનેક જન્મના પુણ્યના પ્રતાપે બોધ થાય છે. (૪૪) હે વત્સ ! આસક્ત ચિત્તે થતાં જે કર્મો તમને બંધનમાં નાખી શત્રુનું કામ કરે છે, તે જ કર્મો અનાસક્ત ચિત્તે કંઈ પણ કામના વિના થાય તો મિત્રની પેઠે મોક્ષ અપાવે છે. (૪૫) પુણ્ય કર્મોથી પૂર્વજન્મનાં પાપ નાશ પામે છે, અને તેથી અમૃત સમાન શમદમાદિ સાધનો પ્રાપ્ત થાય છે. વૃષ્ટિ વડે જેમ દાવાનળ શાન્ત પડે છે, તેમ એ સાધનો વડે ત્રિવિધ તાપ શાન્ત થાય છે. (૪૬) હે મિત્ર ! તમારે સંસારવમળમાંથી મુક્ત થવું હોય, તો સઘળાં કર્મોનો ત્યાગ કરી બ્રહ્મજ્ઞાનમાં લીન થઈ જાઓ. (૪૭) તરંગો સ્ફુરે ત્યાં સુધી સમુદ્ર ક્ષુબ્ધ થયેલો કહેવાય. એ સ્ફુરણો શાન્ત થતાં જેમ સમુદ્ર કેવળ જળમય રહે છે, તેમ બહિર્મુખવૃત્તિને લીધે જ્યાં સુધી ચિત્તમાં સ્ફુરણો થાય છે, ત્યાં સુધી જ આ દ્વૈતપ્રપંચ છે. ચિત્તસ્પન્દ શાન્ત થતાં કેવળ બ્રહ્મ જ રહે છે. (૪૮) હે મિત્ર! વિવેક-દૃષ્ટિને ઢાંકી દેતા શોકનો આશ્રય લઈ તમે શોકાન્ધ શા માટે બનો છો ? એ વિવેકદૃષ્ટિ ઢંકાયેલી છે ત્યાં સુધી પ્રજ્ઞારૂપી ન તૂટે તેવી મજબૂત લાકડીનો ઉપયોગ કરી તમે તમારો વ્યવહાર કરો. (૪૯) જેઓ હર્ષશોકની લાગણીમાં તૃણવત્ તણાઈ જાય છે તેની ગણના શ્રેષ્ઠ પુરુષોમાં ન થઈ શકે. (૫૦) હર્ષશોકાદિ લાગણીને વશ થઈ હીંચકા જેવી દશા અનુભવતાં આ સઘળું જગત અહોરાત્ર છ પ્રકારની વસ્તુઓ વડે ક્રીડા કરે છે. તમે તેથી શા માટે ખિન્ન રહો છો ? (૫૧) અનેક પ્રકારે ક્રીડા કરતો કાળ આ જગત વારંવાર ઉત્પન્ન કરે છે, અને તેનો સંહાર કરે છે. (૫૨) સઘળાં પ્રાણીઓનું કાળ

ભક્ષણ કરે છે. એને તેમ કરતાં કોઈ અટકાવી ન શકે. આવો નિશ્ચય કરી દેહાભિમાનનો ત્યાગ થતાં શોકનું કારણ રહેતું નથી. (૫૩) દેવોનાં શરીર પણ કાળ ખાય છે, ત્યારે ક્ષણજીવી મનુષ્યનું શું ગજું ? (૫૪) હે મિત્ર ! તમે પોતે વિકળ બની પ્રીતિમાં કે વિપત્તિમાં શા માટે તદ્રૂપ થઈ જાઓ છો ? દષ્ટા-રૂપે આ સંસારનાટકની સઘળી લીલાઓ સાક્ષીવત્ જુઓ. (૫૫) હે ભાઈ ! એક ક્ષણમાં નાશ પામે તેવા આ જગતમાં અનેક પ્રકારના રંગબેરંગી પદાર્થો સ્ફુરે છે. વિવેકી પુરુષો એ મિથ્યા પ્રપંચમાં જરા પણ વિષાદ પામતા નથી. (૫૬) અમંગળ શોકનો ત્યાગ કરી મંગળમય, સ્વચ્છ, ચિદાનન્દઘન આત્મ-સ્વરૂપનું નિત્ય અનુસંધાન કરો. (૫૭) દેવ, દ્વિજ, ગુરુ, પ્રાજ્ઞ, સત્પુરુષો, સચ્છાસ્ત્રોનું પ્રમાણ વગેરેમાં શ્રદ્ધા રાખવાથી પરમાત્માનો અનુગ્રહ થાય છે; માટે એ અનુગ્રહ મેળવવા તમારે પ્રયત્ન કરવો.” (૫૮)

## સર્ગ અઢારમો

### ભરદ્વાજનું ઉપાખ્યાન અને વાસિષ્ઠજ્ઞાનસાર

ભરદ્વાજ બોલ્યા : “હે પ્રભો ! આપની કૃપાથી મેં સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું છે. વૈરાગ્ય જેવું પરમ શ્રેષ્ઠ અન્ય કોઈ ભાગ્ય નથી, અને સંસાર જેવો અન્ય કોઈ શત્રુ નથી. વસિષ્ઠજીએ રામને જે ઉપદેશ આપ્યો, તે જ્ઞાનસાર સાંભળવાની મને ઇચ્છા થઈ છે.” (૧,૨)

વાલ્મીકિ બોલ્યા : “હે ભરદ્વાજ ! જેનું શ્રવણ કરતાં જ સંસારસાગરમાં નહિ ડૂબો એવું મોક્ષ આપનારું મહાજ્ઞાન સાંભળો. (૩) જે એક અને અદ્વિતીય હોવા છતાં જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય વગેરે ભેદોને લીધે નાનાત્વરૂપે

પ્રતીત થાય છે, તે સચ્ચિદાનંદ પરમાત્માને હું ભક્તિપૂર્વક નમસ્કાર કરું છું.(૪) દ્વૈતપ્રપંચનો વિલય થતાં આત્મતત્ત્વ જે રીતે પ્રકાશે છે, તેનો શ્રુતિમાં કહેલો ઉપાય તમને સંક્ષેપમાં કહું છું. એકાગ્ર ચિત્તે તે સાંભળો. (૫)

હે મિત્ર ! મુમુક્ષુએ શમદમાદિ સાધનો વડે મન અને ઇન્દ્રિયો ઉપર અંકુશ મેળવવો. નિષિદ્ધ કર્મો, દુષ્ટ કર્મો અને વિષયસુખથી ઉપરામ પામવું. તેણે ચિત્ત અને ઇન્દ્રિયોના વ્યવહાર ઉપર વિજય મેળવી શ્રદ્ધા યુક્ત ચિત્તે કોમળ આસન પર સ્થિર બેસવું; અને જ્યાં સુધી ચિત્ત શુદ્ધ ન થાય, ત્યાં સુધી પ્રણવનો દીર્ઘ ઉચ્ચાર કર્યા કરવો. (૬,૭) પછી અંતઃકરણની શુદ્ધિ માટે પદ્ધતિસર પ્રાણાયામ કરવા. ત્યાર બાદ ઇન્દ્રિયોને ધીમે ધીમે વિષયો તરફથી ખેંચી લેવી. (૮) ઉત્પન્ન થયેલા દેહ, ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને ક્ષેત્રજ્ઞ વગેરેનો તે તે ભાવોમાં લય કરવો.. કાર્યની સત્તા કારણસત્તાથી જુદી નથી એવી ભાવના કરવી. (૯) એ રીતે દેહેન્દ્રિયમાંથી આત્મભાવ દૂર કરી, દેવતા સમષ્ટિરૂપ વિરાટ જે ૐકારમાં રહેલા અકારનો અર્થ છે તે જ હું છું; એવી ભાવના કરવી. પછી ઉકારનો અર્થ છે અને જે વિરાટનું કારણ છે, એવા સૂક્ષ્મભૂતથી થયેલા હિરણ્યગર્ભમાં વિરાટનો લય કરવો. ત્યાર પછી હિરણ્યગર્ભનો અવ્યાકૃતમાં લય કરવો. એ અવ્યાકૃત ત્રણ ગુણોવાળું છે, માયાની ઉપાધિવાળું છે અને મકારનો અર્થ છે. પછી જે જગતનું મૂળ કારણ છે, જે અવ્યાકૃતનું તથા સઘળાનું અધિષ્ઠાન છે અને અર્ધમાત્રાનો જે લાક્ષણિક અર્થ છે, એવા શુદ્ધ બ્રહ્મમાં અવ્યાકૃતનો પણ લય કરવો. (૧૦) માંસ વગેરે પાર્થિવ પદાર્થોનો પૃથ્વીમાં લય કરવો, રક્ત વગેરે જળમય પદાર્થોનો જળમાં લય કરવો અને તેજનો તેજમાં લય કરવો. (૧૧) વાયુનો

મહાવાયુમાં અને આકાશનો આકાશમાં લય કરવો. એ રીતે ઇન્દ્રિયોને તેનાં કારણભૂત, સૂક્ષ્મ, પૃથ્વી વગેરે જે દેવતાની ઉપાધિ છે; તેમાં લય કરવો. (૧૨) જીવને શબ્દાદિ વિષયોનો ભોગ મળે એ હેતુથી, કાન વગેરે ગોલકમાં પ્રવેશ કરી જે દેવતાઓ ઇન્દ્રિયોરૂપે થયા છે, તે અધિષ્ઠાતા દેવોનો ક્રમપુરઃસર મુખ્ય દેવોમાં જ લય કરવો. શબ્દેન્દ્રિયના દેવનો દિશામાં લય કરવો. સ્પર્શેન્દ્રિયના દેવનો આકાશમાં, ચક્ષુઓના દેવનો આદિત્યબિંબ-માં અને રસનેન્દ્રિયના દેવનો વરુણમાં લય કરવો. પ્રાણ-વાયુનો મહાવાયુમાં અને વાણીના દેવનો અગ્નિમાં લય કરવો. હાથના અધિષ્ઠાતા દેવનો ઇન્દ્રમાં લય કરવો. (૧૩,૧૪) પગના અધિષ્ઠાતા વિષ્ણુનો વિષ્ણુમાં લય કરવો. ગુદાના અધિષ્ઠાતા મિત્રનો મિત્રમાં લય કરવો, ઉપસ્થના દેવનો કશ્યપમાં લય કરવો અને મનના અધિષ્ઠાતા ચંદ્રનો ચંદ્રમાં લય કરવો. બુદ્ધિના અધિષ્ઠાતા બ્રહ્માનો બ્રહ્માજીમાં લય કરવો. આ બધા કરણ દેવતાઓ છે. તે જ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા થઈ રહ્યા છે. શ્રુતિનાં વાક્ય અનુસાર જ મેં તમને એ વિષે કહ્યું છે. એ રીતે દેહનો લય કરી, 'હું વિરાટ છું' એવું ચિન્તન કરવું. (૧૫-૧૭) બ્રહ્માંડની અંદર સર્વત્ર રહેલા જે અર્ધનારીશ્વર પ્રભુ છે, તે જ સર્વે પ્રાણી માત્રનો આધાર છે, અને તે જ સૌનું કારણ છે. (૧૮) એ પરમાત્મા પ્રાણી માત્રના પિતા હોવાથી સૌનું પાલન-પોષણ કરે છે, અને શ્રૌતસ્માર્ત યજ્ઞોનો પણ તે નિર્વાહ કરે છે. એ રીતે બ્રહ્માંડમાં બ્રહ્મ રહેલું છે. બ્રહ્માંડને પૃથ્વીનું આવરણ છે, તે કરતાં બમણું જળનું આવરણ છે. જળ કરતાં બમણું તેજનું આવરણ છે, અને તેજ કરતાં બમણું વાયુનું આવરણ છે. વાયુ કરતાં બમણું આકાશનું આવરણ છે. એ પ્રમાણે બ્રહ્માંડને ઉત્તરોત્તર વધતાં આવરણો છે. (૧૯,૨૦) એ જગત

પંચીકૃત અને અપંચીકૃત પંચમહાભૂતો વડે ગૂંથાયેલું હોવાથી, આંતરભૂતનો બાહ્યમાં લય કરવો. પૃથ્વીનો જળમાં, જળનો અગ્નિમાં, અગ્નિનો વાયુમાં, વાયુનો આકાશમાં અને આકાશનો સમસ્ત પ્રપંચની ઉત્પત્તિના કારણ હિરણ્યગર્ભાકાશમાં લય કરવો. (૨૧,૨૨) માત્ર લિંગશરીર ધારણ કરી, ક્ષણ વાર યોગી એ હિરણ્યગર્ભમાં રહે છે. વાસના, ભૂતસૂક્ષ્મ, કર્મ, અવિદ્યા, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, મન અને બુદ્ધિ એ સઘળાંને વિદ્વાન પુરુષો લિંગ શરીર કહે છે. પછી બ્રહ્માંડથી બહાર જઈ 'હું આત્મા જ છું' એવું ચિન્તન યોગીએ કરવું. (૨૩,૨૪) હિરણ્યગર્ભની ભાવના થયા પછી લિંગશરીરમાં રહેલા જડભાગનો અવ્યાકૃત માયાઅંશમાં લય કરવો, અને ચિદાભાસનો ચૈતન્યમાં લય કરવો. નામરૂપથી રહિત થયેલું જગત જે તત્ત્વમાં રહે છે તેને સાંખ્યવાદીઓ 'પ્રકૃતિ' કહે છે, વેદાન્તીઓ 'માયા' કહે છે, કેટલાક તેને 'અણુ' કહે છે અને કેટલાક તેને 'અવિદ્યા' કહે છે. આમ અનેક તર્કથી ભ્રાન્ત થયેલા વિદ્વાનો જુદાં જુદાં નામ આપે છે. પ્રલયવખતે જગતવગેરે સઘળા પદાર્થો અવ્યક્તરૂપ બની અવ્યક્તની સત્તા વડે જ રહે છે. (૨૫-૨૭) એ વખતે કોઈ પણ જાતનો પરસ્પર સંબંધ રહેતો નથી અને ચિદ્ભોગ્યતારૂપ સ્વાદ પણ રહેતો નથી. પ્રલયકાળ પછી ફરીથી તે પદાર્થો અવ્યાકૃતથી ઉત્પન્ન થાય છે; અને જ્યાં સુધી સૃષ્ટિ રહે છે, ત્યાં સુધી તે રહે છે. અનુલોમક્રમથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, અને એથી વિપરીત પ્રતિલોમ ક્રમથી તેનો સંહાર થાય છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીર (વિરાટ, હિરણ્યગર્ભ અને અવ્યાકૃત)નો ત્યાગ કરી, અવ્યય તુર્યપદ મેળવવા તેનું ધ્યાન ધરવું. ચરમ સાક્ષાત્કાર-વૃત્તિ વડે લિંગશરીરનો પણ લય કરી, પરમાનંદરૂપ બ્રહ્મમય બની જવું. લિંગ શરીરનું મૂળ આત્માનું અજ્ઞાન

છે અને અજ્ઞાનથી જ ભૂતસૂક્ષ્મ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ, વાસના, કર્મ અને વાયુ દ્વારા એ શરીર બને છે. આત્મજ્ઞાનથી અજ્ઞાનનો નાશ થતાં મોક્ષ પ્રાપ્ત થાય છે. એ રીતે હું લિંગશરીરની બેડીથી સર્વથા મુક્ત થયો છું. (૨૮-૩૧) હું ચિન્મય હોવાથી ચૈતન્યના આનંદસાગરમાં ડૂબી ગયો છું. આત્મતત્ત્વથી હું અભિન્ન હોવાથી હું પરમાત્મા જ છું, અને સર્વે ઉપાધિથી મુક્ત છું, જેમ ઘડાનો અભાવ થતાં ઘટાકાશ કે કલશાકાશ જેવો ભેદ ન રહેતાં કેવળ એક જ શુદ્ધ આકાશ રહે છે, તેમ હું સર્વત્ર વ્યાપી કેવળ ચિત્ છું, પણ ચિચ્છક્તિ નથી. (૩૨,૩૩) આવા પ્રકારની એકતાનું સમર્થન ઘણી શ્રુતિઓ કરે છે, અને એ તત્ત્વને બ્રહ્મનું નામ આપે છે. અગ્નિમાં અગ્નિ નાખવાથી જેમ તે સમાન બની જાય છે, અને એક જ નામે તે બોલાય છે અને લેવાય છે, અને જેમ ખારી જમીનમાં રહેલું ઘાસ મીઠું બની જાય છે, તેમ ચૈતન્યમાં અચેતન જગતનો લય કરવાથી તે ચૈતન્યસ્વરૂપ બની જાય છે; એ જ નામે તે બોલાય છે અને તેનું ગ્રહણ પણ એ જ રીતે થાય છે. સમુદ્રમાં મીઠાનો કકડો નાખતાં તેના નામનો અને આકારનો નાશ થાય છે, અને તે સમુદ્રરૂપ બની જાય છે; જેમ જળમાં જળ, દૂધમાં દૂધ અને ઘીમાં ઘી ભેળવી દેવાથી તે તે પદાર્થોનો નાશ ન થતાં તેમાં મળી જઇ તે રૂપ થઈ જાય છે, અને અભિન્ન સ્વરૂપે જ તેનું ગ્રહણ થાય છે, તેમ સર્વાત્મકભાવે હું ચૈતન્યમાં એકરૂપ બનું છું. (૩૪-૩૮) એ ચૈતન્યતત્ત્વ નિત્ય આનંદસ્વરૂપ છે અને સર્વજ્ઞ હોવાથી, સઘળાનું પરમ કારણ છે. એવા નિત્યાનંદ-સ્વરૂપ સર્વજ્ઞ પરમ તત્ત્વમાં લીન થતાં નિત્ય, સર્વગત, શાન્ત, નિરવદ્ય, નિરંજન, નિષ્કલ, નિષ્ક્રિય, શુદ્ધ બ્રહ્મ હું છું; એવી ભાવના દૃઢ થાય છે. હું કેવળ સત્યસંકલ્પ શુદ્ધ બ્રહ્મ જ છું.

(૩૯,૪૦) એ બ્રહ્મ પુણ્ય કે પાપથી મુક્ત છે, જગતનું પરમ કારણ છે, અદ્વિતીય છે અને પ્રકાશસ્વરૂપ છે. એ અદ્વય આનંદસ્વરૂપ બ્રહ્મ હું છું. એવા એવા ગુણોવાળું બ્રહ્મ સત્ત્વાદિ ગુણોથી રહિત છે. તે બ્રહ્મતત્ત્વ સર્વત્ર વ્યાપ્ત છે. સારાં કર્મો કરનારાઓએ તેનું ધ્યાન ધરવું. (૪૧,૪૨) એ પ્રમાણે અભ્યાસ કરતાં મનુષ્યનું મન અસ્ત પામે છે, અને મન અમન બનતાં આત્મા પોતે જ પ્રકાશે છે. (૪૩) પ્રસન્નતાથી સઘળાં દુઃખો નાશ પામે છે, અને સુખનો ઉદય થાય છે. એ રીતે આત્મા વડે જ આત્માના આનંદનો અનુભવ થાય છે. (૪૪) હે ભરદ્વાજ! હે મહાપ્રાજ્ઞ! વસિષ્ઠજીએ આપેલા જ્ઞાનનો સાર તમને મેં કહ્યો. આ બતાવેલા જ્ઞાનમાર્ગ કે યોગમાર્ગ દ્વારા જાણવા લાયક જ્ઞાનનો તમને ચોક્કસ નિશ્ચય થશે. શાસ્ત્રનો યથાર્થ રીતે વિચાર કરવાથી, ગુરુએ આપેલા ઉપદેશનો અર્થ સમજવાથી અને તેના પદ્ધતિસર અભ્યાસથી મનુષ્ય સઘળી સિદ્ધિઓ મેળવી શકે છે; એવું વેદોનું સ્પષ્ટ વચન છે; એટલા માટે તમે સઘળી વસ્તુનો ત્યાગ કરી આત્મદૃષ્ટિ કેળવો અને તેના અભ્યાસમાં એકાગ્ર થાઓ." (૪૫-૪૭)

ભરદ્વાજ બોલ્યાઃ "હે મુનિ! રામચંદ્રજીએ સઘળી ઉપાધિનો ત્યાગ કરી પ્રત્યગાત્મા શુદ્ધ કર્યો અને બ્રહ્મસમાધિમાં લીન થયા. એ સમાધિમાંથી જગાડી વસિષ્ઠજીએ તેમને કેમ વ્યવહાર-તત્પર કર્યા? એનું જ્ઞાન મને થાય, તો હું પણ વ્યુત્થાનદશામાં એ પ્રમાણે વ્યવહાર કરું." (૪૮,૪૯)

વાલ્મીકિ બોલ્યાઃ "હે મિત્ર! રામ જ્યારે અવિચ્છિન્ન બ્રહ્માકારવૃત્તિનો અનુભવ કરતા હતા અને સ્વ-સ્વરૂપની સમાધિમાં મગ્ન હતા, ત્યારે વિશ્વામિત્ર ઋષિએ વસિષ્ઠજીને નીચે પ્રમાણે કહ્યું." (૫૦)

વિશ્વામિત્ર બોલ્યા: "હે મહાભાગ્યશાળી વસિષ્ઠ! આપ મહાન છો. માત્ર અનુગ્રહથી જ એક ક્ષણમાં શક્તિપાત વડે આપે ગુરુપણું બતાવ્યું છે. (૫૧) સ્પર્શથી, દર્શનથી કે ફક્ત શબ્દથી જ શિષ્યને જે વિશુદ્ધ આત્મભાન ઉપજાવે છે, એ જ કલ્યાણસ્વરૂપ ગુરુ છે. (૫૨) વિશુદ્ધ આત્માવાળા અને વિરક્ત રામચંદ્રજી પણ કેવળ વિશ્રાન્તિની જ ઇચ્છા કરતા હતા; એટલે સંવાદથી જ તેમણે શ્રેષ્ઠ પદ મેળવ્યું. ગુરુનાં ઉપદેશવચનો વડે બોધ થવાનું કારણ શિષ્યની પ્રજ્ઞા જ છે; કારણ કે કામ, વાસના તથા કર્મ વડે જો બુદ્ધિ કલુષિત અને અપરિપકવ હોય, તો પરિપકવ બુદ્ધિ પેઠે તેને કેમ બોધ થાય? (૫૩,૫૪) આત્માનો અપરોક્ષ અનુભવ કરવામાં ગુરુ અને શિષ્ય બન્ને કારણ છે. આપ બન્ને આત્મતત્ત્વ જાણો છો, હવે મારા જેવા બીજા બધા મનુષ્યોની ખાતર કૃપા કરી રામને સમાધિમાંથી જાગ્રત કરો. આપ તો કૃતકૃત્ય થઈ ગયા છો. મારું કાર્ય હજી બાકી છે. હે વિભો! જે હેતુથી હું અહીં આવ્યો છું અને અતિ કષ્ટ લઈ દશરથ રાજાને જે પ્રાર્થના કરી છે, તે સઘળું કૃપા કરી યાદ કરો. (૫૫-૫૭) શુદ્ધ મનથી કરેલી મારી સઘળી મહેનત વ્યર્થ ન થાય, એ તમારે જોવાનું છે. રામચંદ્રના અવતારનાં દેવકાર્ય વગેરે હજી ઘણાં પ્રયોજન છે. મારી સાથે સિદ્ધાશ્રમમાં આવી તેઓ અનેક રાક્ષસોનું મર્દન કરશે, અહલ્યાનો ઉદ્ધાર કરશે અને સ્વયંવરમાં શિવ-ધનુષ્યનો ભંગ કરી જનકપુત્રી સીતાજીને તેઓ પરણશે. પછી રામ પરશુરામને હરાવશે. જીવન્મુક્ત આત્મનિશ્ચયવાળા રામ-ચંદ્રજી પછી નિઃસ્પૃહતાથી બાપદાદાઓના રાજ્યનો ત્યાગ કરશે, અને વનવાસના બહાના હેઠળ રાક્ષસોનો નાશ કરી દંડકારણ્યમાં રહેનાર મનુષ્યોનો ઉદ્ધાર કરશે. દુઃખી પ્રાણીઓ

અને સઘળાં તીર્થોને તેઓ પવિત્ર કરશે. સીતાનું હરણ થતાં એ નિમિત્તે રાવણાદિ રાક્ષસોનો તે વધ કરશે અને એ બનાવથી સ્રી-સંગીઓને કેટલો શોક કરવો પડે છે, તે બતાવી આપશે. વાંદરાઓની પરોપકારવૃત્તિ પણ તેઓ જગતને બતાવી આપશે. (૫૮-૬૩) શુદ્ધિ માટે સીતાજીને અગ્નિપ્રવેશ કરાવી તેઓ પોતાનાં અનુકરણીય શિષ્ટ ચારિત્ર્યનો આદર્શ જગતના કલ્યાણ માટે આપશે. તેઓ જીવન્મુક્ત અને નિઃસ્પૃહ હોવા છતાં રાજા તરીકે ક્રિયાકાંડપરાયણ રહેશે. અધિકારભેદ બતાવવા માટે તેઓ ઉપાસના તથા કર્મ બન્ને સાથે સાથે આચરણમાં મૂકશે. સર્વ અવસ્થામાં જે કોઈ ભક્તિપૂર્વક શ્રીરામચંદ્રજીનું દર્શન કે સ્મરણ કરશે, અને જે કોઈ તેમની પવિત્ર કથાનું શ્રવણ કરી બોધ મેળવશે, તેમને તેઓ જીવન્મુક્તિ આપશે. (૬૪,૬૫) એ પ્રમાણે રામચંદ્રજી ત્રૈલોક્યનું કાર્ય પૂરું કરશે. હે સભાજનો! રામચંદ્રને ભક્તિપૂર્વક નમસ્કાર કરો. જીતવા યોગ્ય સઘળી વસ્તુ પર તમે તેથી વિજય મેળવી શકશો. અન્ય સાધનની જરૂર જ નહિ રહે. ચિરકાળ સુધી બ્રહ્માનંદના સુખની વૃદ્ધિ થાઓ. હે વસિષ્ઠ! કૃપા કરી રામચંદ્રજીને વ્યવહારપરાયણ થવાનું કહો." (૬૬,૬૭)

વાલ્મીકિ બોલ્યા: "હે ભરદ્વાજ! એ પ્રમાણે કહી મહાન વિશ્વામિત્ર ઋષિ શાન્ત થયા. પછી મહાતેજસ્વી વસિષ્ઠ ઋષિ રામને કહેવા લાગ્યા." (૬૮)

વસિષ્ઠ બોલ્યા: "હે ચિન્મય રામ! હજી વિશ્રાન્તિનો વખત થયો નથી. લોકોને આનંદ આપવા તમે તત્પર થાઓ. જ્યાં સુધી લોકોને અધિકાર આપતો પરામર્શ બરાબર રૂઢ થયો નથી, ત્યાં સુધી સમાધિના જ્ઞાતા યોગીએ વિશ્રાન્તિ લેવાની નથી; એથી તમે કેટલાક વખત સુધી રાજ્યસુખનો

અનુભવ કરો, અને દેવોનું કાર્ય પાર પાડી પછી નિજાનંદની સમાધિમાં સુખેથી લીન થઈ જાઓ." (૬૯–૭૧)

વાલ્મીકિ બોલ્યાઃ "હે ભરદ્વાજ! એમ કહેતાં છતાં પણ રામ લીનદશામાં જ રહ્યા અને કંઈ ન બોલ્યા, ત્યારે વસિષ્ઠજીએ સંકલ્પશક્તિથી સુષુમ્ણાનાડી દ્વારા રામના શરીરમાં રહેલા હૃદયકમળમાં ધીમેથી પ્રવેશ કર્યો. (૭૨) લિંગની ઉપાધિવાળો પ્રકાશાત્મક જીવ પ્રથમ આધારશક્તિમાં આવી પછી પ્રાણ અને મનમાં આવ્યો, અને પછી તે પ્રાણ દ્વારા સર્વ નાડીઓમાં પ્રવેશ કરી સઘળી ઇંદ્રિયોને જાગ્રત કરી. ધીમે ધીમે રામે નેત્રો ઉઘાડ્યાં અને સભામાં બેઠેલા વસિષ્ઠાદિ મહાન વિદ્વાન સંતપુરુષોને બેઠેલા તેમણે જોયા. તેમનું ચિત્ત પ્રસન્ન થયું હતું, સઘળી એષણાઓ શાંત થઈ ગઈ હતી અને કાર્યાકાર્ય વ્યવહારના ગુણદોષના વિચારોનો તેમણે ત્યાગ કર્યો હતો. એ રીતે સૌને તેઓ જોઈ રહ્યા." (૭૩)

શ્રીરામ બોલ્યાઃ "હે ભગવન્! આપની કૃપાથી મારે માટે હવે કોઈ પણ પ્રકારનો વિધિ કે નિષેધ રહ્યો નથી; છતાં આપ જે કહો છો તે પ્રમાણે મારે કરવું જોઈએ. ગુરુનાં વચનોને અવશ્ય કરવા યોગ્ય વિધિ માનવો એવું વેદો, શાસ્ત્રો અને પુરાણોમાં સ્પષ્ટ કથન છે. તેનું ઉલ્લંઘન કરવું એ નિષેધ છે." (૭૪,૭૫)

વાલ્મીકિ બોલ્યાઃ "હે ભરદ્વાજ! આટલું બોલી શ્રીરામચંદ્રજીએ ગુરુનાં ચરણો પોતાના મસ્તક પર મૂક્યાં, અને સઘળા સભાજનોને કહેવા લાગ્યાઃ 'હે સભાજનો! બરાબર વિચાર કર્યા પછી મેં જે દૃઢ નિશ્ચય કર્યો છે, તે તમારા કલ્યાણ માટે હું સૌને કહું છું. જરા ધ્યાન દઈ એક ચિત્તે સાંભળો. આત્મજ્ઞાનથી અને આત્મજ્ઞાની ગુરુથી અન્ય કંઈ

પણ શ્રેષ્ઠ નથી.' " (૭૬,૭૭)

સિદ્ધો બોલ્યા: "હે રામ! આપે જે કંઈ કહ્યું તે યથાર્થ છે. આપની કૃપાથી આપના અને વસિષ્ઠ વચ્ચે થયેલા સંવાદ વડે અમને એ જ્ઞાન દૃઢ થયું છે. હે મહારાજા રામ! તમે સુખી થાઓ. અમે તમને પ્રેમપૂર્વક નમસ્કાર કરીએ છીએ. હવે અમે વસિષ્ઠજીની આજ્ઞા લઈ અમારે સ્થાને જઈશું." એમ કહી સિદ્ધો સભામાંથી ગયા અને રામચંદ્રજી પર પુષ્પ-વૃષ્ટિ થઈ. (૭૮-૮૦)

વાલ્મીકિ બોલ્યા : "હે ભરદ્વાજ! શ્રીરામચંદ્રજીની પવિત્ર કથા મેં તમને કહી. એ ક્રમ પ્રમાણે તમે વ્યવહાર કરી સુખનો અનુભવ કરો. (૮૧) વસિષ્ઠ મુનિના ઉપદેશથી શ્રી-રામચંદ્રજીએ જીવન્મુક્ત સ્થિતિનો અનુભવ કર્યો, એ સઘળું મેં તમને કહ્યું. સઘળા યોગીઓએ આ અમૂલ્ય કથાનું સેવન કરવું જોઈએ; કારણ કે તત્ત્વનો સાક્ષાત્કાર કરેલા ગુરુના ઉપદેશથી મનુષ્યો મુક્તિમાર્ગે જાય છે. જે મનુષ્યો શ્રીરામ અને વસિષ્ઠજી વચ્ચે થયેલો આ પવિત્ર જ્ઞાનસંવાદ હમેશાં શ્રદ્ધા અને ભક્તિપૂર્વક એકચિત્તે સાંભળશે, તેઓ કોઈ પણ અવસ્થામાં હશે, તોપણ મુક્તિનો માર્ગ મેળવશે; અને ક્રમે ક્રમે બ્રહ્માનંદનો અનુભવ કરવા ભાગ્યશાળી થશે. આ 'શ્રી યોગવાસિષ્ઠ' ગ્રંથમાં વૈરાગ્ય, મુમુક્ષુ ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ અને નિર્વાણ એમ છ પ્રકરણ છે. (૮૨-૮૪)

સમાપ્ત

'સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

**આખ્યાનમાળા**—ગ્રંથ ૧ લો તથા ૨ જો–સ્વ૦ અનંત-
પ્રસાદકૃત ઋષિ–મુનિઓ તથા દેવ–દેવી-
ઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ૧૪૨૮ ૬–૦

**વૈદિક વિનય**—દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા
૩૬૦-વેદમંત્રો, ભાષાંતર–વિસ્તૃત સમજૂતી સાથે ૮૪૦ ૩–૧૨

**મોક્ષમાળા**—શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક
મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... ૧૮૦ ૧–૪

**હું કોણ?** અથવા ઉકાભક્તનું આત્મદર્શન– ... ...
લેખક: સ્વામી માધવતીર્થજી (જૂજ પ્રતો છે.) ૩૮૪ ૨–૦

**અષ્ટાવક્રગીતા**—શ્લોકો તથા સરળ અર્થ ... ... ... ૭૨ ૦–૮

**ઉપદેશસારસંગ્રહ**—મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો ૩૮૪ ૧–૮

**સુબોધરત્નાકર**—ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો ... ... ૩૦૦ ૧–૮

**હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**—અભયદેવ શર્માકૃત
ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગવીસૂક્તનું સરળ ભાષાંતર ૩૨૪ ૧–૦

**આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**—પસંદ કરી ચૂંટેલા
ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... ૨૦૮ ૦–૮

**વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**—ઉપદેશયુક્ત સંવાદ
આધુનિક અને રામાયણયુગની તુલના સાથે ૧૬૪ ૦–૪

**વિષ્ણુસહસ્રનામ**—ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે ૧૨૮ ૦–૪

**વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન**-ભગવાન વિષ્ણુનાં હજાર
નામો અર્થ તથા વિસ્તૃત વિવરણ સાથે... ૨૨૦ ૦-૬

**અવધૂતગીતા**—મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧૫૨ ૧–૦

**આત્મરામાયણ**—રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન
સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૧૪૦ ૦–૧૨

**જીવન્મુક્તિવિવેક**—તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ
કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો સ્વામી
વિદ્યારણ્યકૃત પ્રાચીન ગ્રંથ ... ... ૨૨૦ ૧–૪

**પરમાનંદની પ્રાપ્તિ**—લે૦ ધીરજલાલ સાંકળિયા શુદ્ધાદ્વૈત
મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧–૮

**પ્રભુમય જીવનનું રહસ્ય**—મહાપુરુષોના ઉપદેશની વાનગી
તથા ભજનો ઇત્યાદિ ૧૬૮ ૧–૦

**વિદુરનીતિ**—શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... ૧૬૮ ૦–૧૨

**જીવન પગલે**–( કાવ્યો )–જીવનપથ ઉજાળવાની પ્રેરણા આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦–૧૦

**મીરાં અને નરસિંહ**–(સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦–૧૨

**આત્મવિલાસ**–જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ ૩૪૪ ૨–૦

**શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક દાખલા-દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે ... ૮૮૮ ૪–૦

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે, કદ પગભા ૬૭૬ ૧–૧૦

**શ્રીભગવદ્‌ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર, બોર્ડપટ્ટીનાં પૂઠાં ... ... ... ... ... ૪૮૦ ૦–૮

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ૨૮૮ ૦–૪

**ઉત્તરગીતા**–અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વ-બોધનો સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ... ૬૪ ૦–૬

## સંતવાણી તથા ઉપદેશો—

**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામશર્માનાં ધાર્મિક વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦

**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫–૦

**દીવાને સાગર**–પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતી શ્રી સાગરની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪–૮

**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ. ૫૦૪ ૩–૦

**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨–૮

**ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮

**तुकाम्हणे**:–સંત તુકારામના પસંદ કરેલા અભંગોનો સંગ્રહ મરાઠીમાં... ૧૨૦ ૦–૫

**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસના** ઉપદેશો ૬૪૮ ૨–૮

**સ્વામી રામતીર્થના સદુપદેશો**—આત્મકૃપા, બ્રહ્મચર્ય રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં—

| | | |
|---|---|---|
| **વ્યાખ્યાનો ઇત્યાદિ**—(ગ્રંથ ૧ લા રૂપે)... ... | ૫૬૪ | ૨–૮ |
| **સદુપદેશો**—(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... | ૫૨૦ | ૨–૮ |

**તુકારામ ગાથા**—બે ગ્રંથોમાં—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત તુકારામે લખેલા પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ ૬–૦

**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**—ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ

| | | |
|---|---|---|
| **સદુપદેશો**—(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી | ૬૦૦ | ૨–૪ |
| **ભક્તિયોગ**—આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ... | ૩૮૪ | ૧–૮ |
| **પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦–૧૧ રૂપે) | ૫૬૦ | ૨–૦ |

**વિવેકાનંદસાર**—વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **સાઈબાબા**—શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... | ૪૩૬ | ૩–૦ |
| **રામકૃષ્ણ પરમહંસ**—પ્રેરણાદાયી અદ્‌ભુત ચરિત્ર ... | ૬૦૮ | ૨–૮ |
| **સ્વામી વિવેકાનંદ**—બાળપણથી સમાધિ પર્યંતના ... જીવનના બધા પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ... | ૭૮૪ | ૩–૦ |
| **સ્વામી રામતીર્થ**—વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે | ૬૭૨ | ૩–૦ |
| **સંત તુકારામ**—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર... | ૬૪૮ | ૨–૮ |
| **ચૈતન્ય મહાપ્રભુ**—ત્રણ ગ્રંથોમાં, વિસ્તૃત ચરિત્ર ... ... | ૧૫૯૬ | ૬–૮ |
| **જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**: બે ચરિત્રો... | ૫૦૪ | ૨–૮ |
| **સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો...** | ૪૨૪ | ૧–૬ |
| **શ્રી રામચંદ્રદત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... | ૩૩૬ | ૧–૦ |
| **મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... | ૨૫૬ | ૦–૧૦ |

**ભક્તચરિત્ર**—નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં
મહાન ૨૯ ભક્તોનાં અદ્‌ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો ૫૨૮ ૨–૮
**આદર્શ ચરિત્રસંગ્રહ**—ભાગ ૨ જો–બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮
**મુસ્લિમ મહાત્માઓ**—૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો ૭૫૬ ૨–૪
**નાનક**—ટૂંકું ચરિત્ર, અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ૭૨ ૦–૬
**મહર્ષિ દયાનંદ**—ગુજરાતના મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર ૧૫૨ ૧–૦
**મહાવીર**—ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... ૫૬ ૦–૬
**રમણ મહર્ષિ**—(લે. સ્વામી માધવતીર્થ) ટૂંકો પરિચય ને બોધ ૧૮૪ ૧–૦
**શ્રી તૈલંગ સ્વામી**, વિશુદ્ધાનંદ તથા પૌહારીબાબાનાં ચરિત્રો ૮૮ ૦–૪

## ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

**ભારતના વીરપુરુષો**—ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪
**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**—મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧–૦
**કચ્છની લોકવાર્તા**—(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)...
કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦
**સાહિત્યપ્રારંભિકા**—ગુજરાતી સાહિત્યના વિકાસનો ...
ઇતિહાસઃ વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧–૦
**ગુજરાતની ગઝલો**—(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદીજુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦
**જય ભારતી**—(કાવ્ય) શ્રી. રાયદાકૃતઃ ભારતની ચડતી–
પડતીનું દિગ્દર્શન ... ... ... ... ૩૬ ૦–૬

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**—સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા
હક્ક, ગામડાંની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક
સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૬૪ ૧–૮
**કલ્યાણમયી**—વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને
રજૂ કરતો ગ્રંથઃ સ્ત્રીઓના રોગો અને તેના
ઉપાયો સાથે : આવૃત્તિ ૨ જી ... ... ૨૨૪ ૧–૦
**ભારતની દેવીઓ**—ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન
૫૨૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૯–૦

દયાળુ માતા અને સદ્‌ગુણી પુત્રી–સ્ત્રીઉપયોગી ટૂંકી
ચાર વાતો-બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૬૦ ૦–૮
ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
" – " ૨ જો–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
" – " ૫ મો–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
" – " ૬ ઠ્ઠો–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૮

## સ્ત્રી–વૃદ્ધો–બાલકો માટે ઉપયોગી સ્વર્ગના પુસ્તકો—

**સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા ૩૭૨ ૨–૦
**સ્વર્ગની કૂંચી**–સદ્‌વર્તન રાખતાં શીખવનારું પુસ્તક... ૩૭૨ ૨–૦
**સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગના સરળ ત્રીજી ચોપડી ... ૩૧૨ ૨–૦
**સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાગલ હરનાથની જાણવાલાયક વાતો ... ૩૩૬ ૨–૦
**સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... ૩૬૦ ૨–૦
**સ્વર્ગની જિંદગી**–કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે ૩૦૦ ૨–૦
**સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦
**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨–૦
**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૪૯૨ ૨–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત
અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી, સ્વસુધારણા
માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ... ૧૬૮ ૧–૦
**સુબોધપુષ્પવાટિકા**–શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને
હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તકઃ રાજાની અને ત્યાગીની
રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ ૧૩૬ ૦–૫
**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦
**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ ( આવૃત્તિ ૩૭ ) ૪૬૮ ૨–૮
**ભાગ્યના સ્રષ્ટાઓ**–માણસ પોતાનું ભાગ્ય પોતાના હાથે જ
કેવી રીતે રચી શકે છે, તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું
ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... ... ... ૫૬૪ ૨–૮
**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી
જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક... ૩૧૨ ૧–૮

**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧-૨–મહાપુરુષોના જીવનપ્રસંગો પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૯૨૮ ૪–૦

**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંક્લેરકૃત) ૬૯૬ ૩–૦

**શુભસંગ્રહ**–(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો ઉપયોગી સંગ્રહ... ... ૧૪૭૨ ૫–૪

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–૧૦ મી આવૃત્તિ: અનેક વનસ્પતિઓના ગુણ–દોષ, ઉપયોગ તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦

**આપણો ખોરાક**–લે. મિનુ મસાણી; રોજ કેવો ને કેટલો ખોરાક લેવો જોઈએ ? તે વૈજ્ઞાનિક ઢબે સમજાવતું પુસ્તક ૧૨૦ ૦–૧૨

**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩ વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦–૧૨

**વૈદક સંબંધી વિચારો**–બે ગ્રંથમાં, આરોગ્ય અને વૈદકને લગતા ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩–૧૨

**આયુર્વેદ નિબંધમાળા**–બે ગ્રંથમાં, વૈદ્ય તિલકચંદ તારાચંદકૃત: આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ, ઉપાયો તેમ જ અનુભૂત ઉપચારો બતાવતો ઉત્તમ ગ્રંથ ૧૧૫૨ ૪–૪

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃતઃ શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૮ ૦–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોના વિવેકાનંદ**–બાળોપયોગી ટૂંકું ચરિત્ર... ... ૫૬ ૦–૪

**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે: બાદશાહ અને બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮

**ભારતીય નીતિકથાઓ**–મહાભારતમાંની ૫૨ ટૂંકી વાતો ૧૯૨ ૦–૮

| | | |
|---|---|---|
| **સુબોધક નીતિકથા**–સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો | ૨૩૨ | ૦–૯ |
| **સદ્‌ગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ … … | ૧૩૬ | ૦–૮ |
| **બાળસદ્‌બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ … … | ૧૨૦ | ૦–૪ |
| **બાળકોની વાતો**–ભાગ ૧ લો: બોધપ્રદ ૨૧ વાતો … | ૮૪ | ૦–૬ |
| ,, ,, ભાગ ૨ જો: બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ | ૨૬૪ | ૦–૮ |

## આમ સાહિત્ય–શ્રેણીનાં પુસ્તકો

| | |
|---|---|
| **ગીતાસંકલન**–સંપાદક: શ્રી૦ રમણ મહર્ષિ: મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકોનું સંકલન, બીજાં બે સંકલનો સાથે | ૦–૩ |
| **મનને**–એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ … … … | ૦–૩ |
| **વિચાર સૂર્યોદય**–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું વેદાંતનું સરળ પુસ્તક | ૦–૩ |
| **મેનાવતી ને ગોપીચંદ** તથા **ભર્તૃહરિ ને વિક્રમ**–સ્વ૦ કલાપીકૃત | ૦–૩ |
| **જેસલ** અને **તોરલ** તથા **ગોપીચંદ** ને **જાલંધર**– ,, ,, | ૦–૩ |
| **જ્ઞાનનાં ઝરણાં**:–સ્વામી માધવતીર્થ … … … … … | ૦–૩ |
| **ઉચ્ચ જીવન**:–ડૉ. હરિપ્રસાદ દેસાઈ … … … … … | ૦–૩ |
| **ધ્યાન અને જ્ઞાન**–સ્વામી માધવતીર્થ … … … … … | ૦–૩ |

## ચિત્રો ઇત્યાદિ

| | |
|---|---|
| **પરમહંસ શ્રીરામકૃષ્ણ કેશવચંદ્ર સેનના ઘેર** … … … | ૦–૨ |
| **શ્રીચૈતન્ય મહાપ્રભુનું સંકીર્તન**–(ત્રિરંગી ચિત્ર) … … | ૦–૨ |
| **જ્ઞાનપટ, સોપાનપટ અને જ્ઞાનબાજી** … … … … | ૦–૧ |


# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'ની પ્રૌઢવાચનની
૧૮ પુસ્તકોની સાહસભરી નવી યોજના

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

પ્રૌઢશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં અને ઓછું ભણેલાંઓ રસપૂર્વક વાંચી–સમજી શકે એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાની યોજના આ સંસ્થા તરફથી તૈયાર કરવામાં આવી છે; અને તેનું સંપાદન જાણીતા સાહિત્યકાર **શ્રી. મોહનલાલ મહેતા ('સોપાન')** કરે છે. પહેલી યોજના મુજબ એમાં નીચે જણાવેલાં ૧૮ પુસ્તકો પ્રસિદ્ધ થશે.

આ યોજનાનાં પુસ્તકોમાં ઓછું ભણેલાં હજારો ભાઈ-બહેનોને જીવનને સ્પર્શતા વિષયોનું જ્ઞાન અને તેટલી સરળ ભાષામાં આપવાનો પ્રયત્ન થશે. નાનાંમોટાં સૌકોઈ સરળતાથી વાંચી શકે એ માટે આ યોજનાનાં બધાં પુસ્તકો આવા મોટા અક્ષરોમાં છપાશે.

આ યોજનામાં પ્રસિદ્ધ થનારાં ૧૮ પુસ્તકો પૈકી નીચેનાં ૭ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છેઃ–

## નીચેનાં ૭ પુસ્તકો તૈયાર છે.

૧. **પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખક: શ્રી. કરસનદાસ માણેક ★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ

૨. **રાખની ઢગલી :** (સચિત્ર) લેખક : શ્રી. 'સૌજન્ય' ★ સંસારની સળગતી સમસ્યાઓ વાર્તાના સ્વરૂપમાં

૩. **હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક : શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે ★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ–લેખો

૪. **જીવનની કલા :** લેખક : શ્રી. રવિશંકર મહેતા ★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન

**૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) લેખક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર ★ જગતની અદ્‌ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય

**૬. જીવનપરિવર્તન :** (સચિત્ર) લેખક : શ્રી. "સોપાન" ★ એક જીવનપલટાની કરુણ–મંગલ સળંગ વાર્તા

## સપ્ટેંબર–૧૯૪૫માં પ્રગટ થશે.

**૭. ઇતિહાસને અજવાળે :** લેખક : શ્રી. ઇન્દ્ર વસાવડા ★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા

**૮. ગામડું બોલે છે :** લેખક : શ્રી. ચુનિલાલ મડિયા ★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન

**૯. ગૃહજીવનની કલા :** લેખક : શ્રી. "સમાજશાસ્ત્રી" ★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય, તેનાં સૂચનો

**૧૦. ગૃહજીવનનાં દશ્યો :** લેખિકા : શ્રી. કુમુદ શેઠ ★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો

**૧૧. મારો ભારત દેશ :** લેખક : શ્રી. કાન્તિલાલ પરીખ ★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય

**૧૨. પ્રભુનાં પયગમ્બર :** લેખિકા : શ્રી. લાભુબહેન મહેતા ★ બાળઉછેર અંગેના મહત્ત્વના પ્રશ્નો અને ઉત્તરો

## ડિસેંબર–૧૯૪૫માં પ્રગટ થશે.

**૧૩. સ્ત્રીશક્તિનાં દર્શન :** લેખિકા : શ્રી. સુભદ્રા ગાંધી ★ હિંદના ઘડતરમાં હિસ્સો આપતી સ્ત્રીઓની જીવનકથા

**૧૪. રવીન્દ્ર–જીવન :** લેખક : શ્રી. દિલીપ કોઠારી ★ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું પ્રેરક જીવન.

**૧૫. જાગ્રત નારી :** લેખિકા : શ્રી. હીરા મહેતા ★ આદર્શ નારીની કલ્પના સાથે નારીજીવનનો પરિચય

**૧૬. સાહસ-કથાઓ :** લેખક : શ્રી. રમણિક અરાલ-વાળા ★ સાહસોમાંથી રચેલી દેશદેશની કથાઓ

**૧૭. ગુજરાતના સેવકો :** લેખક : શ્રી. ચંદ્રકાંત શાહ ★ ગુજરાતના મૂક સેવકોનો જીવનપરિચય

**૧૮. આરોગ્યસાધના :** લેખક : શ્રી. કાન્તિલાલ શાહ ★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન

## યોજના વિષે માહિતી

- યોજનાનાં દરેક પુસ્તકની છૂટક કિંમત **દસ આના** છે.
- આ શ્રેણીનાં અઢારે પુસ્તકો માટે અગાઉથી નાણાં મોકલી નામ નોંધાવનારને છૂટક મૂલ્યના કુલ થતા રૂા. ૧૧–૪ ને બદલે **માત્ર રૂા. ૧૦) માં** મળશે. ટપાલરસ્તે મંગાવવા ઇચ્છનારે રૂા. ૧–૮ વધુ એટલે કુલ ૧૧–૮ મોકલવા.
- 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને આ શ્રેણીનું પહેલું પુસ્તક **'પ્રકાશનાં પગલાં'** મોકલી અપાયું છે. એટલે 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકો પૈકી જેમને આ શ્રેણીના ગ્રાહક થવું હશે, તેમને એ પુસ્તકની માળાના હિસાબે થતી કિંમતના રૂા. ૦–૮ બાદ કરીને રૂા. ૯–૮ તથા ૧–૮ ટપાલખર્ચનો મળી કુલ રૂા. ૧૧–૦ મોકલી આપવા.
- પ્રથમનાં છ પુસ્તકો તૈયાર થયાં છે; અને તે ગ્રાહક થતાંની સાથે જ મળશે–મોકલી અપાશે; તેમ જ બાકીનાં તૈયાર થશે, તેમ તેમ છ છ પુસ્તકો એકસાથે મોકલી અપાશે.

વધુ વિગત માટે લખોઃ—

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

**ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, અમદાવાદ અને**

**કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે–મુંબઈ–૨**